ડૉ. બાબાસાહેબ

# આંબેડકર

## સંપૂર્ણ અક્ષરદેહ

ગ્રંથ : ૧૧

ઈસ્ટ ઈન્ડિયા કંપનીનો વહીવટ અને
નાણાંકીય બાબતો



# ડૉ. બાબાસાહેબ આંબેડકર

## સંપૂર્ણ અક્ષરદેહ

## ગ્રંથ : ૧૧

## ઈસ્ટ ઈંડિયા કંપનીનો વહીવટ અને નાણાકીય બાબતો




*M. K. Parmar*
M.A.M.Phil
Managing Editor
Dr. Ambedkar foundation
Ministry of Social Welfare New Delhi.

1. New Niranjannagar, Behind Bhimraonagar, Near Kalapinagar,
Ahmedabad - 380 016. Ph. : (079) R - 373032



પ્રકાશક :

ડો. આંબેડકર ફાઉન્ડેશન, કલ્યાણ મંત્રાલય
ન્યુ દિલ્હી અને
રમતગમત, યુવા અને સાંસ્કૃતિક પ્રવૃતિ વિભાગ
ગુજરાત રાજ્ય : ગાંધીનગર

૧૯૯૮



# ડૉ. બાબાસાહેબ આંબેડકર

એમ.એ. એમ.એસ.સી. પી.એચ.ડી. (કોલંબિયા) ડી.એસ.સી. (લંડન)
એલ.એલ.ડી. (કોલંબિયા) ડી.લીટ્. (ઓસ્માનીયા) બાર.એટ.લૉ. (લંડન)

જન્મ : ૧૪ એપ્રિલ, ૧૮૯૧ પરિનિર્વાણ : ૬ ડીસેમ્બર, ૧૯૫૬

# અરાજકતાનું વ્યાકરણ

આપણા સામાજિક અને આર્થિક ધ્યેયો બંધારણીય માળખામાં રહી પરિપૂર્ણ કરવા જોઈએ. નાગરીકો દ્વારા કાયદાનું ઉલ્લંઘન અસહકાર, હઠાગ્રહ, સત્યાગ્રહ વગેરે ગેરબંધારણીય માર્ગોને બંધ કરવા જોઈએ. જ્યારે આર્થિક અને સામાજિક માળખાને સમૃદ્ધ બનાવવા કોઈ બંધારણી, ઉપાયો ન હોય ત્યારે જ ન્યાયિક રીતે બંધારણને ઉવેખ્યા વિના સામાજિક અને આર્થિક ધ્યેયો પાર પાડવા જોઈએ. પરંતુ જ્યારે બંધારણીય ઉપાયો અને ઉદ્દેશ્યો નજર સમક્ષ હોય ત્યારે ગેરબંધારણીય રીતો અપનાવવી ન જોઈએ. આ ગેરબંધારણીય રીતો એ અરાજકતાનું વ્યાકરણ છે. તેથી દેશને સમૃદ્ધ બનાવવા આવી અરાજકતા ફેલાવે તેવી રીતરસમો છોડી દેવી પડશે.

**ડૉ. બી. આર. આંબેડકર.**

૨૫ નવેમ્બર ૧૯૪૯

બંધારણ સભામાં આપેલ પ્રવચનમાંથી

સલાહકાર

માનનીય શ્રી ૧. મેનકા ગાંધી
કલ્યાણ મંત્રી, ભારત સરકાર.

૨. શ્રી કેશુભાઈ પટેલ
મુખ્યમંત્રી, ગુજરાત રાજ્ય.

૩. શ્રી મહેન્દ્ર ત્રિવેદી
મંત્રી, રમતગમત યુવા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ
ગુજરાત રાજ્ય.

૪. શ્રી ડી. કે. મનાવલન
સચિવ, કલ્યાણ મંત્રાલય.

૫. એચ. આર. ભીમાશંકર (આઈ.આર.એસ.)
નિયામક, ડૉ. આંબેડકર ફાઉન્ડેશન.

૬. વસંત મુન
પ્રધાન સંપાદક (અંગ્રેજી)

૭. એસ. કે. નંદા
સચિવ, રમતગમત, યુવા અને
સાંસ્કૃતિક પ્રવૃત્તિ વિભાગ.

૮. એમ. કે. પરમાર
મુખ્ય સંપાદક અને સંકલન

**સંકલન (મૂળ અંગ્રેજી)**

શ્રી વસંત મૂન

**અનુવાદક**

એ. ડબલ્યુ. મીર

**પરામર્શકો**

રતિલાલ સાં. નાયક

ડૉ. રમેશચંદ્ર પરમાર

રાજુ સોલંકી

**મુખ્ય સંપાદક અને સંકલન**

એમ. કે. પરમાર

એમ.એ.એમ.ફીલ







# સંદેશ

આર્ષદ્રષ્ટા ડો. બાબાસાહેબ આંબેડકર વર્તમાન યુગના કરૂણામય યુગપુરૂષ હતા. તેમની દષ્ટિમાં નારી નવચેતનાની પ્રતિક છે. તેમજ સમાજના નવનિર્માણમાં નારી પાયાનો પથ્થર છે. નારી અને સમાજની ઉન્નતિ અંગે ડો. આંબેડકરે કહ્યું હતું કે "હું કોઈ પણ સમાજની પ્રગતિનું અનુમાન એ વાતથી કરૂં છું કે એ સમાજની મહિલાઓની સ્થિતી કેવી છે ! નારીની ઉન્નતિ વિના પરિવાર, સમાજ તેમજ રાષ્ટ્રની પ્રગતિના સ્વપ્ન જોવા એ તો રણમાં વહાણ ચલાવવા સમાન છે" અને આ વિધાનને સાર્થક કરવા તેમણે હિન્દુકોડ બીલની રચના કરી અને નારી મુક્તિનો માર્ગ મોકળો કર્યો.

બાબાસાહેબની સમગ્ર વાઙમયમાં નારી ઉત્થાન તેમજ રાષ્ટ્રની સામાજિક, આર્થિક પ્રગતિના દર્શન થાય છે. અમેરિકા અને યુરોપની વિશ્વવિદ્યાલયોમાં તેમની ઉચ્ચશિક્ષા અર્થશાસ્ત્ર, કાયદાશાસ્ત્ર, નૃવંશશાસ્ત્રના શોધકર્તાના રૂપમાં થઈ હતી. વર્તમાન યુગમાં બાબાસાહેબના આર્થિક વિચારો રાષ્ટ્રની પ્રગતિમાં સીમાચિહ્ન સમાન છે.

ડો. આંબેડકર ફાઉન્ડેશન, બાબાસાહેબના વાઙમયને હિંદી, ગુજરાતી તેમજ અન્ય ભારતીય ભાષાઓમાં પ્રકાશિત કરે છે. તેનું સમગ્ર ભારત અને વિશ્વમાં સ્વાગત થયેલ છે. આ શૃંખલામાં ડો. બાબાસાહેબ આંબેડકર સંપૂર્ણ અક્ષર દેહ ગ્રંથ નંબર ૧૧ થી ૧૭ સુજ્ઞ વાંચકોને સમર્પિત કરતા આનંદની લાગણી વ્યકત કરૂં છું.

આ મહાકાર્યમાં જોડાયેલા અનુવાદકો, પરામર્શકો અને સંકલનકારોનું હું અભિવાદન કરૂં છું.

**મેનકા ગાંધી**

**કલ્યાણ મંત્રી, ભારત સરકાર**







# સંદેશ

ભારતના બંધારણના ઘડવૈયા અને દલિતોના ઉદ્ધારક ડૉ. બાબા સાહેબ આંબેડકર આ સદીની એક વિરલ વ્યક્તિ હતા. ડૉ. બાબાસાહેબ આંબેડકરની દઢ માન્યતા હતી કે શિક્ષણ દ્વારા વ્યક્તિ વિકાસ અને સામાજિક ક્રાંતિ દ્વારા સમાનતા, સ્વતંત્રતા અને બંધુતાના પાયા પર રાષ્ટ્રનું નવનિર્માણ થઈ શકશે.

ડૉ. બાબાસોહબ આંબેડકર ફાઉન્ડેશન દ્વારા પ્રસિદ્ધ થયેલ બાબાસાહેબના વિધ્વતાપૂર્ણ લખાણનું હિંદી, ગુજરાતી અને અન્ય ભાષાઓમાં ભાષાંતર કરી, પ્રજા સુધી પહોંચાડવાનું કાર્ય ખૂબ મહત્વનું છે. "ડૉ. બાબાસાહેબ આંબેડકર સંપૂર્ણ અક્ષરદેહ ગ્રંથ નં. ૧૧ ઈસ્ટ ઈંડિયા કંપનીનો વહીવટ અને નાણાકીય બાબતો" ગુજરાતી ભાષામાં પ્રકાશિત થાય છે ત્યારે હું આનંદની અને ધન્યતાની લાગણી અનુભવું છું. ગુજરાતી ભાષામાં આ પ્રકાશનોનો ઉમેરો થતા સામાજિક સદ્‌ભાવના અને ન્યાયની પ્રક્રિયાને અવશ્ય વેગ મળશે.

આ ભગીરથ કાર્યમાં જે અનુવાદકો, સંકલનકારો અને પરામર્શકારોએ તેમની વિધ્વતાનો લાભ આપ્યો છે તે સૌની જહેમત અભિનંદનને પાત્ર છે. આ ગ્રંથના મુખ્ય સંપાદક શ્રી એમ. કે. પરમારે જે નિષ્ઠાથી કાર્ય પાર પાડ્યું છે તેને હું બિરદાવું છું.

હું આશા રાખું છું કે આ પ્રકાશનોને વ્યાપક લોક આવકાર મળશે.

**કે. સ. પટેલ**
**કેશુભાઈ પટેલ**
**મુખ્યમંત્રી, ગુજરાત રાજ્ય**







# આવકાર

ડૉ. બાબાસાહેબ આંબેડકર બહુમુખી પ્રતિભા ધરાવતા હતા. તેઓ વિદ્વાન અર્થશાસ્ત્રી, નૃવંશશાસ્ત્રી, ધારાશાસ્ત્રી, વિદ્વાન લેખક, પ્રખર રાષ્ટ્રભક્ત અને સામાજિક નવચેતનાના પ્રહરી હતા.

બ્રિટિશરોએ તેમના શાસન દરમ્યાન ભારતવર્ષના આર્થિક રીતે હાલ-બેહાલ કર્યા હતા. તેનો તાદ્દશ્ય ચિતાર તેમના શોધ નિબધોમાં આલેખેલ છે. તેમજ અસ્પૃશ્યતા નિવારણ, સામાજિક ન્યાય, દલિતોદ્ધાર, નારી સન્માન. જાતિપ્રથા, વર્ણવ્યવસ્થા, રાષ્ટ્રની આર્થિક, સામાજિક રાજકીય ઉન્નતિ વગેરે વિષય પર તેમણે ઊંડું ખેડાણ કરેલ છે.

મૂળ અંગ્રેજી વોલ્યુમ ૬માંથી ગુજરાતી ગ્રંથ નં. ૧૧ ''ઈસ્ટ ઈન્ડિયા કંપનીનો વહીવટ અને નાણાકીય બાબતો'' ગુજરાતીમાં ભાષાંતર કરી, ગુજરાતની પ્રજાના કરકમળોમાં મુકતાં હું હર્ષ અને આનંદની લાગણી અનુભવું છું.

વિદ્વાન અનુવાદકો, પરામર્દર્શકો, સંકલનકારોએ ખૂબ જ મહેનત કરી આ ગ્રંથોના પ્રકાશનમાં જે ફાળો આપેલ છે તે સહારનીય છે. તેમજ આ ગ્રંથોના મુખ્ય સંપાદક અને સંકલનકાર શ્રી એમ. કે. પરમારે આ ગ્રંથોના પ્રકાશનમાં ખૂબ જ મહેનત કરેલ છે તેને આ તબક્કે બિરદાવું છું.

**મહેન્દ્ર ત્રિવેદી**

મંત્રી

રમતગમત યુવા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિ

ગુજરાત રાજ્ય

# બે બોલ

ડૉ. બાબાસાહેબ આંબેડકર સ્વપ્નદ્રષ્ટા હતા. તેમનું સમગ્ર જીવન સદીઓથી શોષિત પીડિત અને દલિતોના સામાજિક આર્થિક અને શૈક્ષણીક ઉત્થાન માટે સમર્પિત હતું. તેમણે સમાજમાં પ્રવર્તમાન રૂઢિચુસ્ત માન્યતાઓ અને વિષમતાઓને સમુળી નષ્ટ કરી સામાજિક ન્યાય અને દલિતોને અધિકારો અપાવવા માટે આજિવન સંઘર્ષ કર્યો.

ડૉ. બાબાસાહેબના સામાજિક નવચેતના અને આર્થિક વિચારોને સાકાર કરવા માટે ભારત સરકારે ડૉ. બાબાસાહેબ આંબેડકર ફાઉન્ડેશનની સ્થાપના કરી છે. આ ફાઉન્ડેશન નીચે દર્શાવેલ મુખ્ય યોજનાઓને કાર્યાન્વિત કરવા કૃતસંકલ્પ છે.

૧. ડૉ. આંબેડકર રાષ્ટ્રીય પુસ્તકાલય

૨. ડૉ. આંબેડકર રાષ્ટ્રીય પુરસ્કાર

૩. ડૉ. આંબેડકર ચેર્સ (યુનિર્વસિટી) ની સ્થાપના

૪. ડૉ. આંબેડકર વિદેશ સ્કોલરશિપ

૫. ડૉ. આંબેડકરના સંપૂર્ણ વાઙ્મયનું ભારતીય ભાષાઓમાં પ્રકાશન

૬. હિંદી અને અંગ્રેજીમાં ત્રિમાસીક ''ડૉ. આંબેડકર ફાઉન્ડેશન પત્રિકા'' નું પ્રકાશન

૭. ડૉ. આંબેડકર આંતરરાષ્ટ્રીય પુરસ્કાર

૮. ડૉ. આંબેડકર રાષ્ટ્રીય સ્મારક (૨૬, અલપુર રોડ, દિલ્હી) ની સ્થાપના

ગુજરાતી ભાષામાં ડૉ. બાબાસાહેબ આંબેડકર સંપૂર્ણ અક્ષરદેહ ગ્રંથ નંબર ૧૧ થી ૧૭ ના પ્રકાશનથી ફાઉન્ડેશન આનંદના સહભાગી બને છે. અને તેના મુખ્ય સંપાદક અને સંકલનકાર શ્રી એમ. કે. પરમાર તથા અનુવાદકો પરામર્ષકો અને સંપાદકો સન્માનને પાત્ર છે.

**ડી. કે. મનાવલન**

સચિવ, ડૉ. આંબેડકર ફાઉન્ડેશન

# પ્રકાશકીય

અત્યંત આનંદની વાત છે કે ''ડૉ. બાબાસાહેબ આંબેડકર સંપૂર્ણ અક્ષરદેહ'' ગુજરાતી ભાષામાં પ્રકાશિત થયેલ બધા જ ગ્રંથોનું શુજ્ઞ વાંચકોએ સ્વાગત કર્યું છે.

આ શ્રુંખલામાં ડૉ. બાબાસાહેબ આંબેડકર સંપૂર્ણ અક્ષરદેહ ગ્રંથ નં ૧૧ થી ૧૭ (અંગ્રેજી વોલ્યુમ ૬ ૭ ૮ ૯) વિદ્વાન વાંચકોને સમર્પિત કરતા હું આનંદની લાગણી અનુભવું છું.

આ ગ્રંથોમાં (૧) ઇસ્ટ ઇંડિયા કંપનીનો વહીવટ અને નાણાકીય બાબતો (૨) રૂપિયાની સમસ્યા (૩) શૂદ્રો કોણ હતા ? અને ભારતીય આર્યોના સમાજમાં તેઓ ચોથી વર્ણમાં કેવી રીતે સમાયા !

(૪) અસ્પૃશ્યો કોણ હતા ? અને તેઓ અસ્પૃશ્યો કેવી રીતે બન્યા ?

(૫) પાકિસ્તાન અને હિન્દના ભાગલા (૬) કોંગ્રેસ અને ગાંધીજીએ અસ્પૃશ્યો માટે શું કર્યું ? (૭) ગાંધીજી અને અસ્પૃશતા નિવારણ વગેરે વિષયો પર ડૉ. બાબાસાહેબ આંબેડકરે પ્રકાશ પાડેલાં છે.

અંતમાં વિદ્વાન સંપાદકો, અનુવાદકો પુનરીક્ષકો તથા અન્ય સહયોગીઓનો આભાર માનું છું અને તેમાં વિશેષ કરીને મુખ્ય સંપાદક અને સંકલનકાર શ્રી. એમ. કે. પરમારે સખત મહેનત કરી આ ગ્રંથોનું પ્રકાશન કરેલ છે. તે ગણનાપાત્ર છે. મને પૂર્ણ વિશ્વાસ છે કે ઉપરોક્ત ગ્રંથોનું પૂર્વવત સ્વાગત થશે.

**એચ. આર. ભીમાશંકર**
**નિયામક**
**ડૉ. આંબેડકર ફાઉન્ડેશન**

# સંપાદકીય

વીસમી સદીના બીજા દસકામાં ડૉ. બાબાસાહેબ આંબેડકરે અમેરિકા અને યુરોપમાં અર્થશાસ્ત્રના વિષયમાં ઊંડી શોધ કરી. તેમના શોધ નિબંધોની સમગ્ર વિશ્વના અર્થશાસ્ત્રના પંડિતોએ ભરપેટ વખાણ કર્યા.

આ ગ્રંથ અંગ્રેજી વોલ્યુમ ૬ નો પૂર્વાધ છે. જેમાં બાબાસાહેબે બે શોધ નિબંધ લખ્યા છે. ૧. ઇસ્ટ ઇંડિયા કંપનીનો વહીવટ અને નાણાકીય બાબતો તથા બ્રિટિશ ભારતમાં પ્રાંતિય આર્થિક વ્યવસ્થાનો વિકાસ સામેલ છે. પહેલા શોધ નિબંધમાં ઇસ્ટ ઇંડિયા કંપનીની સર્વોચ્ચ રાજનીતિક સત્તા, તેમજ આર્થિક વ્યવસ્થાનું ખૂબ જ ઊંડાણપૂર્વક અધ્યયન કરવામાં આવેલ છે. આ નિબંધમાં ઇસ્ટ ઇંડિયા કંપનીએ પોતાના વ્યાપારી હીતોને વધારી, સાથે સાથે આર્થિક હીતોને વધુ મહત્ત્વ આપી, ભારતમાં આર્થિક શોષણની પ્રક્રિયા ને ચાલુ રાખી હતી. આ નિબંધ કંપની સરકારના નાણાકીય હીતો સંબંધી તેમજ અત્યાચારી શાસન અને તેની નીતિઓનું સંક્ષીપ્ત પરંતુ ક્રમબદ્ધ વિશ્લેષણ કર્યું છે. બીજો શોધ નિબંધ ભારતમાં પ્રાંતિય અર્થ-વ્યવસ્થાના વિકાસનું પૂર્ણ અધ્યયન કરે છે. આ શોધ નિબંધમા તાજના શાસનમાં ભારતની આર્થિક વ્યવસ્થાનો ઇતિહાસ, તેની પરંપરા અને વિકાસનું વિશ્લેષણ કરવામાં આવ્યું છે.

બાબાસાહેબ આંબેડકર સામાજિક વિજ્ઞાનના પ્રણેતા, અર્થશાસ્ત્રી અને લોકનાયકના રૂપમાં ભારતીય સમાજના હૃદયમાં વણાઈ ગયેલ છે. આ શોધ નિબંધમાં તેઓની અર્થશાસ્ત્રી તરીકેની વિલક્ષણ છબી બહાર આવે છે.

આ ગ્રંથના સફળ પ્રકાશન માટે ભારત સરકારનું સમાજ કલ્યાણ મંત્રાલય, ડૉ. આંબેડકર ફાઉન્ડેશન તેમજ ભાષાંતકાર, પરામર્શકો, સંકલનકાર અને રમતગમત યુવા અને સાંસ્કૃતિક વિભાગનાં બધા જ સહયોગીઓને સક્રિય સહયોગ આપવા બદલ હું તેમનો આભાર માનું છું.

*એમ. કે. પરમાર*
મુખ્ય સંપાદક અને સંકલનકાર

# અનુક્રમણિકા

*ઈસ્ટ ઈંડિયા કંપનીનો વહીવટ અને નાણાકીય બાબતો*


સંદેશ

આવકાર

બે બોલ

પ્રકાશકીય

સંપાદકીય

| અનુક્રમ નંબર | વિષય | | પૃષ્ઠ |
|---|---|---|---|
| **ઈસ્ટ ઈંડિયા કંપનીનો વહીવટ અને નાણાકીય બાબતો** | | | ૧ |
| **એડવીન આર. એ. સેલીમન : પ્રસ્તાવના** | | ... | ૫૧ |
| **વિષયપ્રવેશ** | | ... | ૫૮ |
| | **ભાગ-૧ : પ્રાંતીય નાણાતંત્ર બાબતો : તેનું મૂળ** | | ૬૩ |
| પ્રકરણ ૧ | શાહીવ્યવસ્થા તેનો વિકાસ અને પડતી | ... | ૬૪ |
| પ્રકરણ ૨ | સંસ્થાનવાદ વિરૂદ્ધ સમવાયતંત્ર | ... | ૮૯ |
| પ્રકરણ ૩ | સમાધાન | ... | ૧૦૧ |
| | **ભાગ-૨ : પ્રાંતીય નાણાતંત્ર : તેનો વિકાસ** | | ૧૧૫ |
| પ્રકરણ ૪ | સોંપણી દ્વારા અંદાજપત્ર ૧૮૭૧-૭૨ થી ૧૮૭૬-૭૭ | ... | ૧૧૬ |
| પ્રકરણ ૫ | નાણાકીય જોગવાઈઓ દ્વારા અંદાજપત્ર ૧૮૭૭-૭૮ થી ૧૮૮૧-૮૨ | ... | ૧૪૦ |
| પ્રકરણ ૬ | મહેસૂલના ભાગલા દ્વારા અંદાજપત્ર ૧૮૮૨-૮૩ થી ૧૯૨૦-૨૧ | ... | ૧૬૨ |

**ભાગ-૩ - પ્રાંતીય નાણાતંત્ર : તેનું માળખું** ૨૦૭

પ્રકરણ ૭ પ્રાંતીય નાણાતંત્રની મર્યાદાઓ ... ૨૦૮

પ્રકરણ ૮ પ્રાંતીય નાણાતંત્રનું સ્વરૂપ ... ૨૨૪

પ્રકરણ ૯ પ્રાંતીય નાણાતંત્રની સત્તામાં વધારો ... ૨૪૩

**ભાગ-૪ - હિંદ સરકારના ૧૯૧૯ના કાયદા હેઠળનું પ્રાંતીય નાણાતંત્ર** ૨૫૫

પ્રકરણ ૧૦ પુનર્રચના માટેની જરૂરીયાત ... ૨૫૬

પ્રકરણ ૧૧ ફેરફારનું સ્વરૂપ ... ૨૭૭

પ્રકરણ ૧૨ પરિવર્તનની આલોચના ... ૩૧૯

શબ્દસૂચિ ... ૩૫૭

# ઈસ્ટ ઈન્ડિયા કંપનીનો વહીવટ
# અને નાણાકીય બાબતો

લેખક

**ભીમરાવ આર. આંબેડકર**

માસ્ટર ઑફ આર્ટસ (M.A.) ની પદવી માટેની આવશ્યકતાઓની

અંશતઃ પરિપૂર્તિ રૂપે કરેલી રજૂઆત

૧૫ મે ૧૯૧૫

આં.-૧૧-૧

## ઋણ સ્વીકાર

નામદાર યુ.કે. સરકાર; યુ.એસ.એ., ન્યૂયોર્કની કોલંબિયા યુનિવર્સિટિ, યુ.કે.ની લંડન સ્કૂલ ઑફ ઇકોનોમિક્સ એન્ડ પૉલિટિકલ સાયન્સ, મુંબઈની રિઝર્વ બેંક ઑફ ઇન્ડિયાનું ગ્રંથાલય, મુંબઈ ધારાસભાનું ગ્રંથાલય, મુંબઈ વિશ્વવિદ્યાલય ગ્રંથાલય, નાગપુરની ડૉ. આંબેડકર સંશોધન સંસ્થા, પુણેનું ગોખલે ઇન્સ્ટિટ્યૂટ ઑફ રાજ્યશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર, સિદ્ધાર્થ કોલેજ ગ્રંથાલય, મુંબઈ.

# ઈસ્ટ ઈન્ડિયા કંપનીનો વહીવટ અને નાણાંકીય બાબતો

આ સંશોધન લેખની નકલ ઈતિહાસ વિભાગ વોશિંગ્ટન યુનિવર્સિટિ યુ.એસ.એ. ના ડો. ફ્રેંન્ક એફ. કોલોન કોલંબિયા યુનિવર્સિટિ પાસેથી મેળવી ૧૯૭૯માં ડો. આંબેડકર સંશોધન સંસ્થા નાગપુરના શ્રી વસંત મુનને ભેટ આપી.

તેમના કબજા અને માલિકીના આ અપ્રકાશિત સંશોધન લેખને પ્રકાશિત કરવાની મંજૂરી આપવા બદલ બદલ સંપાદકો યુ.એસ.એ.ની કોલંબીયા યુનિવર્સિટિના ઋણી છે. મહારાષ્ટ્ર સરકારને આ સંશોધન છપાવવા તથા ડો. આંબેડકર સંશોધન સંસ્થા નાગપુરને ઉદારતાપૂર્વક મદદ કરવાના ઉમદા કાર્ય બદલ ડો. કોલોનના પણ આભારી છે.

## ૧.

ઐતિહાસિક વિષયની પ્રક્રિયા તપાસવા સિવાય પણ ઈસ્ટ ઈન્ડિયાં કંપનીના વહીવટનું વર્ણન નીચે મુજબ થઈ શકે.

I. **માલિકોની સભા** "ઈસ્ટ ઈન્ડિયાની પૂંજીની ચોક્કસ રકમ ધરાવતા શેરહોલ્ડરોની સભા પોતાનામાંથી જ મતદાન દ્વારા ચોક્કસ સંખ્યામાં (૨૪) પ્રતિનિધિઓ ચૂંટી કાઢતી હતી. તેમનામાં વિશ્વાસ ધરાવતી, કે તેમના ઉપર ચાંપતી નજર રાખતી અને મર્યાદિત નિયંત્રણો પણ ધરાવતી તેમ છતાં ઈંગ્લેન્ડ અને હિંદના હિત માટે સહાયરૂપ પગલાં ભરવાની આ પ્રતિનિધિઓને સત્તા આપતી હતી."

આ સભામાં બેઠક અને મતની ગોઠવણ નીચે પ્રમાણે હતી :

૫૦૦ પાઉન્ડની થાપણ ધરાવનાર માલિકને આ સભામાં એક બેઠકનો હક હતો.

૧૦૦૦ પાઉન્ડની થાપણ ધરાવનાર થાપણદારને આ સભામાં એક મતનો હક રહેતો.

૩૦૦૦ પાઉન્ડની થાપણ ધરાવનાર થાપણદારને આ સભામાં ૨ (બે) મતનો હક હતો.

૬૦૦૦ પાઉન્ડની થાપણ ધાવનાર થાપણદારને આ સભામાં ૩ (ત્રણ) મતનો હક હતો.

૧૦,૦૦૦ થી ૧,૦૦,૦૦૦ પાઉન્ડ અને તેથી વધારે થાપણ ધરાવનાર થાપણદારને આ સભામાં ૪ મતનો હક હતો.

આ ઉપરાંત થાપણ મતદાન પહેલા ઓછામાં ઓછા એક વર્ષ માટે જમા કરાવેલ હોવી જોઈએ. મતદાનનો મુખત્યાર બીજાને આપી શકાતો ન હતો અને સગીરને મતદાન માટે યોગ્ય ગણવામાં આવતા ન હોતા.

મતદાતાઓમાં અમીર, આમ સભાસદ, સ્ત્રીઓ, પાદરી, અને રાજા તથા કંપનીના વહીવટી તથા લશ્કરી અધિકારીઓનો સમાવેશ થતો હતો.

સભાની મુદત ત્રૈમાસિક હતી, માર્ચ, જૂન, સપ્ટેમ્બર, ડીસેમ્બર. નવ સક્ષમ થાપણદારો સભાની વધારાની બેઠક બોલાવવા પૂરતા હતા. સ્પીકર હોદ્દાની રૂએ

બેઠકનું પ્રમુખપદ સંભાળતા હતા. અને સંમતિની જેમાં જરૂરિયાત હોય તેવી દરેક દરખાસ્તો લાવતા હતા. અને કંપનીના લેવડ-દેવડના હિસાબો સભ્ય આગળ રજૂ કરતા હતા.

**સભાને નીચે મુજબ સત્તાઓ હતી.**

(૧) સંચાલકોની સભાના સભ્ય તરીકે લાયક વ્યક્તિની ચૂંટણી કરવી.

(૨) સંસદીય નિયંત્રણોની મર્યાદાઓમાં રહી કંપનીના મૂડી રોકાણ ઉપર ડિવિડન્ડ જાહેર કરવું.

(૩) ઈસ્ટ ઈન્ડિયા કંપનીના વહીવટને અવરોધરૂપ પેટાકાયદાઓને સંસદના કાનૂનમાં સંઘર્ષ ઊભો ન થાય તે રીતે રદ કરવા, તેમાં ફેરફાર કરવો અથવા નવા પેટાકાયદા ઘડવા.

(૪) પગાર કે નિવૃત્તિ વેતનમાં વર્ષે ૨૦૦ પાઉન્ડની ઉપર કે અનુદાનમાં ૬૦૦ પાઉન્ડની ઉપર થતા વધારાનું નિયંત્રણ કરવું.

(૫) સારી સેવાના વળતર રૂપે નાણાંકીય બક્ષિસ આપવી.

**(II) નિયામકોની સભા**

તે ચોવીસ (૨૪) સભ્યોની બનેલી હતી. મતદાન કરી શકે તેવા સક્ષમ થાપણદારો દ્વારા તેની ચૂંટણી થતી હતી. નિયામકોની સભાના ઉમેદવાર નીચેની લાયકાત ધરાવતા હોવા જોઈએ :

(૧) તે ગ્રેટ બ્રિટનનો કુદરતી રીતે અથવા નાગરિક હક પ્રાપ્ત કરેલ પ્રજાજન હોવો જોઈએ.

(૨) તેની થાપણ ૨૦૦૦ પાઉન્ડ હોવી જોઈએ. (કેટલા સમયથી મુકી તે અગત્યનું નથી)

(૩) તે બેંક ઓફ ઈંગ્લેન્ડનો અથવા સાઉથ સી કંપનીનો નિયામક હોવો જોઈએ નહિ.

(૪) સભાના સભાસદ થયા પછી બે વર્ષ માટે તે ઈંગ્લેન્ડનો રહેવાસી હોવો જોઈએ.

(૫) તેની ચૂંટણીની દરખાસ્ત પહેલાના બે વર્ષ દરમિયાન તે કંપનીની સેવામાં દરિયાઈ વહીવટના કોઈ પદ ઉપર હોવો જોઈએ નહિ.

(૬) નિયામકની ચૂંટણીમાં પોતાને માટે અથવા બીજાને માટે મત મેળવવા સીધી અથવા આડકતરી રીતે કોઈ પણ દાવા અથવા બહાના હેઠળ પ્રયત્ન કરેલ હોવો જોઈએ નહિ.

(૭) તેણે પ્રતિજ્ઞા લેવી જોઈએ કે તે :

(અ) કોઈ ખાનગી વેપાર કરશે નહિ.

(બ) ખાનગી વ્યક્તિ તરીકે જ કંપની સાથે સંબંધ ધરાવશે.

(ક) તાજની નીચે વળતર મળે તેવી કોઈ નોકરી કે પદ સંભાળશે નહિ.

વિવિધ કાર્યો યોગ્ય રીતે કરી શકાય તે માટે સભાને અનેક સમિતિમાં વહેંચી દેવામાં આવી હતી. અને દરેકને જુદા જુદા કાર્યો આપવામાં આવ્યા હતા. સમિતિઓ આ પ્રમાણે હતી :

| | |
|---|---|
| (૧) ગુપ્ત સમિતિ. | (૮) ખરીદ સમિતિ |
| (૨) પત્રવ્યવહાર સમિતિ | (૯) વખાર સમિતિ |
| (૩) તિજોરી સમિતિ | (૧૦) ઈંડીયા હાઉસ સમિતિ |
| (૪) લશ્કરી ટુકડીઓ અને કોઠાર સમિતિ | (૧૧) વહાણવટા સમિતિ |
| (૫) કાયદાકીય કાર્યવાહી સમિતિ | (૧૨) ખાનગી વ્યાપાર સમિતિ |
| (૬) લશ્કર કાર્યવાહી સમિતિ | (૧૩) મુલકી કોલેજ |
| (૭) હિસાબી સમિતિ | (૧૪) લશ્કરી કોલેજ |

કારકુનો, કેડેટો અને સહાયક સર્જન જેવી નિમણૂંકો નિયામકો દ્વારા થતી હતી. કંપની માટે નાણાકીય દૃષ્ટિએ માત્ર ભારરૂપ એવી બે કોલેજોના સ્નાતકોમાંથી મુલકી અને લશ્કરી સેવાઓમાં ભરતી કરવામાં આવતી હતી.

**(III) હિંદની બાબતો માટે સનદી અધિકારીઓનું બોર્ડ. (બોર્ડ ઑફ કન્ટ્રોલ)**

બોર્ડના અધિકારો નીચે મુજબ છે :

(૧) "ઈસ્ટ ઈન્ડીઝમાં આવેલ બ્રિટિશ હકુમત હેઠળના તમામ વિસ્તારો અને વેપારીઓની યુનાઈટેડ કંપનીની વિવિધ બાબતો ઉપર નિયંત્રણ અને દેખરેખ."

(૨) "ઈસ્ટ ઈન્ડીઝમાં બ્રિટિશ હકૂમત હેઠળના વિસ્તારોમાં નાણાકીય,

અથવા મુલકી કે લશ્કરી વહીવટ સાથે સંકળાયેલ બધા જ કાર્યો, લશ્કરી ગતિવિધિઓ અને સંબંધિત બાબતો ઉપર હવે પછી દર્શાવેલ રીતે દેખરેખ રાખવી.''

સદર યુનાઈટેડ કંપનીના દારૂગોળાના ભંડારોમાં અનુકૂળ સમયે બોર્ડના દરેક સભ્ય જઈ શકે છે. અને તે વિષે તેમની જરૂરી એવી નકલો કે ઉતારાઓ તેમને આપવામાં આવશે. નિયામકોની સભાને સૂચના આપવામાં આવી છે કે આ સભાની બેઠક પછીના આઠ દિવસની અંદર મુલકી અથવા લશ્કરી શાસન અથવા મહેસૂલીના ઈસ્ટ ઈન્ડીઝમાંના બ્રિટિશ હકૂમત હેઠળના વિસ્તારોને લગતા અહેવાલો, હુકમ, ઠરાવો તેમજ કંપનીના માલિકોની સામાન્ય અથવા વિશિષ્ટ સભાની તથા નિયામકોની સભાની અન્ય કાર્યવાહીની નોંધ અને નકલ આ બોર્ડને રજૂ કરવા તદ્ઉપરાંત જે ઈસ્ટ ઈન્ડીઝના નોકરો તરફથી મળતી રવાનગીની નકલો, બ્રિટિશ હકૂમત હેઠળના મુલકી અને લશ્કરી શાસન અથવા મહેસૂલને લગતા નિયામકોની સભા તરફથી ઈસ્ટ ઈન્ડીઝમાં કંપનીના નોકરોને મોકલવાના પત્રો, હુકમો, અને સૂચનાઓની નકલો મોકલવી; નિયામકોની સભા ઈસ્ટ ઈન્ડીઝની બ્રિટિશ હકૂમત હેઠળના વિસ્તારોના મુલકી અથવા લશ્કરી શાસન અને મહેસૂલને લગતાં બોર્ડ તરફથી વખતો વખત મળતા હુકમો અને સુચનાઓને વફાદાર રહેશે અને આ હુકમો તથા સુચનો તેમને બંધનકર્તા રહેશે.''

''જ્યારે નિયામકોની સભા, બોર્ડ સમક્ષ માંગણી મુકવાના ચૌદ દિવસની અંદર કોઈપણ વિષયની રવાનગીની બાબતો મોકલવામાં નિષ્કાળજી દર્શાવશે ત્યારે, બોર્ડ, ઈસ્ટ ઈન્ડીઝની બ્રિટિશ સરહદી માલિકીના વિસ્તારોના મુલકી અથવા લશ્કરી શાસનને લગતાં હુકમો કે સુચનો (પહેલાં દર્શાવ્યા મુજબ, નિયામકો તરફથી મળવાપાત્ર રવાનગીની નકલોની રાહ જોયા વગર) પહેલાં દર્શાવ્યા મુજબ, કોઈપણ શાસન અથવા ઈલાકાને મોકલશે તે કાયદાકીય ગણાશે. નિયામકો દ્વારા સભાને જ્યાં સુધી હુકમો અને સૂચનાઓની બાબતમાં રજૂઆત કરવામાં ના આવે ત્યાં સુધી, તેઓ રવાનગીની બાબતોને (તેમની યોગ્ય દિશામાં) શાસન અને ઈલાકાઓ તરફ આગળ વધવા દેશે. બોર્ડ તેમાં ફેરફાર કરશે જે નિયામકોની સભાને મંજૂર અને બંધનકર્તા રહેશે.''

કાર્ય યોગ્ય રીતે થાય તે માટે બોર્ડનું છ વિભાગોમાં વિભાજન કરવામાં આવ્યું હતું. (૧) હિસાબીખાતું (૨) મહેસૂલ વિભાગ (૩) ન્યાયખાતું (૪) લશ્કરી (૫) ગુપ્ત અને રાજકીય બાબતોનું ખાતું (૬) વિદેશને લગતી બાબતો અને જાહેર જનતાને લગતું ખાતું.

હિન્દમાં સ્થાનિક વહીવટનું માળખું નીચે પ્રમાણે હતું : દેશ બંગાળ, મદ્રાસ અને મુંબઈ એમ ત્રણ ઈલાકાઓમાં વહેંચાયેલ હતો, જેના વહીવટી મથકો અનુક્રમે ફોર્ટ વિલીયમ, ફોર્ટ સેન્ટ જ્યોર્જ અને મુંબઈમાં હતા.

પ્રારંભમાં હિંદનો સ્થાનિક સર્વોચ્ચ વહીવટ આ ત્રણ સરકારો વચ્ચે વહેંચવામાં આવ્યો હતો અને તે દરેકનો મોભો એક સરખો હતો. કેન્દ્રીકરણને લક્ષમાં રાખીને, બંગાળના ફોર્ટ વિલીયમના ગર્વનરને હિંદનો સર્વોચ્ચ સ્થાનિક વહીવટ સોંપવામાં આવ્યો હતો, અને તેમને ગર્વનર જનરલ ઑફ ઈન્ડિયા તરીકે ઓળખાવતા હતા જ્યારે બાકીના બંને તેમના તાબેદાર ગણાતા હતા.

ગર્વનર જનરલની નિમણૂક, તાજની મંજૂરીની અપેક્ષાએ, નિયામકોની કચેરી દ્વારા થતી હતી; સૂપ્રીમ કાઉન્સિલ તરીકે ઓળખાતી સભા ગર્વનર જનરલને મદદ કરતી હતી. આ સભા ચાર સભ્યોથી બનેલી હતી. જેમાંના ત્રણ સભ્યો હિંદમાં કંપનીની નોકરીમાં ઓછામાં ઓછા દસ વર્ષથી હોય તે જરૂરી હતું. જ્યારે ચોથા સભ્ય કંપનીની નોકરીમાં હોવા જોઈએ નહિં. હિંદની સેનાના કમાન્ડર ઈન ચીફ (સરસેનાપતિ) હોદ્દાની રૂએ ગર્વનર જનરલના કાર્યાલયના સભ્ય હતા. ૧૮૫૩માં આ પાંચ સભ્યો ઉપરાંત બીજા છ સભ્યો, કે જેઓ ધારાસભાના સભ્યો હોય, તેમનો ઉમેરો કરવામાં આવ્યો જેમને માત્ર બેઠકમાં હાજર રહેવાનો તથા કાયદા અને ઠરાવોના ઘડતરમાં મત આપવાનો અધિકાર હતો. આ છ ધારાકીય સભ્યોમાંથી ચાર મુંબઈ, મદ્રાસ, બંગાળ અને પૂર્વોત્તર પ્રાંતના કંપનીના ઓછામાં ઓછા દસ વર્ષના સનદી નોકર હોવા જોઈએ. બાકીની બે જગ્યાઓ, ચીફ જસ્ટિસ (મુખ્ય ન્યાયાધીશ) અને કલકત્તાની સર્વોચ્ચ અદાલતના બીજા એક ન્યાયાધીશ દ્વારા ભરવામાં આવતી હતી. વિકટોરીયા ખતપત્ર ૯૫, ધારા ૧૬ અને ૧૭ના કલમ ૨૨ પ્રમાણે ગર્વનર જનરલ આ અગિયાર સભ્યોની સભામાં બે નો વધારો કરવાની સત્તા ધરાવતાં

હતાં પણ બળવા સિવાયના સમયમાં આ અધિકારનો ઉપયોગ કરવામાં આવતો નહોતો.

આ સૂપ્રીમ કાઉન્સિલ આમ ગર્વનર જનરલ અને સર સેનાપતિ સાથે છ સભ્યોની બનેલી હતી. જે કાર્યપાલક સરકારનું કાર્ય કરતી હતી. દસ સભ્યો ધારાકીય હેતુઓ સંભાળતા હતાં જ્યારે કોરમ માટે સાત સભ્યોની સંખ્યા પૂરતી ગણાતી હતી.

ગર્વનર જનરલની સત્તાઓ એટલી વિશાળ હતી કે તે લગભગ આપખુદ બની જતો. તે કાઉન્સિલમાં તમામ ખરડાઓ સામે વીટો વાપરી શકતો હતો. એટલું જ નહિં પણ કાઉન્સિલથી સ્વતંત્ર એવા પગલાનું સુચન કરતો અને તેને આગળ પણ વધારી શકતો હતો. દેશી રાજ્યોના એલચી અને અવિધિસરનાં ઈલાકાનાં વરિષ્ઠ અમલદારો ઉપરાંત બધી જ "રાજકીય" નિમણૂકો તેના દ્વારા થતી હતી. પૂર્વોત્તર તથા બંગાળા ઈલાકાના લેફટનન્ટ-ગવર્નર તથા નીચલી કોર્ટોના ન્યાયાધીશોની તે નિમણૂંક કરી શકતો હતો અને પૂર્વોત્તર તથા બંગાળના ઈલાકાની લશ્કરી નિમણૂકોનું પણ નિયંત્રણ કરી શકતો હતો.

તાબાની ચાર સરકારોમાંથી કોઈના ક્ષેત્રમાં ન આવતા હોય તેવા જીલ્લાઓ કાઉન્સિલમાંના ગર્વનર-જનરલના તાબામાં આવતા હતાં અને સંધિ કરાર દ્વારા વચનબદ્ધ થયેલ દેશી રાજ્યો ઉપર પણ તે આવા અધિકાર ધરાવતો હતો. ગર્વનર-જનરલના કર્મચારીગણના ચાર વિભાગ પાડવામાં આવ્યાં હતાં અને દરેક ખાતું એક મંત્રી સંભાળતો હતો. આ નીચે મુજબ હતાં :

(૧) (દેશી રાજ્યોના સંદર્ભમાં) વિદેશ ખાતું.

(૨) ગૃહખાતું - ન્યાય અને મહેસૂલને લગતાં પત્ર વ્યવહારને સંભાળતું ખાતું.

(૩) નાણાં ખાતું

(૪) લશ્કર અથવા સંરક્ષણ ખાતું

આ ઉપરાંત રાજકીય અને નાણાકીય સચિવોનું પોતપોતાનું ખાનગી રવાનગીનું કામ કરતાં ગુપ્ત વિભાગો પણ હતા.

મુંબઈ અને મદ્રાસની તાબેદાર સરકારનો વહીવટ નીચે મુજબ ચાલતો હતો. દરેકને પોતાના ગર્વનર હતા અને ત્રણ સભ્યો (જેમાંનો એક સરસેનાપતિ

હતો) વાળી સભા હતી. નિયામકોની સભા દ્વારા ગર્વનરો તથા સભાસદોની નિમણૂક થતી હતી. બંગાળ અને ઉત્તર પશ્ચિમના ઈલાકાનું શાસન ગવર્નર-જનરલ દ્વારા નીમાયેલા લેફ્ટનન્ટ-ગર્વનરો સંભાળતા હતા. ''સભામાં હિંદના ગવર્નર જનરલની પૂર્વ મંજૂરી સિવાય પગાર, ગ્રેચ્યુઈટી કે ભથ્થાની મંજૂરી આપવાના'' ધારાકીય સત્તાંના અથવા નવું કાર્યાલય સ્થાપવાના અધિકાર તાબેદાર સરકારોને આપવામાં આવતાં નહોતા. કાયદાકીય રીતે આ અત્યંત સખત બાબત જરૂરી હોવા છતાં વ્યવહારમાં તેનો અમલ કરવામાં આવતો નહોતો. ગર્વનર જનરલનું ભારણ ઓછું કરવા માટે સામાન્ય બાબતોનો નિર્ણય ગવર્નર લેતા હતા અને તેનો ત્રૈમાસિક અહેવાલ ઉપલી કચેરીને સુપ્રત કરવામાં આવતો હતો જે આ અહેવાલની ચકાસણી કરી તેને બહાલી આપતી હતી. નિયામકોની સભા સાથે સીધો પત્રવ્યવહાર કરવાનો વિશેષાધિકાર મુંબઈ અને મદ્રાસની સરકારોને મળેલો હતો. અને થયેલ કાર્યવાહીની રૂપરેખા સભા તેમજ હિન્દ સરકારને મોકલવામાં આવતી હતી. કરારબદ્ધ અને કરારબદ્ધ નહિ તેવી મુલકી, લશ્કરી, જળસેના તથા દેવળ સંબંધી સેવાઓ દ્વારા હિંદ સરકારની સાધન સામગ્રી પૂરી પાડવામાં આવતી હતી.

લશ્કરી અને મુલકી સેવા ભરતી માટે ઈસ્ટ ઈન્ડિયા કંપની ઈંગ્લેન્ડમાં (૧) હેઈલ બર્ગ કોલેજ અને (૨) એડિસ કોમ્બે શિક્ષણ સંસ્થા ચલાવતી હતી જેમાં દરેક વિદ્યાર્થી પાછળ વાર્ષિક ૯૬ પાઉન્ડનો ખર્ચ થતો હતો.

બધું જ મહેસૂલ સર્વોચ્ચ હિન્દ સરકારના નામે વસૂલ કરવામાં આવતું હતું અને સર્વોચ્ચ તિજોરીના નામે તબદીલ કરાતું હતું જે તેનો વહીવટ સંભાળતી હતી. મહેસૂલ સંબંધી સ્થાનિક સ્વાયત્તતાને કોઈ અવકાશ નહોતો. એક પ્રાંતની ખાદ્ય બીજા પ્રાંતની પુરાંત દ્વારા પૂરી કરવામાં આવતી હતી અને કોઈપણ એક પ્રાંતના યુદ્ધ સંબંધી દેવા માટે સમગ્ર હિન્દના મહેસૂલને જવાબદાર ગણવામાં આવતું હતું. ટૂંકમાં ફ્રાંસના પ્રાચીન રાજકારભારની જેમ નાણાકીય તથા રાજકીય બંને બાબતોનું સંપૂર્ણપણે કેન્દ્રીકરણ કરવામાં આવ્યું હતું.

માત્ર વહીવટી માળખા માટે આટલું પૂરતું છે. બીજા પ્રકરણ સુધી તેની સમીક્ષા મુલતવી રાખીશું.

હિંદ ઉપર પકડ જમાવવા પશ્ચિમ યુરોપ શા માટે મૃત્યુ સામે ઝઝૂમતી

વ્યક્તિના આવેશથી હોડમાં ઉતર્યું હશે તે છેલ્લા પ્રકરણથી સ્પષ્ટપણે સમજાઈ જશે. શેક્સપીયરના મેકબેથને ગભરાવી મૂકનાર ભૂતાવળના ટોળાં જેવાં આલ્બુકર્કો, બુસીઓ, લેલીઓ, કલાઈવો, માલ્કોમો જેવાં વિવિધ દેશોના વિવિધ સેનાપતિઓના, પોતાના ભાવિ વિષેની કોઈપણ બાબત ભાગ્યે જ જેમના હાથમાં હતી એવા લોકોના દેશ ઉપર કબજો જમાવવા લડતા લશ્કરોને આપણે અનુસર્યા.

## ૨.

વાણિજ્યિક પેઢીમાંથી રાજકીય સર્વોપરીતા પ્રાપ્ત કરવાની પ્રક્રિયાનાં વિકાસને વિસ્તારપૂર્વક જોયા સિવાય, આ પ્રકરણમાં ઈસ્ટ ઈન્ડિયા કંપનીની ખાસ કરીને રાજકીય સર્વોપરીતા અને નાણાંકીય બાબતો વિષે આગળ વધીશું.

આ પહેલાંની આપણી ચર્ચામાંથી દેખાયું હશે કે ઈસ્ટ ઈન્ડિયા કંપની હિન્દ ઉપર સાર્વભૌમ સત્તા જમાવવામાં સફળ થઈ છે તે હકીકતમાં સહેજપણ વિચિત્રતા નથી. જુદા જુદા પ્રાંતોમાં પગદંડો જમાવ્યા પછી તેણે સમગ્ર દ્વિપકલ્પમાં તેની સત્તા જમાવી દીધી અને બ્રિટિશ સરકાર તરીકે જે ઓળખાય છે તેની કાયદાકીય રીતે સ્થાપના કરી. બીજા શબ્દોમાં રાજ્યની સ્થાપના કરી સંયુક્ત રીતે રાજકીય તથા વાણિજ્યિક કાર્યો આગળ વધાર્યા અને સંયુક્ત પ્રવૃત્તિને પરિણામે હિંદમાં કંપનીનો મહેસૂલ સંબંધી વહીવટ એક ગૂંચવાડા રૂપ બાબત બની ગઈ. વાણિજ્યિક અને મહેસૂલી આવકને જુદી પાડવાના કોઈપણ જાતના પ્રયાસ વગર એકબીજામાં ભેળવી દેવામાં આવી હતી. તેથી નાણાકીય બાબતોના કોઈપણ અભ્યાસીએ, ૧૮૧૪માં પૂરા થતાં સમય કે જ્યારે કંપનીને પાર્લામેન્ટના કાયદાથી નાણાકીય અને વાણિજ્યિક હિસાબો જુદાં રાખવાની ફરજ પાડવામાં આવી, ત્યાં સુધી આગળ વધી જવું પડશે.

આ સાવધાની સાથે આપણે મહેસૂલના વિભાગોની ચર્ચા કરીશું.

### (૧) જમીન મહેસૂલ

હિંદના કેટલાક ભાગોમાં ઔદ્યોગિકરણ શરૂ થયું હોવા છતાં, સમગ્ર રીતે આપણો દેશ ખેતી પ્રધાન દેશ ગણાવી શકાય અને પહેલાના સમયમાં પણ

આજની જેમ રાજ્યને મહેસૂલનો મોટો ભાગ જમીન તરફથી જ પૂરો પાડવામાં આવતો હતો.

વ્યાજબી અથવા ગેરવ્યાજબી રીતે બ્રિટિશ સરકારે ખાનગી મિલ્કતના સિદ્ધાંતની સામે રાજકીય જમીનદારીના સિદ્ધાંતની સ્થાપના કરી અને આ નીતિ અનુસાર જમીન મહેસૂલની પ્રક્રિયાને વ્યવસ્થિત બનાવી.

હિન્દમાં જમીન મહેસૂલની વિવિધ પદ્ધતિઓ છે. ઈંગ્લેન્ડની ધારાસભાનાં પ્રકાશનોના શબ્દોમાં જ તેને વર્ણવવી ઠીક રહેશે.

**(I) કૉર્નવાલિસની જમીનદારીની પતાવટ.**

સરકારી અમલદારો દ્વારા બારીકાઈથી મહેસૂલ એકઠું કરવાની પ્રક્રિયા કરતાં, સાધારણ સંખ્યા પૂરતાં જમીનદાર અથવા મહેસૂલ આપનારાઓ દ્વારા વિશાળ જિલ્લામાંથી મહેસૂલ એકઠું કરવાની પ્રથા ઘણી વધુ સરળ છે, આમ મહેસૂલ એકઠી કરવાની આ અનુકૂળતા એ આ પદ્ધતિનો મોટામાં મોટો ફાયદો હતો. અને ૧૮૩૧ સી ૩૩૩૯ના પરિણામોની ચોક્કસતાથી ઘણી મોટી માત્રાની આ પદ્ધતિનો નિઃશંક બીજો ફાયદો હતો.

જમીન ભોગવટા (ગણોત)ની આ વ્યવસ્થા આ રીતે અસ્તિત્વમાં આવી. જ્યારે બંગાળ, બિહાર અને ઓરિસ્સાની દિવાનીના મહેસૂલનો કબજો ઈસ્ટ ઈન્ડિયા કંપનીના હાથમાં આવ્યો ત્યારે તેમણે જાણ્યું કે મુસ્લિમ સરકારની હકૂમતમાં સુબેદાર તરીકે જાણીતા અમલદારોની મધ્યસ્થી દ્વારા જમીન મહેસૂલ ઉઘરાવવામાં આવતું હતું. આ અમલદારો જેઓ જમીનદાર અને તાલુકદાર જેવાં વિવિધ ખિતાબો ધરાવતા હતાં તેમની પાસે જિલ્લાનો ક્યારેક મોટા ભાગનો અને ક્યારેક નાના ભાગનો હવાલો રહેતો હતો. તેઓ એકંદર રકમના રૂપમાં તિજોરીમાં મહેસૂલ જમા કરાવતા હતાં. આના બદલામાં તેઓ ઘણાં જિલ્લાઓનો વહીવટ સંભાળતા હતા. એ માટે તેમણે સરકારને વાર્ષિક ચોક્કસ રકમનું ચૂકવણું કરવું પડતું, આ શરત પ્રમાણે તેઓ ઘણાં જિલ્લા અથવા જાગીરો વારસાગત રીતે ધરાવતાં હતાં (૨ cf. ૧૮૩૧ C. ૩૧૧૪, ૩૧૧૫, ૩૨૧૫). બંગાળનો મુલક ઈસ્ટ ઈન્ડિયા કંપનીના કબજામાં આવવાથી અનેક દૂષણો ઊભાં થતાં જોવામાં આવ્યાં, જે મહેસૂલ ઉઘરાવવામાં કાર્યરત એવાં વિવિધ નોકરીયાતો દ્વારા આચરવામાં આવતા હતા. આ માળખાની બાબતો

એટલી વિશાળ હતી કે લોર્ડ કોર્નવાલિસ તથા તત્કાલીન સરકાર ભયભીત થઈ ઊઠ્યાં અને જેમના તરફથી તેમને મોટા ફાયદાની અપેક્ષા હતી તેવા જમીનદારોની પેઢી ઊભી કરવા સિવાય રૈયત અથવા નાના ખેડૂતના રક્ષણ માટે બીજી કોઈ વ્યવસ્થા તેમને યોગ્ય લાગી નહિં. ઈંગ્લેન્ડમાં જમીનદારો તેમની રૈયતની આબાદીમાં રસ ધરાવે છે. આ ભૂમિકા ઉપર સૈદ્ધાંતિક રીતે તેઓ આગળ વધ્યાં. આ બધામાંથી બે સારી અસરોની અપેક્ષા હતી. દેશમાં જમીનકેન્દ્રી ઉમરાવશાહી ઉત્પન્ન કરવી અને વધુ તો, રૈયત અને નાના ખેડૂતોને, જમીનદારમાં પિતૃવાત્સલ્યના ભાવ દ્વારા રક્ષણ મળે તે આશય હતો. (૧ cf. ૧૮૩૧ ૩૧૩૬). ખેતી પ્રધાન વસ્તીના સમગ્ર સમુદાયના રક્ષણાર્થે, અને ઉમદા હેતુઓને ધ્યાનમાં રાખીને, વારસાગત રીતે અથવા ખાસ નિમણૂકને લીધે, ખરેખર ખેડૂત હોય તેવા અથવા જેના હાથમાં જિલ્લાનો વહીવટ હોય તેવા જમીનદારોને ૧૭૯૩માં દેશી રાજ્યના જાગીરદાર બનાવી દેવામાં આવ્યાં જેથી તેઓ, જે રીતે ઈંગ્લેન્ડમાં કબ્જો ધરાવનાર સર્વેસર્વા બની રહે તેટલી હદે મિલ્કતના કબજેદાર બની ગયાં. પાછલાં કેટલાંક વર્ષોના નિરીક્ષણ ઉપરથી જમીનદાર કેટલી રકમ ભરે છે તેની ચોકસાઈ કરવામાં આવી હતી. વેરાની આકારાણી નક્કી કરવામાં આવી હતી અને આ જમીન મહેસૂલમાં ક્યારેય વધારો કરવો નહિ તેવી શરત કરવામાં આવી હતી. "જમીનદારી અથવા કાયમી પતાવટ" એ નામથી ઓળખાતી પતાવટનું આ સ્વરૂપ હતું. (૨ cf. ૧૮૩૧ c. ૩૧૧૫, ૩૧૧૬, ૩૧૧૬, ૩૨૧૫, ૧૮૩૨. R. C. P.૨૧)

**(II) ગામડાંની જમીન મહેસૂલની પદ્ધતિ.**

ગામડાં મુખ્યત્વે ઉત્તર ભારતમાં આવેલાં હતાં અને છે. ગામમાં રહેતાં સમગ્ર સમુદાયને જમીનની મિલકતનો હક્ક આપવામાં આવેલ છે. ગામનો વહીવટ, ગામ દ્વારા ચૂંટાયેલ અને ગામ જેને હોદ્દા ઉપરથી ઉતારી શકે તેવા મુખીના હાથમાં આપવામાં આવ્યો છે. આ પદ્ધતિમાં ક્યારેક એ જ ગામના માણસને જમીન મળેલ છે ક્યારેક પાસેના ગામના માણસને મળેલ છે. જ્યારે કેટલોક ભાગ અથવા હક્ક જુદાં જુદાં કારીગરો અથવા વ્યવસાયિકો જેવા કે શાળાનો શિક્ષક, ધોબી, ગામનો હિસાબનીશ, હજામ, સુથાર, લુહાર, ચોકિયાત વગેરેને આપવામાં આવ્યો છે. જેથી તેઓ બહારગામના માણસની સરભરામાં થતાં ખર્ચ

અને તેવા બીજા ખર્ચાઓને પહોંચી વળે. (૧. cf. ૧૮૩૦ L. ૩૯૮, ૩૯૯, ૪૦૫, ૪૦૬, ૫૨૯.) આ ગ્રામ સમુદાયો નાનકડા પ્રજાસતાક છે કે જે બહારના સંબંધોથી સ્વતંત્ર છે અને તેની મોટાભાગની જરૂરિયાતો ગામડામાં જ પૂરી થાય છે. એક પછી એક રાજવંશ ઉથલી જાય છે. એક ક્રાંતિને સ્થાને બીજી ક્રાંતિ આવે છે. હિન્દુ, પઠાણ, મોગલ, મરાઠા, શીખ, અંગ્રેજો દરેક વારા ફરતી માલિક બને છે. પણ ગામડાની પ્રજા જેમની તેમ રહે છે. આપત્તિના સમયમાં હથિયાર ધારણ કરે છે અને કિલ્લેબંધી કરે છે. (૨ cf. ૧૮૩૨ કોમન્સ રેવન્યું કમિટિ. P. 29) ઉપજનો કેટલો ભાગ સરકારને ભરવામાં આવે છે તે કહેવું મુશ્કેલ છે; મિલકતના કોઈપણ માલિક પાસે કેટલી મિલકત છે તે વિષે ચોક્કસપણે સત્તાધીશો ઘણું ઓછું જાણે છે. સરકારે તેમના કબજાની મિલકત વિષે તપાસ કરવી જોઈએ અથવા તેમાં રસ ધરાવવો જોઈએ તેવી ઈચ્છા કે રસ ગામ ધરાવતું નથી; આમ જો ભાયાતોમાંથી કોઈ સરકારને હિસ્સો આપવામાં જાય તો તે સમગ્ર ગામની પતાવટની બાબત બની જાય છે અને મોટેભાગે ગામ લોકો તે ભરપાઈ કરવા આગળ આવશે, પણ આ બધી તેમના પૂરતી રહેતી ખાનગી વ્યવસ્થા છે, અને મોસીઆડીમ (Moceadim) ને આ આકારણીની સરકાર તરફથી ચકાસણી કરવાનો કોઈ અધિકાર નથી, દરેક વ્યક્તિએ શું આપવું તે આંતરિક વ્યવસ્થા છે, ગામલોકોએ શું આપવું તેની પતાવટ અંદરો અંદર થાય અને સરકાર તેમાં માથું ન મારે તે સરકાર માટે ઈચ્છનીય છે. જો કે ઉપજના સંદર્ભમાં થતી આકારણી, ગામની જમીનની સ્થિતિ, તેની ભરપાઈ કરવાની શક્તિ, અત્યાર સુધી ભરાયેલ રકમ, ગામની ચઢતીની સ્થિતિ, અત્યાર સુધી ભરાયેલ રકમ, વગેરેને લક્ષમાં લઈ યોગ્ય તપાસણી બાદ કુલ આકારણી કરવામાં આવે છે. (૩ cf. ૧૮૩૦ L. ૪૦૧, ૪૦૨, ૪૦૪, ૫૨૮, ૫૮૩, ૫૮૪.)

નોંધપાત્ર ખર્ચની સરકારે મોજણી કરેલ છે. માત્ર તેમનામાંથી જ નહિ પણ ગામ લોકો, રસ ધરાવતા માણસો અને નોકરો, આસપાસના ગામોની રૈયત તથા આમંત્રિત લોકોની મદદ દ્વારા, દરેક ગામના ખેતરોની સ્થિતિની બારીકાઈથી મોજણી કરવામાં આવેલ છે. ગામની ચોક્કસ સીમા નોંધવામાં આવી છે. ગામ ચળની જમીન, ઉપજ, મકાનો, ફળાઉ ઝાડ, વગેરે બાબતોની મોજણી કરવામાં આવી છે. (૧. cf. ૧૮૩૧ c. ૩૪૯૨)

**(III) રૈયતવારી પદ્ધતિ.**

રૈયતવારી પદ્ધતિ તરીકે ઓળખાતી ત્રીજી પદ્ધતિનો વિશિષ્ટ સિદ્ધાંત એવો છે કે જેમાં પરગણાની બધી જ જમીન ઉપર વધુમાં વધુ કરવેરા નાખવા. (૨ cf. ૧૮૩૧ c. 45, 65) ખેડૂતની જમીન ઉપર દરેક ખેતરદીઠ વેરો નક્કી કરવામાં આવ્યો છે. તેના બધાં જ ખેતરોનો કુલ વેરો મહેસૂલ તરીકે ઓળખાય છે જે ઓછા અથવા વધુ થતાં ખેડાણ પ્રમાણે દર વર્ષે બદલાય છે. રૈયતવારી પદ્ધતિનો બીજો મુખ્ય સિદ્ધાંત, દરેક ગામની રૈયત અને ખેડૂતોના હક્કોનું ઉલ્લંઘન ન થાય તે અને તેમની જમીનમાં કોઈપણ પ્રકારની ઘૂસણખોરી થાય તો એ અટકાવવાનો છે. (૩ cf. ૧૮૩૧ c. ૫૧૫૬.) આમ રૈયતવારી પદ્ધતિમાં સંબંધકર્તા રૈયતના લાગતા વળગતાં હેતુઓ સંપૂર્ણ રીતે સ્પષ્ટ છે. જ્યારે જમીનદારીમાં તે બિલકુલ સ્પષ્ટ નથી. જમીનદારી પદ્ધતિ પરગણામાં જમીનની મોજણીની જે દરખાસ્ત મૂકે છે તે તેઓએ ક્યારેય કરેલું નથી અને કરી શકે નહિ જ્યારે રૈયતવારી પદ્ધતિમાં તે અસરકારક રીતે થાય છે. રૈયતવારી પદ્ધતિમાં ખેતરની આકારણી ઉપરથી સમગ્રની કરવામાં આવે છે. મોટા જમીનદારથી માંડીને નાના ખેડૂત સુધી, દરેકની મિલ્કતનું ધ્યાન રાખવામાં આવે છે. જ્યારે મિલકત વેચવી હોય ત્યારે તેની બજાર કિંમત કેટલી છે તે પ્રશ્નનો ઉકેલ મળી શકે, તે માટે અને માલિકી તબદીલ કરવામાં અનુકૂળતા રહે તે માટે મિલકતના દરેક ભાગની માપણી અને મોજણી કરવામાં આવે છે. (૪ cf. ૧૮૩૧ C. ૪૫૪૬, ૪૫૬૭, ૪૫૬૮.) માત્ર ગણતરીના જ અથવા લાખો એકર જમીન ધરાવતાં નાનામાં નાનાથી લઈ મોટામાં મોટા માલિકોની દરેક પ્રકારની મિલકતને રૈયતવારી પતાવટ લાગુ પડે છે. માત્ર એક જ ખેતર ધરાવનાર સીધો, સરકાર સાથે સંપર્ક કરી શકે છે, એક નિશ્ચિત રકમથી વધુ તેને ભરવાની નથી તેવી તેને ખાત્રી હોય છે. જો કે જમીનની આકારણી, ખાતરનો તફાવત, વસતી, પરિસ્થિતિ, અને બીજી બાબતોને ગણતરીમાં લેતાં આકારણીમાં ફેરફાર થાય છે. અને જ્યારે ઉતરતી ગુણવત્તાની જમીનનો માલિક જે ઓછો વેરો ભરે છે, તેમાં સુધારો થાય ત્યારે વધુ વેરો ભરવા જવાબદાર બને છે. તેમ છતાં તેમાંયે વધુમાં વધુ કેટલો વેરો ભરવો તે નક્કી કરવામાં આવ્યું છે. તે પછીની ઉપજ જમીન માલિકના લાભની ગણવામાં આવે છે. અને

તત્કાલીન આપત્તિ માટેની જોગવાઈ પણ કરવામાં આવી છે. (૧. cf. ૧૮૩૨ C.R. નં.૨૦) રૈયતવારીમાં મોટા પ્રમાણમાં સ્વતંત્ર માલિકો અસ્તિત્વમાં આવે છે તે ફાયદો છે અને તેમાં લોકોના મોટા સમૂહને લાભ મળે છે જ્યારે જમીનદારીમાં માત્ર થોડાકનાં ફાયદા માટે એકઠું કરવામાં આવે છે. રૈયતવારી પદ્ધતિમાં મૂડી ઊભી કરવાનું ખૂબ જોરદાર વલણ જોવામાં આવે છે. (૨ cf. ૧૮૩૧ c. ૪૫૭૭, ૪૫૭૮, ૪૫૭૯).

ઈસ્ટ ઈન્ડિયા કંપનીના શાસનકાળમાં હિન્દમાં જમીન મહેસૂલની આ પદ્ધતિ હતી અને છે. પદ્ધતિનું મૂલ્યાંકન પાછળથી કરવામાં આવશે.

અફીણ મહેસૂલ એ બીજું મહત્ત્વનું ખાતું હતું. જમીન મહેસૂલ પછીનું આવકનું આ બીજું સાધન હતું. અને તે જુદી જુદી બે રીતો નાખવામાં આવતું હતું.

(૧) ''બંગાળની સરકારમાં ખેતી અને વેપારની વ્યાપક પ્રથા દ્વારા.''

(૨) ''માળવામાં ઉગાડેલાં અને મુંબઈ દ્વારા નિકાસ થતાં અફીણ ઉપરના ઊંચા નિકાસ કર દ્વારા.''

બંગાળમાં ૧૭૯૯ના કાનુન-૬ ની કલમ ૩ અનુસાર, પ્રદેશોમાં ૧૮૦૩ના કાનૂન-૪૧ની કલમ ૨ અનુસાર ખસખસના છોડના વાવેતર ઉપર પ્રતિબંધ હતો.

''અફીણ સ્વરૂપે, નક્કી કરેલી કિંમતે, ઉપજ સરકારને આપવાના હેતુથી, નાણાકીય ધિરાણની વ્યવસ્થાના ભાગરૂપે, કેટલી જમીનમાં ખસખસનું વાવેતર કરવું તે નક્કી કરવા કેટલાંક જિલ્લાઓમાં સરકાર અને રૈયત વચ્ચે વાર્ષિક સભાનું આયોજન કરવામાં આવે છે... બંગાળમાંથી ૧૮૫૬માં અફીણના ઈજારામાંથી કુલ આવક ૨,૭૬૭,૧૩૬ થઈ હતી.''

અફીણની હેરાફેરી પ્રક્રિયામાંથી મેળવેલ નાણાંનો એક નાનકડો ઈતિહાસ છે. ૧૮૩૧ પહેલાં બ્રિટિશરો (માલની કડક ઈજારાશાહી જાળવવા)એલચી દ્વારા દેશી રાજ્યો પાસેથી અફીણની ખરીદી કરતા હતાં. અને કલકત્તા અથવા મુંબઈમાં તેને ટીપવામાં આવતું હતું. મુંબઈ સુધીનો વાહનખર્ચ મજરે મેળવવા નક્કી કરેલાં દરે ''પરવાના''ના રૂપમાં જકાત મેળવવા અને પોર્ટુગલ વસાહતોમાં મોટા પાયા ઉપર થતી દાણચોરી અટકાવવા ઈજારા પદ્ધતિને તિલાંજલી આપવામાં આવી. શરૂઆતમાં ૧૪૦ પાઉન્ડની પેટીના રૂ.૧૭૫ નક્કી કરવામાં આવી હતી. આ

પ્રક્રિયાનાં વળતરમાં ઘટાડો જોવામાં આવ્યો, પરિણામે પેટી દીઠ રૂ.૧૨૫ નો દર ઘટાડો કરવામાં આવ્યો.

સિંધની જીતને પરિણામે પોર્ટુગલની સરહદમાં થતી અફીણની દાણચોરીના દરવાજા બંધ થઈ ગયાં.

પરિણામે, વ્યાપારની દિશામાં પરિવર્તન અશક્ય હોવાથી, વધુ જકાત, વળતરમાં વધારો કરશે તેવી વ્યાજબી આશા રાખવામાં આવી હતી. આમ ઓક્ટોબર ૧૮૪૩માં પેટીનો ભાવ વધારીને રૂ. ૨૦૦ ૧૮૪૫માં રૂ. ૩૦૦ અને ૧૮૪૭માં રૂ. ૪૦૦ કરવામાં આવ્યો.

**(III) મીઠા ઉપરનો વેરો.**

હિંદમાં મીઠું વિવિધ રીતે પકવવામાં આવે છે અને દેશના જુદાજુદા ભાગોમાં જુદી જુદી રીતે વેરો નાખવામાં આવ્યો છે.

બંગાળમાં દરિયાના પાણીને ઉકાળીને અથવા મુંબઈમાં સૌર બાષ્પીભવનથી અથવા પંજાબની મીઠાની ખાણો અને રાજપુતાના મીઠાના તળાવોમાંથી, મીઠું મેળવવામાં આવે છે.

બંગાળમાં કંપની પાસે મીઠાનો ઈજારો હતો. દેશી માણસો દ્વારા મીઠું બનાવવામાં આવતું હતું અને તેઓ નક્કી કરેલાં નીચા ભાવે ઉત્પન્ન થયેલું બધું મીઠું સરકારને પહોંચાડવા બંધાયેલા હતાં. આ પછી મીઠાનો આ જથ્થો જુદીજુદી એજન્સીઓ, હીજલી, તમલુક, ચિત્તાગોંગ, હિરાકન, કટક, બાલોર, અને ખોરેદાહ ને મૂળ કિંમતમાં અપાતી મીઠા ઉપરની જકાત જેટલી વધારાની રકમ મેળવી વેચવામાં આવતો હતો. આને પરિણામે ''વપરાશકારને સરેરાશ છૂટક કિંમત'' પાઉન્ડના લગભગ થવા માંડી.

જકાત જેટલી જ રકમનો આબકારી વેરો ભરવાની વ્યવસ્થા દ્વારા કલકત્તામાં મીઠાના ખાનગી ઉત્પાદનની પણ છૂટ હતી.

પણ ૧૮૬૬માં આમ સભાની પસંદગી સમિતિની ભલામણથી એક જ ભાવ અને ખુલ્લી વખારોની વ્યવસ્થા ઊભી કરાઈ જેમાં, પહેલાં આંતરે દા'ડે ચાલતા વેપારને બદલે ''સતત વેપાર ચાલવા માંડ્યો.''

મદ્રાસમાં સરકાર માટે મીઠું પકવવામાં આવતું હતું અને આંતરિક વપરાશ

માટે વેચવામાં આવતું હતું. વસ્તુની ખરીદ અને વેચાણ કિંમત વચ્ચેના તફાવતની સમતુલા જાળવવા આયાતી મીઠા ઉપરની જકાત રૂ. ૩ થી ઘટાડવામાં આવી હતી.

વસ્તુની આયાતી જકાત જેટલી જ આબકારી જકાતની વ્યવસ્થા નીચે, મુંબઈમાં, મીઠાનું ઉત્પાદન વ્યક્તિગત રીતે ખાનગી હાથોમાં સોંપવામાં આવ્યું હતું. પંજાબની મીઠાની ખાણોમાંથી સરકાર દ્વારા મીઠું કાઢવામાં આવતું હતું અને ત્યાંને ત્યાં જ તે વેચી દેવામાં આવતું હતું.

ઉત્તર-પૂર્વીય પ્રાંતો, મીઠાના પુરવઠા માટે બંગાળનાં નીચલા ભાગો, રાજપૂતાનાનું મીઠાનું સાંભર તળાવ અને પશ્ચિમ હિંદના કેટલાક ભાગ ઉપર આધાર રાખતા હતા. દરેક ભાગોમાંથી મીઠું જ્યારે ઉત્તર પૂર્વીય પ્રાંતોમાં પહોંચે ત્યારે તેની કિંમત એક સરખી રહે તે રીતે જકાતની ગોઠવણ કરવામાં આવી હતી.

**(IV) જકાત.**

નાકાવેરાના સ્વરૂપે ઠેકઠેકાણે દરેક રોડ તેમજ શહેરમાં અગણિત જકાત લેવામાં આવતી હતી પણ બંગાળમાં ૧૮૩૬ના કાયદા-૧૪, મુંબઈમાં, ૧૮૩૮ના કાયદા-૧ અને મદ્રાસમાં ૧૮૪૪ના કાયદા-૬ પ્રમાણે નાબૂદ કરવામાં આવી હતી. અને સમગ્ર બ્રિટિશ હિન્દમાં એક સરખી જકાતની વ્યવસ્થા ઊભી કરવામાં આવી હતી. આ આંતરિક જકાત વેરાની માઠી અસરોની ચર્ચા પાછળથી કરવામાં આવશે.

જકાત મહેસૂલના બે સાધનો બાકી હતા.

(૧) મીઠા અને ગળી ઉપર નિકાસવેરો અને, તે સિવાય બીજા ઉપર આયાત અને નિકાસ વેરો.

(૨) દેશી અને બ્રિટિશ રાજ્યની સરહદ ઓળંગતી સામગ્રી ઉપર જમીન વેરો.

(V) મીઠા અને અફીણ ઉપરાંત મહેસૂલના બીજા સાધન તરીકે ઈસ્ટ ઈન્ડિયા કંપની તંબાકુ ઉપર પણ ઈજારો ધરાવતી હતી.

(VI) દારૂ અને સ્પિરિટના વેચાણના ઈજારામાંથી મહેસૂલ અથવા આબકારી મેળવવામાં આવતી હતી સૌથી ઊંચી બોલી બોલનાર ઈજારદારને ઈચ્છિત કિંમતે અને સરકાર જે સમય અને વિસ્તાર નક્કી કરે ત્યારે અને ત્યાં વેચવા દેવામાં આવતા હતા.

(VII) ભાડૂતી ઘોડાગાડી, ગાડુ, બગ્ગી વગેરે ઉપર પૈડા-વેરો નાંખવામાં આવ્યો હતો.

(VIII) બિન વર્ગીકૃત વેરાનું સમૂહ નામ "Sayer વેરો" હતું. દેશના જુદાંજુદાં ભાગોમાં, તેમાં જુદાંજુદાં વેરાનો સમાવેશ થતો હતો. એક સમયે તેમાં દેશી મહેસૂલ અધિકારી અનિયમિત મહેસૂલોનો સમાવેશ થતો હતો. મદ્રાસમાં, તેમાં તબદીલ વેરાનો સમાવેશ કરવામાં આવતો હતો. બંગાળમાં યાત્રાળુ વેરાનો આમાં સમાવેશ કરવામાં આવતો હતો. દખ્ખણમાં "મહેસૂલનું આ સાધન બે મુખ્ય ભાગોમાં વહેંચવામાં આવ્યું હતું." જેમાં પહેલા ભાગમાં દુકાન, વેપાર, વગેરે ઉપરના વેરાનો સમાવેશ થતો હતો તેવું મોહતુરફા અને બીજો ભાગ ખેડૂતો તરફથી કારીગરોને અપાતા મહેનતાણા તેમજ ઈનામરૂપે મળેલ ઈનામરૂપે જમીન ઉપરના વેરાનો સમાવેશ થતો હતો તેવા બલ્લુતાહ (Ballotah)[૧] હતું. એક કિસ્સામાં તો ખરાબ સિક્કા ઉપરની ટકાવારીનો પણ સેયર (Sayer)માં સમાવેશ થયેલો જોવા મળે છે."

(IX) કાનૂની કિંમત વસૂલ કરવા, જુદીજુદી રકમ માટે, સ્ટેમ્પના સ્વરૂપે કોર્ટની ફી વસૂલ કરવામાં આવતી હતી. દાવાની રકમના સંદર્ભમાં સ્ટેમ્પની કિંમત બદલાતી હતી.

| | |
|---|---|
| રૂા ૧૬ સુધીના દાવા માટે | સ્ટેમ્પની કિંમત રૂા ૧ |
| રૂા ૧૬ થી રૂા ૩૨ | રૂા ૨ |
| રૂા ૩૨ થી રૂા ૬૪ | રૂા ૪ |
| રૂા ૬૪ થી રૂા ૧૫૦ | રૂા ૮ |
| રૂા ૧૫૦ થી ૩૦૦ | રૂા ૧૬ |
| રૂા ૩૦૦ થી ૮૦૦ | રૂા ૩૨ |
| રૂા ૮૦૦ થી ૧૬૦૦ | રૂા ૫૦ |
| રૂા ૧૬૦૦ થી ૩૦૦૦ | રૂા ૧૦૦ |
| રૂા ૫૦૦૦ થી ૧૦૦૦૦ | રૂા ૨૫૦ |

૧. મેન્યુસ્ક્રિપ્ટમાં "Balloobeh" શબ્દ ટાઈપ થયેલ છે.

| | |
|---|---|
| રૂા ૧૦૦૦૦ થી ૨૫૦૦૦ | રૂા ૫૦૦ |
| રૂા ૨૫૦૦૦ થી ૫૦૦૦૦ | રૂા ૭૫૦ |
| રૂા ૫૦૦૦૦ થી ૧૦૦૦૦૦ | રૂા ૧૦૦૦ |
| રૂા ૧૦૦૦૦૦ અને તે ઉપર | રૂા ૨૦૦૦ |

આ ઉપરાંત રજૂ થયેલાં પૂરાવાના દસ્તાવેજ, જવાબ, નકલો, પ્રત્યુત્તર, પૂરક બચાવનામાં, સનદ વગેરે ઉપર કોર્ટના દરજ્જા પ્રમાણે સ્ટેમ્પ ડ્યૂટી ભરવી પડતી.

## સ્ટેમ્પ ડ્યૂટી

(X) ૧૭૯૭માં પ્રથમ બંગાળમાં શરૂ કરાયેલ સ્ટેમ્પ ડ્યૂટીમાં બધાજ સાધનો જેવાં કે કરારપત્ર, દસ્તાવેજ, વાહનભથ્થાં, ભાડાપટ્ટો, કાયદાકીય અધિકાર, વિમાની પોલિસીઓ, હૂંડી, રસીદ, જામીનગીરી, અને કાનૂની પગલાં (જેમાં રૂા ૨૫થી નીચેના વિનિમય પત્રો તથા રૂા. ૫૦ થી નીચેની રસીદો બાકાત રાખવામાં આવી હતી.) નો સમાવેશ થતો હતો.

મદ્રાસમાં ૧૮૦૮માં, ખાસ કરીને કાનૂની કાર્યવાહી ઉપર, સ્ટેમ્પ પેપરની શરૂઆત કરવામાં આવી અને ૧૮૧૬માં કરારપત્ર, દસ્તાવેજ, ભાડાપટ્ટો, ગીરોખત, વિનિમયપત્રો અને રસીદો, સુધી તેનો વિસ્તાર કરવામાં આવ્યો.

મુંબઈમાં ૧૮૧૫માં વેરાનો આરંભ થયો. સ્ટેમ્પ પેપરની અંગ્રેજી વિતરણ પદ્ધતિ હિન્દમાં અપનાવવામાં આવી.

''સ્ટેમ્પ વેચનાર, તેમનો પૂરવઠો કલેકટર પાસેથી મેળવે છે : વેચનારે સ્ટેમ્પ માટે બાંહેધરી આપવી પડે છે અને જેને જરૂર હોય તેને સ્ટેમ્પ આપી સ્ટેમ્પના વેચાણ ઉપર ટકા પ્રાપ્ત કરે છે.''

(XI) **ટંકશાળ મહેસુલ** ઉત્પાદનના બે ટકા જેટલી કિંમતના સિક્કા છાપવા જામીનદારીના રૂપમાં ટંકશાળ મહેસૂલ ઉઘરાવવામાં આવતું હતું. જેમાં જુદાં-જુદાં તબક્કામાં શુદ્ધિકરણમાં થતું ખર્ચ મજરે પડતું હતું.

(XII) કલકત્તા, મદ્રાસ અને મુંબઈમાં, ઉપયોગી મહેકમોને જાળવી રાખવા બંદર અને લંગર વેરાના સ્વરૂપે દરિયાઈ મહેસૂલ વસૂલ કરવામાં આવતું હતું.

(XIII) સંધિકરાર નીચે દેશીરાજ્યોમાંથી મળતી નાણાકીય સહાય લગભગ અડધો લાખ પાઉન્ડ થતી હતી.

ઈસ્ટ ઈન્ડિયા કંપનીના મહેસૂલના આ તેર સાધનો હતાં જેમાંથી કેટલાક અત્યારે પણ અસ્તિત્વમાં છે.

## III

વિવિધ સાધનોમાંથી ઊભી કરાયેલી મહેસૂલની આવક અને સમગ્ર આવકમાં દરેકનું પ્રમાણ નોંધવું ખૂબ જ રસપ્રદ છે.

પ્રથમ **જમીન મહેસૂલ** : તેની આવક અને બ્રિટિશ હિન્દનાં સમગ્ર મહેસૂલમાં તેનું પ્રમાણ

| સમયગાળો | જમીન મહેસૂલ સરેરાશ વાર્ષિક મહેસૂલ | કુલ મહેસૂલમાં જમીન મહેસૂલનું પ્રમાણ (ટકા) |
|---|---|---|
| ૧૭૯૨-૯૩ થી ૧૭૯૬-૯૭ | ૪,૦૩૮,૦૦૦ | ૫૦.૩૩ |
| ૧૭૯૭-૯૮ થી ૧૮૦૧-૦૨ | ૪,૧૨૬,૦૦૦ | ૪૨.૦૨ |
| ૧૮૦૨-૦૩ થી ૧૮૦૬-૦૭ | ૪,૫૮૨,૦૦૦ | ૩૧.૯૯ |
| ૧૯૦૭-૦૮ થી ૧૮૧૧-૧૨ | ૫,૦૭૮-૦૦૦ | ૩૧.૬૮ |
| ૧૮૧૨-૧૩ થી ૧૮૧૬-૧૭ | ૯,૦૧૮,૦૦૦ | ૫૨.૩૩ |
| ૧૮૧૭-૧૮ થી ૧૮૨૧-૨૨ | ૧૩,૨૬૩,૦૦૦ | ૬૬.૧૭ |
| ૧૮૨૨-૨૩ થી ૧૮૨૬-૨૭ | ૧૩,૫૬૭,૦૦૦ | ૬૧.૮૩ |
| ૧૮૨૭-૨૮ થી ૧૮૩૧-*૩૨ | ૧૩,૧૧૨,૦૦૦ | ૬૦.૯૦ |
| ૧૮૩૨-૩૩ થી ૧૮૩૬-૩૭ | ૧૧,૯૪૨,૦૦૦ | ૫૭.૦૦ |
| ૧૮૩૭-૩૮ થી ૧૮૪૧-૪૨ | ૧૨,૩૮૦,૦૦૦ | ૫૯.૦૫ |
| ૧૮૪૨-૪૩ થી ૧૮૪૬-૪૭ | ૧૩,૪૩૨,૦૦૦ | ૫૫.૮૫ |
| ૧૮૪૭-૪૮ થી ૧૮૫૧-૫૨ | ૧૪,૯૪૭,૦૦૦ | ૫૬.૦૬ |
| ૧૮૫૨-૫૩ થી ૧૮૫૫-૫૬ | ૧૬,૧૮૩,૦૦૦ | ૫૫.૪૦ |
| ૧૭૯૨-૯૩ થી ૧૮૫૫-૫૬ | ૧૦,૩૪૯,૦૦૦ | ૫૪.૦૭ |

**અફીણ મહેસૂલ** : બ્રિટિશ હિન્દમાં તેની આવક અને સમગ્ર મહેસૂલમાં તેનું પ્રમાણ.

| સમયગાળો | સરેરાશ વાર્ષિક પ્રમાણ | કુલ મહેસૂલમાં પ્રમાણ (ટકા) |
|---|---|---|
| ૧૭૯૨-૯૩ થી ૧૭૯૬-૯૭ | ૨૬૪,૦૦૦ | ૩.૨૭ |
| ૧૭૯૭-૯૮ થી ૧૮૮૧-૮૨ | ૩૧૨,૦૦૦ | ૩.૧૮ |
| ૧૮૦૨-૦૬ થી ૧૮૦૬-૦૭ | ૫૭૯,૦૦૦ | ૪.૦૪ |
| ૧૮૦૭-૦૮ થી ૧૮૧૧-૧૨ | ૭૬૭,૦૦૦ | ૪.૭૯ |
| ૧૮૧૨-૧૩ થી ૧૮૧૬-૧૭ | ૯૫૮,૦૦૦ | ૫.૫૬ |
| ૧૮૧૭-૧૮ થી ૧૮૨૧-૨૨ | ૧,૦૯૦,૦૦૦ | ૫.૪૪ |
| ૧૮૨૨-૨૩ થી ૧૮૨૬-૨૭ | ૧,૬૪૧,૦૦૦ | ૭.૪૭ |
| ૧૮૨૭-૨૮ થી ૧૮૩૧-૩૨ | ૧,૭૪૭,૦૦૦ | ૮.૧૨ |
| ૧૮૩૨-૩૩ થી ૧૮૩૬-૩૭ | ૧,૬૭૭,૦૦૦ | ૮.૦૦ |
| ૧૮૩૭-૩૮ થી ૧૮૪૧-૪૨ | ૧,૫૪૭,૦૦૦ | ૭.૩૮ |
| ૧૮૪૨-૪૩ થી ૧૮૪૬-૪૭ | ૨,૯૬૫,૦૦૦ | ૧૨.૩૩ |
| ૧૮૪૭-૪૮ થી ૧૮૫૧-૫૨ | ૩,૮૪૦,૦૦૦ | ૧૪.૫૦ |
| ૧૮૫૨-૫૩ થી ૧૮૫૫-૫૬ | ૪,૯૪૩,૦૦૦ | ૧૬.૯૧ |
| ૧૭૯૨-૯૩ થી ૧૮૫૫-૫૬ | ૧,૬૬૭,૦૦૦ | ૮.૭૧ |

**મીઠાંનો કર** : બ્રિટિશ હિંદમાં તેની આવક અને સમગ્ર મહેસૂલમાં તેનું પ્રમાણ.

| સમયગાળો | સરેરાશ વાર્ષિક આવક | કુલ મહેસૂલમાં પ્રમાણ (ટકા) |
|---|---|---|
| ૧૭૯૨-૯૩ થી ૧૭૯૬-૯૭ | ૧,૨૦૭,૦૦૦ | ૧૪.૯૩ |
| ૧૭૯૭-૯૮ થી ૧૮૦૧-૦૨ | ૧,૧૮૮,૦૦૦ | ૧૨.૧૦ |
| ૧૮૦૨-૦૩ થી ૧૮૦૬-૦૭ | ૧,૫૮૯,૦૦૦ | ૧૧.૦૯ |
| ૧૮૦૭-૦૮ થી ૧૮૧૧-૧૨ | ૧,૭૮૫,૦૦૦ | ૧૧.૧૪ |
| ૧૮૧૨-૧૩ થી ૧૮૧૬-૧૭ | ૧,૮૮૨,૦૦૦ | ૧૦.૯૨ |
| ૧૮૧૭-૧૮ થી ૧૮૨૧-૨૨ | ૨,૨૫૬,૦૦૦ | ૧૧.૨૫ |
| ૧૮૨૨-૨૩ થી ૧૮૨૬-૨૭ | ૨,૬૦૩,૦૦૦ | ૧૧.૮૭ |

| સમયગાળો | સરેરાશ વાર્ષિક આવક | કુલ મહેસૂલમાં પ્રમાણ (ટકા) |
|---|---|---|
| ૧૧૨૭-૨૮ થી ૧૮૩૧-૩૨ | ૨,૫૯૦,૦૦૦ | ૧૨.૦૩ |
| ૧૮૩૨-૩૩ થી ૧૮૩૬-૩૭ | ૨,૦૩૬,૦૦૦ | ૯.૭૨ |
| ૧૮૩૭-૩૮ થી ૧૮૪૧-૪૨ | ૨,૫૯૬,૦૦૦ | ૧૨.૩૭ |
| ૧૮૪૨-૪૩ થી ૧૮૪૬-૪૭ | ૨,૭૯૮,૦૦૦ | ૧૧.૬૫ |
| ૧૮૪૭-૪૮ થી ૧૮૫૧-૫૨ | ૨,૪૩૮,૦૦૦ | ૯.૧૪ |
| ૧૮૫૨-૫૩ થી ૧૮૫૫-૫૬ | ૨,૬૭૭,૦૦૦ | ૯.૧૭ |
| ૧૭૯૨-૯૩ થી ૧૮૫૫-૫૬ | ૨,૧૧૮,૦૦૦ | ૧૧.૦૭ |

**જકાત મહેસૂલ :** બ્રિટિશ હિંદમાં તેની આવક અને મહેસૂલમાં તેનું પ્રમાણ.

| સમયગાળો | સરેરાશ વાર્ષિક આવક | કુલ મહેસૂલમાં પ્રમાણ (ટકા) |
|---|---|---|
| ૧૭૯૨-૯૩ થી ૧૭૯૬-૯૭ | ૧૯૨,૦૦૦ | ૨.૩૮ |
| ૧૭૯૬-૯૭ થી ૧૮૮૧-૮૨ | ૩૦૪.૦૦૦ | ૩.૧૦ |
| ૧૮૦૨-૦૩ થી ૧૮૦૬-૦૭ | ૫૯૬,૦૦૦ | ૪.૧૬ |
| ૧૮૦૭-૦૮ થી ૧૮૧૧-૧૨ | ૮૦૭,૦૦૦ | ૫.૦૪ |
| ૧૮૧૨-૧૩ થી ૧૮૧૬-૧૭ | ૧.૧૫૭,૦૦૦ | ૬.૬૮ |
| ૧૮૧૭-૧૮ થી ૧૮૨૧-૨૨ | ૧,૬૬૭,૦૦૦ | ૮.૩૮ |
| ૧૮૨૨-૨૩ થી ૧૮૨૬-૨૭ | ૧,૬૬૩,૦૦૦ | ૭.૫૮ |
| ૧૮૨૭-૨૮ થી ૧૮૩૧-૩૨ | ૧,૭૪૭,૦૦૦ | ૮.૧૨ |
| ૧૮૩૨-૩૩ થી ૧૮૩૬-૩૭ | ૧,૫૦૬,૦૦૦ | ૭.૧૯ |
| ૧૮૩૭-૩૮ થી ૧૮૪૧-૪૨ | ૧,૪૧૮,૦૦૦ | ૬.૭૬ |
| ૧૮૪૨-૪૩ થી ૧૮૪૬-૪૭ | ૧,૪૪૯,૦૦૦ | ૬.૦૨ |
| ૧૮૪૭-૪૮ થી ૧૮૫૧-૫૨ | ૧,૪૩૯,૦૦૦ | ૫.૪૦ |
| ૧.૮૫૨-૫૩ થી ૧૮૫૫-૫૬ | ૧,૬૧૧,૦૦૦ | ૫.૫૨ |
| ૧૭૯૨-૯૩ થી ૧૮૫૫-૫૬ | ૧,૧૯૦,૦૦૦ | ૬.૨૨ |

**પરચૂરણ મહેસૂલ** : બ્રિટિશ હિંદમાં તેની આવક અને સમગ્ર મહેસૂલમાં તેનું પ્રમાણ.

| સમયગાળો | સરેરાશ વાર્ષિક આવક | કુલ મહેસૂલમાં પ્રમાણ (ટકા) |
|---|---|---|
| ૧૭૯૨-૯૩ થી ૧૭૯૬-૯૭ | ૨,૩૧૫,૦૦૦ | ૨૮:૬૪ |
| ૧૭૯૭-૯૮ થી ૧૮૦૧-૦૨ | ૩,૮૦૯,૦૦૦ | ૩૮.૭૯ |
| ૧૮૦૨-૦૩ થી ૧૮૦૬-૦૭ | ૬,૮૫૭,૦૦૦ | ૪૭.૮૭ |
| ૧૮૦૭-૦૮ થી ૧૮૧૧-૧૨ | ૭,૪૫૨,૦૦૦ | ૪૬.૪૯ |
| ૧૮૧૨-૧૩ થી ૧૮૧૬-૧૭ | ૩,૯૯૦,૦૦૦ | ૨૩.૧૬ |
| ૧૮૧૭-૧૮ થી ૧૮૨૧-૨૨ | ૧,૩૯૦,૦૦ | ૬.૯૪ |
| ૧૮૨૨-૨૩ થી ૧૮૨૬-૨૭ | ૧,૯૮૬,૦૦૦ | ૯.૦૫ |
| ૧૮૨૭-૨૮ થી ૧૮૩૧-૩૨ | ૧,૭૮૯,૦૦૦ | ૮.૩૧ |
| ૧૮૩૨-૩૩ થી ૧૮૩૬-૩૭ | ૩,૦૫૯,૦૦૦ | ૧૪.૬૦ |
| ૧૮૩૭-૩૮ થી ૧૮૪૧-૪૨ | ૧,૪૩૪,૦૦૦ | ૬.૮૪ |
| ૧.૮૪૨-૪૩ થી ૧૮૪૬-૪૭ | ૧,૬૩૬,૦૦૦ | ૮.૬૦ |
| ૧૮૪૭-૪૮ થી ૧૮૫૧-૫૨ | ૧,૯૭૭,૦૦૦ | ૭.૪૦ |
| ૧૮૫૨-૫૩ થી ૧૮૫૫-૫૬ | ૧,૫૭૫,૦૦૦ | ૬.૩૯ |
| ૧૭૯૨-૯૩ થી ૧૮૫૫-૫૬ | ૩,૦૪૩,૦૦૦ | ૧૫.૯૦ |

તો આ છે આવકના સાધનો તથા દરેક સાધનમાંથી ઉત્પન્ન થતી આવક અને કુલ આવક સાથે તેમનું પ્રમાણ.

ખર્ચ વિષેના નીચેના મુખ્ય ખાતાઓની નોંધ :

(૧) મહેસૂલ ઉઘરાવવામાં થતો સામાન્ય ખર્ચ

(૨) લશ્કર અને દરિયાઈ દળનો ખર્ચ.

(૩) દીવાની, ન્યાયખાતું અને પોલીસ.

(૪) જાહેર કાર્યો

(૫) હિંદના કરાર મુક્ત દેવાનું વ્યાજ.

(૬) કરાર અને રોકાણ મુજબ દેશી રાજકુમારોને અપાતાં ભથ્થાં અને રોકાણો.

(૭) ગૃહખર્ચ જેમાં નીચેનાનો સમાવેશ થતો હતો.

(અ) ગૃહ-કરારના દેવાનું વ્યાજ.

(બ) ઈસ્ટ ઈન્ડિયા થાપણના માલિકોને ડિવિડન્ડ

(ક) નેક નામદાર રાણીની ટુકડીઓ અને મહેકમને થતું ચૂકવણું.

(ડ) બોર્ડ ઑફ કંટ્રોલ અને ઈસ્ટ ઈન્ડિયા હાઉસનો ખર્ચ.

ખર્ચની તારીખવાર ગોઠવણ કંઈક ઉપયોગી બનશે.

૧૮૦૦ થી ૧૮૫૭ નો ગાળો પસંદ કરી દરેક દસમાં વર્ષને પ્રતિનિધિવર્ષ તરીકે લઈ, તે વર્ષના મહેસૂલ ઉપરના ખર્ચની ટકાવારી આપણે નક્કી કરી શકીએ.

| | ચોખ્ખી આવક (પાઉંડ) | ખર્ચ (પાઉંડ) | લશ્કરી ખર્ચ (ટકા) | દેવાનું વ્યાજ (ટકા) | દીવાની અને રાજ. ખર્ચ (ટકા) | ન્યાય ખાતાં ખર્ચ લશ્કરી ખર્ચ (ટકા) | પ્રાંતીય પોલીસનું (ટકા) | મકાન અને કિલ્લે બંધી ખર્ચ (ટકા) |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૮૦૯-૧૦ | ૧૧,૨૩૮,૦૦૦ | ૧૧,૦૭૬,૦૦૦ | ૫૮.૮૭૭ | ૧૮.૦૧૦ | ૭.૨૨૧ | ૭.૫૨૫ | ૧.૯૯૧ | ૧.૬૩૯ |
| ૧૮૧૯-૨૦ | ૧૩,૦૧૬,૦૦૦ | ૧૨,૯૩૪,૦૦૦ | ૬૪.૨૯૦ | ૧૨.૮૦૫ | ૮.૯૦૦ | ૬.૮૦૦ | ૨.૦૯૩ | ૧.૭૫૬ |
| ૧૮૨૦-૩૦ | ૧૪,૨૦૦,૦૦૦ | ૧૭,૧૦૭,૦૦૦ | ૫૩.૭૫૪ | ૧૨.૧૪૪ | ૯.૫૭૫ | ૭.૧૦૭ | ૧.૫૩૫ | ૨.૮૧૦ |
| ૧૮૩૦-૪૦ | ૧૩,૭૪૨,૦૦૦ | ૧૩,૦૦૪,૦૦૦ | ૫૭.૭૨૧ | ૯.૭૫૬ | ૧૨.૨૯૬ | ૯.૫૬૫ | ૨.૦૬૨ | ૧.૪૨૮ |
| ૧૮૪૦-૫૦ | ૧૯,૫૧૦,૦૦૦ | ૧૬,૪૦૪,૦૦૦ | ૫૧.૬૬૨ | ૧૦.૫૧૨ | ૮.૯૦૨ | ૭.૧૦૦ | ૨.૦૬૨ | ૧.૬૬૧ |
| ૧૮૫૭ | ૩૩,૩૦૩,૦૦૦ | ૨૮,૦૭૯,૦૦૦ | ૪૫.૫૫ | ૭.૧૯ | ૯.૬૨ | ૯.૩૮ | | |

**જાહેર કામ**

પ્રો. આદમ્સના મતે વિકાસલક્ષી ખર્ચથી કોઈપણ દેશની આર્થિક વ્યવસ્થા વિષે મત બાંધી શકાય. જ્યારે જાહેર કામો એ દેશના વિકાસકીય ખર્ચમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

આ માપદંડ દ્વારા જોતાં ઈસ્ટ ઈન્ડિયા કંપનીની નાણાકીય વ્યવસ્થા તરફ અનિવાર્ય રીતે તિરસ્કાર ઉત્પન્ન થાય છે.

૧૮૫૩ પહેલાં સમગ્ર વહીવટ લડાઈની કામગીરીમાં રોકાયેલ હતો. અને જાહેર જનતાના હિતાર્થે કોઈ નવા કામની યોજના ન ઘડી એટલું જ નહિ પણ જૂનાં કાર્યોને ઝડપથી બંધ થવા દેવામાં આવ્યાં.

''મૉડર્ન ઈન્ડિયા'' (૧૮૩૭) માં ડૉ. સ્પ્રે કહે છે. ''મહાન અને ઉપયોગી

કામો થાય છે અને સચવાય છે. સ્વતંત્ર દેશી રજવાડાં અને રાજકુમારોની હકૂમત હેઠળના વિસ્તારોમાં. આપણાં મુખત્યારની હદમાં, નહેર, પુલ, હોજ, કૂવા, નાની ઝાડી, વગેરે જેવાં આપણા પુરોગામીઓએ મહેસૂલમાંથી આગળ વધારેલાં કાર્યો ઝડપથી વિનાશ તરફ જઈ રહ્યાં છે.''

હિન્દમાંના જાહેર કામોની બાબતમાં મિ. જહોન બ્રાઈટે કહ્યું, ''જ્યારે કામોના સંબંધે જો હું હિંદના રહેવાસીઓ માટે કહું તો, મારે આ વાસ્તવિકતા જણાવવી પડે કે આખા હિન્દમાં મુસાફરીને લાયક જેટલા માર્ગો છે તેના કરતા વધુ માર્ગો વિલાયતના કોઈપણ એક પરગણામાં છે. ઈસ્ટ ઈન્ડિયા કંપનીએ ૧૮૩૪ થી ૧૮૪૮ના ૧૪ વર્ષના ગાળામાં બધાં જ પ્રકારના જાહેર કામોમાં આખા રાજ્યમાં જેટલો ખર્ચ કર્યો છે તે કરતાં વધુ ખર્ચ માન્ચેસ્ટરે તેના રહેવાસીઓ માટે માત્ર એક જ વસ્તુ એટલે કે પાણીના પુરવઠા માટે કર્યો છે. મારે કહેવું જોઈએ કે હિંદ સરકારની મુખ્ય કાર્યવાહી આક્રમણ અને ખાલસા કરવાની કાર્યવાહી જ હતી.''

''જાહેર કામોના વિભાગ'' ને બધાં જ ઈલાકાઓ માટે એક સરખું બનાવવામાં આવ્યું તે પહેલાં વહીવટની આ મહત્વની શાખા વિવિધ રીતે ચલાવવામાં આવતી હતી.

મુંબઈમાં તેનો વહીવટ લશ્કરી બોર્ડના હાથમાં હતો. જો કે ઉતરતા દરજ્જાના ગણાતા હોવા છતાં રોડ અને તળાવના દેખરેખ અધિકારી લશ્કરી બોર્ડના તાબામાં નહોતા.

બંગાળમાં લશ્કરી બોર્ડના હાથમાં સમગ્ર વહીવટ હતો. મદ્રાસમાં આ વિભાગનો વહીવટ ત્રિપાંખીયો હતો.

(૧) મહેસૂલ બોર્ડનું જાહેર કામોનું ખાતું (૨) રોડના દેખરેખ અધિકારી (૩) લશ્કરી બોર્ડ

લોર્ડ ડેલહાઉઝીએ જુદી જુદી વ્યવસ્થાને બદલે એક સરખી વ્યવસ્થા ઊભી કરી જેમાં જાહેર કામોને લગતા પ્રશ્નોનું નિરાકરણ કરનાર અલગ જ વિભાગ ઊભો કરવામાં આવ્યો.

ઈસ્ટ ઈન્ડિયા કંપનીના શાસનમાં થતા જાહેર કામોની ટૂંકમાં સમીક્ષા કરીશું.

(૧) નહેરો

ગંગાની નહેર - ૪૪૯ ૧/૨ માઈલ

પૂર્વ અને પશ્ચિમ જમના નહેર - ૪૪૫ માઈલની પશ્ચિમ જમના નહેર પૂરી કરવામાં આવી હતી.

પંજાબની નહેરો - ૧૮૫૬ના મેમાં ૪૨૫ માઈલ બોરી-દોઆબની નહેર અમલમાં આવી.

મદ્રાસ સિંચાઈનાં કામો- કાવેરી, ગોદાવરી અને કૃષ્ણા નદીઓ ઉપરના જળરાશિ, તળાવ અને "એનીકટ" અથવા બંધ.

(૨) ટ્રંક રોડ

| | માઈલ | ખર્ચ |
|---|---|---|
| કલકત્તાથી પેશાવર | ૧૪૨૩ | ૧,૪૨૩,૦૦૦ |
| કલકત્તાથી મુંબઈ | ૧૦૦૨ | ૫૦૦,૦૦૦ |
| મદ્રાસથી બેંગ્લોર | ૨૦૦ | ૩૭,૧૨૧ |
| મુંબઈથી આગ્રા | ૭૩૪ | ૨૪૩૩,૬૭૬ |
| રંગૂનથી પ્રોમ | ૨૦૦ | ૧૬૦,૦૦૦ |

(૩) રેલ્વે

| | |
|---|---|
| કલકત્તાથી બર્દવાન | ૧૨૦ |
| મુંબઈથી વસીંદ | ૫૦ |
| મુંબઈથી કેંપુઈ | ૧૦ |
| મદ્રાસથી વેલ્લોર | ૮૧ |

**(૪) વિજળીના તાર (ટેલીગ્રાફ)**

કલકત્તાથી પેશાવર
આગ્રાથી મુંબઈ
મુંબઈથી મદ્રાસ
(બધું મળીને લગભગ ૪૦૦૦ માઈલ)

મિ. હેંડ્રીક્સનું કહેવું છે કે, "વિસ્તાર અને વસ્તીની દષ્ટિએ આ કામોનો વ્યાપ ન તો અપેક્ષા પ્રમાણેનો વિશાળ છે અને ન તો સતત કાર્યશીલ છે. જે

માત્ર લશ્કરી સ્વરૂપ ધરાવે છે તેવા કામોને બાકાત કરવામાં આવે અને જમીન, પાણી અને સિંચાઈના વર્ગમાં આવતા કામોનું મૂલ્યાંકન કરવામાં આવે, અથવા બીજા શબ્દોમાં મહેસૂલ રચનાત્મક જાહેર કામો જે અત્યંત કામગીરીના છેલ્લાં થોડાં વર્ષોમાં થયાં હોય, તો વર્ષમાં વધુમાં વધુ પંદર લાખ સ્ટર્લીંગનો ખર્ચ થયો હોય તેવું સ્પષ્ટ જણાય છે. ખૂબ જ નજીકના સમયના ઉત્પાદકીય કાર્યો જેવા કે નહેરો બાંધવી, સિંચાઈ વગેરેની વાત કરીએ તો જણાશે કે ૧૮૫૩-૫૪ના વર્ષમાં ૭૩૮,૦૧૫ અને ૧૮૫૪-૫૫ના વર્ષમાં ૫૪૩,૩૩૩ કરતાં વધુ ખર્ચ કરવામાં આવ્યો નથી.

જેઓ એમ માનતા હોય કે મહેસૂલની પરિસ્થિતિ વધુ ઝડપી અને વિશાળ ખર્ચવાળી યોજનાઓને અવરોધનાર છે તેમને પણ જણાશે કે બ્રિટિશ હિંદની ૧૩૨,૦૦૦,૦૦૦ ની વસ્તી અને ૮૩૭,૦૦૦ ના ચોરસમાઈલના વિસ્તારને જોતાં આ આંકડો તુચ્છ છે. મન ઘડંત મુશ્કેલીનો આ સચોટ જવાબ છે. પહેલાં પ્રસંગો માટે થયેલાં ખર્ચને લીધે મળેલાં ઉત્પાદકીય પરિણામોના પ્રત્યક્ષ પ્રમાણ માત્રમાંથી જ નહિ પણ વસાહતી રાજ્યોની વિવિધ શાખાઓના ઈતિહાસ અને પદ્ધતિ ઉપરથી સ્પષ્ટ થાય છે કે આ મુશ્કેલી માત્ર દેખીતી જ છે અને તેનો ઉપાય થઈ શકે છે. પસંદગીની કેટલીક વસ્તુઓના વેપાર પાછળ થયેલ ખર્ચ ક્યારેક વધુ પડતો ખર્ચાળ અને અર્થહીન દેખાય છે અને તેમાંયે ખાસ કરીને આ ખર્ચ બીજા ક્ષેત્રમાં કરવામાં આવે તો સારું વળતર મેળવી આપે તેવા પરિણામો સ્પષ્ટપણે દેખાતા હોય તેમાં કોઈ અપવાદને સ્થાન નથી. તેવું ઈસ્ટ ઈન્ડિયા કંપનીનો ઈતિહાસ અથવા બીજા દેશોની વેપારી મંડળીઓએ દર્શાવ્યું છે.''

**મહેસૂલની તાકીદ.**

આપણા અભ્યાસની આ શાખાનો પ્રશ્ન ઉઠતો જ નથી. આપણા ક્ષેત્રની આ વાત નથી એટલા માટે નહિ પણ આપણાં માર્ગમાં અનેક અવરોધો વસતિના બારામાં આપણી પાસે સંપૂર્ણ પણે સાચા આંકડાઓ નથી તે પ્રથમ કારણ છે. તે સમયમાં વસતિ ગણતરીનો સવાલ અસ્તિત્વ જ ધરાવતો નહોતો; વસતિનો અંદાજ એટલો બધો અસ્પષ્ટ હતો અને પાયાહીન ધારણાઓ ઉપરથી કાઢવામાં આવતો હતો કે વૈજ્ઞાનિક તારણોના આધાર તરીકે તેનો ક્યારેય પણ ઉપયોગ થઈ શકે નહિ.

આવા અભ્યાસની બીજી મુશ્કેલી એ છે કે દર વર્ષે ઈસ્ટ ઈન્ડિયા કંપની તેની હદ કેટલાક માઈલ વધારતી હતી. અને મહેસૂલની આવકમાં થતો વધારો એ પુષ્કળ કરને આભારી છે કે સરહદમાં થતાં વિસ્તારને આભારી છે તે કોઈપણ વ્યક્તિ માટે વિસ્મયનો વિષય છે.

ત્રીજું, ઈસ્ટ ઈન્ડિયા કંપનીના મહેસૂલનો હિસાબ કોઈપણ રીતે સ્પષ્ટ હતો નહિ. પહેલાં જોયું તેમ ૧૮૧૩ સુધી તે વેપારી હિસાબ સાથે જોડાયેલો હતો અને જ્યારે સંસદના હુકમથી તેને જુદો કરવામાં આવ્યો ત્યારે ભાગ્યે જ તે સ્પષ્ટ હતો.

આપણા અભ્યાસના આ મહત્વના ભાગને આ કેટલીક મુશ્કેલીઓને લીધે ફરજિયાતપણે બાજુએ રાખવો પડે છે. કેટલીક વેરવિખેર બાબતોને જો સુસંગત રીતે જોડવાં આવે તો મહેસૂલની તાકીદના બારામાં સ્પષ્ટતા થાય. આ વિષય ઉપર જેઓ ઓથોરિટિ છે તેવા શ્રી આર.સી.દત્ત જમીન મહેસૂલના બારામાં કહે છે, ''બ્રિટિશ સરકારે નાખેલ જમીન મહેસૂલ અતિશય વધુ છે એટલું જ નહિ પણ કેટલાક પ્રદેશોમાં તે અસ્થિર અને અનિશ્ચિત છે. ૧૭૯૮ થી સો વર્ષ પહેલાં જ્યારે વિલીયમ પિટે તેને કાયમી અને માફીપાત્ર બનાવ્યું ત્યારે ઈંગ્લેન્ડમાં જમીન મહેસૂલ પાઉન્ડ દીઠ એકથી ચાર શિલિંગ વચ્ચે કે જમા બંધીના પાંચ અને વીસ ટકા વચ્ચે હતું. ૧૭૯૩ અને ૧૮૨૨ વચ્ચે બંગાળમાં જમીન મહેસૂલ, જમાબંધીના ૯૦ ટકા અને ઉત્તર હિન્દમાં ૮૦ ટકાથી વધુ હતું. જો કે તે હકીકત છે કે બ્રિટિશ સરકારે મુસ્લિમ રાજાઓના વધુ પડતા જમીન મહેસૂલના વ્યવહારને ચાલુ રાખ્યો હતો. પણ તેમાં તફાવત એ હતો કે મુસ્લિમ રાજાઓ જે માટે દબાણપૂર્વક માગણી કરતા હતા તે સંપૂર્ણ રીતે મેળવી શકતા ન હતા જ્યારે બ્રિટિશ રાજકર્તાઓ તે બળજબરીથી વસૂલ કરતા હતા. બંગાળના છેલ્લા મુસ્લિમ રાજાએ તેના શાસન કાળના અંતિમ વર્ષે એટલે કે ૧૭૬૪માં ૮૧૭,૫૫૩ પાઉન્ડનું જમીન મહેસૂલ વસૂલ કર્યું હતું. તે જ ઈલાકામાં બ્રિટિશ રાજકર્તાઓએ ત્રીસ વર્ષ દરમિયાન ૨,૬૮૦,૦૦૦ પાઉન્ડનું જમીન મહેસૂલ વસૂલ કર્યું. ૧૮૦૨૨માં અવધના નવાબે અલ્લાહાબાદ તથા ઉત્તર હિન્દના કેટલાક સમૃદ્ધ જિલ્લાઓ બ્રિટિશ સરકારને આપી દીધા. આ પછી ત્રણ વર્ષના ગાળામાં બ્રિટિશ રાજકર્તાઓએ ૧,૬૮૨,૩૦૬ પાઉન્ડનું જમીન મહેસૂલ વસૂલ કર્યું. મદ્રાસમાં, શરૂઆતમાં

કુલ ઉત્પાદનના અર્ધા ભાગ જેટલો જમીન વેરો ઈસ્ટ ઈન્ડિયા કંપનીએ નાંખ્યો હતો. જીતના વર્ષમાં જ એટલે કે ૧૮૧૭માં મરાઠાઓ પાસેથી જીતેલા પ્રદેશ ઉપરનો વેરો ૮,૦૦,૦૦૦ હતો. બ્રિટીશ શાસન કાળના થોડા જ દિવસોમાં તે વધારીને ૧,૫૦૦,૦૦૦ કરવામા આવ્યો હતો. અને ત્યારથી તે સતત વધારવામાં આવે છે. ૧૮૨૬માં સમગ્ર હિંદની મુસાફરી દરમિયાન બ્રિટિશ અને દેશી રાજ્યોની મુલાકાત લીધા પછી બિશપ હેબર લખે છે, "અમે ઉઘરાવીએ છીએ તેટલો કર દેશી રાજાઓ દ્વારા લેવામાં આવતો નથી." કર્નલ બ્રિગ્સ ૧૮૩૦માં લખે છે, "જમીનદારની સંપૂર્ણ આવકને ગળી જાય તેટલો જમીનવેરો હિંદમાં અસ્તિત્વ ધરાવે છે, ને યુરોપ કે એશિયાની કોઈ સરકારમાં લેવામાં આવ્યો નહોતો."

"ઉત્તર હિંદ તથા બંગાળની પ્રજા બ્રિટિશ શાસનના પ્રારંભના વર્ષોમાં જમીનના ભારે કરવેરામાંથી ધીરે ધીરે કેટલીક રાહતો મેળવી શકી હતી. બંગાળમાં કાયમી આંકણી કરવામાં આવી હતી, અને ખેતીના વિસ્તાર સાથે તેમાં વધારો કરવામાં આવ્યો નહોતો. અત્યારે તેનું પ્રમાણ (તે સમયથી ગણોત ઉપર લાદેલા રોડ અને જાહેર કામોની આંકણીનો આમા સમાવેશ થાય છે.) ગણોતના લગભગ ૩૫ ટકા જેટલું છે. ઉત્તર હિન્દમાં આંકણી કાયમી ધોરણે કરવામાં નહોતી આવી, પણ ૧૮૫૫માં દરેક પ્રકારની આંકણીમાં ૫૦ ટકાથી થોડોક વધારે તો ઘટાડો કરવામાં આવ્યો હતો. પણ નવી આકારણીનો ઉમેરો કરવામાં આવ્યો હતો. ચાલુ ઉપર નહિ પણ અંદાજ ઉપર, ગણોતના લગભગ ૬૦ ટકા થાય તેટલા વેરાની ગણતરી કરવામાં આવતી હતી."

મુંબઈ અને મદ્રાસમાં પરિસ્થિતિ વત્તે ઓછે અંશે લગભગ તેવી જ હતી. આ બંને ઈલાકાઓમાં રૈયતવારી કરાર ચાલે છે. શ્રી ફુલરટોન (મદ્રાસ સરકારના સભ્ય) દ્વારા ઈસ્ટ ઈન્ડિયા કંપનીના શાસન દરમિયાન રૈયતવારી પદ્ધતિની કાર્યપદ્ધતિનું શ્રેષ્ઠ વર્ણન કરવામાં આવ્યું છે, તે કહે છે, "કલ્પના કરો કે ધરતીના પેટાળ ઉપરથી ગ્રેટ બ્રિટનના બધા જ જમીનદારો, જમીનના બધાં જ વેરા, અને મૂડીદાર ખેડૂતો, એકાએક અદશ્ય થઈ જાય. કલ્પના કરો કે તેની ભરવાની શક્તિથી સામાન્યપણે વધુ કર રાજ્યમાં દરેક ખેતર ઉપર નાખવામાં આવે, કલ્પના કરો કે ગામડાના દરેક ખેડૂતને ૪૦ થી ૫૦ એકરના ગાળામાં, તેના પશુધન અને

ખેડ શક્તિના પ્રમાણમાં આ કરવાળી જમીન આપવામાં આવે. ઉપર મુજબ અંદાજેલ મહેસૂલની કલ્પના કરો. જેને હજારો મહેસૂલી અધિકારીઓ ઉઘરાવતા હોય, માલિક જમીનની નીપજમાંથી કર ચુકવશે કે અલગ સંપત્તિમાંથી એ બધી બાબતો અધિકારીઓની મુનસફી પર હોય, અને દરેકને તેનાં પાડોશીના જાસૂસ તરીકે કામ કરવાનું અને તેની આવક વિષે જાણ કરવાનું પ્રોત્સાહન અપાતું હોય જેથી વધારાના વેરામાંથી તે બચી જાય, કલ્પના કરો કે ગામના બધાં જ ખેડૂતો વધારાની કાયમ માગણી પૂરી કરવા બંધાયેલા હોય, જ્યારે એક અથવા કેટલાક ખેડૂત આવી મહેસૂલ ભરવામાં નિષ્ફળ જાય ત્યારે, પરસેવો પાડવાની તમામ લાલચનો એકસરખી આકારણીથી છેદ ઉડાડવાનો સ્પષ્ટ સિદ્ધાંત ધરાવતા બોર્ડના હુકમ પ્રમાણે દરેક પ્રદેશમાં કામ કરતાં કલેકટરોની કલ્પના કરો. ભાગેડુઓને પકડવા અને તેમના પ્રદેશમાં પાછા સુપ્રત કરવાનું કામ કરતા મેજીસ્ટ્રેટ કે જસ્ટિસ ઓફ ધી પીસ ઓફ ધી કન્ટ્રિ માત્ર તેમના જ દ્વારા, વ્યક્તિગત અદાવતથી રૈયતના કોઈ માણસ સામે ફોજદારી ફરીયાદ હોય તો તેને ઉચ્ચ ન્યાયાલય સુધી પહોંચાડવામાં આવતો તેવા કલેકટરની કલ્પના કરો. કોઈપણ ખુલાસો સાંભળ્યા વગર, કોઈપણ જાતના પુરાવા વગર, દંડ કરવાની, કેદ કરવાની, ગોંધી રાખવાની અને ચાબુક મારવાની સત્તા ધરાવતા, જેમના હાથ નીચેના મહેસૂલ ઉઘરાવતા અધિકારીઓ પોલિસ ઓફિસર હતા તેમની કલ્પના કરો.''

આમાં શ્રી માર્ટીન ઉમેરો કરતાં કહે છે, ''મદ્રાસમાં રૈયતવારી પદ્ધતિ ચલાવનારની આંખ ઉઘાડનાર કંઈ પણ હોય તો એ આ ત્રાસદાયક કાર્યપદ્ધતિ જ છે. મદ્રાસની કાઉન્સિલના સભ્ય સ્વ. સલીવાને આ લેખક આગળ કબૂલ કર્યું કે જ્યારે, તેમણે તેમની કચેરીમાંથી મદ્રાસ તરફ જતી ગાડું ભરાય તેટલી ચાંદી જોઈ અને જે લોકો પાસેથી તે એકઠી કરાઈ હતી તેમની ગરીબાઈ યાદ આવતાં, તેઓ કમકમી ગયા હતાં કારણ કે સરકારનો તકાજો તો એટલો જ નિર્દય હતો અને નાણાંનો ચોક્કસ પૂરવઠો તો મળવો જ જોઈએ તેવો આગ્રહ સતત સેવાતો હતો. આને લીધે તેમને લોકોના ભવિષ્યનો વિચાર આવતો હતો અને તેઓ ધ્રુજી ઉઠ્યા હતાં.''

કંપનીના શાસન દરમિયાન હિંદની આર્થિક પરિસ્થિતિ વિષે ચર્ચા વખતે ભૂતળ પરિવહન જકાતો લાદવાના થતા આગ્રહને ધ્યાનમાં લઈશું.

કરના આ દબાણની સામે લોકોની આવકના બારામાં આપણી પાસે નહિવત્ માહિતી છે.

આવકની સાથે તેની તુલના કર્યા સિવાય વેરાનો ખ્યાલ સ્પષ્ટ થઈ શકે નહિ. પણ લોકોની આવક વિષેનું આપણું જ્ઞાન ખૂબ જ ઓછું છે. (મનરોના) મત પ્રમાણે ખેત મજૂરીનો સરેરાશ માસિક દર ૪ થી ૬ શિલીંગ વચ્ચે હતો, જ્યારે વ્યક્તિદીઠ વાર્ષિક ૧૮ થી ૨૭ શિલીંગ ગુજરાન માટે પૂરતા હતાં. આપણે જાણતા નથી કે વેરાની તાકીદ કેવી હતી. જો કે પરિસ્થિતિ એવું દર્શાવે છે કે જરૂર સખત હશે.

## IV

શ્રી માર્ટીન ખૂબ જ સંક્ષિપ્તમાં નાણાકીય ઈતિહાસને નીચે પ્રમાણે વર્ણવે છે :-

''કંપનીની સરહદોમાં વધારાની સાથે સમૃદ્ધિ માટેની કલાઈવે જન્માવેલી અપેક્ષાઓ અધૂરી રહી, આ સત્યની તેમને ઉપરોક્ત પ્રસંગ (જ્યારે બિહાર અને બંગાળની દીવાની કંપનીને સુપ્રત થઈ )અને તેના જેવા બીજા પ્રસંગો દ્વારા જાણ થઈ, કે મહેસૂલમાં થયેલા વધારાની સાથે, તેના જેટલો જ અને ક્યારેક વધુ ખર્ચ, થતો હતો. ત્યાં સુધી કે યુરોપિયન સરકાર ચલાવવાનો ખર્ચ, દરેક ઈલાકામાં જાળવી રાખવામાં આવતા લશ્કરનો વધારો અને બીજા સાધનો દ્વારા વ્યાજબી અથવા ગેરવ્યાજબી ખર્ચ એટલો બધો હતો અને આવકના અંદાજી વધારાને એટલી હદ સુધી હડપ કરી જતો કે દેશના વિકાસનાં સાધનો માટે લગભગ કંઈ જ બાકી રહેતું નહિ, ક્યારેક તો રસ્તા, નહેરો અને જાહેર કામો જે દેશી રજવાડાંના ખર્ચમાંથી ઊભા થયાં હોય તેમની જાળવણી પણ મુશ્કેલ બની જતી.''

આશ્ચર્યકારક બીના તો તે હતી કે કંપનીની નાણાંકીય બાબતોમાં કપરી ગેરવ્યવસ્થા હતી. તે સમયનો લેખક કહે છે, ''અમારે ત્યાં બ્રિટિશ સૈનિક અધિકારીઓનું લશ્કર છે, વ્યૂહરચના યુરોપિયન તેના દાવપેચ નક્કી કરે છે. અમારા ન્યાય ખાતામાં અંગ્રેજી કાયદો અક્ષરસઃ પાળવામાં આવે છે. આદમ સ્મિથ અને તેના અનુયાયીઓ (?) દ્વારા ઘડાયેલ સિદ્ધાંતો અમારી નાણાકીય સ્થિતિના મૂલ્યાંકનનો આધાર છે. અમારી આવક માત્ર હિંદી છે. અમારા લશ્કરી અધિકારીઓ જોમીનીની વ્યૂહરચનાનો અભ્યાસ કરે છે : બ્લેક સ્ટોન અને બેન્થામ, મિલ્સ અને રીકોર્ડા એ અમારા વહીવટદારોનાં પાઠ્યપુસ્તકો છે. પણ

લગભગ ત્રણ સદી પહેલાંના અકબરના પ્રધાન અબુલ ફ્ઝલની મ્હેસૂલ પદ્ધતિ જેવી જ અમારી વ્યવસ્થા છે.

| વર્ષ | કુલ આવક પાઉન્ડ | કુલ ખર્ચ પાઉન્ડ |
|---|---|---|
| ૧૭૯૨-૯૩ | ૫,૫૧૨,૭૬૧ | ૩,૮૭૩,૮૫૯ |
| ૧૭૯૩-૯૪ | ૮,૨૭૬,૭૭૦ | ૬,૫૯૩,૧૨૯ |
| ૧૭૯૪-૯૫ | ૮,૦૨૬,૧૯૩ | ૬,૫૬૭,૮૦૮ |
| ૧૭૯૫-૯૬ | ૭,૮૬૬,૦૯૪ | ૬,૮૮૮,૯૯૭ |
| ૧૭૯૬-૯૭ | ૮,૦૧૮,૧૭૧ | ૭,૫૦૮,૦૩૮ |
| ૧૭૯૭-૯૮ | ૮,૦૫૯,૮૮૦ | ૮,૦૧૫,૩૨૭ |
| ૧૭૯૮-૯૯ | ૮,૬૫૨,૦૩૩ | ૯,૧૩૯,૩૬૩ |
| ૧૭૯૯-૧૮૦૦ | ૯,૭૩૬,૬૭૨ | ૯,૯૫૫,૩૬૦ |
| ૧૮૦૦-૦૧ | ૧૦,૪૮૫,૦૫૯ | ૧૧,૪૩૮,૧૮૫ |
| ૧૮૦૧-૦૨ | ૧૨,૧૬૩,૫૮૯ | ૧૨,૪૧૦,૦૪૫ |
| ૧૮૦૨-૦૩ | ૧૩,૪૬૪,૫૩૭ | ૧૨,૩૨૬,૮૮૦ |
| ૧૮૦૩-૦૪ | ૧૩,૨૭૧,૩૮૫ | ૧૪,૩૯૫,૪૦૫ |
| ૧૮૦૪-૦૫ | ૧૪,૯૪૯,૩૯૫ | ૧૬,૧૧૫,૧૮૩ |
| ૧૮૦૫-૦૬ | ૧૫,૪૦૩,૪૦૯ | ૧૭,૪૨૧,૪૧૮ |
| ૧૮૦૬-૦૭ | ૧૪,૫૩૫,૭૩૯ | ૧૭,૫૦૯,૮૬૪ |
| ૧૮૦૭-૦૮ | ૧૫,૬૬૯,૯૦૫ | ૧૫,૮૫૦,૨૯૦ |
| ૧૮૦૮-૦૯ | ૧૫,૫૨૫,૦૫૫ | ૧૫,૩૯૨,૮૮૯ |
| ૧૮૦૯-૧૦ | ૧૫,૬૫૫,૯૮૫ | ૧૫,૫૩૪,૭૧૧ |
| ૧૮૧૦-૧૧ | ૧૬,૬૭૯,૧૯૭ | ૧૩,૯૦૯,૯૮૧ |
| ૧૮૧૧-૧૨ | ૧૬,૬૦૫,૬૧૫ | ૧૩,૨૨૦,૯૬૬ |
| ૧૮૧૨-૧૩ | ૧૬,૩૩૬,૨૯૦ | ૧૩,૫૧૫,૮૨૮ |
| ૧૮૧૩-૧૪ | ૧૭,૨૨૮,૭૧૧ | ૧૩,૬૧૭,૭૨૫ |
| ૧૮૧૪-૧૫ | ૧૭,૨૯૭,૨૮૦ | ૧૫,૯૫૫,૦૦૬ |

| | | |
|---|---|---|
| ૧૮૧૫-૧૬ | ૧૭,૨૩૭,૮૧૯ | ૧૭,૦૫૯,૯૬૮ |
| ૧૮૧૬-૧૭ | ૧૮,૦૭૭,૫૭૮ | ૧૭,૩૦૪,૧૬૨ |
| ૧૮૧૭-૧૮ | ૧૮,૩૭૫,૮૨૦ | ૧૮,૦૪૬,૧૯૪ |
| ૧૮૧૮-૧૯ | ૧૯,૪૫૯,૦૧૭ | ૨૦,૩૯૬,૫૮૭ |
| ૧૮૧૯-૨૦ | ૧૯,૨૩૦,૪૬૨ | ૧૯,૬૮૯,૧૦૭ |
| ૧૮૨૦-૨૧ | ૨૧,૩૫૨,૨૪૧ | ૨૦,૦૫૭,૨૫૨ |
| ૧૮૨૧-૨૨ | ૨૧,૮૦૩,૧૦૮ | ૧૯,૮૫૬,૪૮૯ |
| ૧૮૨૨-૨૩ | ૨૧,૧૭૧,૭૦૧ | ૨૦,૦૮૩,૭૪૧ |
| ૧૮૨૩-૨૪ | ૨૧,૨૮૦,૩૮૪ | ૨૦,૮૫૩,૯૯૭ |
| ૧૮૨૪-૨૫ | ૨૦,૭૫૦,૧૮૩ | ૨૨,૫૦૪,૧૫૬ |
| ૧૮૨૫-૨૬ | ૨૧,૧૨૮,૩૮૮ | ૨૪,૧૬૮,૦૧૩ |
| ૧૮૨૬-૨૭ | ૨૨,૩૮૩,૪૯૭ | ૨૩,૩૧૨,૨૯૫ |
| ૧૮૨૭-૨૮ | ૨૨,૮૬૩,૨૬૩ | ૨૪,૦૫૩.૮૩૭ |
| ૧૮૨૮-૨૯ | ૨૨,૭૪૦,૬૯૧ | ૨૧,૭૧૮,૫૬૦ |
| ૧૮૨૯-૩૦ | ૨૧,૬૯૫,૨૦૮ | ૨૦,૫૬૮,૩૫૮ |
| ૧૮૩૦-૩૧ | ૨૨,૦૧૯,૩૧૦ | ૨૦,૨૩૩,૮૯૦ |
| ૧૮૩૧-૩૨ | ૧૮,૩૧૭,૨૩૭ | ૧૭,૦૪૮,૧૭૩ |
| ૧૮૩૨-૩૩ | ૧૮,૪૭૭,૯૨૪ | ૧૭,૫૧૪,૭૨૦ |
| ૧૮૩૩-૩૪ | ૧૮,૨૬૭,૩૬૮ | ૧૬,૯૨૪,૩૩૨ |
| ૧૮૩૪-૩૫ | ૨૮,૮૫૬,૬૪૭ | ૧૬,૬૮૪,૪૯૬ |
| ૧૮૩૫-૩૬ | ૨૦,૧૪૮,૧૨૫ | ૧૫,૯૯૪,૮૦૪ |
| ૧૮૩૬-૩૭ | ૨૦,૯૯૯,૧૩૦ | ૧૭,૩૬૩,૩૬૮ |
| ૧૮૩૭-૩૮ | ૨૦,૮૫૮,૮૨૦ | ૧૭,૫૫૩,૫૨૫ |
| ૧૮૩૮-૩૯ | ૨૧,૧૫૮,૦૯૯ | ૨૧,૩૦૬,૨૩[illegible] |
| ૧૮૩૯-૪૦ | ૨૦,૧૨૪,૦૩૮ | ૨૨,૨૨૮,૦૧[illegible] |
| ૧૮૪૦-૪૧ | ૨૦,૮૫૧,૦૭૩ | ૨૨,૫૪૬,૪૩[illegible] |
| ૧૮૪૧-૪૨ | ૨૧,૮૩૭,૮૨૩ | ૨૩,૫૩૪,૪૪[illegible] |

| | | |
|---|---|---|
| ૧૮૪૨-૪૩ | ૨૨,૬૧૬,૪૮૭ | ૨૩,૮૮૮,૫૨૬ |
| ૧૮૪૩-૪૪ | ૨૩,૫૮૬,૫૭૩ | ૨૪,૯૨૫,૩૭૧ |
| ૧૮૪૪-૪૫ | ૨૩,૬૬૬,૨૪૬ | ૨૪,૨૯૩,૬૪૭ |
| ૧૮૪૫-૪૬ | ૨૪,૨૭૦,૬૦૮ | ૨૫,૬૬૨,૭૩૮ |
| ૧૮૪૬-૪૭ | ૨૬,૦૮૪,૬૮૧ | ૨૬,૯૧૬,૧૮૮ |
| ૧૮૪૭-૪૮ | ૨૪,૯૦૮,૩૦૨ | ૨૬,૭૪૭,૪૭૪ |
| ૧૮૪૮-૪૯ | ૨૫,૩૯૬,૩૮૬ | ૨૬,૭૬૬,૮૪૮ |
| ૧૮૪૯-૫૦ | ૨૭,૫૨૨,૩૪૪ | ૨૬,૯૬૦,૯૮૯ |
| ૧૮૫૦-૫૧ | ૨૭,૫૨૨,૩૪૪ | ૨૭,૦૦૦,૬૨૪ |
| ૧૮૫૧-૫૨ | ૨૭,૮૩૨,૨૩૭ | ૨૭,૦૯૮,૪૬૨ |
| ૧૮૫૨-૫૩ | ૨૮,૮૦૯,૧૦૯ | ૨૭,૯૭૬,૭૩૫ |
| ૧૮૫૩-૫૪ | ૨૮,૨૭૭,૫૩૦ | ૩૦,૨૪૦,૪૩૫ |
| ૧૮૫૪-૫૫ | ૨૯,૧૩૩,૦૫૦ | ૩૦,૭૫૩,૪૫૬ |
| ૧૮૫૫-૫૬ | ૩૦,૮૧૭,૫૨૮ | ૩૧,૬૩૭,૫૩૦ |
| ૧૮૫૬-૫૭ | ૩૧,૬૯૧,૦૧૫ | ૩૧,૬૦૮,૮૭૫ |
| ૧૮૫૭-૫૮ | ૩૧,૭૦૬,૭૭૬ | ૪૧,૨૪૦,૫૭૧ |

૧૭૯૨ થી ૧૮૫૭ના ગાળા વિષેની નોંધમાં શ્રી રોમેશચંદ્ર દત્ત કહે છે, "સ્પષ્ટ જણાશે કે જો ખાધનાં ૧૪ વર્ષ હતાં તો પુરાંતના ૩૨ વર્ષ હતાં અને જો ખાદ્ય લગભગ ૧ કરોડ ૭૦લાખ હતી તો પુરાંત લગભગ ૪ કરોડ ૯૦ લાખ હતી. આમ હિંદના વહીવટમાં ૪૬ વર્ષનાં ગાળામાં, નાણાકીય પરિણામોમાં ૩ કરોડ ૨૦ લાખનો ચોખ્ખો વધારો હતો. પણ આ નાણું ન તો હિન્દમાં બચાવવામાં આવ્યું હતું અને ન તો સિંચાઈ કે તેવા સુધારાના કામમાં ઉપયોગમાં લેવાયું હતું. કંપનીના શેર હોલ્ડરોને ચુકવાતા ડિવિડન્ડના રૂપમાં તે ઈંગ્લેન્ડમાં નજરાણાં તરીકે જતું હતું. અને ડિવિડન્ડ ચૂકવવા માટે હિંદમાંનો આ નાણાં પ્રવાહ પૂરતો ન હોવાને લીધે હિંદના જાહેર દેવાં તરીકે ઓળખાતાં દેવામાં વધારો થતો હતો." (૧ આર.સી.દત્ત "ઈન્ડિયા અંડર અર્લિ બ્રિટિશ રૂલ" પાન. ૪૦૮)

બે જુદા જુદા માર્ગો દ્વારા ઈંગ્લેન્ડ અને હિંદમાં લોન ઊભી કરવામાં આવી હતી.

હિંદમાં, જ્યારે સરકારને નાણાંની જરૂર પડતી ત્યારે તે જાહેરાત કરતી કે સરકારી તિજોરી, નક્કી કરેલાં વ્યાજના દરે અને શરતોએ લોનના સ્વરૂપે નાણાં લેવા તૈયાર છે. લોન જ્યાં સુધી લેવાતી હતી ત્યાં સુધી મંડળીઓ ઈચ્છે તેટલું ભરણું કરી શકતી હતી, અને તેના બદલામાં, કોઈપણ જાતની ટોચ મર્યાદા સિવાય લોન–નોટ્સ આપવામાં આવતી હતી. આ રીતે લોન દ્વારા ઊભાં કરેલાં બધાં જ નાણાં હિંદમાં એકત્રીત કરવામાં આવ્યાં હતાં.

ઈંગ્લેન્ડમાં જુદા પ્રકારની વ્યવસ્થા હતી. બીજા નિગમો જેવાં કે કરારપત્રોની જેમ પાર્લામેન્ટના કરાર પ્રમાણે ઈસ્ટ ઈન્ડિયા કંપની લોન ઊભી કરી શકતી હતી. અને કરાર પત્રો ઉપર સ્થાનિક દેવું (Home debt) લેવામાં આવતું હતું.

કંપનીના શાસન કાળનું હિન્દનું જાહેર દેવું એ યુદ્ધની જ નીપજ હતી.

આ બંને દેવાનો વિકાસ જુદી જુદી રીતે જોઈશું.

**હિંદનું દેવું :**

૧૭૯૨માં હિંદનું દેવું ૭૦,૦૦,૦૦૦ પાઉન્ડ કરતાં થોડુંક વધારે હતું. સાત વર્ષમાં તે વધીને ૧૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ થયું. ૧૮૦૦માં તે ૧૪,૬૨૫,૩૮૪ પાઉન્ડ અને તેનું કુલ વ્યાજ ૧,૩૪૨,૮૫૪ પાઉન્ડ હતું. હવે વેલેસ્લીની મરાઠાઓ સાથેની લડાઈઓ આવી અને ૧૮૦૭–૦૮માં તેણે એક જ ઝાટકે હિંદનું દેવું ૩૦,૦૯૮,૮૫૭ પાઉન્ડ ઉપર પહોંચાડી દીધું, જેનું કુલ વાર્ષિક વ્યાજ ૨,૩૩૯,૦૮૭ પાઉન્ડ થવા જતું હતું. શાંતિ સ્થપાયા પછી દેવામાંથી છૂટવા માટે તેને ઓછું કરવાના પ્રયત્નો કરવામાં આવ્યાં હતાં. આ નીતિને પરિણામે ૧૮૧૦–૧૧માં દેવું ૨૨,૫૪૫,૮૪૩ પાઉન્ડ સુધી અને વ્યાજ ૧,૫૦૩,૪૩૪ પાઉન્ડ સુધી નીચે લાવવામાં આવ્યું હતું. પણ લડાઈઓ નિયમિત હતી જ્યારે શાંતિ અપવાદરૂપ હતી. અને ૧૮૧૯–૨૦માં નેપાળની તથા પહેલી મરાઠા લડાઈને લીધે હિંદનું દેવું ૩૧,૩૩૮,૮૫૫ પાઉન્ડ સુધી વધી ગયું હતું. ૧૮૨૩–૨૪માં શાંતિની સ્થાપનાને લીધે દેવામાં ઘટાડો થયો હતો પણ પછીના વર્ષે ૧૮૨૪–૨૫ની બર્માની લડાઈએ ૩૮,૩૧૬,૪૮૬ પાઉન્ડ સુધી વધારી દીધું. ૧૮૩૫–૩૬માં દેવું ઓછું થઈ ૩૧,૮૨૧,૧૧૮ પાઉન્ડ ઉપર આવી

ગયું હતું, પરંતુ લશ્કરી કાર્યવાહીની હારમાળા હિંદની રાહ જોઈ રહી હતી. અફઘાન વિગ્રહ, સિંધ વિગ્રહ, બે શીખ વિગ્રહ, બર્માના બીજા વિગ્રહે, ૧૮૫૩-૫૪માં દેવાને વધારીને ૫૨,૩૧૩,૦૯૪ પાઉન્ડ અને વ્યાજને ૨,૪૭૯,૧૩૩ પાઉન્ડ ઉપર મૂકી દીધાં. તેમ છતાં ૧૮૫૩-૫૪માં હિંદનું દેવું ઘટીને ૪૩,૭૬૨,૮૭૬ પાઉન્ડ થઈ ગયું હતું. ૧૮૫૩-૫૪માં જાહેર કામોની નીતિનો પ્રારંભ થયો જેને પરિણામે ૧૮૫૫-૫૬માં હિંદનું દેવું વધીને ૫૫,૫૪૬,૬૫૦ પાઉન્ડ જેટલું થયું હતું. ૧૮૫૭-૫૮નું વર્ષ જે હિંદના બળવા અથવા સ્વાતંત્ર્ય યુદ્ધ તરીકે ઓળખાય છે તેનું સાક્ષી બન્યું અને જેને લીધે હિંદનું દેવું વધીને ૬૦,૭૦૪,૦૮૪ પાઉન્ડ થયું.

### સ્થાનિક બોન્ડ દેવું (ઈંગ્લેન્ડમાં)

૧૮૦૦માં સ્થાનિક દેવું ૫% ના વ્યાજે ૧,૪૮૭,૧૧૨ પાઉન્ડ જેટલું હતું. પણ વેલેસ્લીના વિગ્રહોએ સ્થાનિક દેવા ઉપર અસર કરી અને ૧૮૦૭-૦૮માં વધારીને ૪,૨૦૫,૨૭૫ પાઉન્ડ કર્યું. ૧૮૧૧-૧૨માં તેની છેલ્લી કક્ષાએ એટલે કે ૬,૫૬૫,૯૦૦ પાઉન્ડ જેટલું સ્થાનિક દેવું વધી ગયું હતું અને વ્યાજનો દર ૫ ટકા હતો. ૧૮૧૬-૧૭માં વ્યાજનો દર ઘટીને ૪ ટકા થયો હતો અને તે પછી ક્યારેક વધ્યો નથી. ૧૮૧૪-૧૫માં સ્થાનિક દેવું ઘટીને ૪,૩૭૬,૯૭૬ પાઉન્ડ થયું હતું. ૧૮૪૦-૪૧માં પ્રસંગોપાત ઘટાડાને લીધે તે ઘટીને ૧,૭૩૪,૩૦૦ પાઉન્ડ થયું હતું. બળવાના ખર્ચ ૪૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ ઉપરાંત અફઘાન વિગ્રહ અને બળવાને લીધે સ્થાનિક દેવું વધીને ૩,૮૯૪,૪૦૦ પાઉન્ડ થયું હતું.

હિંદના દેવાની સરખામણીએ હિંદનાં સ્થાનિક બોન્ડ દેવાનું વામણાપણું કોઈનેય નવાઈ પમાડે તેવું છે. પણ જ્યારે જાણવામાં આવે કે પાર્લામેન્ટનાં નિયમોએ ઈંગ્લેન્ડમાં ઈસ્ટ ઈન્ડિયા કંપનીને ઉછીના નાણાં લેવા ઉપર ચોક્કસ મર્યાદાઓ મૂકી હતી ત્યારે આ નવાઈની લાગણી અદશ્ય થઈ જશે. પાર્લામેન્ટ કોઈપણ ગેરફાયદા વગર, કંપનીના શાસનમાંથી વધુમાં વધુ લાભ મેળવવા આતુર હતી. હિંદના રાજ્ય ઉપર કાબૂ મેળવવા તે આતુર હતી, પણ પરિણામ મળે ત્યાં સુધી તે તેને સમસ્યારૂપ ગણતી હતી અને આ યોજના કે જે દેખાવમાં સફળ લાગતી હતી પણ લાભકારક પરિણામોનો કોઈ સંકેત દેખાતો નહોતો તે દ્વારા દેશના હિતોને જોખમમાં મૂકવા તે નહોતી માગતી. આમ

ચોક્કસ મર્યાદાથી વધુ લોન ઊભી કરવા ઉપર અને વેપાર ઉપર પાર્લામેન્ટે પ્રતિબંધ મૂક્યો. જેથી કંપની તેનો હિંદ ઉપરનો કાબૂ ન ગુમાવે અને ઈંગ્લિશ મૂડીને જોખમમાં મૂકવામાંથી અને ઈંગ્લેન્ડને વિનાશમાંથી બચાવી શકાય.

## V

**હિંદ અને ૧૮૫૮નો કાયદો :**

ઈસ્ટ ઈન્ડિયા કંપની ઈંગ્લેન્ડ માટે ખૂબ જ સમૃદ્ધિનું સાધન હતી તે હકીકત છતાં બ્રિટિશ પાર્લામેન્ટ અને તેના લોકોના હાથે તેનું ખૂબ જ અપમાન કરવામાં આવ્યું.

ઈસ્ટ ઈન્ડિયા કંપની તેના હિન્દના વેપારના ઈજારા માટે ખૂબ જ અદેખાઈ રાખતી હતી અને બ્રિટિશરો તેને આ લાભ આપવાના બદલામાં બને તેટલો વધુ ને વધુ લાભ મેળવવા માગતા હતાં. કંપનીના વહીવટની એકએક ખામીને દખલ કરવા માટેનું બહાનું બનાવવામાં આવતી હતી અને વેપાર કરવાના કરાર ફરીથી કરવાના હોય તે પ્રસંગે હિંદના વેપારની ઈજારાશાહીને પરિણામે એકત્રીત કરેલ મિલકત ઓકાવવાનો પ્રયત્ન કરવામાં આવતો હતો.

વેપારનાં આ ઈજારાની બાબતમાં કંપનીના ઈતિહાસની શરૂઆતમાં વિવાદ ઊભો થયો હતો અને તેના લાભાલાભની ચર્ચા ખૂબ કડવાશપૂર્વક કરવામાં આવી હતી. ૧૮૩૩ સુધી સારાખોટાં બધાં જ માર્ગો દ્વારા અંગ્રેજ રાજકર્તાઓને જીતીને પોતાની ઇજારાશાહી ચાલુ રાખવાની કંપનીએ વ્યવસ્થા કરી. પણ તે વર્ષમાં તેની ઈજારાશાહી સામે એટલો મોટો ઊહાપોહ થયો કે કંપની અને તેના પ્રધાનોએ છેવટે ઈસ્ટ ઈન્ડિયા કંપનીના વેપારને અંગ્રેજ પ્રજા માટે ખુલ્લો મૂકી દેવો પડ્યો.

૧૮૩૪નાં કાયદા પ્રમાણે વ્યાપારી નિગમ તરીકે કંપની બંધ થઈ. કંપનીની જવાબદારીઓ અને દેવું કેવી રીતે પૂરા કરવામાં આવ્યા હતાં તે નીચેના વિવરણ ઉપરથી જોઈ શકાશે.

''વાસ્તવિક વ્યાપારી મિલ્કતો, જે ૧૮૩૪નાં કાયદા પ્રમાણે વેચવામાં આવી હતી તેમાંથી ૧૫,૨૨૩,૪૮૦ પાઉન્ડ ઉપજ્યા હતાં.

જેની વહેંચણી આ પ્રમાણે કરવામાં આવી હતી :

૮,૧૯૧,૩૬૬ પાઉન્ડ હિન્દનું દેવું ભરવામાં : ૨,૨૧૮,૮૩૧ પાઉન્ડ

ઈંગ્લેન્ડમાં મુલ્કી વેરો ભરવામાં : ૧,૭૮૮,૫૨૫ પાઉન્ડ સ્થાનિક દેવાનાં ભરણાની સામે ચૂકવણી : ૨,૦૦૦,૦૦૦ પાઉન્ડ ૧૮૭૪માં કંપનીના કેપિટલ સ્ટૉક (૬,૦૦૦,૦૦૦) માંથી સદંતર છૂટકારો મેળવવા માટે બેન્ક ઑફ ઈંગ્લેન્ડમાં ચક્રવૃદ્ધિ વ્યાજે "સિક્યૂરિટિ ફંડ"નાં રોકાણ ભંડોળ તરીકે ચૂકવવામાં આવ્યાં હતાં : ૪૬૩,૧૩૫ પાઉન્ડ હિંદ સરકારના હેતુઓ માટે ઈંગ્લેન્ડમાં રાખવામાં આવેલી હાથ ઉપરની બાકી સિલક હતી. લીડન હૉલ સ્ટ્રીટમાં આવેલું ઈન્ડિયા હાઉસ, લશ્કરી સ્ટોર ખાતાં માટે સાચવી રાખેલું ગોદામ અને હિંદની સ્થાવર મિલ્કત જેને કંપની વ્યાપારી ગણવાનો દાવો કરતી હતી તેવી બિનઉપયોગી મિલકત બધાની કુલ કિંમત ૬૩૫,૪૪૫ પાઉન્ડ થવા જતી હતી. પણ હિંદ સરકારના ઉપયોગમાં આવે તે રીતે કંપનીના જ હાથમાં રહે છે.

જો કે કંપની વ્યાપારી સંસ્થા તરીકે અદશ્ય થઈ ગઈ હતી તેમ છતાં તેના ઈલાકાઓમાં રાજકીય સાર્વભૌમ તરીકે અસ્તિત્વ જાળવી રાખ્યું હતું. કમનસીબે કંપનીના દિવસો ખૂબ ઝડપથી ભરાઈ ગયાં હતાં.

૧૮૫૭નાં બળવામાં બહાર આવેલી ખામીઓને લીધે ઈસ્ટ ઈન્ડિયા કંપની ભૂંસાઈ ગઈ હતી તે માનવું ભુલભરેલું છે. તેનાથી ઊલટું બળવો થયાં પહેલાં, હિંદ સરકારનો વહીવટ તાજ દ્વારા સંભાળવામાં આવે તેવી ચર્ચાઓ ખૂબ જ સામાન્ય હતી જે દર્શાવે છે કે બળવો થાય અથવા ન થાય, બ્રિટિશ રાજપુરુષો હિંદમાંથી મળતાં ઘી.કેળાં હડપ કરવા અધીરાં બન્યાં હતાં. જે સંસ્થા તેમને માલ મલીદા આપતી હતી તેને જ તેઓ ગળી જવા માંગતાં હતાં.

અધીરા મનવાળી વ્યક્તિઓ માટે આ ગોળગોળ વાત કંટાળાજનક અને માથાના દુઃખાવા જેવી હતી. ૧૮૫૭માં સ્પષ્ટ બહુમતીથી પાછાં ફરેલાં લોર્ડ પામરસ્ટોને તેમની ક્રીમીયાની લડાઈની સફળતા પછી તુર્તજ કંપનીનાં નિયામકોને તેમનાં અત્યંત આશ્ચર્ય વચ્ચે જણાવ્યું કે તેઓ કંપનીને બંધ કરવાના ખરડાની દરખાસ્ત મુકવા માંગે છે અને હિંદ સરકાર સીધે સીધી તાજની નીચે જ કામ કરશે તેવો ખરડો લાવવા માંગે છે.

કમનસીબે ૧૮૫૭માં બળવો થયો જેને લીધે કંપની બંધ થવાની હિલચાલ જે ચાલુ જ હતી તેને પ્રેરક બળ મળ્યું. કંપનીના ચેરમેન અને ડેપ્યુટી ચેરમેને ૧૮૫૭નાં ડીસેમ્બરની ૩૧ તારીખે પામરસ્ટોનનાં જાહેર નામાનો જવાબ વાળતાં

અરજ કરી કે, ''બિનરાજકીય અને સંપૂર્ણરીતે સ્વતંત્ર'' મધ્યસ્થી જે કંપનીના જેવી જ હોય તેવી ''સંસ્થા''ની હિંદના શાસન માટે જરૂરીયાત છે.

આ ઉપરાંત કંપનીએ પાર્લામેન્ટનાં બંને ગૃહોને અરજી મોકલાવી. જહોન સ્ટુઅર્ટ મીલે અરજીનો મુસદ્દો તૈયાર કર્યો હતો તેમણે કંપની બંધ કરવાના ખરડામાં રહેલી દલીલની ખામી બતાવી હતી. બોર્ડના પ્રમુખપદે પોતાના પ્રધાનને બેસાડીને શરૂઆતથી તાજે હિન્દ સરકાર ઉપર પોતાનો અંકુશ રાખ્યો હતો. હિંદ સરકાર અને તાજના પ્રધાન વચ્ચે નિયામકોની સભા હતી, જેનો નવો ખરડો અંત લાવવા માંગતો હતો. મીલે દલીલ કરી કે તાજના પ્રધાન જે સમગ્ર હિંદનું શાસન ખરેખર સંભાળે છે તેમને માટે નિયામકોની સભા (ઈસ્ટ ઈન્ડિયા કંપનીની એક સંસ્થા) એ સારો માર્ગદર્શક છે, અને કહ્યું કે શાસન પદ્ધતિમાંથી જ જો દૂષણો ઉત્પન્ન થયાં હોય તો તેની દવા તરીકે જે ઈલાજ કરવામાં આવ્યો એટલે કે નિયામકોની સભા દરખાસ્ત કરવી અને તાજનાં પ્રધાનને આપખુદ બનાવી દેવો તે રોગ કરતાં વધુ ખરાબ હતી. ''નિયામકોની સભાની મદદ વગર તાજના પ્રધાન હિંદનું શાસન કોઈપણ જાતની ખામી વગર સંભાળી શક્યા હોત તેવું માનવું એટલે પ્રધાને પોતાની મરજી પ્રમાણે ચલાવવાને બદલે જવાબદાર અને અનુભવી સલાહકારોની મદદથી ચલાવેલું શાસન ભૂલભરેલું છે એમ માનવા બરોબર હતું.''

હિંદના ઈંગ્લેન્ડ સાથેના ભવિષ્યના સંબંધ વિષે મતમતાંતરો હતા. ઈંગ્લેન્ડનાં મહત્ત્વના છાપા સ્ટેન્લે રીવ્યુએ દલીલ કરી કે અંગ્રેજ રાજકારણથી હિંદને દૂર રાખવા માટે ઈસ્ટ ઈન્ડિયા કંપનીને જાળવી રાખવી જોઈએ. જે અંગ્રેજો હિંદમાં ગયા તેઓ આપખુદ બની ગયા તે હકીકત તરફ તેણે સ્પષ્ટ નિર્દેશ કર્યો અને જણાવ્યું કે તેમાં લોકશાહી માટે જોખમ હતું. તેણે હિંમતપૂર્વક જાહેર કર્યું કે, ''એક રાક્ષસી ટોરપીડો જેવું હિન્દ તમામ લાભકારક પ્રવૃત્તિઓને બંધ કરી દેશે અને ઈંગ્લેન્ડનાં મુક્ત નૈતિક જીવનને બહેરું કરી દેશે.'' અને જો તેને સંપૂર્ણપણે ઈંગ્લેન્ડની સામે લાવવામાં આવશે તો તે એક શાળા સ્વરૂપે સેવા કરશે જેમાં તે નેપલ્સનાં રાજાનાં સિદ્ધાંતો અને શ્રીમતી સ્ટોવેઝ લીગ્રીની પ્રવૃત્તિઓ શીખશે.''

બીજાઓમાં કોન્ટેના શિષ્ય એવાં એક નોંધપાત્ર કોઈક શ્રી રીચાર્ડ કોન્ગ્રેવે

એવો બચાવ કર્યો કે હિંદના ભાવિનાં ઘડતરનું કાર્ય તેની ઉપર છોડી દેવું જોઈએ. તેઓ એવો મત ધરાવતાં હતાં કે કોઈપણ એક પ્રજા ઉપર બીજી પ્રજાનું શાસન એ અનીતિ છે અને માનવતાનાં વિકાસ માટે તે ડહાપણ ભરેલું નથી. અંગ્રેજો છોડી દે તે પછી બીજું કોઈ રાષ્ટ્ર હિંદમાં ઘુસણખોરી કરે તે અટકાવવા તેમણે દરખાસ્ત મૂકી કે એક આંતરરાષ્ટ્રિય બોર્ડની નિમણૂંક કરવી જોઈએ જે વહીવટને વ્યવસ્થિત કરે અને સ્વરાજ્ય માટે શક્તિશાળી બને તેવા હિંદીઓનાં હાથમાં સોંપે.

જો કે બ્રિટીશ પાર્લામેન્ટનાં સભ્યોએ જુદાં જ પ્રકારનો નિર્ણય લીધો હતો. તેમના મતની સાથે આ અભિપ્રાયોમાંથી કોઈ બંધ બેસતો નહોતો. તેઓ તો ઈસ્ટ ઈન્ડિયા કંપનીને સમાપ્ત કરવા કટિબદ્ધ થયાં હતાં અને હિંદ સરકારને તાજની નીચે લાવવામાં રસ ધરાવતાં હતાં : દ્વિપક્ષી સરકારનાં બદલે તેઓ સીધી સરકાર ઈચ્છતાં હતાં. આને પરીણામે ન તો અરજી કે ન તો સ્વતન્ત્ર લોકમત કોઈ જાતની અસર ઉત્પન્ન કરી શક્યા અને પામરસ્ટોને કંપનીની સમાપ્તિ અને ભવિષ્યની હિંદ સરકાર વિશેનો ખરડો રજૂ કરી દીધો. આ ખરડો પાસ થાય તે પહેલાં કાવતરાંના ખરડા (The conspiracy bill) તરીકે ઓળખાતાં ખરડાએ પામરસ્ટોનની સરકારને ઉથલાવી દીધી અને તેની જગાએ લોર્ડ ડર્બીના નેતૃત્વવાળી રુઢિચુસ્ત સરકારે કારભાર સંભાળ્યો. પામરસ્ટોનનાં પતન સાથે, તેમના ખરડાનાં ઉડી ગયા બાદ લોર્ડ ડર્બીની આગેવાની હેઠળ ચાન્સેલર બેન્જામીન ડીઝરાઈલીએ હિંદનો ખરડો રજૂ કર્યો. આ બંને ખરડાઓની ગુણવત્તાની જહોન સ્ટુઅર્ટ મીલે કરેલી સરખામણી ખૂબ સૂચક છે અને તેમનો વિવાદ યોગ્ય હતો તે પાછળના બનાવોએ સાબિત કરી આપ્યું. તેઓ કહે છે :

"આ મુશ્કેલીઓને (એક રાષ્ટ્ર ઉપર બીજા રાષ્ટ્રની સરકારની) દૂર કરવા માટે ખરડામાં જે સાધનોની જોગવાઈઓ કરવામાં આવી છે તેમાં પ્રધાનની અમર્યાદિત સત્તાઓનો સમાવેશ થાય છે. મહત્ત્વની દૃષ્ટિએ આ બાબત પૂરતું આ બંને ખરડાઓમાં કોઈ તફાવત નથી. પ્રધાન પાસે કાઉન્સિલ હોવી જોઈએ તે વ્યાજબી છે પણ ખૂબ જ આપખુદ રાજાની કાઉન્સિલ અને રાજાને આપખુદ બનતો અટકાવનારી કાઉન્સિલ વચ્ચેનો તફાવત એ છે કે એક રાજા

ઉપર આધાર રાખે છે અને બીજી રાજાથી સ્વતંત્ર છે : એકને પોતાની કેટલીક સત્તાઓ છે જ્યારે બીજીને એવી કોઈ સત્તા નથી. પહેલાં ખરડા (લોર્ડ પામરસ્ટોનનાં ખરડા) દ્વારા આખી કાઉન્સિલની નિમણૂંક પ્રધાન દ્વારા કરવામાં આવી છે જ્યારે બીજા (ડીઝરાઈલીના ખરડા)માં અડધી કાઉન્સિલની નિમણૂંક તેના દ્વારા કરવામાં આવી છે. તેને સોંપવાના કાર્યો કયા હોવા જોઈએ તે બાબત બંનેમાં થોડાક અપવાદો સહિત પ્રધાનની વિવેકશક્તિ ઉપર છોડવામાં આવી છે.''

લોર્ડ પામરસ્ટોનના ખરડા કરતાં ડીઝરાઈલીના ખરડાનું ભવિષ્ય ખૂબ જ ખરાબ હતું. તે તદ્દન નિષ્ફળ ગયો. આમ ઓગસ્ટ ૧૮૫૮માં ''સારી હિંદ સરકાર માટેનો કાયદો'' એ નામે નવો કાયદો રજૂ કરવામાં આવ્યો.

હિંદ સરકારનો વહીવટ વ્યવસ્થિત કરતાં આ કાયદા (કલમ ૭૫)ની ગોઠવણ તેના સ્વરૂપની દૃષ્ટિએ નીચે મુજબના વર્ગોમાં વહેંચી શકાય :

(૧) ભૂતકાળની બાબતો વિષેના કાયદા

(૨) ભવિષ્યની બાબતો વિષેના કાયદા

પહેલાં તો મુખ્યત્વે કંપનીના નાણાકીય અને વ્યાપારી દેવાંને લગતી પતાવટો વિષેની બાબતો સાથેની બીજી ભૂતકાળની બાબતોને ધ્યાનમાં લઈશું. આ કાયદાની કલમ ૪૨માં ''જોગવાઈ કરવામાં આવી હતી કે ઈસ્ટ ઈન્ડિયા કંપનીની જમા થાપણ ઉપરનું વ્યાજ હિંદના મહેસૂલ ઉપર નાખવામાં આવે અને નાખવું જોઈએ.''

હિંદ અને ઈંગ્લેન્ડ વચ્ચેના એક સરખી રીતે પતાવટ કરવાના બધાં જ પ્રશ્નોમાં હિંદના દેવાના પ્રશ્ન જેટલો બીજો કોઈપણ પ્રશ્ન આગળ પડતો નહોતો. તે સમયની સળગતી સમસ્યા એ હતી કે હિંદના દેવાનો ભાર કોણે ઉપાડવો. પ્રશ્નની ગૂંચ એ હતી કે તેને માટે જવાબદાર કોણ હતું અને તેનો હેતુ શો હતો ?

બળવા પછી તરત જ આ સમસ્યા ઉપરની મેજર વીન્ગેટની ટીકા ખૂબ જ સ્પષ્ટ હતી.

''શું પોતાની બાબતો વિષેના વહીવટમાં હિંદના લોકોનો અવાજ કોઈ વજન ધરાવતો હતો ? અથવા આ દેશની સરકારના હસ્તક્ષેપ અથવા કોઈપણ

જાતની મધ્યસ્થી વગર હિંદ સરકારના ખર્ચ અને વેરાનું માળખું માત્ર હિંદના કલ્યાણ માટે જ ઘડવામાં આવ્યું હતું ? હિન્દ સરકારને એના સ્વરૂપ અથવા સત્તાના કોઈપણ સંદર્ભથી જોવામાં આવે તો સ્પષ્ટ થશે કે તેના અસ્તિત્વની પહેલી ક્ષણથી અત્યાર સુધી તે બ્રિટિશ પાર્લામેન્ટનું સર્જન છે. દેવું કરવા માટેની હિંદ સરકારને આપેલી સત્તા, ગયા વખતની ડીબેન્ચર લોનના બારામાં હતું તેમ બ્રિટિશ પાર્લામેન્ટને આ ઘડી સુધી તેની પ્રવૃત્તિઓમાં હસ્તક્ષેપ કરવાનો અધિકાર હતો....પાર્લામેન્ટે ઈસ્ટ ઈન્ડિયા કંપનીને બ્રિટિશ સલ્તનતની ટ્રસ્ટી તરીકે જાહેર કરી, તેણે વખતોવખત ટ્રસ્ટની શરતોમાં ફેરફાર કર્યો અને છેલ્લે તેમાંથી ટ્રસ્ટીઓને સદંતર બાકાત કર્યા. આ વિષેની તલસ્પર્શી ચકાસણી કરતાં હિંદ સરકાર એક જુદા રાજ્યની સરકારને બદલે શરૂઆતથી જ બ્રિટિશ સલ્તનતનો એક ભાગ હતી તે સ્પષ્ટ જણાઈ આવશે. બોર્ડના પ્રમુખ દ્વારા બ્રિટિશ પ્રધાન મંડળે સત્તાનું એક ચોક્કસ માળખું ગોઠવ્યું જે હિંદના વહીવટની ક્રમિક નીતિ નક્કી કરે જ્યાં ઈસ્ટ ઈન્ડિયા કંપની તો માત્ર મરજી પ્રમાણે ફેરવી શકાય તેવું પ્યાદું હતું....જો આ જ હકીકત હોય તો, અને તેનો કોઈ કાળે વિરોધ થઈ શકે તેમ નથી, આપણે માત્ર એક જ તારવણી પર આવી શકીએ કે પહેલેથી છેલ્લે સુધી હિંદ સરકારની કાર્યવાહી તે બ્રિટિશ રાજ્યની જ કાર્યવાહી હતી. હિંદમાં કોઈપણ પ્રકારના બંધારણનો પડછાયો અથવા રાષ્ટ્રીય સરકાર જેવું કંઈ હતું નહીં. પણ એક પછી એક આવતી બ્રિટિશ પાર્લામેન્ટ અને બ્રિટિશ રાજ વહીવટો દ્વારા જીતેલા દેશ ઉપર ચલાવાતું રાજ હતું. હિંદનું દેવું એ ખરેખર તો આ સરકારે ઊભું કરેલું દેવું હતું તો આમ હિંદની જવાબદારીમાંથી આપણી જાતને ખસેડી લેવાનું કેવી રીતે શક્ય છે ?''

ઈંગ્લેન્ડને થતાં લાભ અને હિંદને થતી હાનિ દ્વારા શ્રી વીન્ગેટે બ્રિટિશ જનતાના માયાળુ વલણને જગાડવાનો પ્રયત્ન કર્યો :

''આ લાભની વાત કરવામાં આગળ જતાં એક ખૂબ જ મહત્ત્વની બાબત વાંચકે સતત યાદ રાખવાની છે કે આ લાભ પછી ભલે તે નાનો અથવા મોટો હોય. રાષ્ટ્રે તેનાં બદલામાં કંઈ ચૂકવ્યું નથી. આ પેઢીના અંગ્રેજોના કાન માટે આ વિધાન કદાચ ચોંકાવનારું સાબિત થાય, જેઓ કેનેડાના બળવાખોરો, કાફરેની લડાઈઓ, સિલોનના હુલ્લડો અને વેસ્ટ ઈન્ડિયન ગુલામોને મુક્ત

કરાવવાના ભારેખમ ખર્ચને હજુ સુધી ભૂલ્યા નથી; અને આપણાં સંસ્થાનો તથા તાબાના ઈલાકાંઓનો વહીવટ ચલાવવામાં અને રક્ષણ કરવામાં થવાના અંદાજી ખર્ચનો હેવાલ પાર્લામેન્ટને સુપ્રત કરવામાં આવે છે તેની વાર્ષિક ધોરણે યાદ જેમને તાજી કરવી પડે છે; આમ હોવા છતાં આ વિધાન ખૂબ જ ચોક્કસ અને ગણતરીની દૃષ્ટિએ સાચું છે આપણે આશ્ચર્યચકિત થઈ ઉદ્ગાર કાઢીએ કે, "અદ્ભૂત ! કૃતઘ્ની પરદેશીઓ માટે આટલો બધો ખર્ચ કરનાર આપણાં તાબાના સંસ્થાનો ઉપર પૈસા વેરનાર અને ખૂબ જ ખર્ચાળ લડાઈઓ લડનાર એવા આપણે વિશાળ હિંદની સલ્તનતને મેળવવામાં અથવા તેમાં સુધારો કરવામાં નામનું યે નાણું વાપર્યું નથી. આવું બની શકે નહીં. આ વસ્તુ માનવી ખૂબ અઘરી છે." નવાઈ પમાડે તેવી તો છે જ. પણ તેની પાછળ હજુ આશ્ચર્ય જનક કંઈ છે; આ દેશ માટે તો એક પણ શિલિંગના ખર્ચ વગર હિંદ તેના હાથમાં આવી પડ્યું છે તે એક હકીકત છે એટલું જ નહીં પણ આ સદી દરમ્યાન કરોડો રૂપિયાની અઢળક ખંડણી હિંદ ગ્રેટ બ્રિટનને ચૂકવતું આવ્યું છે તે પણ એટલું જ સાચું છે."...."ન્યાયના પલ્લે તોલતાં અથવા આપણાં પોતાના સાચા હિતોની દૃષ્ટિએ જોતાં જણાશે કે માનવતા, સામાન્ય જ્ઞાન અને આર્થિક વિજ્ઞાનના સ્વતઃ સત્યો સાથે હિંદની ખંડણી બંધ બેસતી નથી."

હિંદના અન્યાયોને સ્પર્શતાં શ્રી વીન્ગેટ ઈંગ્લિશ જનતાને પૂછે છે "શું હિંદની આપણી નીતિ તે દેશના લોકો માટેના કલ્યાણની દૃષ્ટિએ સ્વચ્છ, નિઃસ્વાર્થ અને ઉમદા હેતુ દ્વારા નક્કી થઈ હતી અને શું તેમાં આપણને બિલકુલ ખરાબ અસર થાય તેવો જરા પણ વહેમ નહોતો ? આ દેશમાં આવતાં હિંદના ઉત્પાદનો ઉપર અવરોધરૂપ જકાત નાખવામાં અને હિંદમાં આયાત થતાં ઉત્પાદનો ઉપર નામની જ જકાત નાખવાના સિદ્ધાંત દ્વારા આ માર્ગદર્શન આપવામાં આવતું હતું ? ભારતથી ગ્રેટ બ્રિટનમાં નિકાસ કરવામાં આવતાં રૂને આબકારી જકાતમાંથી મુક્ત કરવામાં આવ્યું હતું જ્યારે દુનિયાના બીજા ભાગોમાં તેની નિકાસ ઉપર વેરો નાખવામાં આવ્યો હતો તે શું નિઃસ્વાર્થ ભાવના બતાવે છે ? બ્રિટિશ વહાણો દ્વારા હિંદમાં લાવવામાં આવતાં માલ ઉપર આયાત વેરો અડધો નાખવામાં આવતો હતો જ્યારે બીજા કોઈ

આપવી પડશે, અને તે ખાતરી દ્વારા હિન્દના દેવા ઉપર અપાતું વ્યાજ ૭૫૦,૦૦૦ અને તે કરતાં પણ ૧,૦૦૦,૦૦૦ પાઉન્ડ જેટલું ઓછું થઈ જાય તો ડૂબતાં ફાળામાં સમગ્રની ચૂકવણી સામે ઘણું ઓછું પડશે.''

ફક્ત ટૂંકી દૃષ્ટિને લીધે જેણે વિરોધ કર્યો તે જહોન બ્રાઈટ કહ્યું :

''આ બારામાં શાહી ખાતરીનો હું વિરોધ કરુ છું. હિંદમાંથી સાધન સામગ્રી ખલાસ થઈ ગયા પછી આપણે જો હિંદની સેવાને છોડી દઈએ, અને જેથી તેઓ અંગ્રેજોના ખિસ્સામાં હાથ નાખે, તો જ્યારે હિંદના ખર્ચ ઉપર ઈંગ્લેન્ડનો કોઈ કાબૂ નથી ત્યારે કેટલી હદ સુધી તેઓ ઉડાઉ બની જાય તે કહેવું મુશ્કેલ છે : અને હિંદને બચાવવાના ધખારામાં શું આપણે ઈંગ્લેન્ડને વિનાશ તરફ નહીં દોરી જઈએ ?''

શ્રી બ્રાઈટ પાસે આ જોખમને સ્પષ્ટ રીતે રજૂ કરવાનો કોઈ અધિકાર નહોતો એટલું જ નહીં પણ તે જો હિંદના દેવાની જવાબદારીનો કેટલોક ભાગ તેમના ઉપર નખાયો હોત તો ઈંગ્લેન્ડના લોકોએ હિન્દની બાબતોને ઉવેખવાનું બંધ કરી દીધું હોત અને હિંદના ખર્ચ પર ખરેખર કાબુ મેળવી લીધો હોત તે જોવાની શ્રી બ્રાઈટમાં ત્રેવડ નહોતી.

બધી જ ચર્ચાઓ નિષ્ફળ હતી અને સમયના વેડફાટમાં તેનાથી કોઈ ફેરફાર થયો નહીં. અને હિંદવાસીઓને ''આ અગણિત ભયંકર મુશ્કેલીઓ''માંથી કોઈપણ અર્થમાં જરાપણ છૂટકારો મળ્યો નહીં.

હવે આપણે જોઈએ કે આ કાયદાએ ભવિષ્યમાં કેવી અપેક્ષા રાખી હતી. કલમ ૫૫ અનુસાર નામદાર સરકારના કબજાવાળા હિંદમાં ખરેખર ઘુસણખોરી અટકાવવા કાં તો હટાવવા સિવાય, અથવા બીજી કોઈ તેવી કટોકટીની જરૂરિયાત સિવાય, હિંદનું મહેસૂલ પાર્લામેન્ટના બંને ગૃહોની સંમતિ વગર નામદાર સરકારના કબજામાં ન હોય તેવા બહારના સરહદી વિસ્તારમાં ચાલતી લશ્કરી પ્રવૃત્તિના ખર્ચને પહોંચી વળવા વાપરી શકાશે નહીં.''

શ્રી આર.સી.દત્તની બુદ્ધિ શક્તિ માટે અત્યંત માન હોવા છતાં આ કલમને તેઓ ''એક લાભદાયક નાણાકીય ગોઠવણ'' કેવી રીતે ગણાવે છે તે કોઈપણ માણસ સમજી શકે નહીં. જો કે ઈસ્ટ ઈન્ડિયા કંપનીના નાણાકીય વહીવટમાં

તે એક સુધારો હતો તે બાબત કોઈ શંકા કરી શકે નહીં. પણ આ કાયદાની જોગવાઈ પછી પણ હિંદનું નાણું હિંદની બહાર અને હિંદ સિવાયના હેતુઓ માટે ખર્ચવામાં આવે તે કોઈપણ રીતે ફાયદાકારક ગણી શકાય નહીં. હિંદની બહાર, હિંદના નાણાં ખર્ચવાની જોગવાઈ કરતાં ઉપરના કલમમાંથી ''પહેલાનું'' એ શબ્દને બકાત રાખવો તે આની કમનસીબ ક્ષતિ છે. જો આ ઉપવાક્યને ફાયદાકારક બનાવવો હોય તો અત્યારે છે તેને બદલે નીચે પમાણે હોવો જોઈએ, ''અગાઉથી'' મેળવેલી બંને ગૃહોથી સંમતિ સિવાય હિંદનું નાણું....વગેરેમાં વાપરી શકાશે નહીં.'' એક અજ્ઞાત લેખક કહે છે, ''મૂળ મુસદ્દામાં આ જરૂરી શરત હોવાની પૂરેપૂરી સંભાવના છે પણ જેણે કલમ: ૨૬,૨૭ અને ૨૮માં રાજ્યના સચિવ માટે સંપૂર્ણ સલામતી, બિન જવાબદારી અને વ્યક્તિગત આપખુદ શાહી માટે પેંતરો રચ્યો હોય તેણે આ ગોઠવણને પાછળથી કાઢી નાખી હોવી જોઈએ.''

બાકાત રખાયેલી ખાતરીને ઉમેરવા માટે બંધારણ સાથે સંકળાયેલાં લોર્ડ સ્ટેન્લી અને અર્લ ઑફ ડર્બી, એક હતા તે દર્શાવ્યા પછી લેખક કલમ ૫૫ વિષેનો શ્રી ગ્લેડસ્ટોનનો અભિપ્રાય નીચે પ્રમાણે ટાંકે છે :

''મારી દષ્ટિએ ખૂબ જ કાળજીપૂર્વક જેની વ્યાખ્યા કરાઈ હોય તેવા કેટલાક ખાસ કિસ્સાઓ સિવાય હિંદ બહાર હિંદી લશ્કરે ચલાવેલી પ્રવૃત્તિઓના હેતુ માટે ખર્ચવામાં આવેલ હિંદના નાણાં માટે પાર્લામેન્ટની ''પ્રાથમિક'' સંમતિ જરૂરી છે તે બતાવવું તે આ ઉપવાકનો હેતુ હતો. હકીકતમાં લશ્કરી પ્રવૃત્તિઓમાં હિંદના નાણાંનો ઉપયોગ રોકવો તે હેતુ હતો એમને આ યાદ છે; કારણકે આ ઉપવાક્યનો ઘડનાર હું જ હતો અને લોર્ડ ડર્બી તે સમયે હિંદની બાબતોના સચિવ હતાં તેઓ એ આ ઉપવાક્યના હેતુઓ માટે સંમત થયા હતાં.''

એ જ લેખક આગળ કહે છે કે ''રાણીના હિંદ''ને કાયદાની આ ગોઠવણમાં ઉપર ઉપરથી દેખાતા રક્ષણાત્મક કવચની નીચેની નિષ્કાળજીએ જેટલું નુકસાન કર્યું છે તેટલુ નુકસાન અને નાણાકીય ખોટ બીજા ઘણાં ઓછા કારણોએ કર્યું છે. આપણે જાણીએ છીએ કે જો ''પહેલાનું'' એ બચાવરૂપી શબ્દ કલમમાં ઉમેરવામાં આવ્યો હોત તો પણ દંભી શાહી હેતુઓ અથવા પક્ષની જુદી જુદી ગોઠવણો હિંદી પ્રજાના હક અને માંગને ઠોકરે મારવા પૂરતાં

હતાં. પણ તે શબ્દ ખૂબ જ કિંમતી એવો વિલંબ ઊભો કરી શક્યો હોત જે દરમ્યાન બૌદ્ધિક અવાજ સાંભળી શકાયો હોત.''

આ કાયદાની બિનનાણાકીય કલમો નીચે પ્રમાણે હતી : (૧) ઈસ્ટ ઈન્ડિયા કંપનીના તાબાના વિસ્તારો નામદાર રાણીના હસ્તક હતા અને ઈસ્ટ ઈન્ડિયા કંપની અને બોર્ડ દ્વારા ભોગવાતી સત્તાઓ હિંદ રાજ્યના સચિવના હસ્તક હતી. હિંદના મહેસૂલમાંથી જેમને વાર્ષિક બારસો પાઉંડનો પગાર મળતો હતો અને પંદર સભ્યોની કાઉન્સિલ તેમની પાસે હતી જે દફતરી કામકાજ ખૂબ સારી રીતે સંભાળતી હતી. રાજ્યના સચિવ અને તેના મહેકમનો બધો જ ખર્ચ હિંદે ભોગવવાનો રહેતો.

(૨) કેટલીક ખાસ બાબતો સિવાય રાજ્યના સચિવને સભાની બહુમતીની ઉપરવટ જવાની સત્તા હતી. અને યુદ્ધ અને શાંતિની બાબતો (જે અત્યાર સુધી નિયામક સભાની સિક્રેટ કમિટી મારફતે બોર્ડ સંભાળતું હતું.) વિષે કાઉન્સિલનો  સંપર્ક સાધ્યા સિવાય અથવા તેના સભ્યોને જણાવ્યા સિવાય હિંદને હુકમો મોકલવા માટેની સત્તા રાજ્યના સચિવને હતી.

(૩) આજ પછી હિંદના ગવર્નર જનરલ અને મદ્રાસ તથા મુંબઈના ગવર્નરની નિમણુંક નામદાર રાણી કરશે; અને નામદાર રાણીની મંજૂરીની અપેક્ષાએ ગવર્નર જનરલ લેફ્ટનન્ટ ગવર્નરોની નિમણૂંક કરશે. હિંદની સનદી સેવાઓમાં સ્પર્ધા દ્વારા દાખલ થવા માટેના નિયમો રાજ્યના સચિવ બનાવશે.

ઉપર દર્શાવેલી વહીવટી કલમના દૂષિત વલણો (૧) આપખુદશાહી (૨) ગુપ્તતા અને (૩) બેજવાબદારી સ્પષ્ટપણે દેખાઈ આવે છે જે કોઈપણ દેશના યોગ્ય વહીવટ માટે નુકશાનકારક છે. હિંદવાસીઓના અવાજને પોતાના દેશના વહીવટમાં કોઈ જ સ્થાન નથી તે આ કાયદાની ખેદજનક બાબત છે. આ દષ્ટિએ જોતાં કોઈ કહી શકશે કે કંપની અને તાજના વહીવટમાં કોઈ પાયાનો તફાવત હતો ?

આ કાયદાની જોગવાઈઓને પૂરતી જાહેરાત આપવા માટે રાણી વિક્ટોરીયાએ (સ્પષ્ટ રીતે તેના પ્રથમ મુસદ્દાથી સંતોષ ન થયો હોવાથી) લોર્ડ ડર્બીને ''ઉદારતાની લાગણી, પરોપકારીતા અને ધાર્મિક સહિષ્ણુતા તેમજ બ્રિટિશ તાજની પ્રજાની સાથે જ મૂકાતાં હિંદીઓને લાભ થાય અને સાંસ્કૃતિક પ્રક્રિયાને પરિણામે મળતી સમૃદ્ધિના ભાગીદાર થાય'' તે દર્શાવતો ઢંઢેરો

બહાર પાડવાનું કહ્યું.

આ ઢંઢેરો હિંદમાં વાંચી સંભળાવવામાં આવ્યો અને તેને હિંદનો મેગ્નાકાર્ટા ગણવામાં આવે છે, એટલા માટે નહીં કે તેમાં લોકોના હકનો નિર્દેશ હતો પણ એટલા માટે કે તે એક મહાન દસ્તાવેજ હતો.

તેમ છતાં હિંદમાં ઈંગ્લેન્ડના ફાળા વિષેનું મૂલ્યાંકન બાકી રહે છે. હિંદના ઈંગ્લેન્ડ માટેના અઢળક ફાળાની સામે ઈંગ્લેન્ડનો હિંદ માટેનો ફાળો નહીંવત્ છે તે સ્પષ્ટ દેખાઈ આવે છે. જો આર્થિક દષ્ટિબિંદુથી જોવામાં આવે તો બંને વિધાનો સત્ય છે પણ બીજા દષ્ટિબિંદુથી જોઈએ તો જો હિંદનો ફાળો ન્યાય અને માનવતાના ત્રાજવે ન તોલી શકાય તો ઈંગ્લેન્ડનો ફાળો સોના અને ચાંદીના ત્રાજવે તોલી શકાય નહીં. છેલ્લું વિધાન શાબ્દિક અને અલંકારિક બંને રીતે સાચું છે. હિંદના સોના અને ચાંદીના જથ્થામાં ઈંગ્લેન્ડે જરાયે વધારો કર્યો નથી; તેથી ઊલટું, તેણે હિંદને આ બાબતે તદ્દન ખાલી કરી નાંખીને ''દુનિયાની ગટર'' બનાવી દીધું.

તેનો ફાળો બિનઆર્થિક ક્ષેત્રનો છે : તેમ છતાં તે એટલો મોટો છે કે તેને રૂપિયા, આના, પાઈમાં માપી શકાય નહીં.

''અંગ્રજો સ્પષ્ટ સંતોષકારક રીતે નહીં તેમ છતાં પણ થોડાક ગર્વ સાથે હિંદમાં તેમણે કરેલાં કાર્યો ઉપર દષ્ટિપાત કરી શકે છે. શાંતિ તરીકે ઓળખાતો માનવતાનો મોટામાં મોટો આશીર્વાદ તેમણે હિંદની પ્રજાને આપ્યો છે. પ્રાચીન સંસ્કૃતિ અને રાષ્ટ્રને આધુનિક સંસ્થાઓ અને જીવનના સંપર્કમાં લાવનાર પાશ્ચાત્ય શિક્ષણની તેમણે શરૂઆત કરી છે. જો કે સમયની રફતાર સાથે તેમાં સુધારાની જરૂર છે તેમ છતાં મજબૂત અને પ્રભાવશાળી વહીવટી તંત્ર તેમણે ઊભું કર્યું છે. ધરતીના પેટાળ ઉપર જે ઉચ્ચ કક્ષાની નિરપેક્ષ પવિત્રતા ધરાવે છે તેવી કાયદાકીય જોગવાઈ અને ન્યાય તંત્રની તેમણે સ્થાપના કરી છે. બ્રિટિશરોના હિંદમાંના ફાળા વિષેનું વિવેચન કરનાર કોઈપણ વિવેચક આ પરિણામોને ઉચ્ચ પ્રશંસાપાત્ર ગણ્યા સિવાય રહી શકે નહીં.''

પણ આર્થિક દરિદ્રતાના બદલામાં પ્રાણીજન્ય શાંતિ સ્વીકારવી કે નહીં તે દરેક વ્યક્તિએ પોતે નક્કી કરવાનું છે.



# બ્રિટિશ હિંદમાં પ્રાંતીય નાણાતંત્રની ઉત્ક્રાંતિ

## શાહી નાણાતંત્રના પ્રાંતીય વિકેન્દ્રીકરણનો અભ્યાસ


લેખક

**બી. આર. આંબેડકર**

મુંબઈની સીડન-હામ કૉલેજ ઑફ કૉમર્સ અને
ઈકૉનૉમિક્સના
રાજનીતિક અર્થશાસ્ત્રના એક વેળાના પ્રૉફેસર.
''રૂપિયાની સમસ્યા'', ''હિંદની જ્ઞાતિઓ'' અને
''હિંદના જમીનદારો અને તેનો ઉપાય'' ના લેખક.


પુરોવચન

**પ્રોફેસર એડવીન. આર. એ. સેલીમન**

કૉલંબિયા યુનિવર્સિટિ ન્યૂયૉર્કના ઈકૉનૉમિક્સના પ્રૉફેસર


**પી. એસ. કિંગ એન્ડ સન્સ**

**લિમિટેડ, વેસ્ટ મીન્સ્ટરર, ગ્રેટ બ્રિટન**

**૧૯૨૫ની આવૃતિનું પુનર્મુદ્રણ**






નેક નામદાર શ્રી સયાજીરાવ ગાયકવાડ.

વડોદરાના મહારાજા

મારા શિક્ષણમાં તેમણે કરેલી મદદ

માટે પુષ્પાંજલિના પ્રતીક રૂપે

# પ્રસ્તાવના

હિંદની નાણાકીય અને આર્થિક બાબતોના અભ્યાસમાં દેખાતી પરંપરાગત લાચારીથી આવનાર લાંબા સમય સુધી વિદ્યાર્થીઓ બચી જશે. બીજી બાજુ તેમાંના સંશોધનમાંની ખામીઓ માટે મને ડર છે કે તેમણે ઘણાં લાંબા સમય સુધી લાચારી દર્શાવવી પડશે. જો અભ્યાસ વિશ્લેષણાત્મક હોય તો પણ, ઉમદા વિશ્લેષણાત્મક અભ્યાસમાં ઐતિહાસિક માળખાંની જરૂર પડે છે. કમનસીબે હિંદની નાણાકીય બાબતોના ક્ષેત્રમાં કોઈ પણ જાતનું પાયાનું કામ થયું નથી. પરિણામે, તે ક્ષેત્રમાં શરૂઆત કરનારને ઘણી મુશ્કેલીઓ નડે છે. કેટલાક મુદ્દાઓને યોગ્ય રીતે ન સમજાવવાને પરિણામે પ્રસંગોપાત મુશ્કેલીઓ સર્જાય છે. ક્યારેક કોઈ ખામી રહી જવાનો ભય ઊભો થાય છે. અને વિદ્યાર્થીને આમાંથી બચાવનાર ભાગ્યે જ કોઈ હોય ત્યારે તેને ચીડપ્રેરક પીડાનો અનુભવ થાય છે. ઘણીવાર એવું બને છે કે ખંતીલો વિદ્યાર્થી તેના વિષયમાં થયેલ સંશોધનથી હર્ષઘેલો બની જાય છે પણ ઘઉંમાંથી કાંકરા વીણવાની પ્રક્રિયા એ લાંબી અને થકવી દેનારી પ્રવૃત્તિ છે. ક્યારેક માહિતી ગેરમાર્ગે દોરે ત્યારે તેની પાછળ લીધેલા સમય અને શક્તિનો બગાડ થાય છે.

પ્રસ્તુત કાર્યમાં આવતી આ કેટલીક મુશ્કેલીઓ છે. વિદ્યાર્થીને તેના કાર્યમાં મદદ કરે તેવા પુસ્તકો નથી અને તેને ચોક્કસ માર્ગદર્શન આપે અથવા કાર્યપદ્ધતિમાં મદદ કરે તેવા વિદ્વાનો ભાગ્યે જ મળે છે. આ મુશ્કેલીઓ હોવા છતાં સળંગ પણ ખૂબ બારીક ન બની જાય તેવી કાળજીથી અભ્યાસ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. આને લીધે હાથમાં લીધેલું કાર્ય ખૂબ મહેનત માગી લે છે. પણ આમાં લીધેલી મહેનત વિષે હું કંઇ કહેવા માગતો નથી અને આ સંશોધનકાર્ય દરમ્યાન વાંચેલા પુસ્તકો અને દસ્તાવેજોની અસરકારક યાદી આપી હું વાચકને છક કરી દેવા માગતો નથી. હું જેના વિષે ખાસ કહેવા માટે આતુર છું તે તેની ક્ષતિઓ છે. વિદ્વાન ટીકાકાર તેનો નિર્દેશ કરી શકે તેવી ઘણી ખામીઓ તેમાં છે. હું આશા રાખું છું કે આ સંશોધન કાર્યની પ્રતિભાને ઝાંખી પાડે તેવી કોઈ પણ ખામી તેમાં ન હોય. મને તેમાંની માત્ર કેટલીક જ બાબતોનો ખેદ છે. હિંદમાં નાણાંનું

વિકેન્દ્રીકરણ ક્યારે થયું તેની ચોક્કસ તારીખ મેં જણાવી છે; પણ મને લાગે છે કે કદાચ તે પહેલાંમાં પહેલી તારીખ ન હોય તે કરતાં પણ આગળની કોઈ તારીખ હોઈ શકે. આ મુદ્દો સ્પષ્ટ થઇ જાય તેવું હું ઇચ્છતો હતો. પણ ઘાસની ગંજીમાં સોય શોધવા જેટલું તે કાર્ય બની જાત અને તેમાં લીધેલાં શ્રમ જેટલું આ પ્રશ્નનું મૂલ્ય છે કે નહીં તે શંકાસ્પદ બાબત છે. કે તદ્ઉપરાંત મારી આપેલી તારીખ વિષે મને ચોક્કસ ખાત્રી નથી તેમ છતાં મારી લાગણી એવી છે કે હવે પછીના સંશોધનમાં મારા વિધાનને પુરવાર કરશે. બીજી બાબત જેના વિષે મેં કશું કહ્યું નથી, પણ મને કહેવું ગમત તે મુલ્કીય અને સ્થાનિક નાણાકીય બાબતોના અંતર સંબંધી છે. શરૂઆતમાં મેં તેની યોજના કરી હતી પણ, મેં આ કાર્ય છોડી દીધું કારણ કે મને એવું લાગ્યું કે હું જેની વાત કરતો હતો તે મુખ્ય વિષય એટલે કે શાહી નાણાંનું મુલ્કી વિકેન્દ્રીકરણ તેની સાથે સંબંધિત ન હોય તેવી બાબતો સાથે વણી લેવામાં આવ્યો હતો. બ્રિટિશ હિંદમાં સ્થાનિક નાણાકીય તંત્ર જે થોડાક સમયમાં જ પ્રકાશિત થશે તે પૂરક કાર્ય દ્વારા આ મુશ્કેલીઓનું નિવારણ થશે. આ સંશોધનમાં ક્યાંક પ્રસંગોપાત પુનરાવર્તનનો દોષ પણ દેખાશે. તેમનું નિવારણ કરવું જોઈએ તે ખૂબ વ્યાજબી છે. પણ જ્યારે શબ્દોની કરકસર સ્પષ્ટીકરણમાં જોખમ ઊભું કરે ત્યારે અનિવાર્ય પુનરાવર્તન વ્યાજબી ગણાવું જોઇએ, કારણ કે સ્પષ્ટીકરણને પરિણામે ઊભું થતું પુનરાવર્તન ક્ષમ્ય ગણાવું જોઈએ.

શ્રી રોબિનસન, ઇન્ડિયા ઑફિસનાં નાણાકીય સચિવ જેમણે મને ખૂબજ કિંમતી સુચનો કર્યાં છે અને આ વિષયના મહત્ત્વના દસ્તાવેજો મને આપ્યા છે તેમનો આભાર માન્યા સિવાય આ પ્રસ્તાવનાની હું પૂર્ણાહુતિ કરી શકું નહી. યુનિવર્સિટિ ઑફ લંડનના પ્રોફેસર ઉન્નાન જેમણે હસ્તપ્રતના નાનકડા ભાગનો કાચો મુસદ્દો વાંચ્યો છે તેમને પણ હું આભારી છું. કોલંબિયા યુનિવર્સિટિના મારા શિક્ષક પ્રોફેસર સેલીમન, જેમની પાસેથી જાહેર નાણાંની પદ્ધતિના પ્રથમ પાઠ હું શીખ્યો છું તેમનો હું ઋણી છું. પ્રુફરીડીંગના કંટાળાજનક કાર્યમાં મદદ કરવા બદલ મારા મિત્રો શ્રી સી. એસ. દેવાલેનો હું આભારી છું.

# પુરોવચન

ડૉ.આંબેડકરે તેમના સુંદર શોધ નિબંધમાં જેની વાત કરી છે તે સમસ્યા જગત આખામાં વધતાં જતાં રસનો વિષય છે. નાણાકીય ભારનું વહન, કેન્દ્રીય અને સ્થાનિક સરકાર બંને કરે છે તે આપણે શરૂઆતથી જ જાણીએ છીએ. રાજકીય માળખાંની સાથે જ એક બાજુ લડાઈઓ અને બીજી બાજુ સ્થાનિક રક્ષણ અને અનુરૂપતાની વ્યવસ્થા માટે રાજ્ય અને સ્થાનિક સત્તાઓએ ખર્ચની જોગવાઈ કરવાની હતી. થોડા સમય પછી શ્રી આંબેડકર જેને મુલ્કી સરકાર ગણાવે છે તેવી સ્થાનિક અને કેન્દ્રીય માળખા વચ્ચેના માધ્યમને ગરજ સારતી મધ્યસ્થી અસ્તિત્વમાં આવી. જુદી જુદી સત્તાઓમાં ખર્ચના જુદાં જુદાં વર્ગોને જુદાં જુદાં નામથી ઓળખવામાં આવતા હતાં ! હિંદનાં સ્થાનિક, મુલ્કી અને શાહી ખર્ચ તરીકે જાણીતું હતું; જર્મનીમાં સ્થાનિક રાજ્ય અને શાહી ખર્ચ તરીકે ઓળખાતું હતું; યુનાઈટેડ સ્ટેટ્સ અને સ્વીટ્ઝરલેન્ડમાં સ્થાનિક, રાજ્ય અને સમવાયિ ખર્ચ તરીકે ઓળખાતું હતું; ઑસ્ટ્રેલિયામાં સ્થાનિક, રાજ્ય અને સમવાય ખર્ચ તરીકે ઓળખાતું હતું; દક્ષિણ આફ્રિકા અને કેનેડામાં સ્થાનિક, મુલ્કી અને સમવાય ખર્ચ તરીકે ઓળખાતું હતું; અને ફ્રાંસમાં સ્થાનિક, ખાતાકીય અને સામાન્ય ખર્ચ તરીકે ઓળખાતું હતું. બ્રિટિશ સલ્તનતની જેમ કેટલાંક કિસ્સાઓમાં આખી સલ્તનતને આવરી લેતા, વ્યાપક ખર્ચનો વિકાસ થતો જોવા મળે છે.

સરકારના કામોમાં થતા ફેરફારને પરિણામે જુદાં જુદાં ખર્ચના સ્વરૂપ, મહત્ત્વ અને તેમની વચ્ચેના સંબંધમાં સતત પરિવર્તન થાય છે. સામાન્ય આર્થિક સંજોગોમાં થતાં ફેરફારોની અસર રાજકીય માળખા અથવા વહીવટી પ્રવૃત્તિઓ ઉપર પડે છે અને તેને લીધે આ પરિવર્તન ઉત્પન્ન થાય છે. કેનેડા, આર્જેન્ટીના અને બ્રાઝીલ જેવાં કેટલાંક દેશોમાં પ્રાંતો એ કેન્દ્રીય સરકારનું પરિણામ છે. જ્યારે યુનાઈટેડ સ્ટેટ્સ, જર્મની અને સ્વીટ્ઝરલેન્ડ જેવા દેશોમાં સમવાય સરકાર એ મૂળ સાર્વભૌમ રાજ્યનું પરિણામ છે. કેટલાક દેશોમાં મધ્યસ્થ (પ્રાંતિય અથવા રાજ્ય) સરકાર, સ્થાનિક અથવા કેન્દ્રીય સરકારની સરખામણીએ મહત્વની દૃષ્ટિએ પાછળ રહી જાય છે; બીજા દેશોમાં સત્ય આનાથી ઊલટું છે.

વર્તમાન લોકશાહીમાં થતાં વિકાસ અને કરવેરામાં વધતાં જતાં ભારણને પરિણામે સરકારી કાર્યોના વધારા સાથે, સરકારના જુદાં જુંદા માળખાઓ ઉપર આ ભારણની યોગ્ય વહેંચણીનો પ્રશ્ન વધુ અને વધુ બારીક બનતો જાય છે. શ્રી આંબેડકર જેને સોંપેલું કાર્ય, સોંપેલું મહેસુલ અને ફાળાનું મહેસુલ કહે છે તે બધાં જ દેશોમાં પદ્ધતિની પસંદગીના પ્રતીકરૂપ છે. ત્રણ પાયાની યોજનાઓમાંથી એકને આગળ વધારવી જોઈએ. જરૂરી સત્તાની રૂએ કાં તો કેન્દ્રીય સરકાર મુલ્કી દ્વારા અથવા મુલ્કી કેન્દ્રીય દ્વારા સંચાલિત થઈ શકેઃ પહેલાંના સમયમાં યુનાઈટેડ સ્ટેટ્સ અને જર્મનીમાં મુલ્કી સરકાર સંપૂર્ણ અથવા આંશિક રીતે કેન્દ્ર સરકારને ટેકો આપતી હતી; જ્યારે અત્યારના સમયમાં કેનેડા અને ઑસ્ટ્રલિયામાં તેનાથી ઊલ્ટું સાચું છે : અથવા બીજું જુદી જુદી સરકારને વિશિષ્ટ મહેસુલ ફાળવવામાં આવે : હમણાં સુધી યુનાઈટેડ સ્ટેટ્સ, જર્મની અને સ્વીટ્ઝરલેન્ડમાં કેન્દ્ર સરકાર આડકતરા વેરાઓ દ્વારા નિભાવવામાં આવતી હતી; જ્યારે મુલ્કી સરકાર સીધા વેરા દ્વારા ચલાવવામાં આવતી હતી. અથવા ત્રીજા વિકલ્પમાં એક સરકાર દ્વારા મહેસૂલ ઉઘરાવવામાં આવે અને તેનો કેટલોક ભાગ બીજાઓને આપવામાં આવે; રાજ્ય અથવા મુલ્કી સરકાર દ્વારા એકઠો કરાયેલ કર કેન્દ્ર સરકારને આપવામાં આવે તેવા ઘણાં દાખલાઓ છે. અને કેન્દ્ર સરકાર દ્વારા એકઠા કરાયેલ વેરામાં રાજ્ય અથવા મુલ્કી સરકાર ભાગ પડાવે તેવા તો તે કરતા વધુ દાખલાઓ છે. યુનાઈટેડ સ્ટેટ્સમા વારસાવેરાની કાર્યવાહી મુલ્કી અથવા સમવાય તંત્ર સંભાળે તે સળગતો પ્રશ્ન છે; જ્યારે જર્મનીમાં રાજ્ય અને સમવાય સરકાર વચ્ચેનાં નાણાકીય સંબંધો એ રાજનૈતિક ચર્ચાઓમાં મોખરાનું સ્થાન ધરાવે છે. વાસ્તવિકતાનું નિરૂપણ અને તેમના દેશમાં ઉત્પન્ન થયેલી પરિસ્થિતિના તટસ્થ વિશ્લેષણની ચર્ચામાં ફાળા સ્વરૂપે ડૉ.આંબેડકરની આ ચર્ચા અમૂલ્ય છે. આ હકીકત બીજા દેશોને પણ એટલી જ લાગુ પડે છે; મારી જાણમાં આધારભૂત સિદ્ધાંતનો આટલો ઊંડો અભ્યાસ બીજે કયાંય કરવામાં આવ્યો નથી.

એ સાચું છે કે ચિત્રનો આ માત્ર એક જ ભાગ છે. કારણ કે દરેક જગાએ સ્થાનિક સત્તાના પગપેસારાથી આ ક્ષેત્રમાં ગૂંચવાડાં ઊભા થયાં છે; અને મુલ્કી તથા સમવાય તંત્રના બારામાં નાણાકીય બાબતોને લીધે આ

ગૂંચવાડાં ઊભા થયાં છે. દાખલા તરીકે યુનાઈટેડ સ્ટેટ્સમાં સ્કૂલોની નાણાકીય જરૂરીયાતો પૂરી પાડવાના પ્રશ્નનો ઉકેલ નાણાકીય આંતર સંબંધો ઉપર આધારીત છે અને આ બાબત ખૂબ જ ચર્ચાનો વિષય બની ગઈ છે. ડૉ. આંબેડકર આ બાબતનો અભ્યાસ પછીથી કરવા માગે છે. અહીં પ્રાથમિક પ્રશ્નોની છણાવટમાં તેઓ જેટલા સફળ થયા છે તે જ રીતે આ અભ્યાસ દ્વારા પણ જો સમસ્યા ઉપર પ્રકાશ પાડે તો આપણા ઉપર તેમનું ઋણ વધી જશે.

**ઍડવીન આર. એ. સેલીમન.**

કોલમ્બીયા યુનિવર્સિટિ, ન્યૂયોર્ક,
ઑક્ટોબર, ૧૯૨૪.

# વિષય પ્રવેશ

## વિષયની વ્યાખ્યા અને તેની રૂપરેખા

હિંદના મહેસૂલના વિદ્યાર્થી માટે માહિતી અને માર્ગદર્શન માટે બે મુખ્ય સાધનો છે. એક તો વાર્ષિક અંદાજપત્રનું સ્ટેટમેન્ટ અને બીજું નાણાકીય અને મહેસુલનાં હિસાબનો વાર્ષિક ગ્રંથ છે. જો કે બંને જુદાં હોવા છતાં નાણાકીય સ્ટેટમેન્ટની દષ્ટિએ બંને એકબીજાના પૂરક છે અને જ્યારે વાર્ષિક નાણાકીય લેવડદેવડની વિગતો નાણાકીય અને મહેસૂલના હિસાબમાં વ્યવસ્થિત રીતે નોંધાયેલી છે ત્યારે આ બંને આખા ક્ષેત્રને આવરી લે છે.

જો કે આ સાધનો ખૂબ જ મદદરૂપ હોવા છતાં તેમાં કેટલાંક ગૂંચવાડાઓ તો છે જ. નાણાકીય અને મહેસૂલના હિસાબનો છેલ્લો ગ્રંથ જોવાથી દેખાશે કે હિસાબોને ચાર વિભાગોમાં વહેંચવામાં આવ્યા છે :- (૧) શાહી, (૨) મુલ્કી, (૩) સ્થાનિક જોડાણવાળા, અને (૪) સ્થાનિક બકાત. જો કે આમાં કોઈપણ અર્થમાં એકરૂપતા જોવા મળતી નથીં દાખલા તરીકે ૧૮૭૦ પહેલાં એક જ શ્રેણીમાં આવેલો ગ્રંથ "મુલ્કી" હિસાબો તરીકે ઓળખાતી બાબતનો સમાવેશ કરતો નથી, તે જ રીતે ૧૮૬૩ પહેલાંનો કોઈપણ ગ્રંથ "સ્થાનિક" હિસાબો ધરાવતો નથી. એ જ રીતે, ૧૮૭૦ પહેલાંના નાણાકીય સ્ટેટમેન્ટોના ગ્રંથમાં નાણાકીય લેવડદેવડ શાહી અને સ્થાનિકમાં જ વહેંચાયેલી છે. પણ નવાઈ પમાડે તેવી બાબત એ છે કે ૧૯૦૮ પછીની શ્રેણીનાં ગ્રંથમાં શાહી અને સ્થાનિક એવા નહીં પણ (૧) શાહી અને (૨) મુલ્કી તેવા ભાગ પાડવામાં આવ્યા છે જ્યારે ૧૯૨૧ પછીનાં સ્ટેટમેન્ટોમાં શાહી લેવડદેવડનો જ સમાવેશ કરવામાં આવ્યો છે. શરૂઆત કરનાર માટે હિસાબોના જુના વર્ગીકરણની વિદાય[૧] અને નવાના પ્રવેશ જેટલી ગૂંચવણ ભરેલી બીજી કોઈ બાબત નથી.

---

૧. આશ્ચર્યજનક બીના એ છે કે "બકાત સ્થાનિક" તરીકે ઓળખાતો હિસાબનો વર્ગ જે નાણાકીય અને મહેસૂલી હિસાબના ગ્રંથમાં દેખાય છે તે નાણાકીય સ્ટેટમેન્ટમાં જોવા મળતો નથી. લેખકને આ રીતે આ બાબતને બકાત રાખવાનું કોઈ કારણ મળતું નથી. મદ્રાસ મેન્યુઅલમાં (ગ્રંથ ૧, પ્રકરણ ૫, પાન. ૪૬૭-૯) એવી દલીલ કરવામાં આવી છે કે બાકાત રાખવા માટે વિશિષ્ટ

તેના મનમાં સ્વાભાવિક પ્રશ્ન એ ઊભો થશે કે આ વિવિધ વર્ગોનો વિકાસ કેવી રીતે થયો અને તેમની વચ્ચે શો સંબંધ છે ?

પ્રસ્તુત અભ્યાસમાં ''મુલ્કી'' ની ઉત્પત્તિ અને તેના વિકાસની ચર્ચા કરવામાં આવી છે. પણ દલીલો સમજવામાં કોઈ મુશ્કેલી ન પડે તે હેતુથી તેનાં વિવિધ ભાગ વચ્ચેના આંતરસંબંધોનો નિર્દેશ તેમજ તેના વિષય-વસ્તુની રૂપરેખા પ્રસ્તાવનામાં આપવાનું યોગ્ય માનવામાં આવે છે. વિષયના બારીક અભ્યાસને મદદરૂપ થઈ પડે તે માટે તેને ચાર ભાગમાં વહેંચવામાં આવ્યો છે. દરેક તેના મૂળ, મુલ્કી નાણાકીય બાબતોનું માળખું અને તેનો વિકાસ અને ૧૯૧૯માં બંધારણીય ફેરફારોને પરિણામે તેણે પ્રાપ્ત કરેલું અંતિમ સ્વરૂપ તે વિશે ચર્ચા કરે છે. ભાગ-૧ માં મુલ્કી નાણાકીય બાબતોના મૂળ વિશેનો વણખેડાયેલ વિકટ તેમ છતાં જરૂરી પ્રશ્ન આવરી લેવામાં આવ્યો છે. વર્તમાનના વિદ્યાર્થીને ભૂતકાળના જેટલા ભાગની જરૂર પડે તેટલા ભાગનો અભ્યાસ આવરી લેવામાં આવ્યો છે. પ્રકરણ-૧ ના ભાગ-૧ માં મુલ્કી નાણાકીય બાબતોની શરૂઆત થઈ તે પહેલાના નાણાકીય વ્યવસ્થાના ચિત્રને રજૂ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. આ શરૂઆત શા માટે કરવામાં આવી અને તેના માળખામાં કયા કારણોસર ફેરફાર કરવામાં આવ્યા તેનો નિર્દેશ કરવામાં આવ્યો છે. બીજા પ્રકરણમાં નવરચનાના ગાળા દરમ્યાન પ્રતિસ્પર્ધી વ્યવસ્થા તરીકે રજૂ કરાયેલી નાણાકીય પદ્ધતિ ઉપર પ્રકાશ પાડવામાં આવ્યો છે અને સામાન્ય સ્વીકારની બાબતમાં તેની નિષ્ફળતાનાં કારણો પણ આપવામાં આવ્યા છે. ત્રીજા પ્રકરણમાં અસ્તિત્વ ધરાવતી અને હરીફ પદ્ધતિ વચ્ચેનું સમાધાન અને એ સમાધાનનો

---

કારણ છે અને બકાત ભંડોળ એ કેન્દ્ર સરકારની મહેસૂલ ઉઘરાવતી સામાન્ય એજન્સી દ્વારા મેળવવામાં આવતું નથી અને તે તેમાં હસ્તક્ષેપ પણ કરી શકે નહીં. સિવિલ એકાઉન્ટ કોડ (પાન.૧૩૭) ની ત્રીજી આવૃત્તિમાં આપેલાં રુલિંગ દ્વારા તેનું બીજું વિશિષ્ટ કારણ જોવા મળે છે જેમાં આ ભંડોળને બકાત, એટલે કે નાણાકીય સ્ટેટમેન્ટમાંથી બકાત તરીકે ઓળખવામાં આવતા હતાં કારણ કે સરકારી તિજોરીમાં તેમને ઉતારવામાં આવતાં નહોતાં. પણ આ જ મુદ્દા ઉપરનું સાતમી અને છેલ્લી આવૃત્તિ (પાન. ૧૨૨) માં આપેલું રુલિંગ દર્શાવે છે કે દરેક જાહેર ભંડોળ અનિવાર્ય રીતે સરકારી તિજોરીમાં જમા કરાવવું જોઈએ. ૧૮૮૨-૩ (ભાગ-૧, પાન ૧૦૭) ના નૈતિક અને ભૌતિક વિકાસના રિપોર્ટમાં વધુ સંભવિત સ્પષ્ટિકરણ આપવામાં આવેલું છે જ્યાં કહેવામાં આવ્યું છે કે આ ભંડોળને સામાન્ય નાણાકીય બાબતોમાં કોઈ સ્થાન નથી કારણ કે તેઓ ''ખાસ ટ્રસ્ટ અને સંપત્તિદાન બક્ષિસનો સમાવેશ કરે છે''.

સ્વીકાર કયા સંજોગોને લીધે ફરજીયાત રીતે કરવામાં આવ્યો તેની ચર્ચા કરવામાં આવી છે.

ભાગ-૧ માં મૂળનો ખુલાસો આપ્યા પછી મુલ્કી નાણાકીય બાબતોના વિકાસને ભાગ-૨ નો વિષય બનાવવામાં આવ્યો છે. ભાગ-૧ માં કરેલી ગોઠવણ કેટલી મદદરૂપ છે તેની સરખામણી કરવાનું કોઈ સાધન નથી તેથી વાચકે જ તેની યોગ્યતા નક્કી કરવાની છે. તેમ છતાં ભાગ-૨ ની ગોઠવણ સ્વર્ગસ્થ ન્યાયાધીશ રાનડેએ ૧૮૮૭માં પ્રકાશિત કરેલ તૂટકતૂટક મુલ્કી નાણાકીય બાબતોના હેવાલથી જુદી છે તે નોંધવું જોઈએ. મુલ્કી અંદાજપત્રો સાથે જોડાયેલા મહેસૂલ અને ખર્ચ દર પાંચ વર્ષે સુધારવામાં આવતાં હતાં તે મુલ્કી નાણાકીય બાબતનું એક મહત્વનું લક્ષણ હતું તે ભાગ-૨ જોતાં સ્પષ્ટ થશે. ન્યાયાધીશ રાનડે આ અભ્યાસના ભાગ-૨ જેની ખાસ નોંધ નથી લેવામાં આવી તેવા ૧૮૮૨ સુધી જ થયેલા મુલ્કી નાણાકીય બાબતોના વિવિધ તબક્કાવાર વિકાસને જાણવા માટેના ધોરણ તરીકે તેમના ચોપાનીયામાં ઉલ્લેખ કરે છે. પરિણામે તેમને માટે પાંચ વર્ષિય ગાળો એક તબક્કો બની રહે છે અને મુલ્કી નાણાકીય બાબતોનો ઈતિહાસ તેમના લખાણમાં પાંચ પાંચ વર્ષના ગાળામાં વહેંચાઈ ગયેલો છે. જો કે એ આપણે સ્વીકારી લેવું જોઈએ કે મુલ્કી નાણાકીય બાબતોના પાયાના મુદ્દા દર સુધારા વખતે બદલવામાં આવ્યો હોત તો એ વ્યવસ્થા બુધ્ધિગમ્ય ગણાત પણ હકીકતમાં મુલ્કી નાણાકીય બાબતોમાં દર સુધારા વખતે મૂળભૂત કોઈ ફેરફાર કરવામાં આવ્યો નહોતો. આ સુધારાઓએ ઊભા થયેલાં વિરોધને શાંત પાડવાનું કાર્ય કર્યું હતું. જો મુલ્કી નાણાંકીય બાબતોના વિકાસના ઈતિહાસનું તેના પાયાના ફેરફારોની દૃષ્ટિએ વર્ગીકરણ કરવું હોય તો તેની તદ્દન જુદી જ લાક્ષણિકતાઓ ઉપર ધ્યાન કેન્દ્રિત કરવું પડશે. જાહેર નાણાકીય પદ્ધતિના લેખકોની દૃષ્ટિએ, પ્રથમ દૃષ્ટિએ જોતાં કરવેરામાં સમાનતા અને ખર્ચમાં કરકસરને જ મુખ્ય વિષય હોવો જોઈએ. પણ સરકારી તિજોરીના વડા અમલદારની દૃષ્ટિએ અંદાજી ખર્ચમાં સમતુલા કેવી રીતે જાળવવી એ પ્રશ્નના ઉકેલની વાસ્તવિકતા એટલે જ નાણાખાતું. મુલ્કી અંદાજી ખર્ચમાં સમતુલાના પ્રશ્નોના ઉકેલ માટે કોઈ પદ્ધતિ જોવા અને તેમાં થતાં જુદાં જુદાં સમયના ફેરફારોને ઊંડાણથી શોધવા બ્રિટિશ હિંદના મુલ્કી નાણાતંત્રના ઈતિહાસને બારીકાઈથી તપાસવામાં આવે તો જાણવા મળશે કે પોતાનું આગવું પૂરવઠાનું સ્વતંત્ર સ્વરૂપ ધરાવતા ત્રણ જુદાં જુદાં તબક્કા એટલે કે સોંપણી, સોંપાયેલ મહેસૂલ અને વહેંચાયેલ મહેસૂલ દ્વારા આ તંત્ર વિકસ્યું છે. પરિણામે એમ માનવામાં આવે છે કે ન્યાયાધીશ રાનડેના યંત્રવત્ આયોજનને બદલે હિંદની સરકારે અપનાવેલી પ્રાંતિક સરકારો માટેની પૂરવઠાની પદ્ધતિના સંદર્ભમાં મુલ્કી નાણાંકીય બાબતોના વિકાસના

તબક્કાઓને જુદાં પાડવામાં આવે તો તે વધુ બુદ્ધિગમ્ય અને માહિતીપૂર્ણ બની રહેશે. આમ મુલ્કી નાણાંકીય બાબતોના વિકાસની જેમાં ચર્ચા થાય છે તે ભાગ-૨ ના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે : (૧) સોંપણી દ્વારા અંદાજી ખર્ચ, (૨) સોંપાયેલ મહેસૂલ દ્વારા અંદાજી ખર્ચ અને (૩) વહેંચાયેલ મહેસૂલ દ્વારા અંદાજી ખર્ચ.

ભાગ-૩ માં મુલ્કી નાણાકીય બાબતોનો વિકાસ અને તેના મૂળની ચર્ચા તથા તેના આયોજનની ચકાસણીનો સમાવેશ કરવામાં આવ્યો છે. પ્રકરણ-૭ના વિભાગ-૩માં મુલ્કી નાણાકીય બાબતો તેમની વ્યવસ્થામાં સ્વતંત્ર નહોતી તે બાબતને બહાર લાવી અત્યાર સુધી જેની અવગણના થઈ હતી તે મુલ્કી સરકારની નાણાંકીય સત્તાઓ ઉપરના નિયંત્રણોના નિયમોનું વિશ્લેષણ કરવામાં આવે છે. તેમ છતાં મુલ્કી નાણાકીય બાબતોની સાચી પરિસ્થિતિનું વિશ્લેષણ પ્રકરણ-૭ માટે અનામત રાખવામાં આવ્યું છે. જેમાં આ નિયંત્રણોના સંદર્ભ સાથે તારવવામાં આવ્યું છે કે મુલ્કી નાણાકીય બાબતો જેવા મોટા નામ સાથે જેનો મેળ નથી.ખાતો પણ જે મૂળ સ્વરૂપમાં શાહી વ્યવસ્થા માત્ર જ છે અને તેમાં સમવાય જેવું કશું જ નથી તથા મુલ્કી સેવાઓ એ શાહી મહેસુલ અને સેવાઓથી જુદી નથી તેવું દર્શાવવામાં આવે છે. પ્રકરણ-૯ માં જુનાં કાયદા નીચે હિંદ સરકારની બંધારણીય જવાબદારીઓમાં જોખમ ઊભું કર્યા સિવાય મુલ્કી નાણાકીય બાબતોના વિકાસની શક્યતાઓ કેટલી છે તેની ચર્ચા કરવામાં આવી છે.

વિભાગ-૪ માં ૧૯૧૯ના સુધારા દ્વારા મુલ્કી નાણાકીય બાબતોની વ્યવસ્થામાં શરૂ કરાયેલાં ફેરફારોની ચર્ચા કરવામાં આવેલ છે. આ વિભાગનું પ્રકરણ-૧૦ આ ફેરફારોના કારણોના વિશ્લેષણ વિશે છે. પ્રકરણ-૧૧માં નવા કાયદાને પરિણામે ઊભાં થયેલાં ફેરફારોનું વર્ણન કરે છે જ્યારે પ્રકરણ-૧૨ નવી નીતિની સમાલોચના કરે છે.

હિંદી નાણાકીય બાબતોના વિદ્યાર્થીઓ સામાન્ય રીતે મુલ્કી નાણાકીય બાબતો દર્શાવવા માટે, ''નાણાકીય બાબતોનું વિકેન્દ્રીકરણ'' એ શબ્દોથી સંતોષ પામે છે તે હકીકત ધ્યાનમાં રાખીએ તો આ અભ્યાસને આવા અડચણરૂપ નામથી ઓળખવું તે યોગ્ય નથી તેના સ્પષ્ટીકરણ માટે ખુલાસો જરૂરી છે. હિંદી નાણાકીય બાબતોનો કોઈપણ વિદ્યાર્થી જે આ વ્યવસ્થાને પરિણામે ઊભી થતી જુદીજુદી શાખાઓનો પરીચય ધરાવે છે તે, નાણાકીય બાબતોનું વિકેન્દ્રીકરણ એટલે મુલ્કી નાણાકીય બાબતો, આ ખુલાસો યોગ્ય નથી તે જોયા વગર રહી શકે નહીં. જો હિંદની વ્યવસ્થામાં માત્ર મુલ્કી વિકેન્દ્રીકરણ હોત તો નવા મથાળા માટે મથામણ કરવાની જરૂર રહેત નહીં. હકીકતમાં વિકેન્દ્રીકરણના શરૂઆતના મુદ્દાઓ એક સરખા જ છે

અને તેના દ્વારા ઊભી થયેલી વ્યવસ્થાઓ સ્વરૂપની દૃષ્ટિએ તદ્દન જુદી છે, દાખલા તરીકે ૧૮૫૫માં અમલમાં આવેલી વ્યવસ્થાના વિકેન્દ્રીકરણનું કેન્દ્ર અને વિકેન્દ્રીકરણની નીતિ એ ૧૮૭૦માં શરૂ કરવામાં આવેલી વિકેન્દ્રીકરણની નીતિ અને તેની વ્યવસ્થા કરતાં તદ્દન જુદી છે. વળી, એ નોંધવું જોઈએ ૧૮૯૨થી જેનું વિકેન્દ્રીકરણ કરવામાં આવ્યું છે તે ૧૮૫૫ અથવા ૧૮૭૦ના વિકેન્દ્રીકરણની અસરો કરતાં જુદું છે. વધુ સ્પષ્ટ રીતે કહીએ તો ૧૮૫૫નું વિકેન્દ્રીકરણ એ હિંદી નાણાકીય બાબતોનું વિકેન્દ્રીકરણ હતું જેનું પરિણામ એટલે–

(૧) શાહી નાણાકીય બાબતોમાંથી સ્થાનિક બાબતોને છૂટી પાડવી તે.

૧૮૭૦નું વિકેન્દ્રીકરણ એ બીજા શબ્દોમાં શાહી નાણાકીય બાબતોનું વિકેન્દ્રીકરણ જેનું પરિણામ એટલે–

(૨) શાહી નાણાકીય બાબતોમાંથી મુલ્કી નાણાકીય બાબતોનું છૂટી પાડવી.

અને ૧૮૮૨ થી શરૂ થયેલું વિકેન્દ્રીકરણ એટલે મુલ્કી નાણાકીય બાબતોનું વિકેન્દ્રીકરણ જેનું પરિણામ એટલે–

(૩) મુલ્કી નાણાકીય બાબતોમાંથી સ્થાનિક નાણાકીય બાબતો જુદી પાડવી તે.

આમ સ્પષ્ટ દેખાશે કે ''નાણાકીય બાબતોનું વિકેન્દ્રીકરણ'' એ મુલ્કી નાણાકીય બાબતો તો નથી જ, પણ ઉપર દર્શાવેલી વિકેન્દ્રીકરણની વિચિત્ર અને વિવિધ સ્વરૂપ ધરાવતી વ્યવસ્થાનું બીજું નામ છે. અને ઉપર જેના ત્રણ ભાગ પાડવામાં આવ્યા છે તેમને એક સરખી રીતે લાગુ પડતું નામ, તેમાના કોઈપણ એક ને જ લાગુ પાડવાથી ઘણાં ગૂંચવાડા ઊભા થશે. આમ વિકેન્દ્રીકરણની આ વ્યવસ્થા તેના નક્કી કરેલાં હેતુ સિવાય જો કોઈ અર્થ ન આપે તે માટે તેને ''હિંદ સરકારમાં મુલ્કી નાણાકીય બાબતોની ઉત્ક્રાંતિ'' એવું મુખ્ય મથાળું અને ''શાહી નાણાકીય બાબતોના મુલ્કી વિકેન્દ્રીકરણનો અભ્યાસ'' એવું ઉપમથાળું આપવામાં આવ્યું છે જેમાં મુલ્કી અને શાહી તે શબ્દો તેમના વિશિષ્ટ અર્થ સાથે જ સમજવા જોઇએ. લખાણની આ પદ્ધતિ કેટલી નિષ્કાળજી ભરી છે તે ન્યાયાધીશ રાનડેનું ઉપરના વિષયનું ચોપાનિયું ''મુલ્કી નાણાંકીય બાબતોનું વિકેન્દ્રીકરણ'' એ રીતે ઓળખાય છે એ દાખલા ઉપરથી સ્પષ્ટ થશે. તેનો વિષય મુલ્કી નાણાકીય બાબતોનો વિકાસ હોવા છતાં તેના મથાળાને લીધે સ્થાનિક નાણાકીય વિકાસ તે તેનું વિષય વસ્તુ તેવું વિદ્યાર્થી ભૂલથી સમજી શકે તેવી સંભાવના છે. જો ન્યાયાધીશ રાનડે વિકેન્દ્રીકરણની વિવિધતાથી સચેત હોત તો તેમને તેમનું ચોપાનિયું ખોટું છે તેવું સમજાયા વગર રહેત નહીં.



# શાહી વ્યવસ્થા તેનો વિકાસ અને પડતી

હિંદમાં સરકારની શાહી વ્યવસ્થાની તવારીખ ૧૮૩૩થી શરૂ થાય છે.

આની સ્થાપના કરવા માટે પાર્લામેન્ટના બે મુખ્ય હેતુઓ હતાં, જેમાંનો પહેલો હેતુ એટલે ન્યાય અને પોલીસ ખાતામાં અસ્તિત્વ ધરાવતી અનેકવિધતાને બદલે, તેમાં રહેલાં જુદાંપણાંનું વર્ગીકરણ કરી સમગ્ર હિંદમાં એક જ પ્રથા દાખલ કરવી તે હતો. અસ્તિત્વ ધરાવતી આ પ્રથામાં અનેકવિધતા અનિવાર્ય હતી કારણ કે બંગાળ[1], મદ્રાસ[2] અને મુંબઈ[3]ના ઇલાકાઓના મહેસૂલની વ્યવસ્થા લશ્કરી સરકાર અને તેના આદેશોનું તંત્ર તથા સનદી તંત્ર કાઉન્સિલના ગવર્નરોના હાથમાં હતું એટલું જ નહીં પણ દરેક ગવર્નર બ્રિટિશ રાજ્યને અણગમતા ન હોય તેવા ન્યાયી અને બુદ્ધિગમ્ય સિદ્ધાંતો ને આદેશો પોતાના તાબા હેઠળના તંત્રમાં લાગુ પાડી શકતા હતા. આ સત્તાઓ દ્વારા આપવામાં આવેલાં કાયદાઓ, ૧૭૨૬માં જ્યોર્જ પહેલાં દ્વારા અપાયેલા દસ્તાવેજો અને બ્રિટીશ બંધારણના કાયદાઓ તથા દેશના ચોક્કસ વિસ્તાર માટે આપવામાં આવેલાં બ્રિટીશ ધારાઓનો ટેકો હોવો જોઈએ.

આવા જુદી જુદી જાતના કાયદાઓના માળખાં સાથે કામ પાડવું એટલું બધું મૂંઝવણભરેલું હતું કે તે વિશે કલકત્તાના ઉચ્ચ ન્યાયાલયનો અભિપ્રાય નીચે પ્રમાણે હતો :

"વ્યક્તિના ગૂંચવાડા ભરેલાં કોઈપણ અધિકાર જેના વિશે કોઈ પણ વ્યક્તિ શંકા અથવા ગૂંચવાડો ઊભો ન કરે તેના વિશે કોઈપણ માણસ પોતાનો અભિપ્રાય અથવા તારણ વ્યક્ત કરી શકતો ન હતો કારણ કે ન તો કાયદાના નિષ્ણાતો કે ન તો સામાન્ય માનવી અથવા કર્મચારી પાસે હિંદની વ્યવસ્થાનું સ્પષ્ટ અને વ્યવસ્થિત ચિત્ર હોય તેવી

૧. જી ઈ ઓ. III, (C-૬૩, S ૩૬) ૨. ૩૯ અને ૪૦. જી ઈ ઓ. III, (C-૭૯, S. ૧૧)
૩. ૪૭ જી ઈ ઓ. III, સેસ. ૨, (C- ૬૮, S. ૩)

અપેક્ષા રાખી શકાતી. આવું જ્ઞાન તેને બાકીના વિભાગો વિશે તો કેવી રીતે પરિચય કરાવી શકે.''[૧]

દેશમાં યુરોપિયન સંસ્થાનવાદીઓની સાથે અસરકારક રીતે કાર્ય કરી શકે તેવી મજબૂત કેન્દ્ર સરકારની રચના કરવી તે બીજો હેતુ હતો. જો સ્થાનિક લોકો કાયદાની અનિશ્ચિતતાનો ભોગ બન્યા હોય તો તે નોંધનીય છે કે બ્રિટિશ પ્રજા પણ ઉશ્કેરાટભર્યા બંધનોમાં જીવતી હોવી જોઈએ. ઈસ્ટ ઈન્ડિયા કંપનીની બાબતોમાં તપાસ કરવા માટે ૧૭૭૧ માં દિવાન-એ-આમ દ્વારા નિમાયેલી ગુપ્ત સમિતિના રિપોર્ટમાં દર્શાવેલા, બ્રિટિશ શાસનના શરૂઆતના ગાળામાં અંગ્રજો દ્વારા થતાં જુલ્મોના ઘટસ્ફોટને પરિણામે ખાનગી બ્રિટિશ પ્રજાના હિંદમાં પ્રવેશ અને રહેઠાણ માટે કડક કાયદાઓ બનાવવામાં આવ્યાં. જે તે બાબતને આવરી લેતાં મુખ્ય રહેઠાણના ગવર્નર અથવા હિંદના ગવર્નર જનરલ અથવા કંપની પાસેથી વિશિષ્ટ પ્રકારનું આગોતરું લાયસન્સ મેળવ્યા વગર હિંદમાંના મુખ્ય રહેઠાણની આસપાસ દસ માઈલ સિવાય બ્રિટીશ પ્રજાજન જે જન્મે યુરોપિયન હોય તેને રહેવાની પરવાનગી આપવામાં આવતી નહોતી.[૨] કંપનીના ડાયરેક્ટરોની કોર્ટ આવા લાયસન્સો નકારવાની સત્તા ધરાવતી હતી[૩] જો કે નિયામકોની સભાની બહાલી તેને જરૂરી હતી[૪] વિશિષ્ટ પરિસ્થિતિને બાદ કરતાં તેમની પોતાની સત્તાની રૂએ હિંદની સરકારો કોઈપણ બ્રિટિશ પ્રજાને રહેઠાણની પરવાનગી ન આપી શકે તેવા કડક હુકમો આપવામાં આવ્યાં હતાં[૫] અને જ્યાં યોગ્ય લાગે ત્યાં યોગ્ય લાયસન્સને પણ તે રદ કરી શકે તેવી તેને સત્તા આપવામાં આવી હતી[૬] લાયસન્સ સાથે બનાવટ કરવી[૭] અને લાયસન્સ વગર વસવાટ કરવો[૮] તે દંડ અથવા કેદની સજાવાળા ગુના બનતા હતા; જેમણે નોકરીમાંથી રાજીનામું આપ્યું હોય અને નોકરીમાંથી બરતરફ થયાં હોય તેઓ તેમનો સમય પૂરો થયા પછી દસ માઈલની મર્યાદાને ઉલ્લંઘે તે તેમને ગેરકાનૂની વેપાર કરતાં ગુનેગાર ગણવામાં આવતાં હતાં[૯] લાયસન્સ વગરના બ્રિટિશ પ્રજાજનોને દેશપાર કરવામાં આવતા હતાં[૧૦] અને જેઓની પાસે લાયસન્સ હતુ તેઓ તેમનો જિલ્લાની કોર્ટમાં તેમનું નામ નોંધાવે તે ફરજીયાત

---

૧. ધ હિસ્ટરી ઑફ ધ કૉન્સ્ટિટ્યુશન ઑફ કૉર્ટસ ઍન્ડ લેજીસ્લેટીવ ઑથોરીટીઝ ઇન ઇન્ડિયા, કલકત્તાઃ લેખક - હર્બેટ કૉવેલ, માંથી ઉતારો.) ૨. ૩૩ જી. ઇ. ઓ. III C-૫૨, S - ૯૮ ૩. એજન S-33 ૪. એજન S - ૩૮. ૫. એજન S -૩૭. ૬. એજન ૫૩ જી. ઈ. ઓ. III C-૧૫૫, S - ૩૬. ૭. એજન S - ૧૨૦ ૮. ૩૩, જી. ઈ. ઓ. III C-૫૨, S -૧૩૧. ૯. એજન S -૧૩૪, ૧૦. ૫૩ જી. ઈ. ઓ. III C-૧૫૫, S -૧૦૪.

હતું[૧] બ્રિટિશ હિન્દ[૨] અથવા દેશી રાજ્યોમાં[૩] થયેલાં બધાંજ ગેરકાનુની વ્યવહાર માટે સ્થાનિક સરકાર[૪] ના કાયદાઓ સાથે તો તેઓ બંધાયેલાં હતાં જ તેથી હિંદ અને ગ્રેટ બ્રિટનમાં તેમના ઉપર કામ ચલાવવામાં આવતું હતું. કોઈ ગૂંચવાડો ઊભો ન કરે તે માટે દેશી રાજકુમારો[૫] અથવા પરદેશી કંપનીઓ અથવા પરદેશી યુરોપિયન વેપારીઓને વ્યાજે નાણાં આપવા અથવા કોઈપણ પ્રકારનું ભંડોળ ઊભું કરવાની તેમને સખત મનાઈ હતી એ જ રીતે દેશી પ્રજાને તેમના ત્રાસમાંથી બચાવવા માટે વાર્ષિક બાર ટકા કરતાં વધુ વ્યાજે તેઓ નાણાં આપી શકતા નહોતા. આ કાયદાના ભંગના ગુના માટે ત્રણ ગણો દંડ કરવામાં આવતો હતો[૬] અને પ્રતિબંધિત પ્રવેશ અને હુમલાની બાબતમાં તેઓની ઉપર જસ્ટીસ ઑફ પીસ દ્વારા કામ ચલાવવામાં આવતું હતું[૭] અને દેશી હિંદી ઉપરના નાના દેવાં[૮] ની કાર્યવાહી પણ આવી જ હતી. આ ઉપરાંત દરેક જન્મે યુરોપિયન એવા દરેક બ્રિટિશ પ્રજાજને તેનાં દેશી, કારભારી, એજન્ટ અને ભાગીદારનું નામ જીલ્લાની ઓફીસમાં નોંધાવવું પડતું હતું[૯] આમાં નિષ્ફળ જતાં તેને કોઈપણ પ્રકારના નાણાં મેળવવાનો અધિકાર રહેતો નહીં. તેની ભાગીદારી નિષ્ફળ જતી અથવા તેનું લેણું વસૂલ કરવામાં ઈલાકાઓની કોઈપણ કોર્ટ અથવા કાયદો મદદરૂપ થતાં નહીં[૧૦] શાસનકર્તાઓ આ અધિકારનો ખાસ ઉપયોગ કરતાં નહીં અને લાદવામાં આવેલાં બંધનોથી નારાજ રહેતાં હતાં. હિંદના સામ્રાજ્યની સ્થિરતાં માટે જોખમકારક તત્વને તેઓ સ્પષ્ટ રીતે બાજુએ રાખવા માગતા હતાં. પણ સમય પસાર થતાં, અને જેમ જેમ દેશી રજવાડાઓ ઉપર હિંદ સામ્રાજ્યને વિજય મળતો ગયો તેમ તેમ આ પ્રતિબંધોની સામે એટલી બધી ટીકા ટીપ્પણી થવા માંડી કે આદર્શ વ્યક્તિએ પણ સ્વીકારવું પડ્યું કે તેમનો હેતુ માર્યો ગયો છે. જો કે તે સમયની લાગણીઓને બ્રિટિશ પાર્લામેન્ટ અવગણી ન શકી તેમ છતાં તે વખતે અસ્તિત્વ ધરાવતી શાસનપદ્ધતિમાં જન્મે યુરોપિયન એવા પ્રજાજનોના મુક્ત વ્યવહારને પરિણામે ઊભી થતી પરિસ્થિતિ તરફ આંખ આડા કાન કરવાનો તેણે અસ્વીકાર કર્યો. તેને ખાતરી થઈ કે વસાહતીઓ સાથેનો એકસરખો વ્યવહાર અને તેમની ઉપર અસરકારક નિયંત્રણ ખૂબ જ જરૂરી હતું. પાર્લામેન્ટને ડર હતો કે કાયદાકીય અને વહીવટી દષ્ટિએ સમાન

---

૧. એજન S – ૧૦૮. ૨. ૨૪. જી. ઈ. ઓ. III, C–૨૫, S – ૪૪ ૩. ૨૬. જી. ઈ. ઓ. III, C–૫૭, S – ૬૭ ૪. એજન S – ૩૫ ૫. ૩૭ જી. ઈ. ઓ. III, C–૧૪૨, S – ૨૮, ૬. ૧૩. જી. ઈ. ઓ. III C–૬૩, S – ૩૦ ૭. જી. ઈ. ઓ. III C–૧૫૫, III – ૧૦૫ ૮. એજન S – ૧૦૬ ૯. ૨૧ જી. ઈ. ઓ. III, C–૭૦, S – ૧૦. એજન S – ૧૬

અને સ્વતંત્ર સત્તાઓ ધરાવતી જુદી જુદી, લશ્કરી તાકાત ધરાવતી સરકારો તેમના પ્રદેશોમાં વિવિધ હેતુઓ અને અસંગત સિદ્ધાંતો ધરાવતા વસાહતીઓ સાથે એક થઈ જઈ માથું ઊંચકશે તો તેની સાથે કામ પાડવું ભારે પડી જશે. એક સરખા સિદ્ધાંતો ઉપર આધાર રાખતી હોય તેવી પદ્ધતિ ઉપરાંત, બ્રિટિશ વસાહતીઓને બેરોકટોક દાખલ થવા દેવાથી દેશી પ્રજાની કનડગત વધી જશે તે બીક પણ હજું સંપૂર્ણપણે મટી નહોતી ગઈ. તે બનાવ ફરીથી બનવાની શકયતા હોવાથી એક પ્રદેશમાં ગુનો કરેલી વ્યક્તિને બીજા પ્રદેશમાં આશરો ન મળે તેવી કડક સૂચનાઓ અને કડક શરતો દ્વારા પાર્લામેન્ટે તેમના ઉપર કેન્દ્રિય નિયંત્રણો મૂકયાં. આમ ત્યારે અસ્તિત્વ ધરાવતી, વિભાજિત સત્તાઓવાળી સરકાર, કાયદામાં એકસૂત્રતા લાવવાની દૃષ્ટિએ અથવા વ્યવસ્થા સામે જોખમકારક બળોની બાબતમાં તદ્દન અયોગ્ય હતી. આ કટોકટીનો એકમાત્ર ઉપાય, સર્વસત્તાધીશ અને કાયદાકીય દૃષ્ટિએ હિંદની બાબતોને નિયંત્રણમાં રાખે તેવી કેન્દ્રીય સરકાર, હતો. પરિણામે ૧૮૩૩ માં કાયદો ઘડવામાં આવ્યો કે,

''ઉક્ત વિસ્તારો અથવા તેના કોઈપણ ભાગમાં અસ્તિત્વ ધરાવતા અથવા હવે પછી અમલમાં આવતાં કાયદાઓમાં સુધારાં કરતાં, તેમાં ફેરફાર કરતાં અને તેને રદ કરતાં કાયદા બનાવવાની સત્તા કાઉન્સિલના (બંગાળના ફોર્ટ વિલિયમસ્થિત) ગવર્નર જનરલને રહેશે. તેમને પરદેશી અથવા બીજા અને દેશી અથવા બ્રિટિશરો બધા માટે કાયદા અને નિયમો બનાવવાની સત્તા રહેશે. આ બાબત નામદાર રાણીના ફરમાનથી અથવા બીજી રીતે સ્થપાયેલી ન્યાય કચેરીઓ અને તેમના વિસ્તારને રાજ્યમાં કંપનીના તથા તેની સાથે સંબંધ ધરાવનાર બધાં જ નોકરોને લાગુ પડશે...''[૧]

આમ કાઉન્સિલના ગવર્નર જનરલના હાથમાં સંપૂર્ણ સત્તાઓ આપતી કેન્દ્રીય સરકારની, રચના થઈ. પણ મદ્રાસ અને મુંબઈ ઈલાકાઓ તેમના પ્રદેશમાં જો સનદી અને લશ્કરી સરકાર ધરાવતા હોત તો આ કેન્દ્રીય સરકાર સર્વ સત્તાધીશ બની શકત નહીં, બીજી તરફ જો પાર્લામેન્ટે તેમને સંપૂર્ણપણે વશ ન કરી હોત તો કાયદાકીય માળખાવાળી નવી સરકાર અને આ સરકારો વચ્ચે ઘર્ષણ ઊભું થાત. કાયદો, વ્યવસ્થા અને કલ્યાણ માટે જવાબદાર એવી મુલકી સરકારોએ નવી સરકારના કાયદા પ્રમાણે

---

૧. વિલ - ૪, ૩ અને ૭ નું સૅક્શન - ૪૩ ઈસ્ટ ઈન્ડિયા કંપનીની વ્યવસ્થા સુધારવા માટે અને નામદાર રાણીના હિંદની વધુ સારી સરકાર માટેનો કાયદો.

શાસન ચલાવવાનો ઈન્કાર કર્યો હોત તો કેન્દ્રીય સરકારથી થતાં લાભ મળત નહીં. હિંદના રાજબંધારણમાં રહેલી આ ખામીને દૂર કરવા નવી સ્થપાયેલી સરકારે મુંબઈ અને મદ્રાસ ઈલાકાઓને જવાબદાર સરકાર તરીકે મળેલી વિશાળ સત્તાઓ આંચકી લીધી અને નવા બંધારણ પ્રમાણે તેના ત્રણ સભ્યો "…વિવિધ ઈલાકોઓની વહીવટી સરકારોનું શાસન સંભાળશે."[1] જ્યારે

"કાઉન્સિલના ગવર્નર જનરલના હોદ્દા દ્વારા ગવર્નર જનરલ હિંદની મુલકી તેમજ તેના મહેસૂલની સમગ્ર સનદી તથા લશ્કરી સેવાઓ ઉપર માર્ગદર્શન તથા નિયંત્રણ ધરાવતા હતા."[2]

આ રીતે હિંદમાં સામ્રાજ્ય વ્યવસ્થાની શરૂઆત થઈ.

એ સત્ય છે કે તેની સ્થાપના પહેલાં ઘણાં લાંબા સમયથી[3] મુંબઈ અને મદ્રાસ ઈલાકાઓ ઉપર કટોકટી સિવાય દુશ્મનાવટની શરૂઆત કરવામાં, અથવા હિંદી રજવાડાં અને સત્તા સામે લડાઈ શરૂ કરવામાં અથવા દુશ્મનાવટ ચાલુ રાખવામાં, અથવા તેમની સાથે કોઈપણ જાતની સંધિ માટે વાટાઘાટો કરવામાં અથવા તેની પૂર્ણાહુતિ કરવામાં, બંગાળની સરકાર સત્તા ધરાવતી હતી. એટલું જ નહીં પણ પાછળથી ઘડાયેલાં કાયદા અનુસાર આ ઈલાકાઓ[4] ની સનદી અથવા લશ્કરી સરકાર અથવા કામે લગાડેલાં બધાં જ બળો, અથવા મહેસુલનો ઉપયોગ અને તે એકઠી કરવાની રીત જેવા બધાંજ મુદ્દાઓ ઉપર તેને દેખરેખ રાખવાની સત્તા હતી. પણ ૧૮૩૩ પહેલાં બંને ઈલાકાઓ તેમની સ્થાનિક આંતરિક બાબતોમાં બંગાળની સરકારના તાબેદાર હતા તે માન્યતા યોગ્ય નથી. મદ્રાસ અને મુંબઈ તેમની કાઉન્સિલના હુકમોની સાચી અને યોગ્ય નકલો બંગાળાની સરકારને સતત અને કાળજીપૂર્વક મોકલવા જવાબદાર હતાં અને બંગાળની સરકારના હુકમોને યોગ્ય માન આપવા બંધાયેલાં હતાં તે હકીકત દ્વારા તેમ સમજવાની જરૂરત નથી કે તેમની આંતરિક બાબતોમાં તેઓ બંગાળની સરકારના તાબેદાર હતાં. કારણ કે બંગાળની સરકારને[5] આપેલી મુલકી સરહદોથી મળતી સત્તાને બાદ કરતાં મુંબઈ અને મદ્રાસની સરકારો[6] પાસે સનદી અને લશ્કરી સત્તાઓ ઉપરાંત, મુલકી

૧. વિલ ૪નું સેકશન - ૪૩, સી - ૮૫, ઈસ્ટ ઈન્ડિયા કંપનીની વ્યવસ્થા સુધારવા માટે અને નામદાર રાણીના હિંદની વધુ સારી સરકાર માટે. ૨. એજન. S - ૫૬, બાય સૅકશન - ૫૭. ઈલાકાની સરકારનો વહીવટ ગવર્નરના હાથમાં આવ્યો, કાઉન્સિલરની સંખ્યા ઘટાડવા અથવા તેમને સંપૂર્ણ બરતરફ કરવાની સત્તા ગવર્નરને આપવામાં આવી હતી. ૩. ૩ અને ૪ વીલ. ૪ સી - ૮૫, એસ. ૩૯. ૪. ૧૩ જી ઈ ઓ. ૩ સી. ૫૨ એસ - ૪૦ ) ૫. ૧૩ જી ઈ ઓ ૩ સી - ૬૩ એસ - ૭) ૬. ૩૩ જી ઈ ઓ સી-૫૬ એસ ૨૪)

મહેસૂલ તથા સરહદી પ્રાપ્તિઓની વ્યવસ્થા માટેની સત્તાઓ હતી. તેમના મર્યાદિત વિસાતમાં, બંગાળની સરકારની જેમ તેઓ પણ કાયદાકીય સત્તાઓ ધરાવતી હતી. આમ તેઓ તેમની કાર્યવાહીની નકલ બંગાળની સરકારને યોગ્ય માર્ગદર્શન મેળવવા માટે નહીં પણ ફક્ત જાણ માટે જ મોકલતા હતાં તેમ કહેવું વધુ યોગ્ય છે. ગમે તેમ પણ, બંગાળની સરકાર પોતે પણ આ મત ધરાવતી હતી કારણ કે તેને હુકમો આપવાની તથા તેનો અમલ કરાવવાની સત્તા હોવા છતાં તે વ્યવહારમાં તે સત્તાનો ઉપયોગ માત્ર ''અનિયમિતતા બતાવવામાં તથા તેનું પુનરાવર્તન ન થાય તેવી વિનંતિ કરવામાં'' સીમિત રાખતી હતી. આથી વધુ કંઈપણ યોગ્ય લાગતું ન હતુ.[૧] વળી તે બંધારણીય હતું કે નહીં તે પણ શંકાસ્પદ[૨] છે.

રાજશાસનની શાહી પદ્ધતિ એ નાણાકીય શાહી પદ્ધતિ સાથે અનિવાર્ય રીતે સંકળાયેલી હતી. શાહી વહીવટની વ્યવસ્થાની શરૂઆત પહેલાં વિવિધ ઈલાકાઓ પોતપોતાના સ્વતંત્ર એકમ તરીકે કામ કરતાં હતાં. દરેકને સાર્વભૌમત્વ ધારાકીય, દંડ અને કરવેરાના અધિકારો હતાં. નાણાકીય બાબતોમાં તેઓ સ્વતંત્ર હતાં. દરેક પોતાના વિસ્તારમાં શાંતિ વ્યવસ્થા અને સ્વચ્છ શાસનની જાળવણી માટે જવાબદાર હતાં અને તેમની ફરજો પૂરી કરવા માટે તેઓ નાણા ઉછીના લઇ અથવા કરના માળખાંમાં ફેરફાર કરી નાણાં ઉત્પન્ન કરી શકતા હતાં. તેમની સરકારી તિજોરીઓ એકબીજાથી જુદી નહોતી તેટલાં માટે નહીં પણ તે બધી જ ઈસ્ટ ઈન્ડિયા કંપનીની સર્વસામાન્ય તિજોરીના ભાગ માત્ર હોવાથી તેમની નાણાકીય સવલતો માટે પરસ્પર સાધનોનો ઉપયોગ કરતાં હતાં. ૧૮૩૩નાં કાયદા પ્રમાણે આમાં ફેરબદલી કરવામાં આવી અને સમગ્ર મહેસૂલ તથા જુદાંજુદાં વિસ્તારોની સરકારને કાઉન્સિલમા હિંદના ગવર્નર જનરલમાં સમાવી દેવામાં આવ્યાં. આમ કાયદાકીય દષ્ટિએ સેવાઓ તથા મહેસૂલ એ હિંદ સરકારની સનદી સેવાઓ અને મહેસૂલ તરીકે ગણાવવા માંડ્યા. દરેક પ્રાંતે હિંદ સરકારના નાણાં ઉઘરાવનાર અને ખર્ચનાર આડતિયા તરીકે કામ કરવા માંડ્યું તેમની પોતાની રીતે નવા કરવેરા નાખવા અથવા ઉઘરાવવાનું તેમણે બંધ કર્યું. આમ તેમની સેવાઓ એ હિંદ સરકારની સેવાઓ ગણાવવા માંડી અને સામુહિક ભંડોળમાંથી આ સેવાઓની

---

૧. Cf. Min. ૧૪ સપ્ટેમ્બર ૧૮૩૧ ના લોર્ડ વિલિયમ બેન્ટિક, ગવર્નર જનરલના હિંદની સરકારના બંધારણ ઉપરની નોંધ વળી તે જ વિષય ઉપર, C. ના H. માં ૧૮૬૧ના ૩૦૭નાં પ્રકાશિત થયેલા ૯-૧૧-૧૮૫૯ ના લોર્ડ કેનિંગના પત્રની સામે બંગાળાની સરકારના સેક્રેટરીના નિવેદન મુજબ) ૨. C&. ૧૦. ૧૨. ૧૮૩૪નાં બંગાળની સરકારની કોર્ટ ઑફ નં. ૪૪ ની રવાનગી.)

જાળવણી માટે હિંદ સરકાર વિવિધ પ્રાંતોને કેટલીક રકમ આપવા માંડી કાયદાકીય દષ્ટિએ એવું નક્કી કરવામાં આવ્યું કે હિંદ સરકારની મંજૂરી સિવાય પ્રાંતીય સરકાર તેમને મળેલાં ભંડોળમાંથી કોઈપણ નવું કાર્યાલય ખોલાવવાનો ખર્ચ, અથવા પગાર અથવા બક્ષિસ અથવા ભથ્થાના ખર્ચ માટે, તેમાંથી વાપરી શકશે નહીં.[1] જાહેર દેવું એ કોઈ એક જ પ્રાંતના મહેસૂલ ઉપર નાખવામાં નહોતું આવતું. તેમજ બીજા પ્રાંતોના મહેસૂલો વચ્ચે પ્રાથમિક અથવા ગૌણ જવાબદારીનો પ્રશ્ન ઊભો થતો નહોતો. બધાં જ પ્રાંતીય દેવાઓ એ હિંદ સરકારના દેવા ગણાતા અને અખિલ હિંદના મહેસૂલ દ્વારા તેનું ચૂકવણું કરવામાં આવતું હતું. ટૂંકમાં નાણાકીય વ્યવસ્થા જે આવકના સાધનો અને વિતરણની દષ્ટિએ વિકેન્દ્રિત થયેલી હતી તેનું કેન્દ્રીકરણ કરવામાં આવ્યું જે ૧૮૩૩ના ધારાના ઠરાવમાં જોવા મળે છે.

''અનુકૂળતા માટે સ્થાનિક સરકારો દ્વારા શાસિત જુદાં જુદાં પ્રાંતોમાં વહેંચવામાં આવેલું બ્રિટિશ હિંદ હકીકતમાં ગ્રેટ બ્રિટન ઉપર આધારીત એક વિશાળ સત્તા બન્યું જેને અવિભાજિત હિત, એક સરકારી તિજોરી અને કાઉન્સિલના ગવર્નર જનરલ એટલે કે એક સરકાર નીચે મૂકવામાં આવ્યું .... હિંદના તમામ નાણાકીય સાધનો, ઈંગ્લેન્ડમાં તેની વ્યવસ્થા અને તે સાથે સંકળાયેલ બાબતોમાં જ ખર્ચવામાં આવતાં હતાં અને બ્રિટિશ હિંદના કોઈપણ ભાગમાં થતો ખર્ચ તેના બીજા કયા ભાગમાંથી આવે છે તે ઉપર ધ્યાન આપવામાં આવતું નહોતું.''[2]

શાહી નાણાં ખાતાની વ્યવસ્થા એટલી બધી વ્યાપક બની ગઈ કે ૧૮૫૮ માં હિંદ સરકારનો વહીવટ કંપની સરકાર પાસેથી તાજે લીધો ત્યારે જાણવા મળ્યું કે,

''કોઈપણ પ્રાંત પાસે જુદી ધારાકીય સત્તા, જુદાં નાણાકીય સાધનો અથવા જાહેર સેવામાં નિમણૂંક આપવાની અથવા તેમાં ફેરફાર કરવાની કોઈ સત્તા હતી નહીં; અને હિંદ સરકારને આ છેલ્લુ નિયંત્રણ પ્રાંતીય વહીવટમાં દખલ કરવાની પૂરેપૂરી તક આપતું હતું.''[3]

લશ્કરી, રાજનૈતિક, ધારાકીય અથવા વહીવટી દષ્ટિએ જોતાં શાસનની શાહી પદ્ધતિના ગમે તેટલા ફાયદા હોય તેમ છતાં પણ નાણાકીય દષ્ટિએ જોતાં લીધેલી મહેનતની સરખામણીમાં તેના પરીણામ અપેક્ષા પ્રમાણે નહોતા. શરૂઆતથી જ

---

૧. ૩ અને ૪ વીલ, ૪સી – ૮૫ S – ૫૯). ૨. ૧૮૪૩ના નવેમ્બરની ૨૨ તારીખના હિંદ સરકારનો નાણાં વિભાગનો ઠરાવ. ૩. રિપોર્ટ ઑફ ધી રૉયલ કમિશન ઑન ડીસેન્ટ્રલાઇઝેશન ઈન બ્રિટિશ – ઈન્ડિયા.

નાણાકીય ખામીઓનો રોગ તેને લાગુ પડેલો હતો, અને પ્રસંગોપાત્ જ નાણાં પ્રધાન સમતુલામાં ઊભા થતાં ગાબડાઓને રોકવામાં સફળ થતાં હતાં. નીચે આપેલાં આંકડા ઉપરથી દેખાશે કે નાણાકીય ખાદ્ય કેટલી જીવલેણ હતી :-[૧]

**સંસ્થાનવાદી નાણાતંત્રની ખામી**

| વર્ષ | નફો પાઉન્ડ | ખોટ પાઉન્ડ | વર્ષ | નફો પાઉન્ડ | ખોટ પાઉન્ડ |
|---|---|---|---|---|---|
| ૧૮૩૪-૩૫ | ... | ૧૯૪,૪૭૭ | ૧૮૪૬-૪૭ | ... | ૯૭૧,૩૨૨ |
| ૧૮૩૫-૩૬ | ૧,૪૪૧,૫૧૩ | ... | ૧૮૪૭-૪૮ | ... | ૧,૭૧૧,૯૮૬ |
| ૧૮૩૬-૩૭ | ૧,૨૪૮,૨૨૫ | ... | ૧૮૪૮-૪૯ | ... | ૧,૪૭૩,૨૨૫ |
| ૧૮૩૭-૩૮ | ૭૮૦,૩૧૬ | ... | ૧૮૪૯-૫૦ | ૩૫૪,૧૮૭ | ... |
| ૧૮૩૮-૩૯ | ... | ૩૮૧,૭૮૭ | ૧૮૫૦-૫૧ | ૪૧૫,૪૪૩ | ... |
| ૧૮૩૯-૪૦ | ... | ૨,૧૩૮,૭૧૩ | ૧૮૫૧-૫૨ | ૫૩૧,૨૬૫ | ... |
| ૧૮૪૦-૪૧ | ... | ૧,૭૫૪,૮૫૨ | ૧૮૫૨-૫૩ | ૪૨૪,૨૫૭ | ... |
| ૧૮૪૧-૪૨ | ... | ૧,૭૭૧,૬૦૩ | ૧૮૫૩-૫૪ | ... | ૨,૦૪૪,૧૧૭ |
| ૧૮૪૨-૪૩ | ... | ૧,૩૪૬,૦૧૧ | ૧૮૫૪-૫૫ | ... | ૧,૭૦૭,૩૬૪ |
| ૧૮૪૩-૪૪ | ... | ૧,૪૪૦,૨૫૯ | ૧૮૫૫-૫૬ | ... | ૯૭૨,૭૯૧ |
| ૧૮૪૪-૪૫ | ... | ૭૪૩,૮૯૩ | ૧૮૫૬-૫૭ | ... | ૧૪૩,૫૯૭ |
| ૧૮૪૫-૪૬ | ... | ૧,૪૯૬,૮૬૫ | ૧૮૫૭-૫૮ | ... | ૭,૮૬૪,૨૨૨ |

આ દયાજનક પરિસ્થિતિને સમજેલો કોઇપણ માણસ આમ સભામાં ડીઝરાઈલીએ કરેલી ટીકાઓ ઉપર આશ્ચર્ય વ્યક્ત કર્યા વગર રહી શકે નહીં-

"હિંદનો વહીવટ જે આટલો શક્તિશાળી છે, આ વહીવટના પરિપાકરૂપ નોંધપાત્રો અને વિશિષ્ટ વ્યક્તિઓ, અને અનેક કસાનો, વિચક્ષણ રાજનીતિજ્ઞો અને સરકારને જેમની સાથે સતત વ્યાવહાર છે તેવા વહીવડદારો અને હિંદનું ગૂંચવાડાં ભરેલું નાણાતંત્ર આ બધાના પરિણામે જે વિશિષ્ટ વ્યક્તિઓ અસ્તિત્વમાં આવી છે તે, આ પરિસ્થિતિએ ક્યારેક નાણાકીય નિષ્ણાતને ઉત્પન્ન કર્યો નથી."[૨]

આ પડતીના જવાબદાર કારણો બહુ દૂર શોધવા જવું પડે તેમ નથી. હિંદના નાણા ખાતાની આ ખામી એ નાણાકીય બાબતોની અયોગ્ય પદ્ધતિનું પરિણામ છે. વિવિધ

૧. ધી ફાઈનેન્શીયલ સ્ટેટમેન્ટ ઑફ બ્રિટિશ-ઈન્ડિયા ૧૮૬૦-૬૧ લેખક શ્રી વીલ્સન એચ-સી રીટર્ન ૩૩ ૧૮૬૦ પાનું-૫૦૦.) ૨. એડમિનિસ્ટ્રેશન બાય વેસ્ટ - સર ચાર્લ્સ વુડઝ પાન નં-૬૫-૬૬.

કારણોને લીધે પદ્ધતિ અયોગ્ય છે તેમ નક્કી કરી શકાય. પ્રાંતીય અર્થતંત્રના સંદર્ભમાં કહી શકાય કે ખર્ચના પ્રમાણમાં આવકના સાધનો ઊભા કરવા જોઇએ. પણ અનુભવથી જાણવા મળ્યું છે કે જો તેની મર્યાદાઓને સ્વીકારવામાં ન આવે તો આ સિદ્ધાંત તદ્દન નિરર્થક નીવડે છે. જનસમાજની મિલ્કતમાં વધારાની સાથે ખર્ચમાં વધારા ઉપર કાપ મૂકવો જોઇએ તેમ કહેવું અયોગ્ય નથી. જરૂર પુરતું નાણાં ભંડોળ ઉત્પન્ન કરવાની શક્તિ હોવી એ નાણાકીય બાબતોને સદ્ધર બનાવવાનો મુદ્દો નથી. એ યાદ રાખવું જોઈએ કે નાણાકીય સાધનો વધારવાના પદ્ધતિની અસર દેશની સ્થિરતા અને ઉત્પાદકતા ઉપર ઘણી જ થાય છે. અસંગત કર માળખું જનસમાજમાં અસ્થિરતા ઉત્પન્ન કરે છે અને વેપાર ઉપર તેનું અવિચારી અમલીકરણ આર્થિક પ્રક્રિયા અને તાંત્રિક વ્યવસ્થાને તોડી નાખે છે. પરિણામે સમાજની ઉત્પાદકતા ઘટી જાય છે અને દેશ પાયમાલ થાય છે. સરકારની નાણાકીય જવાબદારી સંભાળનાર વ્યક્તિઓએ તેની આવક અને જાવકમાં વધુ ધ્યાન રાખવું જોઇએ એ બૌદ્ધિક દૃષ્ટિએ હિતાવહ દેખાય છે કારણ કે નાણાકીય બાબતો, ''કેવી રીતે'' હાથ ધરાશે એ ખૂબ જ મહત્ત્વનું છે અને વ્યવહારમાં તેની તરફની નિષ્કાળજી વિપરીત પરિણામ પણ લાવી શકે. શાસન ચલાવવા માટે સમાજની મિલ્કત એ મહત્ત્વનો વારસો છે અને જે શાસન આ બાબતમાં ધ્યાન રાખે નહીં તે પોતાનો વિનાશ નોંતરે છે. આ સ્પષ્ટ સત્ય તરફની નિષ્કાળજીને પરિણામે ઘણાં રાજ્યો નાશ પામ્યા છે અને તેના દાખલા ઈતિહાસમાં નોંધાયેલા છે. પણ તેની જો વધારાની સાબિતી જોઈતી હોય તો હિંદમાં શાહી નાણા પદ્ધતિ તેનો અદ્વિતિય દાખલો છે.

કરવેરાનું ઘણું ભારે માળખું શાહી નાણા પદ્ધતિમાં અમલમાં હતું. કર માળખાનો આધારરૂપ સિદ્ધાંત એવો હતો કે આદિકાળથી જમીનની માલિકી સરકારની જ છે અને ખેડૂત જે કર ભરે છે તે તો જમીનનું માત્ર ભાડું જ છે. ખેડૂત એ જમીનનો માલિક નથી પણ કબજેદાર છે. જમીન તેને ભાડે આપેલી છે અને તેની પાસેથી જમીનની ઉપજમાંથી કર લેવાનો અધિકાર રાજ્ય ધરાવે છે. આમ આ ધારણાને પરિણામે ન્યાય અથવા જરૂરિયાતને લક્ષ્યમાં લીધા વગર ગમે તેટલો કર નાખવા રાજ્યને છૂટ છે.

રાજ્યની જમીનદારીની આ કાયદાકીય ધારણા ઉપરાંત જમીન મહેસૂલમાં વધારો કરવા આર્થિક સિદ્ધાંતનો પણ ટેકો લેવામાં આવતો હતો. જમીન ઉત્પાદનનો મુદ્દો પણ હિંદમાં કરવેરાની વ્યવસ્થા અને તેને નક્કી કરવાની બાબત ઉપર અસર ધરાવતો હતો એવું માનવા માટે પણ કારણ છે. મહેસૂલી વ્યવસ્થાની શરૂઆતમાં ઉચ્ચ અમલદારો એવી દલીલ કરતાં

જોવા મળે છે કે, ફ્રેંચ અર્થશાસ્ત્રીઓનો જમીન ઉત્પાદન ઉપર જ બધાં કરવેરા નાખવાનો સિદ્ધાંત ભૂલ ભરેલો છે કે નહીં તે બાબતને મહત્ત્વ ન આપીએ તોય હિંદમાં અસ્તિત્વ ધરાવતા કરવેરાના માળખા ઉપર તેની અસર છે તે બાબત સાબિત કરી શકાય છે ; માત્ર ફ્રેંચ દ્વારા જ આ સિદ્ધાંતને ટેકો મળે છે એટલું જ નહીં પણ ઈંગ્લેન્ડમાં વિદ્વાનોનો પણ એવો જ મત છે અને તેઓ તો માને છે કે અંતે તો બધાં જ કરવેરા જમીન ઉત્પાદન પર પડતાં હોય છે. અને ધી વેલ્થ ઑફ નેશન્સના કર્તા તો તેમના પોતાના જ, પહેલાં આપેલાં મતનો વિરોધ કરીને પણ આ મતનું સમર્થન કરે છે.''[૧] જમીન મહેસૂલના વધારા માટે કોઈપણ કારણ હોય, શરૂઆતમાં જ કોઈપણ ઉદ્યોગ ઉપર તેના બધાં જ નફાને આવરી લે તેટલો કર નાખવો તે ઉદ્યોગના વિનાશ બરાબર છે આ હકીકતનો ભાગ્યે જ કોઈ વિરોધ કરી શકે. ભવિષ્યમાં તેમાંથી વધુ ઉત્પાદન મળે, વધુ કર મેળવી શકાય અને વ્યક્તિગત ઉત્પાદનમાં વધારો કરી શકાય તેની શક્યતાઓ ઉપર શરુઆતનું વધુ પડતું કર ભારણ એ મરણતોલ ફટકો બની રહે છે. આ પ્રકારનો કર એ ઉદ્યોગમાંથી ભવિષ્યમાં થતાં ઉત્પાદન માટે ખૂબ જ કમનસીબ પુરવાર થાય છે. જમીન મહેસૂલનું ભારણ એટલું બધું હતું કે હિંદનું કર માળખું એ માત્ર આ પુરતું જ મર્યાદિત હતું.[૨]

---

૧. બ્લેડન પાઉલ જેવાની નોંધમાંથી છટકી ગયેલ આ મહત્વના વિવાદ માટે ''હાઉસ ઑફ કોમન્સ પેપર ૩૦૬ ૧૮૧૨-૧૩'' જુઓ.

૨. હિંદના તમામ મહેસૂલના પ્રમાણમાં જમીન મહેસૂલ નીચે પ્રમાણે હતું.

| વર્ષ | પ્રમાણ | વર્ષ | પ્રમાણ | વર્ષ | પ્રમાણ |
|---|---|---|---|---|---|
| ૧૭૯૨-૩ | ... | ૧૮૧૭-૮ | ... | ૧૮૪૨-૩ | ... |
| થી | ૫૦.૩૩ | થી | ૬૬.૧૭ | થી | ૫૫.૮૫ |
| ૧૭૯૬-૭ | ... | ૧૮૨૧-૨ | ... | ૧૮૪૬-૭ | ... |
| ૧૭૯૭-૮ | ... | ૧૮૨૨-૩ | ... | ૧૮૪૭-૮ | ... |
| થી | ૪૨.૦૨ | થી | ૬૧.૮૩ | થી | ૫૬.૦૬ |
| ૧૮૦૧-૨ | ... | ૧૮૨૬-૭ | ... | ૧૮૫૧-૨ | ... |
| ૧૮૦૨-૩ | ... | ૧૮૨૭-૮ | ... | ૧૮૫૨-૩ | ... |
| થી | ૩૧.૯૯ | થી | ૬૦.૯૦ | થી | ૫૫.૪૦ |
| ૧૮૦૬-૭ | ... | ૧૮૩૧-૨ | ... | ૧૮૫૫-૬ | ... |
| ૧૮૦૭-૮ | ... | ૧૮૩૨-૩ | ... | ૬૪ વર્ષ | ... |
| થી | ૩૧.૬૮ | થી | ૫૭.૮૦ | માટેનું | ૫૪.૦૭ |
| ૧૮૧૧-૨ | ... | ૧૮૩૬-૭ | ... | સરેરાશ | ... |
| ૧૮૧૨-૩ | ... | ૧૯૩૭-૮ | ... | | |
| થી | ૫૨.૩૩ | થી | ૫૯.૦૫ | | |
| ૧૮૧૬-૭ | ... | ૧૮૪૧-૨ | ... | | |

ખેત ઉદ્યોગની સમૃદ્ધિને જમીન મહેસૂલે રોકી દીધી તે સાથે જ આબકારી જકાતે દેશના ઉત્પાદન ઉપર ફટકો માર્યો. આંતરિક અને બાહ્ય બંને પ્રકારની જકાત વ્યાપાર અને ઉદ્યોગ માટે નુકસાનકારી હતી. આંતરિક જકાત[૧] એ શહેરી અને માલની હેરફેરના વ્યાપારમાંથી ઊભી થતી હતી. આબકારી જકાતના હેતુ માટે સમગ્ર દેશને કાલ્પનિક નાના ભાગોમાં વહેંચી દેવામાં આવ્યો હતો. દરેક આબકારી વિસ્તારમાં વસ્તુના ઉત્પાદન અને ઉપયોગ માટે કોઈ બંધન નહોતું પણ એક વિસ્તારમાંથી બીજા વિસ્તારમાં જતી વસ્તુ ઉપર જકાત લાગુ પડતી હતી. આ કાયદાની અસરો પ્રથમ દૃષ્ટિએ ન દેખાતી હોવા છતાં વાસ્તવમાં તે ખૂબ જ જોખમકારક હતી. આ જકાતને લીધે વ્યાપાર રોકાઈ ગયો પરિણામે દેશના ઉત્પાદકો ઉપર માઠી અસર થઇ. આદમ સ્મિથ જણાવે છે કે બજારના વિસ્તાર ઉપર ઉદ્યોગનો વિકાસ કેટલો બધો આધાર રાખે છે. શતરંજના ખાનાઓની જેમ સમગ્ર દેશ નાકાબંધીને લીધે વહેંચાઈ ગયો હતો. આને પરિણામે હસ્ત ઉદ્યોગ અને બીજા ઉદ્યોગો નબળા પડી જાય તેમાં કોઈ નવાઈ નથી. નાકાવેરાની બીજી પણ એક માઠી અસર થઈ હતી. ઔદ્યોગિક રીતે વિકાસ પામેલા દરેક દેશમાં સામાજિક દૃષ્ટિએ શ્રમ વિભાજન હોય છે એટલું જ નહીં પણ વિસ્તારની દૃષ્ટિએ પણ શ્રમ વિભાજન જોવા મળે છે. જેને ઉદ્યોગનું સ્થાનિકકરણ કહે છે. હિંદના અર્થતંત્રમાં એ એક કાયમી લક્ષણ છે તેવું સાબિત કરવા માટે પ્રમાણ શોધવા દૂર જવાની જરૂર નથી.[૨] આના સંદર્ભમાં કપાસની ખેતી એક પ્રદેશમાં, વણાટ બીજામાં અને રંગાટીકામ ત્રીજા વિસ્તારમાં વિશિષ્ટ રીતે વિકાસ પામ્યા. પણ એવું ઘણી વાર બનતું કે આ પ્રદેશો ઘણીવાર જુદાં જુદાં આબકારી વિસ્તારોમાં હોવાને લીધે કાચી સામગ્રી તૈયાર માલમાં પરિવર્તિત થાય તે પહેલાં અનેકવાર જકાત

---

૧. મિસ્ટર ટ્રાવેલ્યાન, આ વ્યવસ્થાના અભ્યાસ પછી તેની અસરોના વિચારથી એટલા ડઘાઈ ગયા હતા કે તેઓ લખે છે, "જો કે હવે તો તેનો માત્ર એક અંશ જ અસ્તિત્વ ધરાવે છે, આ વ્યવસ્થા પૂરેપૂરી નાબૂદ થયા પછી, સૈકાના મોટા ભાગ સુધી." "સિસ્ટમ ઑફ ટ્રાંઝીટ એન્ડ ટાઉન ડ્યુટીઝ ઇન ધી બેંગોલ પ્રેસીડેન્સી" પાન.૬. તેને લોકોએ ચલાવી લીધી હતી તેવું માનવા પણ લોકો તૈયાર નહીં થાય.)

૨. જુઓ એમ માર્ટીનનું ઇસ્ટર્ન ઇન્ડિયા ત્રણ ગ્રંથ.

ચૂકવવી પડતી. આ દૂષણથી બચવા માટે દરેક પ્રદેશ પોતાની શક્તિઓ આમાં વેડફીને જકાતમાંથી છટકવાનો પ્રયાસ કરતાં.

શહેરી જકાત પદ્ધતિ જે માત્ર આંતરિક હતી તેણે શહેરી વિકેન્દ્રીકરણમાં મહત્વનો ભાગ ભજવ્યો. વાણિજ્ય ગોદામ એ દેશના વેપારમાં મહત્વનો ભાગ ભજવે છે. લગભગ દરેક પ્રકારની ગમે તેટલા જથ્થાની ખરીદ અને વેચાણની તક,એકત્રિત થયેલું ભંડોળ, વિસ્તૃત શાખ, સામાન્ય માહિતી, બધાંનો આ કેન્દ્રમાં સુમેળ સધાય છે. તેઓ દેશના વેપાર અને વાણિજ્યને ટેકો આપે છે અને પ્રોત્સાહન આપી આગળ વધારે છે. પણ શહેરી જકાતની મુખ્ય અસર વેપાર અને વાણિજ્યનો નાશ કરવાની હતી કારણ કે આ પદ્ધતિમાં નાકા વેરાની ચૂકવણી બાદ શહેરમાં દાખલ થવા માટે કર ભરવો પડતો અને જો તેના સ્વરૂપમાં ફેરફાર થાય તો પાસેના શહેરમાં મોકલતાં પહેલાં તેને બધાં પ્રકારના કર ભરવા પડતાં અને આના પરિણામે વેપાર અને ઉદ્યોગની દષ્ટિએ શહેરો તૂટવા માંડયા કારણ કે વેપારીઓએ વેપાર ઓછાં કરી નાખ્યાં અને પોતાને જરૂર ન હોય તેવી વસ્તુઓનું ઉત્પાદન કે જેની ઉપર આબકારી જકાત લાગુ પડતી હોય તે વેપારીઓએ બંધ કરી દીધું.

આવી કપરી પરિસ્થિતિમાં હિંદના ઉદ્યોગોએ પરદેશની સ્પર્ધાનો સામનો કરવાનો હતો. પણ જકાતના નિયમોએ તેમને બકાત રાખ્યાં નહીં. આમ જકાતના નિયમો સાધન સામગ્રીની સ્પર્ધાના સ્વરૂપમાં અસ્તિત્વમાં આવ્યાં. આયાતવેરાની એ રીતે વ્યવસ્થા કરવામાં આવી છે કે ભારે વેરાને લીધે સ્થાનિક બજારમાં ઉત્પન્ન થતી વસ્તુઓની આયાત પરદેશથી અટકી જાય. અને નિકાસ વેરાની વ્યવસ્થા એ રીતે કરવામાં આવી છે કે દેશના ઉત્પાદનને પરદેશના બજારોમાં યોગ્ય આવકાર મળી શકે. પણ હિંદના નિકાસવેરાના સિદ્ધાંત સાથે વસ્તુઓની સ્પર્ધાના સિદ્ધાંત સાથે કોઈ સંબંધ નહોતો. અપનાવેલાં સિદ્ધાંતની સરખામણીમાં, રક્ષણાત્મક વિચારણા ધરાવનાર વ્યક્તિ પણ ઈચ્છા રાખત કે વેપારને તદ્દન સ્વતંત્ર રાખવો કારણ કે જકાતનું માળખું એ આર્થિક બાબતો ઉપર નહીં પણ રાજકીય બાબતો ઉપર આધારિત બાબત હતી. હિંદના આયાત વેરામાં આયાતી માલના સ્વરૂપની દષ્ટિએ નહીં પણ આયાતનું મૂળ અને આયાતના કારણોના સંદર્ભમાં પરિવર્તન થતું હતું. રાજનૈતિક હોવાને લીધે તેનું સ્વરૂપ અને માળખું સ્વીકાર્ય હતું. પણ આ સ્વીકાર્યતા લોકો અને સરકાર માટે નુકસાનકારક હતી તે દુઃખદાયક બિના છે.

ઈંગ્લેન્ડમાંથી અને ઈંગ્લેન્ડના વહાણો દ્વારા આયાત કરાતા માલ ઉપર બીજા દેશ અને માલના વહાણ કરતાં અડધી જકાત લેવામાં આવતી હતી તે બાબતને ક્ષમ્ય ગણી શકાય. પણ ઈંગ્લેન્ડની વસ્તુઓ ઉપર હિંદની વસ્તુઓ કરતાં હિંદમાં જ ઓછી જકાત લેવામાં આવે તે હિંદના ઉદ્યોગનું બલિદાન ભૂલવું જોઈએ નહીં અને એ યાદ રાખવું જોઈએ કે આ એ સમયે બનતું હતું જ્યારે હિંદમાં બનેલો માલસામાન અને વહાણો ઊંચા આયાત વેરા દ્વારા ઈંગ્લેન્ડમાં અટકાવવામાં આવતા હતાં પણ બજારમાં હિંદની વસ્તુઓ સામે સ્પર્ધામાં ટકી રહેવાની અનુકૂળતા કરી આપવામાં આવી ત્યારે હિંદનો માલ ભારે જકાતને લીધે પરદેશના બજારમાં હરિફાઈમાં પાછો પડવા માંડ્યો જેની અસર ઓગણીસમી સદીના મોટા ભાગમાં જોવા મળે છે.[1] આમ આયાત અને નિકાસ વેરાના કાયદાઓએ વેપાર ઉપર માઠી અસર કરી જ્યારે ઉદ્યોગોને આગળ વધાર્યા. પ્રમાણમાં નજીવું ગણાય તેવું જે મહેસૂલ ઊઘરાવવામાં આવ્યું છે તે તેની વિનાશક અસરનો જીવંત પુરાવો છે.[2]

---

૧. ઉપર દર્શાવેલાં દરેક વિધાન માટે સંદર્ભ આપવો ખૂબ મુશ્કેલ છે. હિંદના કરવેરાનો ઈતિહાસ હજુ સુધી લખાયો નથી. પણ પાર્લામેન્ટરી કમિટિ ઑન ટ્રેડ ઇન ૧૮૨૧માં ઘણાં એવા મુદ્દાઓ મળશે કે જે આને પ્રોત્સાહન આપે અને ઈસ્ટ ઇન્ડિયા કંપનીની બાબતોનું સંશોધન કરવા માટે પાર્લામેન્ટે ૧૮૧૩ અને ૧૮૫૩માં નીમેલી સમિતિમાંથી પણ પુરાવા મળે છે...).

૧. નીચેનો કોઠો એ આબકારી મહેસૂલ અને કુલ મહેસૂલનું પ્રમાણ દર્શાવે છે :-

| વર્ષ | પ્રમાણ | વર્ષ | પ્રમાણ | વર્ષ | પ્રમાણ |
|---|---|---|---|---|---|
| ૧૭૯૨-૩ | ... | ૧૮૧૭-૮ | ... | ૧૮૪૨-૩ | ... |
| થી | ૨.૩૮ | થી | ૮.૩૨ | થી | ૬.૦૨ |
| ૧૭૯૬-૭ | ... | ૧૮૨૧-૨ | ... | ૧૮૪૬-૭ | ... |
| ૧૭૯૭-૮ | ... | ૧૮૨૨-૩ | ... | ૧૮૪૭-૮ | ... |
| થી | ૩.૧૦ | થી | ૭.૫૮ | થી | ૫.૪૦ |
| ૧૮૦૧-૨ | ... | ૧૮૨૬-૭ | ... | ૧૮૫૧-૨ | ... |
| ૧૮૦૨-૩ | ... | ૧૮૨૭-૮ | ... | ૧૮૫૨-૩ | ... |
| થી | ૪.૧૬ | થી | ૮.૧૨ | થી | ૫.૫૨ |
| ૧૮૦૬-૭ | ... | ૧૮૩૧-૨ | ... | ૧૮૫૫-૬ | ... |
| ૧૮૦૭-૮ | ... | ૧૮૩૨-૩ | ... | ૬૪ વર્ષ | ... |
| થી ૫.૦૪ | થી | ૭.૧૯ | મોટેનું | ૬.૨૨ | |
| ૧૮૧૧-૨ | ... | ૧૮૩૬-૭ | ... | સરેરાશ | ... |
| ૧૮૧૨-૩ | ... | ૧૮૩૭-૮ | ... | | |
| થી | ૬.૬૮ | થી ૬.૭૬ | | | |
| ૧૮૧૬-૧૭ | ... | ૧૮૪૧-૨ | ... | | |

જ્યારે આ સાધનો નિષ્ફળ ગયા ત્યારે સરકારે કેટલાક વાંધાજનક સાધનો દ્વારા મહેસૂલમાં વધારો કર્યો. નિષ્પક્ષ અવલોકન દ્વારા કોઈપણ વ્યક્તિ કહી શકે કે કરનું માળખું તદ્દન અન્યાયી હતું. આ તો એક ક્રુર કટાક્ષ હતો કારણ કે ખરેખર જ્યાં વાઢકાપ કરવાની જરૂર હતી ત્યાં છરી ફેરવવાને બદલે શરીરનો વાઢકાપ ખમી ન શકે તેવો નબળો ભાગ તેનો ભોગ બની ગયો હતો. ગરીબ ગણોતિયાની કમાણી ઉપર તાગડધીન્ના કરતાં જમીનદારો અથવા અનેક યુરોપિયન સનદી અધિકારીઓ જેઓ પગાર અને ભથ્થાઓ મેળવીને સ્થૂળકાય બની ગયા હતા અને જેમનું મુખ્ય કાર્ય વિશેષ અધિકારો અને દબદબો સાચવવાનું હતું તેઓ સરકારને ટકાવી રાખવાના ખર્ચ પેટે અપાતા ફાળામાંથી સદંતર મુક્ત હતાં. બીજી તરફ મીઠાંનો વેરો[1] મોતુર્ફા[2] અને બીજા ત્રાસદાયક વેરાઓ[3] દ્વારા ઉદ્યમી

૧. કુલ મહેસૂલના પ્રમાણમાં મીઠાંના કરની ટકાવારીનું પ્રમાણ જુદાં જુદાં સમયે નીચે પ્રમાણે હતું.

| વર્ષ | પ્રમાણ | વર્ષ | પ્રમાણ | વર્ષ | પ્રમાણ |
|---|---|---|---|---|---|
| ૧૭૯૨-૩ | ... | ૧૮૧૭-૮ | ... | ૧૮૪૨-૩ | ... |
| થી | ૧૪.૧૩ | થી | ૧૧.૨૫ | થી | ૧૧.૬૫ |
| ૧૭૯૬-૭ | ... | ૧૮૨૧-૨ | ... | ૧૮૪૬-૭ | ... |
| ૧૭૯૭-૮ | ... | ૧૮૨૨-૩ | ... | ૧૮૪૭-૮ | ... |
| થી | ૧૨.૧૦ | થી | ૧૧.૮૭ | થી | ૯.૧૪ |
| ૧૮૦૧-૨ | ... | ૧૮૨૬-૭ | ... | ૧૮૫૧-૨ | ... |
| ૧૮૦૨-૩ | ... | ૧૮૨૭-૮ | ... | ૧૮૫૨-૩ | .... |
| થી | ૧૧.૦૯ | થી | ૧૨.૦૩ | થી | ૯.૧૭ |
| ૧૮૦૬-૭ | ... | ૧૮૩૧-૨ | ... | ૧૮૫૫-૬ | ... |
| ૧૮૦૭-૮ | ... | ૧૮૨૩-૩ | ... | ૬૪ વર્ષ માટેનું | ... |
| થી | ૧૧.૧૪ | થી | ૯.૭૨ | સરેરાશ | ૧૧.૦૭ |
| ૧૮૧૧-૨ | ...૧૮૩૬-૭ | ... | | | |
| ૧૮૧૨-૩ | ... | ૧૯૩૮-૮ | ... | | |
| થી | ૧૦.૯૨ | થી | ૧૨.૩૭ | | |
| ૧૮૧૬-૭ | ... | ૧૮૪૧-૨ | ... | | |

૨. હાઉસ ઓફ કૉમન્સને મદ્રાસ નેટિવ એસોસિયેશન દ્વારા ૧૮૫૮માં કરેલી અરજીના વર્ણન પ્રમાણે, ''આ એવો વેરો છે કે જે વણકર, સુથાર, લુહાર અને સેલ્સમેન જેઓ કદાચ દુકાન ઉપર જુદો વેરો ભરતા હોય, રસ્તા ઉપર ધંધો કરતા ફેરીયા વગેરેને લાગુ પડતો હતો અને સામાન્ય મશીનમાં લાગતા નાનામાં નાના સાધનો ઉપર લગભગ છ ગણો વેરો ભરે ત્યારે જ તેને વાપરવાની મંજૂરી મળતી હતી.'' પ્રોગ્રેસ ઑફ ધી મદ્રાસ પ્રેસીડેન્સી ૧૮૯૩ પાન-૧૧૩ માં રઘુવૈયંગરે લીધેલું અવતરણ.

૩. જર્ની ફ્રોમ મદ્રાસ, વૉલ્યુમ-૨ માં ડૉક્ટર ફ્રાંસીસ બુચાનન નોંધે છે કે ''દક્ષિણ ભારતના કોઈમ્બતુરના સતી- મંગલમમાં કપડાંના બે ટૂકડાં ઉપર ૩/૪+૧/૩ અથવા ૫ ૧/૪ d, અને (૩+૩/૪)/૮ અથવા ૨ ૩/૪ d એવો વીરશાયાફનમ નામનો નવો દસ્તાવેજી કર લેવામાં આવતો હતો. આના વિરોધમાં વણકરો કામ છોડી અને કલેક્ટરને ફરીયાદ કરવા ગયા. ચાર અથવા પાંચ ફનમ, જે વાર્ષિક દરેક શાળ ઉપર લેવામાં આવતો હતો તેના બદલામાં કર નાખવામાં આવ્યો 'કારણ કે જકાત વણકરોની દષ્ટિએ ભારે હતી'' પાન - ૨૪૦.૪૧. તે પાછું નોંધે છે કે ''દોદર પલ્લયામના વણકરોના પચાસ કુટુંબોએ આ દસ્તાવેજી કરની સામે ઘણો ઘોંઘાટ કર્યો અને તેમના કહેવા પ્રમાણે દરેક શાળનાં પાંચ ફનમ વેરાને બદલે વીસ ફનમ વેરો આપવો પડે છે.'' એજન પાન. ૨૪૨

ગરીબ માણસો ઉપર જુલ્મ ગુજારવાનો ચાલુ હતો. સ્થાનિક શાસનના કેટલાંક સામાન્ય અને ચીડ ચડે તેવા વેરાઓ નાબૂદ કરવામાં આવ્યા હતાં તે હકીકત હોવા છતાં આનાથી ઊભી થયેલી નાણાકીય ખોટ જમીન મહેસૂલ દ્વારા પૂરી કરવામાં આવતી હતી તે હકીકત માટે ઘણાં પુરાવાઓ આપી શકાય. સૈદ્ધાંતિક રીતે પાછળના ચૂકવણાને જતું કરવામાં આવતું હતું[1] પણ જમીન મહેસુલ આ વળતરની સરખામણીએ ઘણું વધારવામાં આવતું હતું અને આવા જ બીજા કરવેરા દ્વારા સરકાર ગરીબો પાસેથી તેમની ઉપજ કરતાં પણ વધુ વળતર મેળવતી હતી તે સત્ય બીના છે.

૧. ઉપરની કર વ્યવસ્થા એટલી બધી ખામીયુક્ત હતી કે લોકોની વેરો ભરવાની શક્તિ નાશ પામી. પરિણામે આવકના સાધનો[2] બંધ થઈ ગયા અને

૧. પાર્લામેન્ટરી પેપર, ૧૮૩૧ ના વોલ્યુમ-૫ ની એવીડેન્સ ઑફ ધી ઈસ્ટ ઈન્ડિયા કંપનીઝ અફેર્સ ક્યુ. ૩૮૬૪-૬૬ની નોંધ

૨. નાખેલા કરવેરાનું રેખાચિત્ર નીચે મુજબ છે :-

| મહેસૂલનું સાધન | દસ લાખના પ્રમાણમાં મહેસૂલમાં વધારો | સમય ગાળો વર્ષોની સંખ્યા | તારીખ | પ્રદેશ અને શરૂઆતની તારીખ |
|---|---|---|---|---|
| જમીન | ૬૬૨.૩૦૮ | ૬૪ | ૧૭૯૨-૩ | બંગાળ, મુંબઈ અને મદ્રાસમાં |
| મહેસૂલ | .... | ... | થી | ૧૮૩૪-૫ના સળંગ ગાળામાં અને |
| | ... | ... | ૧૮૫૫-૬ | ૧૮૪૯-૫૦ માં પંજાબમાં |
| સેક્યર અને | ૯.૭૨૯ | ૨૦ | ૧૮૩૬-૭ | એન. ડબલ્યુ. પી બંગાળ |
| આબકારી | ... | ... | થી | મદ્રાસ અને મુંબઈમાં, અને |
| | ... | ... | ૧૮૫૫-૬ | ૧૮૪૯-૫૦ થી પંજાબમાં |
| જકાત | ૪.૯૮૭ | | | માત્ર બંગાળનો જ હિસાબ. |
| મીઠું | ૧૩૫.૫૩૨ | ૬૪ | ૧૭૯૭-૩ | ૧૭૯૨ થી બંગાળ, ૧૮૨૨ થી |
| .. | ... | ... | થી | મદ્રાસ અને મુંબઈ અને ૧૮૩૯ |
| .. | ... | ... | ૧૮૫૫-૬ | થી એન. ડબલ્યુ. પી માં |
| મોતુર્ફા | ૬.૪૫૫ | ૨૦ | | માત્ર મદ્રાસનો જ હિસાબ. |
| .. | ... | ... | | ... |
| .. | ... | ... | | ... |
| અફીણ | ૧૦૬.૭૦૭ | ૬૪ | ૧૭૯૨-૩ | ૧૭૯૨ થી બંગાળામાં અને ૧૮૨૦ |
| .. | ... | ... | ૧૮૫૫-૬ | થી મુંબઈમાં |
| પોસ્ટ | ૮.૮૮૮ | ૬ | | ૧૮૭૯૨-૩ ૧૮૯૨ થી બંગાળ અને |
| મદ્રાસ માં, | | | | |
| ઑફીસ | ... | ... | | ૧૮૧૩ થી મુંબઈ માં, ૧૮૪૯ થી પંજાબ |
| .. | ... | ... | | માં, ૧૮૩૫ થી એન. ડબલ્યુ. પી. માં |
| સ્ટેમ્પ | ૧૬.૬૯૭ | ૫૯ | ૧૭૯૭-૮ | ૧૭૯૭ થી બંગાળમાં, ૧૮૧૩ થી |
| .. | ... | ... | થી | મદ્રાસમાં, ૧૮૧૯ થી મુંબઈમાં, |
| .. | ... | ... | ૧૮૫૫-૬ | ૧૮૩૪ થી એન. ડબલ્યુ. પી. માં, |
| .. | ... | ... | ... | ૧૮૪૯ થી પંજાબમાં, |

સરકાર બે છેડા ભેગા કરવામાં નિષ્ફળ ગઈ. દરેક નાણાતંત્ર સાથે સંબંધ ધરાવનાર વ્યક્તિઓએ સમજી લેવું જોઈએ કે લોકોની કર ભરવાની શક્તિથી વધુ પડતાં અને નુકસાનકારક કર નાખવાને પરિણામે ખાલી રહેતી તિજોરી માટે તેઓ સંપૂર્ણપણે જવાબદાર છે.

દેશની ઉત્પાદક્તા ઉપર શું અસર થશે તેનો લવલેશ વિચાર કર્યા વિના નંખાયેલા આવા હાનિકારક કરવેરાથી ઉભા કરાયેલા નાણા શું કરદાતાઓના આર્થિક જીવનને સમૃદ્ધ અને ઉન્નત બનાવનારી જાહેર સેવાઓ પાછળ ખર્ચાયા હતા ? દસકાઓ દરમ્યાન વિવિધ સેવાઓ ઉપર થયેલા ખર્ચનું નીચે પ્રમાણેનું વર્ગીકરણ દર્શાવે છે કે પૈસા કેવી રીતે ખર્ચવામાં આવ્યાં :-

## ખર્ચની ફાળવણી★

| કુલ ખર્ચ ઉપર ટકાવારીનું પ્રમાણ | વર્ષોમાં | | | | | |
|---|---|---|---|---|---|---|
| | ૧૮૦૯-૧૦ | ૧૮૧૯-૨૦ | ૧૮૨૯-૩૦ | ૧૮૩૯-૪૦ | ૧૮૪૯-૫૦ | ૧૮૫૭ |
| લશ્કર ... | ૫૮.૮૭૭ | ૬૪.૨૯૦ | ૫૩.૭૫૪ | ૫૭.૭૨૧ | ૫૧.૬૬૨ | ૪૫.૫૫ |
| દેવા ઉપર વ્યાજ ... | ૧૮.૦૧૦ | ૧૨.૮૦૫ | ૧૨.૧૨૪ | ૯.૭૫૬ | ૧૦.૫૧૨ | ૭.૧૯ |
| સનદી અને રાજકીય ... | ૭.૨૨૧ | ૮.૯૦૦ | ૯.૫૭૫ | ૧૨.૯૨૬ | ૮.૯૦૨ | ૯.૬૨ |
| ન્યાયને લગતું ... | ૭.૫૨૫ | ૬.૮૮૦ | ૭.૧૦૭ | ૯.૫૬૫ | ૭.૧૮૦ | ... |
| પ્રાંતીય પોલીસ ... | ૧.૯૯૧ | ૨.૦૯૩ | ૧.૫૩૫ | ૨.૦૬૨ | ૨.૦૬૨ | ૯.૩૮ |
| કિલ્લેબંધી, ચણતર, ... વગેરે. | ૧.૬૩૯ ... | ૧.૭૫૬ ... | ૨.૮૧૦ ... | ૧.૪૨૮ | ૧.૬૬૧ | ... |

| | | | | |
|---|---|---|---|---|
| જકાત | | | | |
| આંતરિક: | | | | |
| (૧) હેરફેર | | | | |
| (૨) શહેરીવેરો | ૭૬.૧૭૯ | ૬૪ | ૧૭૯૨-૩ થી ૧૮૫૫-૬ | ૧૭૯૨-૩ થી બંગાળ, મદ્રાસ અને મુંબઈમાં, ૧૮૩૪-૫ થી એન. ડબલ્યું. પી. માં, ૧૮૪૯-૫૦ થી પંજાબમાં. |
| બાહ્ય: | | | | |
| (૧) આયાત | | | | |
| (૨) નિકાસ | | | | |
| ટંકશાળનો વેરો | ૩.૨૨૧ | ૬૪ | ૧૭૯૨-૩ થી ૧૮૫૫-૬ | ૧૭૯૨ થી બંગાળમાં, ૧૮૧૩થી મદ્રાસ અને મુંબઈમાં : |
| .. | | | | |
| તમાકુ | ૧.૪૩૭ | ૧૮ | ૧૮૩૬-૭ થી ૧૮૫૩-૪ | ૧૮૩૦ થી મદ્રાસમાં. |
| .. | | | | |
| .. | | | | ... |
| પરચૂરણ | ૧૯૪.૭૭૭ | ૬૪ | ૧૭૯૨-૩ થી ૧૮૫૫-૬ | જમીન મહેસૂલ મુજબ |
| .. | ... | ... | | |
| .. | ... | ... | | |

★ "પાસ્ટ, પ્રેઝન્ટ ઍન્ડ પ્રોસ્પેક્ટિવ ફાયનાન્સિયલ કન્ડીશન ઑફ બ્રિટિશ ઈન્ડિયા", લેખક કર્નલ સાઈક્સ, જર્નલ ઑફ ધી રૉયલ સ્ટેટિસ્ટિકલ સોસાયટી, :૮૫૯ વૉલ્યુમ - ૨૨, પાન -૪૫૭.

આંકડાકીય આ ગૂંચવાડામાં લશ્કરી ખર્ચ એ મુખ્ય છે અને આમ તો તે ક્ષીણ થઈ ગયેલા છે તેમ છતાં પણ દેશના કુલ નાણા ભંડોળમાંથી અડધા એમાં ખર્ચાઈ ગયા છે. પણ લશ્કરી ખર્ચની સામે દર્શાવેલા અજબ ગજબના આંકડાઓ આ ખર્ચનો વાસ્તવિક બોજ દર્શાવતાં નથી. આ ખર્ચમાં દેવા ઉપર થયેલું વ્યાજ પણ ઉમેરવું જોઈએ કારણ કે દેવું પણ લડાઈ માટે કરવામાં આવ્યું હતું. આ સમય દરમ્યાન ભારત એ ઈસ્ટ ઈન્ડિયા કંપની અને દેશી સત્તાઓ વચ્ચેનું યુદ્ધનું મેદાન હતું. તાજ અને કંપનીના પ્રદેશમાં હિંદને ઉમેરવાના હેતુથી બે મરાઠા વિગ્રહ, ત્રણ મૈસુરના યુદ્ધ, બે બર્માના યુદ્ધ, બે અફઘાન યુદ્ધ, કર્ણાટકના યુદ્ધો અને ઘણાં નાના યુદ્ધો લડવામાં આવ્યા હતાં. જો કે પાર્લામેન્ટ એવું આગ્રહપૂર્વક જણાવતી હતી કે ઈસ્ટ ઈન્ડિયા કંપનીના પ્રદેશો તાજના જ પ્રદેશો હતાં. તેમ છતાં તેના બદલામાં ફૂટી બદામ તે આપવા તૈયાર નહોતી. બીજી તરફ આ બધી જ લડાઈઓનો ખર્ચ હિંદે તેના જર્જરીત સાધનોમાંથી જ પૂરો કર્યો. ચણતર અને કિલ્લેબંધીનો ખર્ચ ખરેખર તો લશ્કરી ખર્ચ જ ગણાવવો જોઈએ. આ બધા સુધારા વધારા સાથે જોવા મળે છે કે દેશે તેના નજીવા નાણાકીય સાધનોમાંથી બાવનથી એંસી ટકા સુધીનો ખર્ચ માત્ર લશ્કર ઉપર જ કર્યો છે. બીજી તરફ એવી દલીલ કરી શકાય કે આ નાણાંમાંથી મોટાભાગનું નાણું હિંદીઓના ખજાનામાં જ ગયું કારણ કે દેશની લશ્કરી સેવાઓમાં મોટે ભાગે હિંદીઓ જ હતાં. લશ્કરનો મોટો ભાગ હિંદીઓનો જ હતો.[૧] અને જો લશ્કરમાંના હિંદીઓ તથા યુરોપિયનોનું પગારધોરણ એકસરખું હોત તો

૧. નીચેના આંકડા ઉપરથી આ સ્પષ્ટ દેખાશે :-

બળવા પહેલાં હિંદી લશ્કરની તાકાત :-

| | યુરોપિયન | દેશી | કુલ |
|---|---|---|---|
| તોપખાનું | ૬,૪૧૯ | ૯,૧૩૮ | ૧૫,૫૭૭ |
| સુરંગખાતું | ૧૧૦ | ૩,૦૪૩ | ૩,૧૫૩ |
| અશ્વસેના | ૩,૪૫૬ | ૩૦,૫૩૩ | ૩૨,૯૮૯ |
| પાયદળ | ૨૯,૭૬૦ | ૧૮૮,૬૬૦ | ૨૧૮,૪૨૦ |
| કુલ | ૩૮,૭૪૫ | ૨૩૧,૩૭૪ | ૨૭૦,૧૧૯ |

મેજર-જનરલ હેનકોકનો "ધ રિઓર્ગેનાઈઝેશન ઑફ ધ ઇન્ડિયન આર્મી, ૧૮૫૯ના પાર્લામેન્ટરી પેપર ઉપરનો રિપોર્ટ પાન-૨૧.

સ્થાનિક લોકો માટે પરિણામ સારું હોત તેમ છતાં લશ્કરનો આ વિશાળ ખર્ચ તો વ્યાજબી ઠેરવી શકાતો જ નથી પણ દેશી અને યુરોપિયન પગાર વચ્ચેનો તફાવત[1] એટલો મોટો હતો કે સરેરાશ ચાર દેશીના પગાર બરાબર એક યુરોપિયનનો પગાર થતો હતો. આમ જાહેર અને ખાનગી બંને દષ્ટિએ જોતાં નાણાંમાં ફાળો આપનાર વસતિ માટે તો તે કોઈપણ રીતે ફાયદાકારક નહોતું.

મહેસૂલના દસ ટકા જેમાં વપરાઈ જતા હતાં તેવા દીવાની અને રાજકીય ખર્ચાઓ ભાગ્યેજ કોઈ પરિણામ આપતાં હતાં. આ ખર્ચાઓ, જેના ઉપર તેનું ભારણ હતું, તેવા દેશીઓ માટે તો થતાં જ નહોતાં. આમ સ્વાભાવિક રીતે જ દેશીનું સ્થાન દ્રિતીય બની ગયું; પણ આ વિજય કૂચે દેશીઓની પડતી ઉપરાંત બીજું પણ ઘણું કર્યું. આને પરિણામે અંગ્રેજોના મનમાં દેશી પ્રજા માટે અવિશ્વાસની ભાવના ઉત્પન્ન થઈ. આમ જીતાયેલાં અને બ્રિટિશ

૧. આ નીચેના કોઠા ઉપરથી સ્પષ્ટ થશે :-

પાયદળનું માસિક ખર્ચ

યુરોપિયન

| | વિગતો | | | કુલ | |
|---|---|---|---|---|---|
| | રૂ. | આના | પૈસા | રૂ. | આના પૈસા |
| ૩૭ અધિકારીઓ અધિકારીઓ | ૧૪,૭૩૪ | ૧૪ | ૩ | | |
| કર્મચારીઓ અને વહીવટીતંત્ર.. | ૪,૫૧૫ | ૧૨ | ૪ | ૨૧,૭૭૯ | ૨.૭ |
| અધિકારીઓ અને બીજા ભથ્થા માણસો | ૨,૫૨૮ | ૮ | ૦ | | |
| ૧૧૭ એન.સી.ઓ. | ૨,૨૮૯ | ૪ | ૫ | | |
| ૯૫૦ ખાનગી... | ૧૧,૨૦૩ | ૮ | ૪ | ૨૫,૯૯૯ | ૮.૦ |
| રેશન, કપડાં અને બીજા ખર્ચ.. | ૧૨,૫૦૬ | ૧૧ | ૩ | | |
| કુલ | | | | ૪૭,૭૭૮ | ૧૦.૭ |

શાસનની શરૂઆતથી જ અવિશ્વાસનો ભોગ બનેલા દેશીઓને દેશની ઉચ્ચ[1] વહીવટી પદવીઓથી બાકાત રાખવામાં આવતાં હતાં.

આ અન્યાયને દૂર કરવા માટે પાર્લામેન્ટે ૧૮૩૩માં જોગવાઈ કરી કે "ધર્મ, જન્મસ્થળ, પૂર્વજ, રંગ, અને એવા કોઈ કારણસર દેશની સીમામાં શાહી તાજની પ્રજા તરીકે કાયદેસર રીતે જન્મેલ કોઈપણ દેશી વ્યક્તિને હોદ્દો, કાર્યાલય અને નોકરીની બાબતમાં અયોગ્ય ગણવામાં આવશે નહીં." (કલમ. ૮૭)

૧. ૧૮૩૩ પહેલાં તેઓ કેટલાં નીચા પગારધોરણે નોકરી કરતા હતા તે નીચેના કોઠા ઉપરથી સ્પષ્ટ થશે.

| ત્રણ પ્રાંતીય સેક્રેટરિયેટ સાથે સંકળાયેલાં દેશી પ્રથમ વર્ગના ઉચ્ચ અધિકારીઓનો માસિક પગાર :- | બંગાળ | | મદ્રાસ | | મુંબઈ | | કુલ | |
|---|---|---|---|---|---|---|---|---|
| | નં. | કુલ પગાર | નં. | કુલ પગાર | નં. | કુલ પગાર | નં. | કુલ પગાર |
| રૂ. ૫૦૦ અને વધુ | ૫ | ૨,૭૦૦ | .. | .. | ૫ | ૨,૫૦૦ | | |
| રૂ. ૪૦૦ અને વધુ | ૨ | ૮૦૦ | .. | .. | ૧ | ૪૦૦ | | |
| રૂ. ૩૫૦ અને વધુ | ૪ | ૧,૪૦૦ | ૧ | ૩૫૦ | ૧ | ૩૫૦ | | |
| રૂ. ૩૦૦ અને વધુ | ૩ | ૯૦૦ | .. | .. | ૨ | ૬૦૦ | | |
| રૂ. ૨૫૦ અને વધુ | ૫ | ૧,૨૫૦ | .. | .. | ૧ | ૨૫૦ | ૮૯ | ૨૦૬૯૦ |
| રૂ. ૨૫૦ થી ૨૦૦ | ૧૭ | ૩,૪૬૦ | ૫ | ૧,૧૫૫ | ૨ | ૨૦૦ | | |
| રૂ. ૨૦૦ થી ૧૫૦ | ૧૦ | ૧,૫૯૦ | ૪ | ૬૮૨½ | .. | .. | | |
| રૂ. ૧૦૦ થી ૧૫૦ | ૫ | ૫૫૦ | ૫ | ૫૨૫ | ૫ | ૩૩૦ | | |
| રૂ. ૧૦૦ થી નીચે | ૬ | ૪૭૦ | ૧ | ૮૭½ | ૨ | ૧૪૦ | | |
| કુલ | ૫૭ | ૧૩,૧૨૦ | ૧૬ | ૨,૮૦૦ | ૧૬ | ૪,૭૭૦ | | |

૨. દેશી

| અધિકારીઓ | વિગતો | | | કુલ | | |
|---|---|---|---|---|---|---|
| | રૂ. | આના | પૈસા | રૂ. | આના | પૈસા |
| ૨૬ યુરોપિયન | ૯,૮૬૧ | ૨ | ૧ | | | |
| ૨૦ દેશી | ૯૪૦ | ૦ | ૦ | ૧૩,૫૩૭ | ૮ | ૭ |
| કર્મચારીઓ અને વહીવટ | ૧,૨૦૯ | ૧ | ૪ | | | |
| ખર્ચ અને બીજા ભથ્થાઓ માણસો | ૧,૫૧૭ | ૫ | ૨ | | | |
| ૧૪૦ એન. સી. ઓ ... | ૧,૭૮૦ | ૦ | ૦ | | | |
| ૧,૦૦૦ સિપાહીઓ ... | ૭,૦૦૦ | ૦ | ૦ | ૯,૬૦૬ | ૧૪ | ૦ |
| ખર્ચ ... | ૮૨૬ | ૧૪ | | ૦ | | |
| કુલ | | | | ૨૩,૧૩૪ | ૬ | ૭ |

આ કોઠા ઉપરથી સ્પષ્ટ થાય છે કે "દેશી" એ મથાળા નીચે દર્શાવેલ ૨૬ યુરોપિયન અધિકારીઓ અને લશ્કરી અમલદારોના પગાર તથા ભથ્થાઓ રૂા. ૧૧૩૭૮–૦૭–૦૩ થાય છે. ૧૧૦૪ યુરોપિયનો રૂા. ૪૭૭૭૮–૧૦–૦૭ મેળવતા હતાં જ્યારે ૧,૧૬૦ દેશીઓ માત્ર રૂા. ૧૧,૭૫૫–૧૫–૦૪ મેળવતાં હતાં.

કાયદાકીય રીતે યોગ્ય હોય તે સિવાયના કોઈપણ દેશીને બળવા પહેલાં હકીકતમાં, જવાબદાર જગ્યા આપવામાં આવી નહોતી, કારણ કે, નિયામક સભાએ શરૂઆતમાં જ કાયદાનું અર્થઘટન કરતાં હિંદની સરકારને જણાવ્યું કે, આ કાયદા અનુસાર,

''વાસ્તવતમાં...પરિણામમાં કોઈ વિશિષ્ટ તફાવત જોવા મળશે નહીં. એકઠી સેવાઓને લીધે ઉત્પન્ન થતાં સંજોગો અને કાયદાકીય અથવા જાહેર સેવાઓમાં સંજોગો, અત્યારે છે તેવા જ લગભગ રહેશે.[૧]''

કુલ આવકના દસ ટકા જેટલી રકમનું ન્યાય અને પોલીસ ખાતાનું ખર્ચ રક્ષણાત્મક ખર્ચ કહી શકાય, આમ ખામીયુક્ત વેરા દ્વારા એકઠી કરાયેલી રકમ બિનઉત્પાદક માર્ગે વપરાતી હતી. લડાઈઓના સાધનો શાંતિના સાધનો તરીકે ઓળખાતાં હતાં અને તેમના માટે થતો ખર્ચ એટલો વિશાળ હતો કે વિકાસ કાર્યો માટે લગભગ કંઈ બચતું નહોતું. શિક્ષણને તો આ ખર્ચની બાબતમાં ક્યાંય સ્થાન નહોતું અને જાહેર હિતોના કાર્યો પણ ખૂબ જ નજીવાં હતાં. શાહી ખજાનામાં ઘણાં લાંબા સમય માટે રેલ્વે, વહાણવટા અથવા સિંચાઈ માટે નહેર અને વ્યાપારના વિકાસ માટેનાં સાધનોની કોઈ જોગવાઈ નહોતી. કુલ

---

૧. બંગાળ તરફની રવાનગી નં. ૪૪ તા. ડીસેમ્બર ૧૦ ૧૮૩૪ પેરા-૧૦૭

★ નેટીવ ઈસ્ટેબ્લિશમેન્ટ ઉપરની સિવિલ ફાઈનાન્સ કમિટિના ત્રણ પ્રાંતનો રિપોર્ટ-એપ્રિલ ૧૩ ૧૮૩૦ બંગાળ ફાઈનાન્સ કન્સલ્ટેશન્સ. ઈન્ડિયા ઑફિસની માહિતી. કમિટિએ એકઠી ન કરાયેલી ગૌણ ખ્રિસ્તી સેવાઓ અને વિવિધ પ્રાંતો સાથે જોડાયેલ દેશી નોકરોને ચાર ભાગમાં વહેંચ્યા હતાં, (૧) કાર્યાલયની પ્રક્રિયામાં સહાયરૂપ થવા અમલ કારકૂન, રજીસ્ટ્રાર, મેનેજર અને તેમના મદદનીશ પરીક્ષકો, સંશોધકો વગેરેની સેક્રેટરીના હાથ નીચે નિમણૂંક કરવામાં આવતી હતી. (૨) ચાલુ ધંધાકીય રાઈટરો અને કાયમી નકલ કર્તાઓ. (૩) છૂટક નકલ કર્તાઓ અથવા વિભાગીય કર્મચારીઓ તથા (૪) બધા જ નીચેના કર્મચારીઓ. કમિટીને જાણવા મળ્યું કે પેરા. ૩૫. કલકત્તામાં ચાલુ ધંધાકીય રાઈટરોને મળતો પગાર વાર્ષિક રૂા. ૨૦થી રૂા. ૧૨૦ હતો, વ્યક્તિગત રીતે સરેરાશ વાર્ષિક રૂા. ૧૦૪, મુંબઈમાં રૂા. ૧૫ થી ૧૨૦ અને વ્યક્તિગત રીતે સરેરાશ રૂા. ૪૮ મદ્રાસમાં પ્રાંતીય સેક્રિટેરિયેટમાં કામ કરતાં કર્મચારીને સરેરાશ રૂા. ૨૭ ૧/૨નું વળતર મળવું જોઈએ તેવો ધારો છે. જે કર્મચારીની અને તેની નોકરીની મુદતના પ્રમાણમાં રૂા. ૧૦ ૧/૨ થી રૂા. ૮૭ ૧/૨ વચ્ચે રહેતું.

બંગાળની સેક્રિટેરિયેટની ઓફિસમાં સેક્સનરને ૭૫૦ શબ્દોના રૂા. ૧ અપાતો, જ્યારે બીજા બે પ્રાંતોમાં લગભગ ૧૩૩૩ શબ્દોનો રૂા. ૧ અપાતો.

પેરા-૫૧. અત્યારે બંગાળના સેક્રિટેરિયેટના કર્મચારીને માસિક રૂા. ૧૧૪૨ અપાય છે. મદ્રાસમાં રૂા-૪૫૫ અપાય છે જેમાં મોચીઓનો પણ સમાવેશ થાય છે. અને મુંબઈમાં રૂા. ૨૬૧, બંગાળમાં ૧૮૬, મદ્રાસમાં ૫૬ અને મુંબઈમાં ૪૨ નોકરો હતાં.

૮૩૭,૮૦૦ ચોરસ માઈલના વિસ્તારમાં થોડાક માઇલની રેલ્વે, ૨,૧૫૭ માઈલના માર્ગો, ૫૮૦ માઇલ જળમાર્ગો અને ૮૦ માઇલના તાર-સંદેશાની જોગવાઈ કરવામાં આવી હતી.

ખર્ચાયેલ નાણાંના સંદર્ભમાં જોઈએ તો ૧૮૩૭-૮ થી ૧૮૫૧-૨ના પંદર વર્ષના ગાળામાં ઉત્પાદક ખર્ચ તરીકે વાર્ષિક માત્ર ૨૯૯, ૭૩૨ પાઉન્ડ ખર્ચાયા હતાં. ખેડૂતોમાં પ્રચલિત એક સિદ્ધાંત એવો છે કે ખાતર આપ્યા વગર પાક લીધા જ કરવામાં આવે તો જમીનનો કસ નાશ પામે છે. આ સિદ્ધાંત ખેતર પૂરતો જ મર્યાદિત નથી. અને જો હિંદની આર્થિક સ્થિતિ માટે આ સિદ્ધાંતનું ધ્યાન રાખવામાં આવ્યું હોત તો જાહેર જનતાને ફાયદો થાય તે રીતે તેની કરવેરા ભરવાની શક્તિમાં વધારો થાત. કમનસીબે આ બંનેના નુકસાનની જવાબદારી હિંદના નાણાકીય અમલદારો ઉપર આવે છે.

પણ જો જુની ખામીને પૂરી કરવા માટે ન્યાય ખાતાના વેરા અને ઉત્પાદકીય ખર્ચમાં વધારો કરવાની પ્રક્રિયાને રોકવામાં આવી હોત તો ઓછામાં ઓછું ખર્ચમાં તો કરકસર થવાની શક્યતા હતી. ૧૮૩૩માં સ્થપાયેલ કેન્દ્ર સરકાર આ જાતની કરકસર કરવા શક્તિમાન હતી. વાસ્તવમાં કેન્દ્રીકરણ ખૂબ જ નબળા પ્રકારનું હતું. કાયદાકીય રીતે શાહી વહીવટની પ્રથા હતી પણ હકીકતમાં વહીવટ એ રીતે ચાલતો હતો કે કાર્યકારી સરકારના એકમો એ પ્રાંતો હોય અને કેન્દ્રીય સરકાર તો ફક્ત આ બધાને જોડતી કડી હોય તેવી છાપ ઉપસ્થિત થતી હતી. વિવિધ સંજોગોનું આ સ્વાભાવિક પરિણામ હતું. ધારાકીય કામકાજ કેન્દ્રના હાથમાં હતું, પણ કાયદાઓ એ રીતે પસાર થતા હતાં કે જાણે કેન્દ્રે , પ્રાંતમાંથી આવતા મુસદ્દાને બહાલી જ આપવાની હોય. દરેક પ્રાંતને તેના આંતરિક અને બાહ્ય નિયમો હતા જે દ્વારા તેનો મોભો જળવાઈ રહેતો. દરેક પ્રાંતને તેનું લશ્કર હતું. નાણાકીય સ્વતંત્રતાના પુરાવારૂપે દરેકનું હિસાબી ખાતું પ્રાંતીય જ હતું અને કેન્દ્રની તેમાં કોઈ ગણત્રી કરવામાં આવતી નહોતી. નાણાકીય જવાબદારી કાયદાકીય રીતે જશે તેમ માની દરેક પ્રાંત મહેસૂલ એકઠું કરવાની અને તેના વહીવટની બાબતમાં નિર્ણય લેતું હતું. આઝાદીના આ ખ્યાલથી કેન્દ્રનું વર્ચસ્વ ઘણું ક્ષીણ થયું તે એટલે સુધી કે મુંબઈ અને મદ્રાસ પ્રાંતની પ્રજા ઉપર બળવાના પરિણામે થયેલ ખર્ચ બાબતનો વેરો નાખવામાં આવ્યો ત્યારે તે સરકારોએ આ પ્રમાણનો વિરોધ કર્યો. મહત્ત્વની બાબત એ છે કે ૧૮૩૩ના

ધારાએ પ્રાંતીય અને કેન્દ્રીય સરકારો વચ્ચે કાયદા અને વહીવટની બાબતોમાં વૈમનસ્ય ઊભું કર્યું. કાયદાકીય દષ્ટિએ શાહી સરકાર દેશને જવાબદાર હતી પણ વહીવટ સંભાળી શકી નહીં. જ્યારે પ્રાંતીય સરકારો દેશનો વહીવટ સંભાળતી હતી પણ કાયદાકીય રીતે જવાબદાર નહોતી.

દેશની નાણાંકીય કરકસર ઉપર આની ખૂબ જ માઠી અસર પડી. શાહી પદ્ધતિમાં જે વારસાગત છે તે ઉડાઉપણાંમાં આનું અનિવાર્ય પરિણામ આવ્યું. કરકસર એ જવાબદારીનું પરિણામ છે અને જવાબદારી ત્યારે જ આવે જ્યારે સરકારને તેના ખર્ચા માટેના નાણાં પેદા કરવા સાધનો ઊભા કરવા પડે. શાહી પદ્ધતિ પહેલાં પ્રાંતીય સરકારો ઉપર તેમના અંદાજી ખર્ચના નાણાં પેદા કરવાની જવાબદારી તેમની હતી. પરિણામે તેઓ કરકસર કરતા હતા પણ શાહી પદ્ધતિમાં અંદાજી ખર્ચનું માળખું, પ્રાંતીય સરકારોએ તૈયાર કરવાનું હતું જ્યારે તે માટેના નાણાંની જોગવાઈ હિંદ સરકારે કરવાની હતી. પહેલાં તો તેઓ તેમની નાણાકીય મર્યાદાઓ પ્રત્યે જાગૃત હતા પણ શાહી પદ્ધતિમાં તો તેઓ,

"જાણતા નહોતા કે હિંદ સરકાર આગળ મુકેલ નાણાકીય માગની યોગ્યતા કેવી રીતે તપાસવી. તેમની નાણાં કોથળીને તળિયું જ નહોતું, તેમણે તો માત્ર તેમાંથી નાણાં લેવાનાં જ હતાં. તેઓ સતત સુધારા વધારામાં લાગી ગયાં હતાં અને શાહી ખજાનામાંથી પોતાના પ્રાંત માટે વધુમાં વધુ નાણાં કેવી રીતે મેળવવાં તે જ તેમનો પ્રયાસ અને ઈરાદો રહેતો હતો. અનુભવે તેમને સમજાયું કે ઓછી કરકસર અને વધુ આજીજીપૂર્ણ પ્રયાસો દ્વારા હિંદ સરકારને તેની પોતાની જરૂરિયાતો માટે રીઝવી શકતા હતા. માંગ રજુ કરતાં તેઓ માનતા હતા કે તેઓ યોગ્ય જ કરી રહ્યા છે અને આ માંગ સ્વીકારવી કે નહીં તે તેમણે હિંદ સરકાર ઉપર છોડવાનું રાખ્યું."[૧]

. માંગણીઓના વ્યાજબીપણાની ખાતરી કરવાની યોગ્ય વ્યવસ્થાને અભાવે, લાંબા સમય સુધી હિંદ સરકારે આ વધુ પડતા ખર્ચની માંગણીઓને સ્વીકાર્યા સિવાય છૂટકો નહોતો. શાહી વહીવટ પાસેથી કોઈપણ જાતની કુશળતાની અપેક્ષા

૧. ધી એડમિનિસ્ટ્રેશન ઓફ ધ અર્લ ઓફ મેયો એઝ વાઈસરોય એન્ડ ગવર્નર જનરલ ઓફ ઈન્ડિયા, ઓનરેબલ જહોન સ્ટ્રેચે, કાઉન્સિલના સભ્ય અને માજી કાર્યકારી ગવર્નર જનરલનો એપ્રિલ ૩૦ ૧૮૭૨નો અહેવાલ, સુપ્રિન્ટેન્ડન્ટ ઓફ ગવર્નમેન્ટ પ્રિન્ટીંગ, કલકત્તા ઓફિસ ૧૮૭૨ પાન-૪૬.

રાખી શકાય નહીં. અને એમાંયે જ્યારે એક વિભાગ અથવા પ્રાંત નહીં પણ ખંડની વિશાળતા ધરાવતા દેશની વાત હોય ત્યારે તો નહીં જ. તેની વિશાળતા જ એટલી છે કે કોઈપણ પ્રક્રિયા તેમાં ઝડપી બની શકે નહીં. તેમાંયે હિંદની અવ્યવસ્થા અને અસ્તવ્યસ્ત પદ્ધતિ દ્વારા તો શક્ય જ નથી; પ્રથમ તો તેની પાસે નિયમન માટેની કાર્યવાહક વ્યવસ્થા જ નહોતી, હિંદ સરકાર અને બંગાળ સરકારને જોડવામાં તેઓએ મોટી ભૂલ કરી હતી. આને પરિણામે વ્યવસ્થાનો કાર્યભાર ઘણો વધી ગયો હતો. બંગાળ સરકારની ફરજો બજાવતાં હિંદ સરકારની ફરજો માટે તેને ઘણો ઓછો સમય બચતો હતો. કાર્યવાહક તંત્ર જ નહીં પણ સચિવાલય પણ સહિયારું હતું જેણે બંને સરકારનો ભાર સંભાળવાનો હતો. સચિવાલય ઉપર કામનું ઘણું ભારણ હતું એટલું જ નહીં દેશનું નાણાતંત્ર સંભાળવા ૧૮૪૩ સુધી કોઈ ખાસ અમલદારનો તદ્દન અભાવ હતો પરિણામે સચિવાલયની કાર્યક્ષમતા ઘણી ઓછી થઈ ગઈ, આ વર્ષમાં જ, તે સમયના હિંદના વાઇસરોય લોર્ડ એલન બરોએ બંગાળના સચિવાલયને હિંદના સચિવાલય[1]થી જુદું કર્યું અને હિંદના સચિવાલય સાથે હિંદ સરકારના મહેસૂલ સચિવના કાર્યાલયનું જોડાણ કર્યું.[2] આ મહેસૂલી સચિવને રાજ્યના મહેસૂલ સિવાયની કોઈપણ જવાબદારી આપવામાં આવી નહોતી. જો કે અલાયદી નિમણૂંકથી તપાસણી અમલદારની જરૂરિયાત પૂરી કરવામાં આવી હતી, પણ અંદાજપત્ર, અને કેન્દ્રીય ઑડિટ પદ્ધતિની ગેરહાજરીમાં તેઓ ખર્ચમાં કોઈપણ જાતની કરકસર કરવા શક્તિમાન નહોતા. શાહી નાણા પદ્ધતિ છતાં, નાણાં અને ઓડિટના આ અમલદારો મુલ્કી સરકારના સચિવો સાથે જ જોડાયેલાં રહ્યાં. સર્વોચ્ચ સરકાર જેને શિરે હિંદની નાણા વ્યવસ્થાનો ભાર હતો તેને તેઓ જવાબદાર નહોતા. મુલ્કી સચિવાલયને હસ્તક હોવાથી, હિંદ સરકાર મહેસૂલ અને ઓડિટ બાબતમાં હુકમો સ્થાનિક સરકાર દ્વારા અને તેના અર્થઘટન સાથે જ મોકલી શકતી હતી. સીધો વ્યવહાર શક્ય નહોતો. અંદાજપત્રીય વ્યવસ્થા, વેપાર વાણિજ્ય માટે યોગ્ય હોવા છતાં ચકાસણીની દષ્ટિએ યોગ્ય હતી નહીં.

દરેક જુદી જુદી સેવાઓના ખર્ચની જોગવાઈ માટે અને દેશના નાણાકીય વહીવટ માટે ત્રણ વિવિધ પ્રકારના (રૂપરેખાત્મક, નિયમિત અને અંદાજપત્રીય)

---

૧. ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા રીઝોલ્યુશન, હોમ ડિપાર્ટમેન્ટ એપ્રિલ ૨૯, ૧૮૪૩

૨. ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા રીઝોલ્યુશન, તા. જાન્યુઆરી ૪ ૧૮૪૩.

અંદાજોનું માળખું તૈયાર કરવામાં આવતું હતું. પણ જાહેર નાણાંના વિતરણની આ વ્યવસ્થાને મંજૂરીની અપેક્ષા નહોતી. તેનો અર્થ તો ફક્ત રોકડ જ થતો હતો. આ હકીકતને લીધે ગ્રાન્ટ ક્યારેય કાળજીપૂર્વક તૈયાર કરવામાં આવતી ન હતી અને ન તો તેની ઉપર મૂકેલા પ્રતિબંધોનો અમલ થતો હતો. દરેક સેવા માટે જુદા જુદા મંતવ્ય અથવા મંજૂરી દ્વારા બજેટને ચકાસવાની કોઈ જોગવાઈ ન હોવાથી ઑડિટ અને હિસાબીખાતાએ તો જાહેર તિજોરીનાં નાણાંની આવક જાવકનો હિસાબ બરાબર રખાયો છે તેટલું જ જોવાનું હતું. મંજૂરીની જરૂર જે બજેટમાં ન હોય તો વ્યવસ્થામાં, સ્વાભાવિક છે કે ખર્ચ કરનાર સત્તા ઉપર નિયંત્રણનો હેતુ અને મંજૂરીની પ્રક્રિયા, જે ઑડિટ તથા નાણાખાતાનું અનિવાર્ય કાર્ય છે, તે સિદ્ધ થઈ શકે નહીં. મુલ્કી સરકારો તેમની માંગણીઓમાં ખૂબ જ ઉડાઉ હતી તેમજ ખર્ચની બાબતમાં સંપૂર્ણપણે બેદરકાર હતી. જ્યાં સુધી હિંદ સરકારમાં બજેટની મંજૂરી તથા ઑડિટ અને હિસાબી તંત્રની કેન્દ્રીય વ્યવસ્થાનો અભાવ હતો ત્યાં સુધી તે નાણાકીય નિયંત્રણની બાબતમાં માત્ર નામની જ સંસ્થા હતી, જ્યારે મુલ્કી સરકાર કાયદાકીય દૃષ્ટિએ ખૂબ જ વામણી હતી તે વાસ્તવમાં આખા તંત્રનો કાબૂ ધરાવતી શક્તિશાળી સંસ્થા હતી.

કેન્દ્ર સરકારની ગેરલાયકાત અને મુલ્કી સરકારોના બેજવાબદારપણાને લીધે ઉડાઉપણાની પ્રાંતીય સરકારને જે ટેવ પડી હતી તેને રોકવાની અશક્યતામાં હિંદ સરકારની ઈગ્ઝેક્યુટિવ કાઉન્સિલની નાણાકીય બાબતો તરફની બેપરવાઈ વધારો કરતી હતી. એ સાચું હતું કે ઈગ્ઝેક્યુટિવ કાઉન્સિલની મંજૂરી સિવાય હિંદના મહેસૂલમાંથી કંઈ જ ખર્ચ કરી શકાય નહીં, પણ તેની કાર્ય પ્રણાલિ દ્વારા કાઉન્સિલે ખર્ચમાં કરકસરને પ્રોત્સાહન આપવામાં રસ લીધો હોય તેવું જણાતું નથી. કાઉન્સિલ સમૂહમાં જ કાર્ય કરતી હતી અને તેના સભ્યો વચ્ચે, કાર્યની વહેંચણી થયેલ નહોતી. યુદ્ધ અને કાયદા વિભાગના અપવાદ સિવાય બધાં જ સરકારી કાર્યો ગવર્નર-જનરલ અને તેમના કાઉન્સિલરોની આગળ રજૂ થતાં હતાં. તેના સામુહિક કાર્યને પરિણામે :-

''એકે એક બાબત, ગોકળગાયની ગતિએ, નાની પેટીમાં બંધ થઈને, દરેક કાઉન્સિલરને ઘરે જઈ તેમના હાથોમાંથી પસાર થતી હતી.[૧]''

આ વ્યવસ્થામાં સરકારી તિજોરીનો કોઈ એવો વડો અમલદાર હતો નહીં જે કરકસરની રજૂઆત કરે, કારણ કે દરેક સભ્ય આવા અમલદાર જેવો હતો.

૧. ડબલ્યુ. ડબલ્યુ. હન્ટર. લાઈફ ઑફ મેયો. વૉલ્યુમ-૧, પાન-૧૯૦.

પરિણામ એ આવ્યું કે નાણા ખાતું સૌનું સહિયારું ખાતું હતું એટલે કોઈપણ એકનું ખાતું હતું નહીં. આમ ભંડોળનું વિતરણ ખરેખર વ્યાજબી સેવાઓની દૃષ્ટિએ નહીં પણ માંગ કરનારની માંગણી તથા તેના બળ પ્રમાણે થવા માંડ્યું.

શાહી વ્યવસ્થાની પડતીના કારણો દર્શાવતાં સબળ પૂરાવાઓ અને પ્રમાણો રજૂ કર્યા છે જે સાબિત કરે છે કે તે માટે ખામીયુક્ત વિત્તીય વ્યવસ્થા જે જે મુખ્ય લક્ષણ, નુકસાનકારક કરવેરા અને અનઉત્પાદકીય તથા ઉડાઉ ખર્ચાઓ જ છે. તેમ છતાં આ ખામીયુક્ત નાણા વ્યવસ્થા શાહી પદ્ધતિના આરંભ સાથે શરૂ થઈ તે માનવું યોગ્ય નથી. એ તો ભૂતકાળની વ્યવસ્થાના વારસારૂપે શાહી સરકારને મળી હતી. જો કે નાણાકીય વ્યવસ્થાની સમયસરની ચકાસણી અને કેન્દ્રીય નિયમનની વધુ સલામતી શાહી પદ્ધતિને વધુ મજબૂત બનાવત તેમાં શંકા નથી. પરંતુ તેના લાંબા ગાળાએ નાણાકીય બાબતના પાયાને હચમચાવી દીધો, અને તેણે ભિખારી કરેલા કરદાતાઓ પાસેથી વધુ નાણાં મેળવવાની જ્યારે કોઈ જોગવાઈ રહી નહી ત્યારે છેવટે શાહી વ્યવસ્થાએ બળવાના આઘાતનો સામનો કરવો પડ્યો અને તે પછી શાહી સરકાર ક્યારેય ફરીથી બેઠી થઈ શકી નહીં.





# સંસ્થાનવાદ વિરુદ્ધ સમવાયતંત્ર

૧૮૫૭ના બળવાની કિંમત રૂપે જે પરિણામ આવ્યું તે શાહી મહસૂલ માટે એટલું બધું ખરાબ હતું કે તે પદ્ધતિને ફરીથી વ્યવસ્થિત કરવા સિવાય બીજી કોઈપણ સમસ્યાના ઉકેલ માટે જવાબદાર અમલદારો પાસે સમય અને શક્તિ બચ્યા નહોતાં. જોકે કઈ દિશામાં વધવાથી આ સમસ્યાનો ઉકેલ આવી શકે, તેનો વિવાદ તો લગભગ શાંત થઈ ગયો હતો. તેમ છતાં આ પડતીના કારણો એટલા બધા સ્પષ્ટ હતા કે હિન્દની નાણાકીય બાબતો સાથે સંબંધ ધરાવનાર કોઈ પણ વ્યક્તિ નિઃશંક રીતે કહી શકતી હતી કે મુલ્કી સરકારોના ઉડાઉ ખર્ચ એ જ આ પડતી માટે જવાબદાર હતા. આ દૂષણને દૂર કરવા માટે કેટલીક જવાબદાર સંસ્થાઓએ એક તરફ નક્કી કર્યું કે અન્યો કરતા વધારે છૂટછાટ ભોગવતા, પોતાના માલિકોના સાધનો થકી પોતાની જ માંગણીઓ આગળ ધપાવતા એજન્ટો અને નોકરોની દયા પર સ્થાનિક સરકારોને છોડવા કરતાં.[1] 'સ્થાનિક સરકારોને હિંદના મહેસૂલની સહિયારી થાપણમાં ભાગીદાર બનાવવા અને તેમનાં હિતો જાળવવા તેમ જ હિંદી સરકાર સાથે સહકાર સાધવો.

આ મંતવ્યને પરિણામે એવો એક સામાન્ય મત ઉભો થયો કે જેમાં સંયુક્ત હિંદને હિંદના સંયુક્ત રાજ્યો[2]માં બદલવામાં આવે જેમાં દરેક પ્રાંત એક સાર્વભૌમ રાજ્ય હોય. આ પ્રક્રિયાનો મુખ્ય હેતુ શાહી વ્યવસ્થાને સમવાયતંત્રમાં બદલવાનો હતો. અને હિન્દની કેન્દ્રીય સત્તાને સંયુક્ત રાજ્યોની કેન્દ્રીય સત્તામાં ફેરવવાનો હતો. સમવાયતંત્રની યોજનાને સફળ બનાવવા માટે હિંદની આવક શાહી તિજોરીમાં જમા થઈ પછી જુદી જુદી પ્રાંતીય સરકારોને વહેંચવામાં આવે તે વ્યવસ્થાને

---

૧. એચ. ઈ. સર ડબલ્યુ. આર. મેન્સફીલ્ડ, કમાન્ડર ઇન ચીફનો તારીખ ૧૭ ઓક્ટોબર ૧૮૬૭ નો અહેવાલ, ફાઈનાન્સિયલ, પાવર્સ ટુ લોકલ ગર્વમેન્ટસના વધારાના પેપર વિગેરે. પૃ. ૯૯ થી ૧૦૩. ૨. જે. એફ. ફીન્લેના હિસ્ટ્રી ઓફ પ્રવિન્શલ ફાઈનાન્સિયલ અરેન્જમેન્ટસ ઉતારાઓની યાદી (પાન–૩)માં કર્નલ આર. સ્ટ્રેચીની ઓગસ્ટ ૧૭ ૧૮૬૭ની નોંધ

અનિવાર્યપણે બંધ રાખવાની જરૂર હતી. આ યોજના પ્રમાણે દરેક પ્રાંત પોતાની આવક પોતાની પાસે રાખી તેને ખર્ચ કરવા મુક્ત હતો. કેન્દ્ર સરકારને તેના પોતાના આવકના સાધનો હતા. અને જો તેને જરૂર પડે તો સમાનતાના ધોરણે દરેક પ્રાંત કેન્દ્ર સરકારને ખર્ચમાં સરખે ભાગે મદદ કરતો હતો. આમ સમવાય તંત્રની યોજના મુજબ સંસ્થાન અને પ્રાંતની નાણાંકીય બાબતોના જુદા જુદા વિભાગોને બદલે એક વિશિષ્ટ પ્રકારનું નવું અંદાજપત્ર તૈયાર કરવામાં આવ્યું. જેમાં કેન્દ્રો અને પ્રાંતની પોતાની સેવાઓ તથા મહેસૂલના વિભાગ પાડવામાં આવ્યા હતા.

સ્વાયત્ત આયોજનની તરફેણમાં ઘણાં ફાયદાની અપેક્ષાઓ રાખવામાં આવતી હતી. પ્રથમ તો એવું માનવામાં આવતું હતું કે મહેસૂલ અને સેવાઓની વહેંચણીને પરિણામે કેન્દ્ર અને પ્રાંતીય સરકારો વચ્ચેનું વિભાજન સ્પષ્ટ બની જશે. પરિણામે તેમને મળેલી નાણાકીય સગવડતાઓમાંથી જ વહીવટ ચલાવવાની જવાબદારી તેઓ સ્વતંત્ર રીતે ઉપાડી લેશે.

આ પહેલાં પ્રાંતીય સરકારો મહેસૂલની આવક અને ખર્ચનું અંદાજી માળખું મોકલતી હતી. જેની આવકજાવક વચ્ચે કોઈ સંબંધ નહોતો. અને આવકજાવક વચ્ચેનો મેળ બેસાડવાનું કામ કેન્દ્રીય સરકારનું હતું. અને તે માટેના સાધનો કેન્દ્રીય સરકારે પ્રાંતીય સરકારોના કુલ મહેસૂલમાંથી ઉત્પન્ન કરવાના હતા. જ્યારે સ્વાયત્ત આયોજન મુજબ આવક અને જાવક બન્નેનું માળખું મુલ્કી સાધનો દ્વારા જ નક્કી કરવાનું હતું. સમવાય આયોજન હેઠળ પ્રાંતીય અંદાજોમાં આવક-જાવકનો મેળ બેસાડવો પડતો હતો. કારણ કે આ આયોજન દ્વારા સ્થાનિક સરકારોને પોતાના ખર્ચ અને જાવક ઉપર આવકના હિસાબે મર્યાદાઓ મૂકી ઉડાઉપણામાંથી બચવાની શક્યતા હતી. એટલું જ નહીં પણ કેન્દ્ર સરકારના વધતા જતાં ખર્ચ ઉપર મર્યાદા મૂક્નાર આ એક સાધન પણ હતું. સમવાયવાદીઓ સ્પષ્ટપણે સ્વીકારતા હતા કે કેન્દ્ર સરકારની પાસે સમગ્ર હિંદના નાણાંકીય સાધનો ઉપલબ્ધ હોવાથી તેના ખર્ચમાં તે ઉડાઉ બની ગઈ હતી. આમ તેમણે વિચાર્યું કે સ્વાયત્ત આયોજન જેમાં મહેસૂલ અને સેવાઓની જવાબદારી સોંપી દેવામાં આવી હતી. તેને પરિણામે કેન્દ્રીય અને પ્રાંતીય સરકારોમાં કરકસર ઉત્પન્ન થશે.

સમવાય યોજનાના પ્રણેતાઓએ માત્ર કરકસર અને જવાબદારીની બાબતને

જ કેન્દ્રમાં રાખીને આગળ મૂકી હતી એમ નહોતું પણ તેમાં અનેકનું હિત સમાયેલું હતું. રાજ્યના ખર્ચ માટે હિંદમાં આવકના સાધનો મર્યાદિત હતા. તે બાબત સમવાયવાદીઓ સ્વીકારતા નહોતા. જોકે હિંદનું નાણાતંત્ર લગભગ ડૂબી ગયું હતું. તેમ છતાં કરવેરાના અનેક સાધનો ઉપલબ્ધ હતા. જે આ ડૂબતા જહાજને પાછું તરવામાં મદદરૂપ થઈ શકે તેમ વ્યાજબીપણે લાગતું હતું. પણ તેમની દલીલ એવી હતી કે જે પણ ઉપલબ્ધ સાધનો હતા તેને સંસ્થાનવાદી સરકાર તેના મર્યાદિત સંપર્કના લીધે ઉપયોગમાં લઈ શકી નહીં; અને મુલ્કી સરકારો, તેની ઇચ્છા હોવા છતાં પણ મર્યાદિત સંપર્ક અને દૃષ્ટિબિંદુને પરિણામે પ્રવર્તમાન બંધારણીય કાયદા અનુસાર તેનો ઉપયોગ કરી શકી નહીં. પણ સમવાયતંત્રની વ્યવસ્થાની જેમ મુલ્કી સરકારોને કરવેરાની સત્તાઓ આપવામાં આવી હોત તો, આવકના આ સાધનો સંસ્થાનવાદી સરકારે જેને તદ્દન પ્રાદેશિક ગણીએ છોડી દીધાં હતાં તેનો પ્રાંતીય સરકારો ઉપયોગ કરી શકત અને પરિણામે હિન્દના સમગ્ર મહેસૂલને ઘણી જ રાહત મળત.

સમવાયવાદના પ્રણેતાઓએ માત્ર કરકસર અને અનેકના હિતને જ આગળ મૂક્યો હતો એમ નહીં પણ તેમાં સમાનતાનો હેતુ સમાયેલો હતો. પ્રવર્તમાન વ્યવસ્થા વિવિધ પ્રાંતો માટે અસમાન વ્યવહાર ઊભો કરનાર હતી. તે બાબત લગભગ સાબિત થઈ ગઈ હતી. જો પ્રાંતીય ઉપયોગમાં આવતાં જાહેર કામ અને વિવિધ રાજ્યોમાં થતાં તેના ઉપરના ખર્ચને માપદંડ તરીકે લેવામાં આવે તો સમવાયવાદીઓની ટીકા પાયા વગરની છે તેવું કહી શકાય નહિ. બીજી તરફ નીચેના આંકડાઓ તેમની દલીલને પુષ્ટિ આપે છે.

**જાહેર કામો ઉપરનું ખર્ચ.**

૧૮૩૭-૩૮ થી ૧૮૪૫-૪૬ (૧૯૪૫-૪૬)ના વર્ષોની સરેરાશ

| પ્રાંત | વસતિ હજારમાં | વિસ્તાર ચોરસ માઈલમાં | આવક સો રૂ.માં | જાહેર કામોનું ખર્ચ સો રૂ.માં |
|---|---|---|---|---|
| બંગાળ | ૪૦,૦૦૦,૦૦૦ | ૧,૬૫,૪૪૩ | ૧૦,૨૩૯,૫૦૦ | ૧,૭૯,૮૧૨ |
| ઉ. પ. પ્રાંત | ૨૩,૨૦૦,૦૦૦ | ૭૧,૯૮૫ | ૫,૬૯૯,૨૦૦ | ૧,૪૧,૪૫૦ |
| મદ્રાસ | ૨૨,૦૦૦,૦૦૦ | ૧,૪૫,૦૦૦ | ૫,૦૬૯,૫૦૦ | ૩૦,૩૦૦ |

કલકત્તા રિવ્યુ, વોલ્યુમ ૧૬ પાના-૪૬૬ ઉપરનો ઉતારો.

આમ તેમની આવકના પ્રમાણમાં બંગાળમાં જાહેર કામનો ખર્ચ ૧૩/૪ ટકા ઉ. પ. પ્રાંત ૨૧/૨%; અને મદ્રાસ ૧/૨% કરતાં થોડોક વધારે હતો, શાહી સરકારનો કેટલાંક પ્રાંતો તરફ, બીજાની સરખામણીએ થતો પક્ષપાત એ દૃષ્ટિએ ન્યાયી હતો કે આ પ્રાંતો તેમના હિસાબમાં સિલક બતાવતા હતા. પણ સમવાયતંત્રે બતાવી આપ્યું કે આ સિલક માત્ર દેખાવ પૂરતી અને કાગળ ઉપર કાર્યાન્વિત હતી. ખામીયુક્ત હિસાબને પરિણામે આ સિલક દેખાતી હતી. આ હિસાબની પદ્ધતિ દેશની આવક જાવકની નોંધ રાખવામાં હિસાબના જુદા જુદા વિભાગોને દૃષ્ટિમાં રાખતી નહોતી. પણ ૧૮૩૩ પહેલાં હતું તેમ ક્યાં પ્રાંતમાંથી આ આવક થાય છે. તેવી એક સર્વ સામાન્ય પ્રથા અસ્તિત્વમાં હતી. ૧૮૩૩નો કાયદો અમલમાં આવતા. આ પ્રથા તદ્દન બિનવ્યવહારુ અને નુકસાનકારક સાબિત થઈ હોવાથી તેને છોડી દેવામાં આવી. હિસાબના સામાન્ય ખાતાઓમાં પ્રાંતીય બાબતોથી સમગ્ર હિન્દની બાબતોને જો જુદી પાડવામાં આવી હોત તો આનાથી કોઈ નુકસાન થયું ન હોત. આના અભાવે આ આખી પ્રથાની જે કાંઈ માઠી અસરો હતી તે સમગ્ર હિન્દની સેવાઓ કે જેનો ખર્ચ પ્રાંતીય સરકારો ઉપર પડતો હતો તેના ઉપર પડી અને તેમાં ખાદ્ય દેખાવા માંડી જ્યારે બીજા ખાતાઓ કે જે આમાંથી છટકી શક્યા હતા અને પરિણામે પુરાંત ખેંચી શક્યા, આ બાબતમાં મુંબઈ ઇલાકાએ સમવાય વાદીઓને એક મુદ્દો આપ્યો હતો. આ ઇલાકાની માંગણીઓ તરફ કોઈ ખાસ ધ્યાન આપવામાં આવતું ન હતું. કારણ કે મુંબઈ ઇલાકાએ તેના હિસાબમાં ભાગ્યે જ પુરાંત બતાવી હતી પણ જો એવું જાણવામાં આવ્યું હોત કે મુંબઈ ઇલાકામાં દેખાતી નાણાકીય ખાદ્ય હિન્દની જળસેનાના ઘોડાપુર ખર્ચાઓ અને તેના હિસાબની ગેરવ્યવસ્થાનું પરિણામ હતું તો કદાચ મુંબઈ ઇલાકા તરફનું વલણ નિઃશંકપણે બદલાઈ જાત. હિસાબની વ્યવસ્થામાં નિમણૂંકોની ઝેરી જાળ બીછાવેલી હતી. એટલું જ નહિ તેના બીજાં અનેક દૂષિત લક્ષણો હતા. આમાં ક્યારેક એવું પણ બનતું કે સેવાઓ માટેનો ખર્ચ એક ઇલાકામાંથી લેવામાં આવતો અને જ્યારે તેનો યશ બીજા ઇલાકાને આપવામાં આવતો હતો. મદ્રાસની ખાદ્ય માટે ભૂલ ભરેલી હિસાબની વ્યવસ્થા કેવી રીતે જવાબદાર હતી તે નીચેની વિગતો ઉપરથી સમજાશે.

| કબજામાં રહેલા લશ્કરનું ખર્ચ | | કબજામાં રહેલા વિસ્તારમાંથી થતી આવક | |
|---|---|---|---|
| ને ખાતે ઉધાર | રકમ | ને ખાતે જમા | રકમ |
| | રૂા. | | રૂા. |
| મદ્રાસ | ૭૯,૮૩,૦૦૦ | મુંબઈ | ...૨૦,૦૦,૦૦૦ |
| | | બંગાળ | ...૧,૦૪,૨૨,૮૭૦ |

એજન. પાન. ૪૭૫નો ઉતારો.

આ નાણાકીય પદ્ધતિની અંદર રહેલી ક્ષતિઓ અને અસમાનતાને જોતા એ નિઃશંક રીતે સ્પષ્ટ બને છે કે સમવાયતંત્રનું આયોજન એ ન તો કાલ્પનિક હતું અને ન તો નજીવું હતું. મુલ્કી અને સમવાય સરકારો વચ્ચેની સરખામણી આ જાતના ગૂંચવાડાને સ્પષ્ટ કરવામાં મદદરૂપ બનશે. કદાચ તે આ બધી જ ક્ષતિઓને દૂર ન કરી શકે તો પણ એ તો સ્વીકારવું જ પડશે કે નવો માર્ગ ચીંધવામાં આ પ્રથા વિશિષ્ટ હતી.

તેમ છતાં જ્યારે સ્વાયત્તતાનો સિદ્ધાંત વ્યવહારિક હેતુઓ માટે સત્તાધીશો આગળ મૂકવામાં આવ્યો ત્યારે તેમણે વિરોધનો એક વંટોળ ઊભો કર્યો. સનદી સેવાઓમાં નોકરી કરતાં જે મોટા ભાગના લશ્કરી માણસો હતા. જેઓ સંસ્થાનવાદી વ્યવસ્થાના હિમાયતીઓ હતા. તેમણે આ પડકાર ઉપાડી લીધો. તેમણે વ્યવહારિકતા અને ઉપયોગિતા એમ બે દષ્ટિબિંદુઓથી સમવાય યોજના ઉપર હુમલો કર્યો. શાહીવાદના પ્રણેતાઓનો પ્રશ્ન એવો હતો કે હિન્દનું મહેસૂલ અને ખર્ચ તે કોઈ એક જ ઇલાકા ઉપર આધાર રાખે છે તેવું માનવું શક્ય છે ? તેઓએ આગ્રહ રાખ્યો કે "(બ્રિટિશ) સત્તા (હિંદમાં)ની શરૂઆતથી જ ઇલાકાઓ અને પ્રાંતોના હિતો એક બીજા સાથે એટલા બધા આંતરિક રીતે ગૂંથાઈ ગયેલા છે કે તેમાંથી બહાર આવવું કે તેનો ત્યાગ કરવો એ હવે અશક્ય છે. અને જો તેમ કરવામાં આવે તો અત્યારે અનુભવાતી મુશ્કેલીઓ કરતા ઘણી મોટી મુશ્કેલીઓ ઉત્પન્ન થાય તેવી શક્યતા છે...બંગાળના ઇલાકાનું લશ્કર ગંગાના નિચાણવાળા અને સમૃદ્ધ ભાગોમાં નહીં પણ પંજાબના ગરીબ જિલ્લાઓમાં મૂકવામાં આવ્યું છે. આ જગ્યાએ મૂકવાથી લશ્કર લગભગ સમગ્ર ઇલાકાને રક્ષણ આપે છે. મદ્રાસનું લશ્કર માત્ર મદ્રાસમાં જ મૂકવામાં આવ્યું છે એમ નહીં પણ મદ્રાસના પ્રદેશ ઉપરાંત તે દખ્ખણ, મધ્યપ્રદેશ અને બ્રિટિશ બ્રહ્મદેશનું પણ રક્ષણ

કરે છે. આ જ રીતે મુંબઈનું લશ્કર તેના ઈલાકા ઉપરાંત રજપૂતાના અને માળવાના રાજ્યોનો પણ કબજો ધરાવે છે. બંગાળ અથવા નીચાણવાળા ઈલાકાઓ પોતાની રીતે સમૃદ્ધ છે. પણ તેમની આવક ઉપરાંત તે ઘણી મોટી આબકારી જકાત મેળવે છે. જેમાં ખરેખર તો તેમનો થોડોક જ ભાગ છે. અને બંગાળના બીજા ઈલાકાના વિભાગોમાં તેમનો મોટો ભાગ છે. બંગાળનું અફીણ પણ સંપૂર્ણપણે બંગાળનું નથી. તેનો મોટોભાગ ઉત્તર પૂર્વના ઈલાકાઓમાંથી આવે છે. મુંબઈમાં જોઈએ તો અફીણ તે તેના મહેસૂલનો ખરેખર ભાગ છે જ નહીં. અને તેના ઈલાકામાં તે ઉત્પન્ન થતું જ નથી. પણ જો કોઈ ઈલાકાને તેનો હક હોય તો બીજા કોઈ પણ રાજ્ય કરતાં બંગાળાનો નંબર પહેલો આવે છે. મદ્રાસ અને મુંબઈ બન્નેમાં લેવાતો મીઠા ઉપરનો કર એ ખરેખર તો મધ્ય હિન્દમાં વપરાતા મીઠા ઉપરનો કર છે. જે ખરેખર જોઈએ તો હિંદ સરકારે લેવો જોઈએ. દાખલાઓ તો અનેક આપી શકાય પણ જો નાણાકીય બાબતોનું વિકેન્દ્રીકરણ કરવામાં આવે અને આ બાબતોને જુદી વ્યવસ્થામાં મૂકવામાં આવે તો સ્પષ્ટ છે કે અનેક મુશ્કેલીઓ અને કદાચ વિવાદો ઉત્પન્ન થાય.

લોર્ડ લોરેન્સ, તત્કાલીન વાઈસરોય આ દિશામાં દલીલ કરતા જણાવે છે કે :-

"અનુભવ ઉપરથી એવું દેખાય છે કે બ્રિટિશ હિન્દના નાણા ભંડોળને તે જે પ્રાંતોમાંથી મેળવાય છે તે સંદર્ભમાં નહીં પણ સમગ્ર દેશના નાણાકીય સાધન તરીકે ગણવું જોઈએ, તે વધુ વ્યાજબી છે, જો બીજી રીતે વ્યવસ્થા હોત તો એવો પ્રશ્ન મૂકી શકાય કે દરેક પ્રાંત વ્યાજબી રીતે મેળવી શકે એ મહેસૂલ કયું ? દરેક ઉપર નાખી શકાય તેવી ખર્ચની વિવિધ વિગતો કંઈ ? શું ડુંગરાઓમાં આવેલી બ્રિટિશ લશ્કરી છાવણીઓના સ્વાસ્થ્ય અને સુખાકારીનો ખર્ચ પંજાબ ઉપર લાદી શકાય ? જ્યારે નોર્થ વેસ્ટ સરહદ ઉપર મૂકેલા લશ્કરનો ખર્ચ એ જ રીતે ઉધારી શકાય ? મુંબઈ ઈલાકાનું જે લશ્કર રજપૂતાનામાં મૂકાયેલું છે તેનો ખર્ચ શું મુંબઈ ઈલાકા ઉપર નાંખવો અથવા તેની વ્યવસ્થા કેવી રીતે કરવી ? બીજી તરફ આપણે એ પ્રશ્ન પૂછી શકીએ કે જેને કોઈ પરદેશી સરહદ લાગતી નથી, ડરપોક વસ્તી ધરાવે છે, અને ઓછામાં ઓછો લશ્કરી ખર્ચ ધરાવે છે, તેવા બંગાળને ફાજલ નાણાંનો લાભ શા માટે ન મળવો જોઈએ ? આ પ્રશ્નના બીજા પાસા તરીકે એવું કેમ ન પૂછી શકાય કે નોર્થ વેસ્ટ પ્રાંત પંજાબ અને

મધ્ય હિંદમાં સ્થપાયેલા લશ્કરી થાણાંઓ જેઓ બંગાળને રોહીલા, મરાઠા અને પીંઢારામાંથી રક્ષણ આપે છે. તેમનો નિભાવ ખર્ચ બંગાળે આપવો ? જો પ્રાંતીય સરકાર પોતપોતાની રીતે નાણાકીય વ્યવસ્થા કરે તો આ બધા પ્રશ્નોનો જવાબ પહેલા આપવો જરૂરી બને છે.[૨]" અને તેમના મતે આ પ્રશ્ન ઉકેલી શકાય તેવો નહોતો.

પણ સંસ્થાનવાદી આનાથી પણ આગળ જઈને દલીલ કરતા હતા કે મહેસૂલની આવક અને જાવકના હિસાબો રાજ્ય અને કેન્દ્ર સરકાર વચ્ચે વહેંચવા શક્ય હોય તો પણ તેમ કરવું શક્ય ન હતું. તેમનો મત એવો હતો કે નાણાકીય પ્રવર્તમાન વ્યવસ્થામાં "સંસ્થાનવાદી સરકાર આખા હિંદના નાણાકીય સાધનોનો ઉપયોગ કરે તો તે સાધનોની ખરેખર ક્યાં જરૂરત છે તેનો વિચાર કરી યોગ્ય જગ્યાએ જ એનો ખર્ચ થાય, કેટલાંક કાર્યો એવા છે કે જે પ્રથમ દૃષ્ટિએ માત્ર એક પ્રદેશ માટે જ લાભકારક દેખાતા હોય પણ હકીકતમાં તેનું સમગ્ર દેશ માટે મહત્ત્વ હોય છે. કોઈ એક ખાસ જિલ્લામાં કેટલાંક અનિષ્ટો અને જરૂરિયાતો અને જોખમો પણ હોય છે. જેનું દેશના હિતમા નિવારણ કરવું. અને પ્રજાને તેમાંથી બચાવવી તે સર્વોચ્ચ સરકારની ફરજ છે. ક્યારેક એવું બને કે એક વિભાગ ઉપર કરવામાં આવેલો ખર્ચ માત્ર તે ભાગને જ લાભકર્તા હોય તેમ છતાં એ પ્રદેશમાં થયેલો સુધારો અથવા નવું સર્જન આખા દેશ માટે લાભકર્તા સાબિત થઈ શકે. કપાસ, ચા અથવા કોફીના ઉત્પાદન ક્ષેત્રમાંથી નીકળતો રોડ, નહેર અથવા રેલ્વે એ હિન્દના વેપાર અને લોકો માટે ક્યારેક આશીર્વાદ રૂપ હોય; અને તેમ છતાં જિલ્લાની આવકની જે ગુંજાશ હોય તે કરતા તેના ઉપરનો ખર્ચ પ્રમાણમાં ઘણો વધુ હોય...ક્યારેક એવું બને કે સર્વોચ્ચ સરકાર એક પ્રદેશમાં ઊભા થયેલા અવરોધ અથવા પડકારને દૂર કરવા માટે ખર્ચ કરવાનું વધુ વ્યાજબી સમજે-અને એ રીતે સમગ્ર સામ્રાજ્યના પ્રદેશોને એક જ હરોળમાં રાખે. પણ ક્યારેક આ બધાને એક તરફ મૂકી સર્વોચ્ચ સરકાર જરૂરિયાતવાળા પ્રદેશો અને તાજેતરમાં મેળવાયેલા અવિકસિત પ્રદેશો ઉપર નૈતિક અને સામાજિક હેતુ-સર વધુ ખર્ચ કરવાનું મુનાસિબ સમજે...સામ્રાજ્યના જૂના પ્રદેશો નવા વિસ્તારો મેળવતા હતા.

---

૧. સર રીચાર્ડ ટેમ્પલની નોંધ, તા. ૭ નવેમ્બર, ૧૮૬૮, સ્થાનિક સરકારોને નાણાકીય સત્તાનું વિસ્તરણ, નિબંધો પા. ૧૯૭-૨૦૮.

૨. ૨૨ નવેમ્બર ૧૮૬૭ના અહેવાલમાંથી ઉતારો, પાન ૧૦૪ થી ૧૦૭.

નવા મેળવાયેલા પ્રદેશોને કેળવવાની જવાબદારી જુના પ્રદેશોની હતી. કોઈપણ પ્રદેશને મેળવીને તેને માત્ર તેના સાધનો ઉપર જ છોડી દેવાનો આપણને કોઈ અધિકાર નથી. વિજયને પણ તેના અધિકાર અને કર્તવ્યો હોય છે.''

કાઉન્સિલ ઓફ મદ્રાસના પ્રમુખ, મેર્ચિસ્ટનના લોર્ડ નેપિયર લખે છે કે ''જે માણસો સર્વોચ્ચ સરકારના કાયદા ઉપર મર્યાદા મૂકી તેની આવક ઓછી કરવા માગે છે. અને ખર્ચનુ માળખું બનાવતા પહેલા તેની આવકના પ્રમાણને ધ્યાનમાં રાખવાનો વિચાર કરે છે. તેમની વિચારસરણીનો હું વિરોધ કરું છું. ઉલ્ટાનું, ગરીબોને મદદ કરવામાં પૈસાદારોને, વૃદ્ધોનું રક્ષણ કરવામાં જુવાનીયાઓને અને નુકસાનકારક પરિસ્થિતિને દૂર કરવામાં સારા માણસોને સંતોષ થવો જોઈએ, કારણ કે આ રીતે જ સંયુક્ત હિન્દના તાણાવાણાં ગૂંથાઈને સહકારી રાષ્ટ્રનું ઘડતર થઈ શકે. સમગ્ર સામ્રાજ્યના નાણાકીય સાધનોનો ભરપૂર ઉપયોગ કરીને એકહથ્થુ કેન્દ્રીય સરકાર જ આ લક્ષ્ય સુધી પહોંચી શકે.[૧]

એ હકીકત સ્પષ્ટ છે કે ઉપર દર્શાવેલા માત્ર પ્રવચનો અને દલીલો માત્ર સામ્રાજ્યવાદના આ હેતુને સિદ્ધ કરી શકે નહીં જો કે પ્રાદેશિક અને કેન્દ્ર સરકારના આવકજાવકના હિસાબો સ્વતંત્ર રીતે રાખવા તે મુશ્કેલ કાર્ય હોવા છતાં કોઈપણ રીતે સામ્રાજ્યવાદીઓએ બતાવ્યા જેટલું તો તે અપ્રાપ્ય તો નહોતું જ તે હકીકત સ્વીકારવી જોઈએ. જ્યાં સુધી લશ્કરના ખર્ચનો સંબંધ છે ત્યાં સુધી તેના નિવારણ માટે તે આખું ખાતું કેન્દ્ર સરકારને સુપ્રત કરી શકાય. અને આમ તેનાથી છૂટકારો મેળવી શકાય. આ જ રીતે એવા કેટલાક ખર્ચ અને ખાતાઓ જેનો નાણાકીય બોજ કોઈ એક ઈલાકા અથવા પ્રાંત ઉપર પડતો હોય પણ તેનો લાભ આખા સામ્રાજ્યને મળતો હોય તેનો સમાવેશ ખૂબ સરળતાથી કેન્દ્ર સરકારના મહેસૂલમાં કરી શકાય. એ જ રીતે અસ્તિત્વ ધરાવતા મહેસુલની આવકના જુદા જુદા સાધનોની વહેંચણી કેન્દ્ર અને પ્રાંતીય સરકારો વચ્ચે થઈ શકે. કેન્દ્ર સરકાર, પ્રાંતની સીમાઓથી બહાર જઈ અને જે કંઈ આવક થતી હોય તેને પોતાના તાબામાં રાખી શકે અને સમગ્ર દેશના વહીવટ માટે જરૂરી હોય તેટલાં નાણાં પણ પોતાના તાબામાં રાખી શકે. આજ રીતે પ્રાંતીય સરકાર પોતાની હદમાં થયેલી આવક અને તેમાંથી ઊભી થયેલી નાણાકીય સદ્ધરતાને પ્રાંતમાં ખર્ચ કરવા માટે રાખી શકે.

૧. ફેબ્રુઆરી ૧૫ ૧૮૬૧ના તેમના અહેવાલના ફકરા નવ પાના-૧૮૯ થી ૧૯૦.

દાખલા તરીકે આબકારી જકાત એ કેન્દ્ર સરકારના અધિકારમાં ખૂબ સરળ રીતે આપી શકાય. એટલા માટે નહીં કે તેનો વ્યાપ ખૂબ મોટો હતો. એટલા માટે કે તેને માટે આખા દેશમાં એક સરખી સામાન્ય પદ્ધતિ કાયદાકીય માળખું અને વહીવટ જરૂરી હતા. અફીણમાંથી ઉત્પન્ન થતું મહેસુલ એ કેન્દ્રની આવકનું સાધન ગણાવવું જોઈએ. અને એ જ રીતે મીઠાંના મહેસૂલ માટે પણ વ્યવસ્થા કરી શકાય. અલબત્ત આ રીતે થયેલું મહેસૂલની આવકનું વિભાજન જુદા જુદા રાજ્યોને તેમના ખર્ચ કરવાના વ્યવહારમાં મુશ્કેલી ઉભી કરી શકે. આ સંજોગોમાં પ્રાંતીય સરકાર તરફથી કેન્દ્ર સરકારને અને કેન્દ્ર સરકાર તરફથી પ્રાંતીય સરકારને પરસ્પર કેટલુંક ભંડોળ આપવાની જોગવાઈ કરી શકાય; સાથે સાથે ખર્ચ અથવા આવકને પ્રમાણમાં જાળવવાની બાબતમાં આડેધડ સ્વીકારવામાં આવેલો કોઈ પણ સિદ્ધાંત કામ લાગી શકે નહિ; પણ સામ્રાજ્યના અંદાજપત્રનું કેન્દ્ર અને પ્રાંતીય અંદાજપત્રમાં જો વિભાજન કરવામાં આવે તો કેટલીક મુશ્કેલીઓ તો છે જ તેમ છતાં તેનો સંતોષકારક ઉકેલ શક્ય છે. તેવું ચોક્કસપણે કહી શકાય. કર્નલ ચેસ્ની એ સામ્રાજ્યવાદીઓએ આપેલા પડકારના જવાબમાં પ્રવર્તમાન આવક-જાવકના ખાતાઓને સામ્રાજ્યવાદી અને પ્રાંતીય વિભાગોમાં વહેંચવાનો નોંધપાત્ર પ્રયત્ન કર્યો છે. તેમના ભારતીય રાજબંધારણમાં તેઓ કહે છે કે :

''જેના ફાળાની જરૂર પડે તેવા સામ્રાજ્યના જુદા જુદા જાવકના વિભાગો નીચે પ્રમાણે છે. (૧) સ્ટેટના સેક્રેટરી તરફથી નિભાવ ખર્ચ મેળવતું પોલીસ ખાતુ (૨) હિન્દના દેવા ઉપરનું વ્યાજ (૩) હિન્દ સરકારની વહીવટી શાખા (૪) રાજનૈતિક વહીવટી શાખા (૫) લશ્કર, (૬) શાહી સેવાઓ પોસ્ટ- ઓફીસ અને ટેલિગ્રાફ વિભાગ (૭) રેલ્વેની થાપણ ઉપર અપાતું વ્યાજ આ વિભાગમાં ઉમેરા (૮) કેટલાંક ગરીબ પ્રદેશોને સરકારી મદદ. (આ પ્રદેશો અત્યારે તેમનો ખર્ચ પણ આપી શકતા નથી.)

આ અને આવી બીજી કેટલીક દલીલોને આધારે સામ્રાજ્યવાદીઓ માનતા હતા કે આખું માળખું છેવટે નિષ્ફળ જવાનું છે આને પરિણામે તેમની ટીકાનું નિશાન વ્યવહારમાં સફળતાને બદલે આ પ્રથાની યોગ્યતાને બનાવ્યું. સ્વાયત્ત યોજના ઉપર પ્રહાર કરવા માટે યોગ્યતાનું ધોરણ એ વધુ સારી ભૂમિકા પૂરું પાડતું હતું. શું સ્વાયત્ત સરકાર સંસ્થાનવાદી સરકાર જેટલી કાર્યકુશળ હોઈ શકે ? તેનો મોભો શું એટલો ઊંચો હોઈ શકે ? અત્યારે અસ્તિત્વ ધરાવતી સામ્રાજ્યવાદી પદ્ધતિ

જેટલી જ એની ઉંચી પ્રતિષ્ઠા હોઈ શકે ? લોકોના મગજમાં તો એવું દઢપણે વસી ગયું હતું કે સામ્રાજ્યવાદી પદ્ધતિને પરિણામે જ અને તેની મજબૂત સત્તાને લીધે જ બ્રિટિશરોના નસીબે ૧૮૫૭ના બળવાખોરોના પંજામાંથી દેશ છૂટી શક્યો. સામ્રાજ્યવાદી વ્યવસ્થા ખરેખર મૂલ્યવાન છે. તે સંઘર્ષના કાળમાં સ્પષ્ટ રીતે સાબિત થઈ ગયું. સામ્રાજ્યવાદીઓ ખૂબ જ કુશળતાપૂર્વક વ્યૂહરચના કરીને સત્તાધીશોને પૂછતા હતા કે સતત સંઘર્ષના વાતાવરણમાંથી સમગ્ર સામ્રાજ્યને કોણે બચાવ્યું ? તેઓ એક યુદ્ધ ઉપર તો ખાસ ધ્યાન દોરતા હતા કારણ કે નાણાકીય શાહી વ્યવસ્થા શાહી સરકારના તાબામાં હોવાને લીધે મહેસૂલની વ્યવસ્થા અને તેના ખર્ચની જોગવાઈ વધુ સારી રીતે થઈ શકતી હતી. જ્યારે બળવા જેવી કટોકટીની પરિસ્થિતિ દરમ્યાન આવકના સાધનોને વધુ ક્રિયાશીલ બનાવવા ખર્ચ ઉપર પ્રતિબંધ મૂકવો, અને તેનાં બધાં જ ખર્ચ નજર સમક્ષ દેખાતા સ્પષ્ટ હેતુ માટે ઉપયોગમાં લેવા. આ બધું શક્ય હતું. તેમાં બળવાખોરો સાથે કામ ચલાવવાની પ્રક્રિયાનો પણ સમાવેશ થતો હતો તેઓએ બતાવી આપ્યું કે નાણાકીય શાહી વ્યવસ્થાની ગેરહાજરીમાં સામ્રાજ્યવાદી સરકાર કડક પગલા લઈ શકી ન હોત, કેટલીક બાબતોમાં તેને ન ગમે તેવા પગલાં લેવો પડ્યા હોત, ક્યારેક બળવામાં સીધી રીતે જોડાયેલ ન હોય તેવા માણસો સાથે કામ પાડવામાં તેને મુશ્કેલીઓ નડત. આ ઉપરાંત તેઓ એવું સાબિત કરવા માંગતા હતા કે સામ્રાજ્યવાદી વ્યવસ્થા સરકારની કાર્ય કુશળતામાં ખૂબ જ આગળ નીકળી ગઈ હતી. એટલું જ નહીં પણ ઉંચી શાખ નિભાવવામાં પણ એ એટલી જ સફળ રહી હતી. શાખનો મુખ્ય આધાર મહેસૂલની વિશાળતા ઉપર છે અને જો મહેસૂલનું વિભાજન કરવામાં આવે તો શાખ સમગ્ર એશિયાની સરકારના સંદર્ભમાં પ્રતિષ્ઠાને સૌથી ઊંચુ સ્થાન આપનારી યુરોપિય પરંપરાને પણ નુકસાન પહોંચાડવાનો સમવાય આયોજન ઉપર આક્ષેપ મૂકવામાં આવ્યો હતો.

સામ્રાજ્યવાદીઓના મગજમાં એ ઉતરતું જ નહોતું કે નાણાકીય કેન્દ્રીયકરણ સિવાય પણ કેન્દ્ર સરકાર તેની પ્રતિષ્ઠા જાળવી શકે કારણકે સામ્રાજ્યવાદી નાણા તંત્રની એવી વ્યવસ્થા હતી કે રાજકીય અને વહીવટી બાબતોનો મુખ્ય દોર પોતાનાં હાથમાં રાખી સામ્રાજ્યવાદી સરકાર પ્રાદેશિક સરકારને ચોક્કસ દિશામાં જ આગળ વધવાનો આદેશ આપી શકે. પણ જો પ્રાદેશિક સરકારના પેંશનર તરીકે જીવવા માંગતી કેન્દ્ર સરકારની પ્રતિષ્ઠાને કોણ બચાવી શકે ?

આ ઊહાપોહની પરિસ્થિતિથી એક તરફ જઈને જો કોઈ વિચાર કરે કે સ્વાયત્તતંત્રના બદલામાં સામ્રાજ્યવાદી પદ્ધતિ રાખવી જોઈએ. આ દલીલની યોગ્યતા માટે તેમને પ્રોત્સાહન ક્યાંથી મળતું હતું ? તે એક આશ્ચર્યકારક બાબત હતી. અમેરિકા, જર્મની અને બીજે કયા ચાલતી સ્વાયત્ત સરકારો તેમની કાર્યવાહીમાંથી કુશળતા, પ્રતિષ્ઠા અથવા શાખનો નાશ થયો છે એવું બિલકુલ માનતી નથી. જો કે તેમનો ઇતિહાસ બધી હકીકતોને ગળી જતો હતો. એ વાત પણ યાદ રાખવી જોઈએ કે હિંદમાં જ્યારે આ ઊહાપોહ ચાલતો હતો ત્યારે સમવાય તંત્રપદ્ધતિનું પાનું હજુ કોરું જ હતું. કારણ કે તે હજી બાલ્યાવસ્થામાં હતું. તેમ છતાં લોકો તો સામ્રાજ્યવાદી વિચારસરણીની જ તરફેણ કરતા હતાં. એટલા માટે નહીં કે સમવાયતંત્રના ટેકામાં તેમને કોઈ દલીલો મળતી નહોતી પણ એ વખતનું વાતાવરણ જ એવું હતું કે કેટલાંક બનાવોના પરિણામે સામ્રાજ્યવાદની જ હિમાયત કરવી પડે. ૧૮૫૭ના બળવામાંથી શાહી પ્રથાએ જ હિંદને બચાવ્યું. અને હજુ સુધી તો આ ભયજનક વાતાવરણનું પુનરાર્વન નહિ થાય તેવી કોઈ ખાત્રી નહોતી ત્યારે આ કટોકટીમાં સફળ થયેલી પદ્ધતિને છોડી દેવી તે બિલકુલિ હિતાવહ નહોતું. તેની ખામીએ પ્રત્યે લોકો સતત જાગૃત હતા. તેમ છતાં પણ તે પદ્ધતિ સાથે ચેડાં કરવા કોઈ તૈયાર નહોતું. આ પદ્ધતિ તરફ લોકોનું એટલો બધો પક્ષપાત હતો કે તેની ખામીઓ અને ક્ષતિઓને લીધે ઘણું જ સહન કરવું પડ્યું હોવા છતાં, મેજર જનરલ એચ. એન.ડુરાંને સહાનુભૂતિપૂર્વક સાંભળ્યા હોત, જેમણે લખ્યું હતું :

"...પ્રવર્તમાન સંજોગોમાં હિન્દી સરકારનું નાણા તંત્ર બિનજરૂરી ખોટા ખર્ચ કરે છે અને નિષ્ફળ જાય છે તેવા આક્ષેપ માટે કોઈ પણ સદ્ધર કારણ નથી એમ હું વિશ્વાસપૂર્વક કહી શકું છું...ક્યારેક કોઈક એકાદ કિસ્સામાં નિષ્ફળતા મળે તેને સમગ્ર પદ્ધતિની નિષ્ફળતા કહી શકાય નહીં. આમાં કોઈ પણ જાતની છૂટછાટ આપવી તે બિનજરૂરી છે. અને ગવર્નમેન્ટ તથા હિંદી સરકાર બંનેએ આ આધારિતપણાને વધુ ચુસ્ત બનાવવું જોઈએ. કેન્દ્ર સરકારના નવ વહીવટી ખાતાઓમાંથી એકે ભૂલ કરી હોવાથી સમગ્ર કેન્દ્ર સરકારને તેના માટે દોષિત માનવી એટલું ગેરવ્યાજબી છે કે કોઈપણ એક રેજીમેન્ટની ગેરવર્તણૂક માટે કમાંડર અને ચીફની સત્તાઓ ખૂંચવી લેવામાં આવે. હિંદ અથવા લશ્કરનો આ રીતે વહીવટ કરવાનો હું સખત વિરોધી છું.[૧]"

---

૧. ઓક્ટોબર ૭, ૧૮૬૭ના અહેવાલના પાના ૯૪થી ૯૭ પરનો ઉતારો.

આ બધુ હોવા છતાં સમવાયવાદીઓએ પોતાના મુદ્દાઓ આગળ મૂકવામાં કોઈપણ સફળતા પ્રાપ્ત કરી નહીં. જો કે એ માટે સામ્રાજ્યવાદી સરકારનો વિજય જવાબદાર ન હોતો. સામ્રાજ્યવાદી સરકારના પક્ષમાં હોવા છતાં પણ તે સમયની સંવેદનશીલતા તત્કાલીન ઘટનાઓના વિરોધ કરવા માટે શક્તિશાળી નહોતી. સામ્રાજ્યવાદી સરકારે તેને લાગેલા ગરીબાઈના રાજરોગમાંથી મુક્તિ મેળવવાની હતી. અને જો તે વખતના રાજકર્તાઓ એવું ન સ્વીકારે કે સમવાય તંત્રની પદ્ધતિ એ જ માત્ર આનો ઈલાજ છે. તો નાણાં આપનારાઓ એવું સમજી બેઠા હતા કે સામ્રાજ્યવાદી નાણા પદ્ધતિ સંદેહાત્મક છે.



# 3

# સમાધાન

## શાહી સંચાલન વિનાની શાહી નાણાપદ્ધતિ

સમવાયવાદીઓ કદાચ તેમના દિવસો દરમ્યાન કામકાજ ચલાવવામાં જો નિષ્ફળ ગયા હોય તો પણ કેટલીક પાયાની ક્ષતિઓ જેને લીધે આખા તંત્ર ઉપર અસર થતી હતી તેને દૂર કરવા માટેનું દબાણ તો તેઓ વિરોધીઓ ઉપર ઉત્પન્ન કરી શક્યા હતા. વધુ નાણાં મેળવી શકાય અને ઓછામાં ઓછાં નાણાં વેડફાય તે જાતના સુધારાવધારા કરવાની દિશામાં ધ્યાન કેન્દ્રિત કરવાની જરૂરિયાત ઊભી થઈ હતી. સામ્રાજ્યવાદી વ્યવસ્થાને મજબૂત અને લાભકારક બનાવવા માટે ઇસ્ટ ઇન્ડિયા કંપની જ્યારે લગભગ બંધ થવાની તૈયારીમાં હતી ત્યારે લોકોની સમૃદ્ધિ અને સરકાર ઉપર માઠી અસર કરનાર ક્રૂર કરવેરાઓ દૂર કરવા માટેના પ્રયત્નો કરવામાં આવ્યાં. આંતરિક આબકારી જકાત નાબુદ કરવામાં આવી હતી અને દેશના વાણિજ્ય ઉપર માઠી અસર કરનાર પ્રતિબંધોને દૂર કરવામાં આવ્યાં હતાં એટલું જ નહીં પણ વિલાયત અને બીજા દેશોમાં જતાં માલ ઉપરના નિકાસના નિયમો એકસરખા બનાવી વેપારને રક્ષણ આપવામાં આવ્યું અને આ રીતે તેમને પ્રોત્સાહન આપવામાં આવ્યું. નિકાસની વસ્તુઓને નિકાસના વેરામાંથી મુક્ત કરવામાં આવી અને યુરોપ અને બીજા દેશોના બજારમાં ખૂબ માંગ ધરાવતા કપાસ, ચા અને બીજી ચીજોના ઉત્પાદનને સુધારવા, તેમના ઉપરની જકાતનું ભારણ ઘણું ઓછું કરવામાં આવ્યું.

બીજા પગલાં તરીકે વહીવટી માળખામાં ફેરફાર કરવામાં આવ્યાં. વાઈસરોયને અધિકાર આપતાં ઈન્ડિયન કાઉન્સિલના ૧૮૬૧ના કાયદાનો લાભ લેવામાં આવ્યો. ''તેની કાઉન્સિલમાં વ્યવહાર બરાબર અને અનુકૂળ રીતે ચાલે તે માટે, જુદાં જુદાં સમયે કાયદાઓ અને હુકમો કરવામાં આવ્યાં.'' આને પરિણામે વહીવટના જુદાં જુદાં ભાગ માટે કાઉન્સિલના જુદાં જુદાં સભ્યો

જે જવાબદાર હતાં અને સરકારી કામોમાં તેમજ નિર્ણયો લેવામાં જે આખી સરકારને કાર્યરત અને જવાબદાર રહેવું પડતું હતું તે વ્યવસ્થાનો અંત લાવવાનો હતો; આમ કાઉન્સિલનું સ્વરૂપ બદલાઈ ગયું અને તેનું રૂપાંતર કેબિનેટમાં થઈ ગયું જ્યારે ગવર્નર જનરલ તેના વડાં થયાં. આ રીતે સરકારી તિજોરીના ચાન્સેલરનો હોદ્દો ઉત્પન્ન કરવામાં આવ્યો અને તેના ઉપર મિ.જેમ્સ વિલ્સન નામના જાણીતાં નાણાંવિદ્દની નિમણૂંક કરવામાં આવી. મિ.વિલ્સનનું ધ્યાન સર્વપ્રથમ નાણાકીય વહીવટના માળખાને સુધારવા તરફ દોરવામાં આવ્યું. હિંદમાં હિસાબ અને નાણાકીય બાબતોની એકસરખી વ્યવસ્થા, સનદી અને લશ્કરી ઑડિટ અને અંદાજપત્રની મંજૂરીનો પ્રારંભ વગેરે બાબતોની સ્થાપનાનું શ્રેય તેમને ફાળે જાય છે. મહેસૂલના કાયદાઓમાં સુધારાઓને પરિણામે નકામો વેડફાઈ જતો નાણાંનો જથ્થો બચી ગયો અને કાર્યક્ષમ વહીવટ અને યોગ્ય પદ્ધતિને પરિણામે ખર્ચમાં કાપ[1] આવ્યો અને બજેટ તથા ઑડિટના કાયદાઓ

"એ રીતે બનાવવામાં આવ્યાં કે સ્થાનિક સરકારો અથવા વહીવટની દરેક શાખાને અત્યાર સુધી હોય તે કરતાં ઘણી સત્તાઓ આપવામાં આવી. પરિણામે તેઓ તેમના ખર્ચની વિગતોને તેમની રીતે ગોઠવી શકે."[2] અને અપેક્ષા હતી કે આને પરિણામે ખર્ચમાં કાપ આવશે. આને પરિણામે એટલી બધી કરકસર ઉત્પન્ન થઈ કે આ પદ્ધતિના પ્રારંભથી તરત જ સેક્રેટરી ઓફ સ્ટેટના ૧૮૫૪ના પત્ર દ્વારા આખા દેશમાં કેળવણીનો વિસ્તાર વધવા માંડયો સાથે સાથે હવે પછી શિક્ષણ ઉપર થતાં ખર્ચમાં કોઈપણ જાતનો વધારો કરવામાં આવ્યો નહીં.[3]

આ બધાં જ પ્રયત્નો થયા હોવા છતાં અને તેને સફળ કરવા માટે બધા સાધનો કામે લગાડયાં હોવા છતાં વાસ્તવિક દૃષ્ટિએ જોઈએ તો હિંદનું નાણાતંત્ર જરા પણ સુધર્યું નહોતું. નાણાકીય પરિસ્થિતિનો ક્યાસ કાઢતાં મિ.વિલ્સન તેમના ૧૮૬૦-૬૧ના નાણાકીય અહેવાલમાં કહે છે કે

"છેલ્લાં ત્રણ વર્ષોમાં આપણને ૩૦,૫૪૭,૪૮૮ પાઉન્ડની ખાદ્ય પડી

---

૧. તારીખ ૨૪ નવેમ્બર ૧૮૬૦ના વધારામાં પાના નં.૩૫ ઉપર છપાયેલ નવેમ્બર ૧૯, ૧૮૬૦ના ફાઈનાન્સ ડિપાર્ટમેન્ટ રીઝોલ્યુશન નં.૧૨૬નો ઉતારો.

૨. એજન, ફકરો-૨૦.

૩. કલકત્તા ગેઝેટ ઓગષ્ટ ૧૪, ૧૮૫૮ના પાના નં.૧૬૪૨ ઉપરનું જાહેરનામું.

છે. ૬,૫૦૦,૦૦૦ પાઉન્ડની નફાકારક ખાધ પડી છે, આપણા દેવામાં આપણે ૩૮,૪૧૦,૭૫૫ પાઉન્ડનો વધારો કર્યો છે.''

આ મોટી ખાધને પહોંચી વળવા માટે મિ.વીલ્સનને સ્ટેમ્પ ડ્યૂટીમાં ફેરફાર કરવાની, બાહ્ય જકાતને બમણી કરવાની અને અત્યાર સુધી લોકો જે જાણતાં નહોતાં તેવો આવકવેરો શરૂ કરવાની ફરજ પડી. જો કે આ બધો વધારો અને ત્રણ ભયંકર વેરાઓ મિ.વિલ્સનના અનુગામી મિ.સેમ્યુઅલ લેઈંગને પરિસ્થિતિને સુધારવામાં મદદ કરી શકયા નહીં કારણ કે તેઓ પણ તેમના ૧૮૬૧-૬૨ના ફાઈનાન્સિયલ સ્ટેટમેન્ટ દ્વારા જણાવે છે કે ખાદ્યને પૂરી કરવા માટે અને અનુકૂળ વાતાવરણ ઊભું કરવા માટે ૫૦૦,૦૦૦ પાઉન્ડની જરૂર હતી. કેટલાંક વર્ષો માટે નાણાકીય સદ્ધરતા અટકી ગઈ પણ ૧૮૬૬માં મી. લેઈંગના અનુગામી મિ.મેસી જણાવે છે કે

''સમગ્ર સામ્રાજ્યની નાણાકીય પરિસ્થિતિના અવલોકન અને તેની સાધન સામગ્રી ઉપર વધતાં જતાં માંગના ભારણને પરિણામે.. અત્યારની નાણાકીય વ્યવસ્થામાં ઓછામાં ઓછા દસ લાખ સ્ટર્લિંગનો કાયમી ઉમેરો થાય તે વ્યવસ્થા જરૂરી છે.''[1]

નાણામંત્રીઓના આ પ્રયત્નો સફળ ન થયા તેના કારણ તરીકે કહી શકાય કે મુખ્યત્વે દેશની વહીવટી અને જાહેર જરૂરિયાતો સામાન્ય અંદાજ કરતાં ઘણી વધારે વધી ગઈ હતી. બળવા પછી,

''માત્ર સૈનિકો જ નહીં પણ દરેક વર્ગના હજારો અંગ્રેજો હિંદમાં આવવા માંડયા. હિંદ પાસે હોવી જોઈએ પણ નહોતી તેવી દસ હજાર વસ્તુઓની જરૂરિયાત ઊભી થઈ. રેલવે, ટેલિગ્રાફ, રોડ અને અનેક પુલની જરૂરિયાત ઊભી થઈ. લોકોને ભૂખમરાથી બચાવવા માટે નહેરોની જરૂર પડી. વિશાળ યુરોપિયન લશ્કર માટે છાવણીઓની જરૂર પડી. અને લશ્કરી ટુકડીઓની જરૂરિયાતો પૂરી કરવા માટે સ્વાસ્થ્ય અને સુખાકારીની વ્યવસ્થા ઊભી કરવી પડી. આ માત્ર સામ્રાજ્યને સંબંધિત બાબતો હોય તેમને માટે સાચું હતું એવું નહીં. સ્થાનિક સરકારની કાર્યવાહીમાં આવતાં દરેક શહેર અને જીલ્લામાં કેન્દ્રીય સરકાર જેવી જ સગવડતાઓ અને સુધારાઓની જરૂરિયાત ઊભી થઈ. વહીવટી સુધારા- વધારાની જરૂરિયાત પણ એટલી જ તીવ્ર લાગવા માંડી.

૧. તારીખ ૨૧ ફેબ્રુઆરી ૧૮૬૬નો સ્થાનિક સરકારોને જાહેરપત્ર.

આખા હિંદમાં પોલીસતંત્ર તો એક શરમજનક પરિસ્થિતિમાં હતું. જ્યારે સ્થાનિક ન્યાયાધીશો અને તેમના હાથ નીચેના પણ કોર્ટમાં મહત્ત્વનો હોદ્દો ધરાવનાર માણસોને આપવામાં આવતાં પગારોમાં એટલી બધી વિષમતા હતી કે લોર્ડ લોરેન્સે, જ્યારે તેઓ વાઈસરૉય હતાં, ત્યારે જાહેર કર્યું કે આ એક પ્રજાકીય કૌભાંડ છે. બંગાળના ઈલાકામાં કામ કરતાં આવા અમલદારોમાંથી, જેઓ થોડાંક જ હતાં કે જેમને વધુમાં વધુ પગારો મળતા, તેમને વાર્ષિક ૧૮૦ પાઉન્ડ મળતાં હતાં. જ્યારે મોટાભાગના માણસો હિન્દમાં સામાન્ય કડીયા સુથારને મળતું હતું તે કરતાં પણ ઓછું એટલે કે વાર્ષિક ૧૨થી ૨૪ પાઉન્ડ મેળવતા હતાં. આ બધાને પાયાથી જ સુધારવાની જરૂર હતી.''[૧]

આમ એક તરફ જ્યારે ખર્ચમાં વધારાની જરૂરીયાત ઊભી થઈ હતી ત્યારે ખર્ચમાં કરકસર કરવાની બાબત સિદ્ધ કરવી મુશ્કેલ બની ગઈ. શરૂઆતમાં કરકસરનું જે પગલું પ્રમાણમાં સહેલું લાગતું હતું તે ધીમે ધીમે તેના આગળના પગલાં કરતાં વધારે મુશ્કેલ લાગવા માંડયું. સુધારાની જરૂરિયાત થોડા સમય માટે બાજુમાં મૂકવામાં આવી અને કરકસર માટેનો નહીંવત્ અવકાશ એક તરફ રાખી તેની સાથે ઉત્તરોત્તર વધતાં જતાં કરવેરાને જોડી દેવામાં આવ્યો. હિંદના નાણાતંત્રને વધુ સારી પરિસ્થિતિમાં મૂકવા માટે ઈંગ્લેન્ડમાંથી એક પછી એક જે ત્રણ મહાન નાણાવિદોને મોકલવામાં આવ્યાં તેમના ધ્યાનમાં મુખ્યત્વે વધુ પડતાં કરવેરાને લીધે સરકાર અને લોકો જીવનની મૂળભૂત સગવડોમાં કેવાં જોખમ વેઠે છે તે બાબત મુખ્ય હતી. તેમને ખાતરી થઈ ગઈ કે વહીવટના સુધારા માટે સાધનસામગ્રી અને પરિસ્થિતિમાં પરિવર્તન લાવવા માટે જો આ માગણીઓ ઉપર પ્રતિબંધ મૂકવામાં નહીં આવે તો, આ વેરાનું માળખું જેનો લાભ સ્થાનિક કરતાં યુરોપિયન લોકોને વધુ થતો હતો તે નાણાકીય બાબતોમાં તો અયોગ્ય સાબિત થશે સાથે સાથે રાજકીય રીતે સામ્રાજ્યની સ્થિરતા માટે પણ જોખમ ઊભું કરશે. માત્ર ઉપર ઉપરની સમાનતા અને દંભી કેન્દ્રીકરણને પરિણામે લક્ષ્ય પ્રાપ્ત કરવું એ અશક્ય હતું, કારણ કે કેન્દ્ર સરકારને જેના ઉપર મુખ્ય આધાર રાખવો પડતો હતો તેવી સ્થાનિક સરકારો નાણાકીય રીતે ખૂબ જ ઠંડો પ્રતિભાવ આપતી હતી. ક્યારેક

---

૧. સર જહોન સ્ટ્રેચીના 'ભારતીય નાણા વ્યવસ્થાના કેટલાક પ્રશ્નો અંગે અવલોકનો'માંથી થોડાક શાબ્દિક ફેરફારો સાથે. હાઉસ ઓફ કોમન્સ રિટર્ન ૩૨૬, ૧૮૭૪.

ક્યારેક ઠંડો બહિષ્કાર ચાલતો હતો અને ક્યારેક ક્યારેક કરકસરને લગતાં પગલાંના ઠરાવનું ઉલ્લંઘન પણ થતું હતું. સ્થાનિક સરકારને કરકસરયુક્ત બનાવવા માટે તેમને તેમની પોતાની બાબતોની વ્યવસ્થા કરવાની સત્તા અને જવાબદારી આપવી તે જ હિતાવહ હતું. નાણાવિદોએ તેમના વહીવટી અનુભવને પરિણામે શોધી કાઢયું કે મહેસૂલ અને ખર્ચની કેટલીક શાખાઓ સામ્રાજ્યવાદી હતી સાથે સાથે આ જ મહેસૂલ અને ખર્ચની ઘણી બધી બાબતો તેના સ્વરૂપની દૃષ્ટિએ સ્થાનિક હતી અને તેમનો વહીવટ સ્થાનિક સરકાર પાસે જ હોવો જોઈતો હતો. તેમને ખાતરી થઈ ગઈ હતી કે જ્યાં સુધી સ્થાનિક સરકારો તેમના જાણીતા સાધનો ઉપર આધાર રાખતી નહીં થાય ત્યાં સુધી કોઈપણ જાતની કરકસર શક્ય નહોતી. સ્થાનિક સરકાર કેન્દ્રના નાણાંભંડોળમાંથી પોતાની જરૂરિયાત પૂરતો હિસ્સો મેળવી લે તે કરતાં તેમના પોતાના જ સાધનો કેટલા પ્રમાણમાં ઉપલબ્ધ છે તે જાણવાથી વધારે ફાયદો થશે તેમની જરૂરિયાતો તેમણે પોતે જ પૂરી કરવાની છે અને આવકજાવકમાં સમતુલા તેમણે જાળવવાની છે તે બાબત તેમની જાણમાં આવે તો જ સુધારો શક્ય છે.

આમ તેઓ સમવાયતંત્રની ધારણાં તરફ જ જઈ રહ્યાં હતાં. તેમ છતાં સામ્રાજ્યવાદીઓ પાસે પોતાની યોજનાનો સ્વીકાર થાય તે માટે, અને યોજના સાથે કોઈ ગંભીર બાંધછોડ કર્યાં સિવાય તેમાં કેટલાંક ફેરફાર કર્યાં. સમવાય યોજના પ્રમાણે હિંદ સરકારની પદ્ધતિના બંધારણમાં કેટલાંક ફેરફાર કરવાની જરૂરિયાત ઊભી થઈ. કેન્દ્ર અને પ્રાંતીય સરકારોની વચ્ચે મહેસૂલ અને ખર્ચમાં કાયદાકીય રીતે વિભાજન કરવાની જરૂરિયાત ઊભી થઈ. સામ્રાજ્યવાદીઓ અને બીજા બધાં જ જો કે સ્વીકારતાં હતાં કે સમવાય યોજનામાં નાણાકીય જવાબદારી અને કરકસરની મોટી શક્યતા છે તેમ છતાં કેન્દ્ર સરકાર આ યોજનાને પરિણામે કાયદાકીય રીતે અને હંમેશને માટે હિંદના સંશોધનોથી વંચિત થઈ જશે એ બાબત સૌને વાંધાજનક લાગી. સમવાય યોજનામાંથી આ ક્ષતિ દૂર કરવા માટેના માર્ગ વ્યાવહારિક રાજકીય નિષ્ણાતો તરીકે નાણાવિદોએ શોધી કાઢયાં. બ્રિટિશ પાર્લામેન્ટના તેમના બહોળાં અનુભવને પરિણામે તેમણે શોધી કાઢયું કે બંધારણીય ફેરફાર કરવાની કોઈ જરૂર નથી. પરંપરાને લગભગ કાયદા જેવી જ ગણવામાં આવે છે. એકવાર તેની સ્થાપના થાય તો તેમાં ભાગ્યે ફેરફાર કરવાની જરૂરિયાત ઊભી થાય છે. આમ જ્યાં સુધી સંબંધકર્તા પક્ષોને ફાયદાકારક રહે ત્યાં સુધી કેન્દ્રીય અને પ્રાંતીય સરકારો

વચ્ચે ખર્ચ અને મહેસૂલની બાબતમાં થતાં વિભાજનને પરંપરા તરીકે સ્વીકારી લેવામાં આવી. આને પરિણામે કેન્દ્ર સરકારના હિંદની આવક ઉપરના અધિકારોને કોઈપણ જાતની ખલેલ પહોંચાડ્યા વગર સમવાય યોજનાના બધાં જ ફાયદાઓ મળવાની શક્યતા ઊભી થઈ. એક દ્રષ્ટિએ જોઈએ તો બંધારણીય સામ્રાજ્યવાદ અને બંધારણીય સમવાયતંત્ર વચ્ચેનું આ એક સમાધાન હતું. આનો અર્થ સામ્રાજ્યવાદી વ્યવસ્થા વગરનું સામ્રાજ્યવાદી મહેસૂલ એવો થાય. આ સમાધાનમાં મોભાની દ્રષ્ટિએ મહેસૂલ અને તેનો ખર્ચ એ સામ્રાજ્યવાદી રહ્યાં પણ તેની વ્યવસ્થા પ્રાંતીય સરકારોએ કરવાની હતી. આને પરિણામે દરેક પ્રાંતીય સરકારે પોતાની હદમાંથી એકત્રીત થયેલાં શાહી મહેસૂલમાંથી પોતાને થતાં ખર્ચનો હિસ્સો મેળવી લેવાનો હતો. નવા આયોજનનો આ જ મૂખ્ય સૂર હતો. સામ્રાજ્યવાદી સરકારના હાથમાં સર્વોચ્ચ નિયમન અને હિંદના મહેસૂલને લગતી બાબતોની બંધારણીય સત્તા હતી. આ સાથે તેના ચોક્કસ હિસ્સાનું વહીવટી માળખું કેવી રીતે ગોઠવાય છે તેની જવાબદારી તેની નહોતી. આ મુદ્દો તેને સમવાય યોજનાથી જુદો પાડે છે.

ઉપર વર્ણવ્યા પ્રમાણેના આયોજનના મુખ્ય મુદ્દાઓ વિશે, તંત્રને સુધારવા આવેલાં ત્રણેય નાણાવિદો સંમત થયાં હતાં. તેમ છતાં તેના વ્યાવહારિક અમલ વિશે ત્રણેયમાં મતભેદ હતો. મિસ્ટર વિલ્સને તેનું કોઈ માળખું તૈયાર કર્યું હતું કે નહીં તે બાબત શંકાસ્પદ છે, પણ તેવો કોઈક વિચાર તેમના મગજમાં આવ્યો હોવો જોઈએ તે બાબત નિ:શંક છે. તેમણે નાખેલા ૧૮૬૦ના આવકવેરા ધારા ૩૨માં,

''બે મુખ્ય વિભાગો હતા. પહેલાં વિભાગમાં આવકના ત્રણ ટકાનો મૂળ વેરો નાખવામાં આવ્યો હતો. જેમાં એવી જોગવાઈ હતી કે જો શાહી સત્તા ધારે તો તેમાં વધારો અથવા ઘટાડો થઈ શકે અને મહેસૂલની પરિસ્થિતિ યોગ્ય જણાય તો તેને સંપૂર્ણપણે નાબૂદ પણ કરી શકાય. જ્યારે બીજા વિભાગમાં એક ટકાનો કાયમી વેરો આવતો હતો અને સ્થાનિક વહીવટના તાબામાં તેને રાખવામાં આવતો હતો જેનો ખર્ચ (ધારાની કલમ ૧૯૦થી ૧૯૪ પ્રમાણે) વેરો જે વિસ્તારમાંથી મળતો હોય ત્યાં રોડ, નહેરો અને બીજા ઉત્પાદનલક્ષી જાહેર કાર્યો પાછળ કરવાનો હતો. વેરાનો આ ભાગ ક્યારેય પાછો આપવો તેવી જોગવાઈ નહોતી. આ વેરો હંમેશાં હાથ ઉપર રાખવામાં આવતો હતો, જેથી તેની સામે નકકી કરેલાં ખર્ચ કરી શકાય એટલું જ નહીં પણ વેરાના

બીજા બધા નાણાં ખર્ચાઈ જાય તેમ છતાં પણ વેરા પ્રાપ્તિનું માળખું ચાલુ રાખવા માટે કોઈપણ જાતના વિરોધ, ચર્ચા કે મુશ્કેલી સિવાય આ નાણાંનો ઉપયોગ થઈ શકે.''[૧]

પણ તેમના વિચારોને અમલમાં મૂકવા માટે મિસ્ટર વિલ્સન લાંબું જીવ્યાં નહીં તેથી કેટલાં પ્રમાણમાં આ વિચારોને તેઓ વ્યવહારમાં લાવવા માગતાં હતાં તે કહેવું મુશ્કેલ છે.

મિસ્ટર વિલ્સનના અનુગામી મિસ્ટર લેઈંગે આ વસ્તુને વધુ ચોક્કસ સ્વરૂપ આપ્યું. તેમનું ૧૮૬૧-૬૨નું બજેટ ખાધવાળું હતું કારણ કે, સ્થાનિક સરકારોનું જાહેર ઉપયોગના કામોનું દબાણ ઘણું વધારે હતું, અને નાણાકીય સુરક્ષા માટેની તેમની સમજે કરેલા દબાણના પરિણામે,

અત્યાર સુધી ચલાવવામાં આવતાં હતાં અથવા બળવાના સમયથી ચાલુ થવાની રાહ જોતા રોડ, નહેર અને બીજા ઉપયોગી કામો બંધ કરવામાં આવ્યા.

પરંતુ તેમની જાહેર કામોને વેગ આપવાની આતુરતાને પરિણામે તેમણે મુલ્કી સરકારને અપૂરતી શાહી ગ્રાન્ટ વધારો કરવાની દરખાસ્ત કરી. તેમણે સરકારને કહ્યું કે,

''અમે જે કંઈ આપી શકીએ છીએ તે લઈ લો, અને બાકીના માટે વેરો નાખવાની સત્તા લઈ લો તથા તમારી જાતે તેમાં વધારો કરો. કારણ કે કેટલાક વિષયો એવા છે જે માટે વેરા પદ્ધતિને બદલે સ્થાનિક પદ્ધતિ વધુ સારી રીતે વ્યવસ્થા બનશે.

તેમનો આશય સ્થાનિક ખર્ચના અંદાજપત્ર દ્વારા ''કામચલાઉ મુશ્કેલીઓનો જ માત્ર અંત લાવવો તેવું નહોતું પણ કાયમી સુધારાના પણ પગરણ માંડવાનો હતો.'' જેથી કરીને મુલ્કી સરકારને ફાયદો થાય અને શાહી તિજોરી ઉપરનું વજન ઘટી જાય. જાહેર કામો માટેના થતા ખર્ચને સ્થાનિક સરકાર શાહી મહેસૂલમાંથી મળેલી મદદ દ્વારા આગળ ધપાવી શકે તે વ્યવસ્થાને સર્વસામાન્ય મંજુરી મળી ગઈ. પણ જ્યારે આ દરખાસ્ત મૂકવામાં આવી ત્યારે સ્થાનિક સરકાર પાસે કરવેરા નાખવા માટેની કાયદાકીય જોગવાઈનો અમલ થાય તેવી

---

૧. સર બી. ફ્રેરેની સભા-નોંધ ૨૫મી નવેમ્બર, ૧૮૬૬ ફકરો ૩૦. 'સ્થાનિક સરકારોને નાણાકીય સત્તાના વિસ્તરણ અંગે' વ. નિબંધો.

કોઈ વ્યવસ્થા કે સાધનો ઉપલબ્ધ નહોતા. આમ સ્થાનિક ધારાકીય કાઉન્સિલનું પાર્લામેન્ટ દ્વારા ઘડતર થાય ત્યાં સુધી આ પદ્ધતિનો અમલ મોકૂફ રાખવામાં આવ્યો. પણ તે પછીના વર્ષો એ ખૂબ જ સમૃદ્ધિના વર્ષો હોવાથી કરવેરામાં છૂટછાટ મૂકવામાં આવી અને આમ નવી વિચારેલી વ્યવસ્થા ખૂબ જ ઝડપથી ભૂલાઈ ગઈ.

જો કે સમૃદ્ધિનું આ મોજું એ એક તદ્દન ક્ષણિક ઉભરા જેવું જ લાગ્યું અને પડતીના જે ભયાનક લક્ષણો દેખાવા માંડયા તેને પરિણામે મિસ્ટર મેસીએ આખી યોજનાને સુધારા વધારા સાથે નવા સ્વરૂપે રજૂ કરી[1] તેમણે દરખાસ્ત મૂકી.

''વધારાની દસ લાખ સ્ટર્લિંગની રકમ ઊભી કરવા માટેના માર્ગો અને સાધનોનો વિચાર કરતાં.. સ્થાનિક આવકની કેટલીક બાબતો જે શાહી દફતરે નોંધાય છે તેને સ્થાનિક હિસાબમાં લેવી વધારે યોગ્ય અને અનુકૂળ રહેશે.''

કારણ કે હિંદમાં સ્થાનિક કામો આગળ ચલાવવા માટે સ્થાનિક ભંડોળમાંથી મળતી આવક એ વીસ લાખ સ્ટર્લિંગ કરતાં વધુ ન હોવાથી એવી દરખાસ્ત કરવામાં આવી કે વિવિધ ઈલાકાઓ અને સ્થાનિક સરકારો ઉપર તેનું ભારણ નાંખીને ૧,૨૦૦,૦૦૦ પાઉન્ડ ઊભા કરવાં અને અત્યાર સુધી જેનું ભારણ શાહી મહેસૂલ ઉપર હતું તેવી સ્થાનિક સેવાઓનો ખર્ચ આ રકમમાંથી કાઢવો. સ્થાનિક સરકારો (બર્મા સિવાય)ના ચાલુ વર્ષના આબકારી જકાત અને આવકવેરાને બાદ કરતાં બાકી રહેતાં નાણાં ઉપર ચાર ટકાની શેષ નાખતાં ઉપર જણાવેલ ૧,૨૦૦,૦૦૦ પાઉન્ડની રકમ ઉત્પન્ન કરવામાં આવી.[2] નવા ભંડોળમાંથી કરવા ધારેલા ખર્ચ માટેનાં જુદાં જુદાં વિભાગો નીચે પ્રમાણે હતાં. (૧) શિક્ષણ (૨) પોલીસ (૩) જિલ્લાની જેલો, (૪) જાહેર કામો, (૫) રસ્તાઓનું સમારકામ અને જાળવણી. વેરો મેળવવા માટે જે જુદાં જુદાં માર્ગોની દરખાસ્ત થઈ હતી તેમાં (૧) વેપાર અને રોજગાર ઉપર લાયસન્સ વેરો (૨) ઘરવેરો (૩) શહેરોમાં નાકાવેરો અને (૪) મહેસૂલ ન ભરાતું હોય તેવી જમીન ઉપરના વેરાનો સમાવેશ થતો હતો. તેમની મરજી પ્રમાણે જુદી

---

૧. સ્થાનિક સરકારોને અર્ધ-સરકારી પત્ર. તા. ૨૫-૨-૧૮૬૬. 'સ્થાનિક સરકારોને નાણાકીય સત્તાના વિસ્તરણ અંગે' વ. નિબંધો, પા. ૬૭.

૨. એજન. ફકરો ૮.

જુદી બાબતો ઉપર ખર્ચ કરવા માટે વેરો એકઠો કરવાના ખર્ચને બાદ કરીને બાકીની બધી જ રકમ સ્થાનિક સરકારોને આપવી તેવું નક્કી કરવામાં આવ્યું. અલબત્ત કાઉન્સિલમાં હિન્દ સરકારની બહાલી જરૂરી હતી.

જો કે ખર્ચને પહોંચી વળવા માટે લેવાની રકમનું સ્થાનફેર આવકોના સ્થાનફેર કર્યા સિવાય કરવું તે માટે વાંધા ઊઠાવવામાં આવ્યાં તેમ છતાં સ્થાનિક સરકારો અને વહીવટે આ બાબતની જ્યાં જ્યાં ચર્ચા થઈ ત્યાં આ યોજનાને ચોક્કસપણે વ્યાવહારમાં સફળતા મળશે તેવું સ્પષ્ટપણે દર્શાવ્યું. આ પરિસ્થિતિમાં હિંદ સરકારે સ્થાનિક સરકારોમાં ફેરબદલી કરી આપવાના ખર્ચમાં ઘટાડો કરી ૮,૦૦,૦૦૦ પાઉન્ડ કર્યું અને લાયસન્સ વેરા દ્વારા ઉત્પન્ન થતું નાણું પોતાના ખર્ચ માટે રાખી શકે તેવી જોગવાઈ કરી.[૧] આ આખી યોજનાને જે સારો આવકાર મળ્યો અને તેની સહાનુભૂતિપૂર્વકની આલોચના થઈ તેને પરિણામે મિસ્ટર મેસીને તેમાં સુધારા વધારા કરી યોજનાને આગળ વધારવાનું પ્રોત્સાહન મળ્યું. આ યોજનાના નવીનીકરણ અને વિસ્તરણની બાબતમાં તેમની પ્રસ્તાવનામાં[૨] મિસ્ટર મેસી લખે છે.

"મારી દ્રષ્ટિએ પ્રથમ મહત્વનું કાર્ય પ્રથમ વર્ગનાં આવકના સાધનો સ્થાનિક સત્તાઓને સોંપવાના રહેશે. આમાં હિંદ સરકારમાંથી ખર્ચની એવી બાબતોની ફેરબદલી કરવાની રહેશે જે હિંદ સરકારને ખાસ અસર કરતાં નહીં હોય અને તેમ છતાં તેની જોગવાઈથી મહત્ત્વના કામોમાં ખર્ચ કરવાની ક્ષમતા ઉભી થશે અને ધીમે ધીમે સ્થાનિક સરકારો ઉપર મોટાભાગના ખર્ચનું સ્થળાંતર કરવામાં આવશે. સનદી અંદાજને ધ્યાનમાં રાખતાં મને લાગે છે કે જુદી જુદી સહાયમાંથી પસંદ કરેલાં વિશિષ્ટ ભાગોની જ ફેરબદલી કરવા કરતાં આખેઆખી સહાયની ફેરબદલી કરવી વધુ યોગ્ય છે.. આ યોજનાનો સ્વીકાર કરવાને પરિણામે હિસાબ રાખવાની વ્યવસ્થામાં કોઈપણ જાતનો ફેરફાર થશે નહીં. ફેરફાર માત્ર એટલો જ થશે કે ચોક્કસ હેતુઓ માટે સહાયમાંથી કેટલોક ભાગ વિશિષ્ટ રીતે ઉપલબ્ધ કરવામાં આવશે. આ નિયમમાં જો કોઈ અપવાદ હોય તો તે એ છે કે "પરચૂરણ" ખર્ચમાં થતાં કેટલાંક અસંગત ખર્ચાઓનો સમાવેશ

૧. પરિપત્ર, તા. ૧૯-૯-૧૮૬૭માંથી ઉદ્ધૃત પા. ૬૭.

૨. આ નવી યોજનાની રૂપરેખા મિ. મેસીની વિનંતીથી કર્નલ આર. સ્ટ્રેચીએ જાહેર ખર્ચના કેટલાક ભાગોનો અંકુશ સ્થાનિક સરકારોને આપવા અંગેની નોંધમાં આપી હતી. પા. ૫૧-૬૨.

કરવામાં આવતો હતો. આમાં જેને વ્યાજબી રીતે સ્થાનિક ગણી શકાય તેવી સ્થાનિક વ્યવસ્થાની બધી જ બાબતોનો સમાવેશ કરવામાં આવશે.. અને બાકીની બીજી બાબતો જુદાં જુદાં મથાળા નીચે વર્ગીકૃત કરવામાં આવશે. ''કાયદો અને ન્યાય'' જેના તાબામાં છે તેવી ''જેલો'' પણ મારી દષ્ટિએ કારણ કે તેનો એક જ વર્ગમાં સમાવેશ થાય છે તેનું સ્થાનાંતર થવું જોઈએ. નોંધણી અને ન્યાય તથા કાયદા ખાતાનું.પણ આ રીતે સ્થાનાંતર કરવું જોઈએ. ''શિક્ષણ''ના મહેસૂલમાં થયેલી આવક શિક્ષણને લગતાં પરચૂરણ હેતુઓ માટે ખર્ચાવી જોઈએ. આ પછી આરોગ્યનો વહીવટ અને રાસાયણિક પરીક્ષકોને બાદ કરતાં બીજી બધી જ આરોગ્યની સેવાઓનો વારો આવે છે. મુદ્રણ અને તેની સાધન સામગ્રીના ખર્ચને પણ ગણત્રીમાં લેવામાં આવે છે. સ્થાનિક સાધનોમાંથી મેળવેલાં ભંડોળમાંથી થતું પોલીસ ઉપરનું ખર્ચ પણ ફેરબદલી કરવામાં આવ્યું છે જેમાં રેલવે પોલીસનો પણ સમાવેશ થાય છે. પોલીસમાંથી થતી આવકને એક તરફ મૂકવામાં આવી છે. આ ઉપરાંત જમીન, મહેસૂલ, આવકવેરો અને લાયસન્સ વેરો ઉઘરાવવાના ખર્ચ માટે કેટલાક ભાગની ફેરબદલી કરવામાં આવી છે. કારણ કે મારી દષ્ટિએ આમાંથી કેટલુંક ખર્ચ ભવિષ્યમાં કરવું પડશે. સર્વ સામાન્ય ખર્ચાઓ જેની ભવિષ્યમાં ફેરબદલી કરવામાં આવશે તેને આવરી લેવા માટે પૂરતાં નાણાંની જોગવાઈ જરૂરી બનશે અને આ બધાં જ વેરાઓને એકઠાં કરવા માટે થતાં ખર્ચની પણ જોગવાઈ કરવી પડશે. જમીન મહેસૂલ એકઠું કરવાના ખર્ચમાં મહેસૂલનો સર્વે અથવા અપવાદરૂપ અને વિવિધ કિસ્સાઓમાં આવતી પતાવટનો સમાવેશ કરવામાં નહોતો આવતો તેમ છતાં ''ગામના અમલદારોને ભથ્થા''નો સમાવેશ તેમાં થતો હતો.

''મારી દરખાસ્ત પ્રમાણે સૌ પ્રથમ જે મહેસૂલની ફેરબદલી થશે તે ૧/૧૬ રૂપિયો અથવા જમીન મહેસૂલનો, એક આની ભાગ હોવું જોઈએ. મહેસૂલ એકત્રિત કરવામાં જે ખર્ચ થાય છે તેનું પ્રમાણ પણ આટલું જ જાળવવું પડશે.

''મારી દ્રષ્ટિએ જેમાં વધારો કરવો જોઈએ તેવી બીજી બાબત છે. આવકવેરા અને લાયસન્સવેરાના ૧/૪ ભાગનું મહેસૂલ[૧] ''નીચેના વિભાગોમાંથી થતી બધી જ આવકની ફેરબદલી કરવાની દરખાસ્ત છે. (૧) કાયદો અને ન્યાય

૧. આમ ગણત્રી કરતાં મિ. મેસી લખે છે કે, ''મેં આવકવેરો ૨% ગણ્યો છે અને મને ખાત્રી છે કે રૂા.૨૦૦૦/-થી નીચેની આવક તેમાંથી મુક્ત રહેશે. પરવાના વેરો મારી દ્રષ્ટિએ વ્યાપારવેરો છે જે શરૂઆતમાં લઘુત્તમ હશે અને ધીમે ધીમે આવકવેરા સુધી પહોંચશે.

(૨) પોલીસ (૩) શિક્ષણ (૪) પરચૂરણ, જેમાં નાણાકિય બાબતોનો સમાવેશ થતો નથી અને (૫) સિંચાઈમાંથી અપાતી આવકને બાદ કરતાં બાકીની બધી જ જાહેર આવક. જાહેર કાર્યોના સંબંધમાં જે બાબતોની ફેરબદલી કરવી જોઈએ તેમાં (૧) રસ્તાઓ (૨) જાહેર સેવાના મકાનોની મરામત (૩) નવાં કાર્યો તથા જૂના કાર્યોની મરામત વિશેનાં પરચૂરણ કાર્યો અને (૪) ઓજારો તથા કારખાનાનો સમાવેશ થાય છે.

આમ વિસ્તાર પામેલી યોજનાને જુદા જુદા દષ્ટિબિંદુથી ચર્ચી અને ચકાસી જોવામાં આવી હતી. જો કે જાગૃત ટીકાકારોએ તો એને બહાલી આપી હતી[૨] તેમ છતાં સામ્રાજ્યવાદીઓને માટે યોજના વધુ પડતી મોટી હતી અને હિંદના વાઈસરોય લોર્ડ લૉરેન્સ અને મદ્રાસના ગવર્નર મર્કીસ્ટોના લોર્ડ નેપિયર ઑફ મેર્કીસ્ટોન જેવા બે ધૂરંધરોની મંજૂરીને અભાવે, પરિણામ એ આવ્યું કે સમગ્ર યોજના વાસ્તવિકતામાં રૂપાંતર પામી શકી નહિ.

પણ સામ્રાજ્યવાદીઓના કમનસીબે આ આખા દસકા દરમિયાન જ્યારે તેઓ દર્દી પર વાઢકાપનો સખત વિરોધ કરતા હતા ત્યારે સામ્રાજ્યવાદી નાણાપદ્ધતિમાં કોઇપણ જાતનો સુધારો જોવા મળ્યો નહિ. તેથી ઊલટું, ઉપચારમાં થયેલા વિલંબને પરિણામે મંદવાડમાં વધારો કર્યો. ૧૮૬૦થી ૧૮૭૦ વચ્ચે ઈંગ્લેન્ડથી આવેલા નાણાકીય દ્રષ્ટિએ નિષ્ણાત એવા ત્રણ હિંદી નાણાખાતાના ચાન્સેલરો, વધતા જતા કરવેરા અને ઓછા થતા ખર્ચની બાબતમાં સુધારાની શક્યતાને માત્ર ત્રણ વર્ષ આગળ લંબાવી તેટલું જ કરી શક્યા. તેથી ઉલટું દેશના બાકી જાહેર નાણાંમાં કરકસર અને વ્યવસ્થા લાવવાની બાબતમાં સતત બાધને લીધે અંદાજની પદ્ધતિ પણ લગભગ તૂટી પડી. કરકસર માટેના ઉપયોગી સાધન તરીકે તો તેની ઉપયોગિતા એક તરફ રહી પણ, વધુ પડતા કેન્દ્રીકરણને લીધે વ્યવસ્થાના સાધન તરીકે પણ તે તદ્દન નિષ્ફળ ગઈ. સમગ્ર નાણાતંત્રમાં ગૂંચવણથી ભરપૂર તેવી અવ્યવસ્થા ઉભી થઈ. અંદાજપત્ર

---

૨. હંસાર્ડના પાર્લામેન્ટરી ડીબેટના પુસ્તક ૧૯૧ તા.૨૩ એપ્રિલ ૧૮૬૮માં સર સ્ટેફોર્ડ નોર્થ કોર જાહેર કરે છે કે, "હિંદનું નાણાતંત્ર જરાયે જોખમાય નહિ તેની આપણે સખત કાળજી રાખવી પડશે અને વગર વિચાર્યા ખર્ચાઓ ઉપર આપણે સખત જાપતો મૂકવો પડશે. આપણી જે વ્યવસ્થા છે તેમાં હિંદની પ્રતિષ્ઠા ખૂબ જ ઊંચી પૂરવાર થઈ છે અને હું તો તેમાં જરાયે દખલ કરવા માગતો નથી. સાથે સાથે કોઈપણ જાતના ફેરફાર કરવા પહેલાં હું દસ વાર વિચારીશ. તેમ છતાં હું ફરીથી કહું છું કે મિ.મેસીની દરખાસ્ત સાથે સંમત થાઉં છું.

અને આયોજનની રચનામાં વધુ ચોક્કસતા આવે તે હેતુથી કરવામાં આવેલા હુકમો અને જાહેરપત્રો છતાં, જેમાં નફાના ઘણા ઊંચા ધોરણની ક્ષમતા છે તેવી અપેક્ષા રાખવામાં આવી હતી તે બજેટ નાણાપ્રધાનો માટે, મોટી ખાધની બાબત બની ગઈ છે. નીચેના કોઠા ઉપરથી જણાશે કે અંદાજ અને ખરેખર વાસ્તવિકતા વચ્ચે કેટલી પહોળી ખાઈ હતી.

સરકારી નાણાંનો ગોટાળો[1]

| વર્ષ | અંદાજી વધારાની ખાધ | ખરેખર વધારાની ખાધ |
|---|---|---|
| | પાઉંડમાં | પાઉંડમાં |
| ૧૮૬૬-૬૭ | -૬૬,૭૦૦ | -૨,૩૦૭,૭૦૦ |
| ૧૮૬૭-૬૮ | ૧,૬૨૮,૫૨૨ | - ૯૨૩,૭૨૦ |
| ૧૮૬૮-૬૯ | ૧,૮૯૩,૫૦૮ | -૨,૫૪૨,૮૬૧ |
| ૧૮૬૯-૭૦ | ૪૮,૨૬૩ | -૧,૬૫૦,૦૦૦ (અંદાજી) |

ઉપર આપેલા કોઠા ઉપરથી સ્પષ્ટ જણાશે કે ૧૮૬૮-૬૯ના અંદાજ ઉપરથી પુનરાવર્તિત થયેલ ૧૮૬૮-૧૮૬૯ અને ૧૮૬૯-૭૦ના અંદાજ મુજબ ૧,૮૯૩,૫૦૮ અને ૪૮,૨૬૩ પાઉંડનો અંદાજી નફો થવો જોઈતો હતો પણ જ્યારે ૧૮૬૮-૬૯ના ખરેખર આંકડાઓએ દર્શાવ્યું છે કે નફાને બદલે મોટી ખાધ ઊભી થઈ છે, ત્યારે તે વખતે વાઈસરોયનું પદ ભોગવતા લોર્ડ મેયોને સમજાયું કે જો આ પરિબળોના આધારે તેમના અંદાજપત્રને આગળ વધારવામાં આવે તે નફો કરવાને બદલે ખરેખર મોટી ખાધ તરફ દોરી જશે. આ નાણાકીય વિચિત્ર પરિસ્થિતિએ તેમના અંદાજપત્રમાં ગૂંચવાડો ઊભો કર્યો

૧. ''લાઈફ ઓફ મેયો'' લેખક ડબલ્યુ, ડબલ્યુ. હન્ટરના ગ્રંથ-૨નું પાન ૭-૮, હિંદ સરકારના નાણા ખાતાના કાર્યકારી સેક્રેટરી મિ.ચેમ્પમેને આપેલા આંકડાઓથી આ કોઠામાં આપેલા ખરેખર ખાધના આંકડાઓ જુદા પડે છે. તેમણે તા.૧૭-૮-૧૮૭૦ના મુંબઈ સરકાર ઉપર લોર્ડ મેયોની યોજના વિષે લખેલા તેમના પરિપત્રમાં આ રીતે જણાવ્યું છે. મિ.ચેપમેનના મતે ખરેખર ખાધના આંકડાઓ નીચે મુજબ છે :

૧૮૬૬-૬૭ના વર્ષમાં ખરેખર ખાધ ૨,૫૧૭,૪૯૧ પાઉંડ હતી.

૧૮૬૭-૬૮ના " " " ૧,૦૦૭,૬૯૫ " "

૧૮૬૮-૬૯ના " " " ૨,૭૭૪,૦૩૧ " "

સ્થાનિક સરકારની નાણાકીય સત્તાઓના વિસ્તરણ, ૯. નિબંધો પા. ૨ ૪ ૩ પરિપત્રના પાના ૨૪૩માંથી અવતરણ.

અને આ વિકટ પરિસ્થિતિમાંથી માર્ગ કાઢવા તેમને વધારાના કર નાખવાની ફરજ પડી. જ્યારે નાણાંકીય વર્ષની અધવચ્ચે ખર્ચમાં ઘટાડો કરવો પડયો.

તેમણે લીધેલાં પગલાંની રૂપરેખા નીચે પ્રમાણે છે :

| | | |
|---|---|---|
| ૧ વધારાના કરવેરા | | પાઉંડ |
| (૧) ૧થી ૨-૧/૨%નો આવકવેરામાં વધારો | - | ૩,૨૦,૦૦૦ |
| (૨) (મુંબઇ અને મદ્રાસમાં) મીઠાંના કર ઉપર વધારો | - | ૧૮૦,૦૦૦ |
| કુલ | - | ૫૦૦,૦૦૦ |
| ૨. ખર્ચમાં ઘટાડો : | | |
| (૧) શિક્ષણ | | ૩૫૦,૦૦૦ |
| (૨) જાહેરકાર્યો | | ૮૦૦,૦૦૦ |
| કુલ | | ૧,૧૫૦,૦૦૦ |
| અંદાજી ખાધ | | ૧,૬૫૦,૦૦૦ |

એબીસીનીયાની લડાઈમાંથી થયેલી પુનઃપ્રાપ્તિ અને બીજા પહેલાંના બાકી નીકળતા લેણામાંથી મળેલા પૈસાએ તેમની ખાધને ઘણી ઓછી કરી નાખી. આને પરિણામે જ તેઓ તેમનો હિસાબ ૧,૬૫૦,૦૦૦ પાઉંડની ખાધ ઉપર લાવી શક્યા જો તેમ ન થયું હોત તો ખાદ્યનો આંકડો ઘણો મોટો થઈ જાત તેમની યોજનાથી લોર્ડ મેયો ખુબ જ સંતોષ પામ્યા છતાં તેમને ખાત્રી થઈ ગઈ કે નાણાકીય આયોજનમાં ક્યાંક મોટી મુશ્કેલી છે તેમને, તેનો નીવેડો લાવવાની કોઈ જ ચિંતા ન હોવા છતાં ખૂબ જ હિંમતપૂર્વક એમણે મુલ્કી નાણાતંત્રની શરૂઆત માટેની યોજના આપી. આ યોજના આ અભ્યાસના બીજા ભાગનો વિષય રહેશે.





# સોંપણી દ્વારા અંદાજપત્ર

## ૧૮૭૧-૭૨થી ૧૮૭૬-૭૭

આ અભ્યાસના આગળના ભાગમાં, મુલ્કી નાણાતંત્રની જોગવાઈ કરવા માટેનાં પરિબળોના અભ્યાસ પછી; મુલ્કી નાણાતંત્રના બંધારણ તથા સમયાંતરે તેમાં કરવામાં આવેલા સુધારા વધારાનું પરીક્ષણ હવેના ભાગમાં કરીશું.

તેમની આંતરસૂઝથી ખાત્રી થયા બાદ લોર્ડ મેયો અને શાહી વ્યવસ્થાની અણઆવડતને લઈને ઊભી થયેલી ખાધને સ્પષ્ટ રીતે રજૂ કરી સાથે સાથે મુલ્કી સરકારની બેજવાબદારી પણ ખુલ્લી પાડી અને આ ઉપરથી તારણ કાઢ્યું કે સર્જાયેલી વિકટ પરિસ્થિતિના માર્ગ તરીકે મુલ્કી નાણાતંત્ર એ જ માત્ર એક ઉપાય છે. તેમ છતાં એ યાદ રાખવું જોઈએ કે આખી પરિસ્થિતિ ઉપર સામ્રાજ્યવાદની જબરજસ્ત પકડ હતી, અને જ્યારે આ કાર્ય સાથે સંબંધ રાખનાર દરેકે દરેક એવું ઈચ્છતો હતો કે એક યા બીજા માર્ગે વણસતી પરિસ્થિતિને સંભાળી લેવી જોઈએ, ત્યારે પણ માત્ર ગણ્યાગાંઠ્યા માણસો સિવાય, મોટાભાગના શાહીતંત્રને દૂર કરવા માગતા નહોતા. પણ એ વખતની ભયંકર પરિસ્થિતિએ તેમને અનિર્ણય તથા ગોટાળા ભરેલી પરિસ્થિતિને દૂર કરી તેમાંથી માર્ગ કાઢવા આગળ પગલું ભરવા ફરજ પાડી. જો કે તેમણે મુલ્કી અંદાજપત્ર માટે લીધેલાં પગલાં ખૂબ જ મંદ તથા સાવચેતીપૂર્વકનાં હતાં.

નાણાકીય વર્ષ ૧૮૭૧-૭૨થી અમલમાં આવેલી યોજના પ્રથમ હિંદ સરકારના હોમ ડિપાર્ટમેન્ટના તા.૨૧ ફેબ્રુઆરી ૧૮૭૦ના ખાનગી પરિપત્ર દ્વારા રૂપરેખા મોકલવામાં આવી. કાપની યોજના અમલમાં મૂકતાં ૧૮૬૯-૭૦માં રસ્તાઓ માટે જે ૧,૨૩૬,૦૦૦ પાઉંડની જોગવાઈ હતી તેને બદલે વર્ષના અંતે ઘટાડીને ૧,૦૨૧,૧૭૮ કરવામાં આવી. ૧૮૭૦-૭૧ની ૧,૦૦૦,૦૦૦ પાઉંડની જોગવાઈને ઘટાડીને ૭૮૪,૮૩૯ પાઉંડ કરવામાં આવી. જ્યારે ૨૯,૧૧૦ પાઉંડની વધારાની જોગવાઈ પર

કરેલ જાહેર સુધારા વધારા માટે કરવામાં આવી. મુલ્કિ સરકારને પરિપત્ર આપવામાં આવ્યા કે,

"સંદેશાવ્યવહાર તથા રસ્તાઓ માટેની જોગવાઈઓમાં કરેલો ઘટાડો વર્તમાન પરિસ્થિતિને લઈને થયેલો કામચલાઉ ઘટાડો છે તેવું માનવાની જરૂર નથી. લાંબા ગાળાના આયોજનનું આ એક પરિણામ છે. જેના સ્વીકાર માટે અત્યારનાં જ કારણો માત્ર જવાબદાર નથી અને શક્ય છે કે ભવિષ્યમાં આ જોગવાઈઓમાં વધારો કરવાને બદલે હજી વધુ કાપ આવે. આમ મુલ્કિ રસ્તાઓ અને જિલ્લાના રસ્તાઓના સમારકામ તથા સંભાળ માટે થવાના ખર્ચની જોગવાઈ મુલ્કી સરકારે પોતે જ કરી લેવી અને આ બાબતને અગ્રીમતા આપવી, અને રોજે રોજ નવી નવી ઊભી થતી જરૂરિયાતોને પહોંચી વળવા સંદેશાવ્યવહારના નવા માર્ગોને વિકસાવવા તથા તે માટે પોતે જ ખર્ચની જોગવાઈ કરવી."

આ પુનર્રચનાના ગાળા દરમિયાન, સ્થાનિક ખર્ચ માટેની જોગવાઈ સ્થાનિક સાધનોમાંથી જ કરવી તેવા સિદ્ધાંતોને અમલમાં મૂકવામાં આવ્યો. જો કે પરિપત્રમાં તો સ્પષ્ટ જણાવવામાં આવ્યું હતું કે, વિશ્વભરમાં "આ સિદ્ધાંતને પૂરેપૂરો ટેકો આપવો જોઈએ તેવો કાઉન્સિલમાં ગવર્નર-જનરલનો આગ્રહ હતો. "ઘણી સ્થાનિક સરકારોએ તો પરિપત્રમાં દર્શાવેલ મુદ્દાઓને ખૂબ જ ગંભીરતાપૂર્વક વળગી રહી તેમનાં સ્થાનિક સાધનો ઊભાં કરવાની તજવીજ પણ કરવા માંડી. મુંબઈ ઈલાકામાં જમીન મહેસૂલ ઉપર ૬-૧/૪% ટેક્ષ લેવાની શરૂઆત થઈ અને તેમાંનો ૨/૩ ભાગ રસ્તાઓ અને જાહેરકાર્યો માટે અનામત રાખવામાં આવ્યો. જ્યારે જિલ્લાના વર્ગો માટે મદ્રાસ સરકારે ૧૮૬૬ના જૂના ધારા પ્રમાણે જમીન મહેસૂલના વાર્ષિક ભાડા ઉપર ૩-૧/૮% જેટલી રૂપિયે ૧/૨ આનાનો ટેક્ષ શરૂ કર્યો. બંગાળની સરકારે, મદ્રાસની સરકારને અનુસરવાનું જાહેર કર્યું. આ સ્થાનિક સરકારોના સહકારભર્યા અને પરિપત્રને ઝડપથી અનુસરવાના વલણથી પ્રોત્સાહિત થઈ, નોર્થ-વેસ્ટ પ્રોવિન્સીઝ, પંજાબ, અવધ તથા મધ્યહિંદના ઈલાકાઓ ઉપર પણ પરિપત્ર પાઠવી 'જમીન મહેસૂલ ઉપર રસ્તાઓ માટેના ટેક્ષના ૫% જેટલો વધારો કરવાનું સૂચવવામાં આવ્યું. આ કાર્યવાહીનો મુખ્ય હેતુ એ હતો કે એકવાર પ્રાંતીય સરકાર ખર્ચ હાથમાં લે તો શાહી હિસાબ ઉપરનું ભારણ ઘટી જાય.

આમ પરિપત્રનું કાર્યક્ષેત્ર સ્થાનિક જાહેર કાર્યો માટેના ખર્ચ માટે સ્થાનિક સાધનોમાંથી જ નાણાં પેદા કરવાં તે પૂરતું મર્યાદિત હતું. પણ આ પ્રક્રિયા

શરૂ થાય તે પહેલાં તો હિંદ સરકારની નાણાકીય પરિસ્થિતિ એટલી વણસી ગઈ કે તેના સુધારા માટે, અને સરકારે તેમાંથી છોડાવવા માટે બીજાં ઘણાં સાધનોની જરૂર ઊભી થઈ. આમેય પરિસ્થિતિ ઘણી જ ખરાબ હતી. તેમાંયે અફીણમાંથી થતી આવકનો તો કોઈ હિસાબ જ નહોતો અને એક તરફ ખર્ચમાં કાપ મૂકવામાં આવતો હતો, ત્યારે બીજીબાજુ જાહેર દેવા ઉપરનું વ્યાજ ફૂદકે ને ભૂસકે વધતું જતું હતું. આ બાબતમાંથી રસ્તો કાઢવા અને ખાસ તો પૈસાપાત્ર વર્ગના બૂમબરાડાને શાંત કરવા તે વખતે આવકવેરાનો જે દર અમલમાં હતો તેમાં ઘટાડો કર્યો. આવકવેરામાં ઘટાડો કર્યાને પરિણામે ઊભી થયેલી ૧,૦૦૦,૦૦૦ પાઉંડની ખાધને પહોંચી વળવા હિંદ સરકારે તા. ૧૭-૮-૧૮૭૦નો બીજો ખાનગી પરિપત્ર મોકલાવ્યો જેમાં મુલ્કિ અંદાજપત્રને વધુ સત્તાઓ આપવામાં આવી. આ પરિપત્રમાં જણાવવામાં આવ્યું હતું કે,

"જો આવકવેરામાં ઘટાડો કરવામાં આવે તો, સ્થાનિક સરકારની સંસ્થાઓ દ્વારા તેના માર્ગો અને સાધનોનો વિચાર કરવો જોઈએ અને એવી પદ્ધતિનો ઉપયોગ કરવો જોઈએ જે સરકારને ખૂબ જ અનુકૂળ હોય તથા લોકો ઉપર ઓછામાં ઓછું ભારણ આવે."

સ્થાનિક સરકારો ઉપર આ જવાબદારી મૂકવામાં મુખ્યત્વે કેટલાક વિશિષ્ટ વિભાગોનો વહીવટ જેના ઉપરની ચોખ્ખી ગ્રાન્ટમાં ૧૮૭૦-૭૧માં દસ લાખ સ્ટર્લિંગનો ઘટાડો કરવામાં આવ્યો હતો તેમનો સમાવેશ થાય છે.[૧] આ વિભાગો મોટેભાગે સ્થાનિક જ હતા. દરખાસ્ત એવી હતી કે આ કુલ રકમ વિવિધ ઈલાકાઓમાં ચોક્કસ પ્રમાણમાં વહેંચવી. તેમને મળતી કુલ ગ્રાન્ટમાંથી સ્થાનિક ચોખ્ખી ગ્રાન્ટ તેઓ શિરે લેશે અને તેમાં ખૂટતો પૂરવઠો મેળવવા તેઓ ફેર ધિરાણ, કાપ અથવા કરવેરો, કોઈપણ સાધનનો ઉપયોગ કરી શકે તેવી તેમને દૂર કરવામાં આવી.

મુલ્કી સરકારોની સંમતિ મળ્યા પછી ૧૪ ડીસેમ્બર ૧૮૭૦ના પ્રખ્યાત નાણાકીય ઠરાવ દ્વારા જાહેર કરવામાં આવ્યું કે પરિપત્રમાં દર્શાવેલ યોજનાનો અમલ ૧૮૭૧-૭૨ના નાણાકીય વર્ષથી કરવામાં આવશે.

---

૧. ચોખ્ખી મંજૂર થયેલી રકમ એટલે સેવામાં થયેલા સંપૂર્ણ ખર્ચમાંથી થયેલી આવકની રકમ બાદ કરતાં બાકી રહે તે રકમ.

આ ઠરાવ દ્વારા મુલ્કી અંદાજપત્રના બંધારણનું હવે વિશ્લેષણ કરીશું. પ્રથમ તો મુલ્કી અંદાજપત્રના ખર્ચની બાબતને તપાસતાં એ નોંધવું પડશે કે નીચેની શાહી સેવાઓની બાબતોના ખર્ચનો સમાવેશ થાય છે.

૧. કેદખાનાંઓ
૨. નોંધણી
૩. પોલીસ
૪. શિક્ષણ
૫. તબીબી સેવાઓ (તબીબી મહેકમ સિવાય)
૬. મુદ્દલ
૭. રસ્તાઓ
૮. પરચૂરણ, જાહેર સુધારા-વધારા
૯. જાહેર સેવાની ઈમારતો (અને બાંધકામ)

ખર્ચને સરભર કરવા માટે હિંદ સરકારે, સ્થાનિક સરકારે આપેલી સેવાઓના બદલામાં તેમને કેટલોક વધારાનો નાણાકીય જથ્થો, પોતાના મહેસૂલમાંથી આપવાનું નકકી કર્યું. જેથી ઉપરના ખર્ચને પહોંચી વળવામાં તેમને વધુ અનુકૂળતા રહે. સ્થાનિક સરકારને અપાતું નાણાભંડોળ તથા કામોની જવાબદારીનું માળખું નીચે મુજબ હતું :

તા.૧૪ ડિસેમ્બર ૧૮૭૦ના નાણાંકીય ઠરાવ નં.૩૩૩૪ મુજબ મુલ્કી સરકારોને નીચે મુજબનાં કાર્યો તથા ભંડોળ સુપ્રત કરવામાં આવ્યાં હતાં.[૧]

---

૧. ઠરાવના પરિશિષ્ટ ૧૩માં એવી ખાસ બાબતોનો સમાવેશ થાય છે જેનો ખર્ચ શાહી તિજોરીઓ ભોગવવાનો હતો. તેઓ નીચેના વિભાગોની ઈમારતો અને કાર્યાલયો હતાં.

અફીણ (કલકત્તાની બોર્ડ ઓફ રેવન્યુની ઓફિસનો તેમાં સમાવેશ થતો નથી.)
ટંકશાળ અને નાણું
પોસ્ટ ઓફિસ
ટેલિગ્રાફ
સર્વોચ્ચ સરકારનાં કાર્યાલયો.
વાઈસરોયનું રહેઠાણ
શાહી મ્યુઝિયમ
સ્ટેમ્પ અને સ્ટેશનરી ઓફીસ
ટ્રેઝરી બિલ્ડીંગ-બિશપનો મહેલ
ગોદાવરીના કામો કરાંચી બંદર સુધારણા અત્યાર પૂરતું શાહી તરીકે અનામત. કલકત્તા.
''લશ્કરી કાર્યો''ની ગ્રાન્ટમાંથી આ વર્ષે સુધી જેનું ખર્ચ પડયું છે તેવા લશ્કરી રસ્તાઓ.

| મુલ્કી અંદાજપત્રમાં | સેવાઓ માટે શાહી જોગવાઈ | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| આવરી લેવાયેલી સેવાઓ | આંધ્ર | કે.પ્ર. | બર્મા | બંગાળા | ઉ.પ.રા. | પંજાબ | મદ્રાસ | મુંબઈ | કુલ |
| | £ | £ | £ | £ | £ | £ | £ | £ | £ |
| કેદ ખાના | ૨૬,૯૨૨ | ૨૭,૮૮૧ | ૩૨,૭૭૭ | ૨૧૮,૨૧૦ | ૮૮,૩૯૪ | ૫૮,૨૦૪ | ૯૧,૯૮૩ | ૭૩,૪૪૦ | ૬૧૭,૮૧૧ |
| નોંધણી | – | ૩૫૦૯ | – | ૩૬,૬૦૯ | ૨૦,૧૨૯ | ૧૧,૬૨૩ | ૨૨,૯૭૦, | ૨૫,૩૭૨, | ૧૨૦.૨૧૨ |
| પોલીસ | ૧૦૩,૨૬૯ | ૧૩૦,૬૦૭ | ૧૩૯,૨૫૩ | ૫૫૫,૭૫૭ | ૩૪૮,૧૩૫ | ૨૮૯,૯૫૦ | ૩૫૦,૭૩૦ | ૩૮૮,૭૦૩ | ૨૩૦૬૪૦૯ |
| શિક્ષણ | ૨૬,૦૫૬ | ૨૧,૮૬૪ | ૧૦,૯૯૮ | ૨૩૪,૩૮૫ | ૧૦૩,૫૨૮ | ૬૪,૯૦૯ | ૯૦,૦૫૨ | ૧૧૮,૨૭૧ | ૬૭૬.૦૬૩ |
| સ્વાસ્થ્ય સેવાઓ | ૫,૦૪૯ | ૧૧,૭૭૦ | ૬,૪૬૦ | ૮૯,૭૧૩ | ૨૭,૬૦૭ | ૨૪,૯૩૫ | ૬૧,૬૯૬ | ૭૪,૮૫૨ | ૩૦૨.૫૩૨ |
| (સ્વાસ્થ્યના મહેકમ સિવાય) | | | | | | | | | |
| મુદ્રણ | ૭,૬૦૯ | ૩૬૪૦ | ૩૦૦૦ | ૪૯,૯૩૨ | ૨૫,૩૦૨ | ૧૪,૧૦૬ | ૨૫,૮૪૦ | ૨૭,૦૫૦, | ૧૪૮.૨૭૯ |
| રસ્તાઓ અને પરચૂરણ | ૩૨,૯૦૦ | ૬૩,૪૦૩ | ૬૩,૦૦૦ | ૧૫૭,૮૦૦ | ૮૨,૬૩૬ | ૮૪,૨૦૦ | ૧૨૩,૮૮૦ | ૧૨૧,૯૦૦ | ૭૨૯.૮૧૯ |
| જાહેર સુધારા | | | | | | | | | |
| જાહેર સેવાની ઈમારતો | ૨૦,૦૯૦ | ૧૪,૪૦૬ | ૨૩,૯૫૯ | ૧૧૧,૩૭૦ | ૬૩,૩૪૧ | ૩૯,૭૧૦ | ૫૮,૫૦૬ | ૧૦૭,૫૦૦ | ૪૩૮.૮૮૨ |
| જાહેર કાર્યોનું મહેકમ | ૧૩,૭૭૭ | ૨૦,૨૩૦ | ૨૨,૬૩૫ | ૬૯,૯૮૪ | ૩૭,૯૫૪ | ૩૨,૨૧૭ | ૪૭,૪૨૧ | ૫૯,૬૪૪ | ૩૦૩.૮૬૨, |
| ઓજાર અને કારખાનાં | ૧,૦૬૦ | ૧૫૫૬ | ૧૭૪૧ | ૫૩૮૩ | ૨૯૨૦ | ૨૪૭૮ | ૩૬૪૮ | ૪૫૮૮ | ૨૩.૩૭૪ |
| કુલ | ૨૩૭,૧૮૨ | ૩૦૪,૮૬૬ | ૩૦૩,૯૨૩ | ૧૫૨૦૯૪૩ | ૭૯૯,૯૪૬ | ૬૨૨,૩૩૨ | ૮૭૬,૭૨૬ | ૧૦૦૧૩૨૦ | ૫૬૬૭૨૪૩ |

સેવામાંથી મળવાપાત્ર અંદાજી રકમ

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| કેદખાના | ૧,૫૭૫ | ૬,૦૦૦ | ૭,૪૨૦ | ૧૧૦,૩૮૫ | ૧૧,૧૫૪ | – | ૭,૩૦૦ | ૬૬૪ | ૧૪૬,૪૯૮ |
| નોંધણી | – | ૫૫૦૦ | – | ૪૦,૦૦૦ | ૩૫,૦૩૦ | ૨૦,૬૯૪ | ૩૪,૦૦૦ | ૩૦,૧૪૧ | ૧૬૫.૩૫૬ |
| પોલીસ | ૧૦,૫૮૬ | ૧૨,૫૨૦ | ૧૮,૬૭૧ | ૭૦,૩૬૩ | ૫૧,૭૩૦ | ૪૧,૭૨૪ | ૩૨,૩૫૦ | ૧૪,૦૦૦ | ૨૫૧,૯૪૫ |
| શિક્ષણ | ૧૪૮૨ | – | ૫૦૦ | ૪૨,૦૧૨ | ૧૧,૦૫૦ | ૫,૦૦૦ | ૬,૯૦૦ | ૧૦,૪૮૦ | ૭૭,૪૨૫ |
| મુદ્રણ | ૧૦૮૦ | – | – | ૨,૦૦૦ | ૨૨૬૦ | – | ૧૨૬૦ | – | ૬,૫૦૦ |
| કુલ | ૧૪,૭૨૩ | ૨૪,૦૨૦ | ૨૮,૫૯૧ | ૨૬૪,૭૬૦ | ૧૧૧,૧૨૪ | ૬૭,૪૧૮ | ૮૧,૮૧૦ | ૫૫,૨૮૫ | ૬૪૭,૭૩૧ |
| ચોખ્ખી જોગવાઈનો કુલ સરવાળો | ૨૨૨,૪૫૯ | ૨૮૦,૮૪૬ | ૨૭૫,૩૩૨ | ૧,૨૫૬,૧૮૩ | ૬૮૮,૮૨૨ | ૫૫૪,૮૧૪ | ૭૯૪,૯૧૬ | ૭૪૬,૦૪૦ | ૫૦૧૯૫૧૨ |

૧૪ ડિસેમ્બર ૧૮૭૦ના ઠરાવના આંકડાઓ ઉપરથી પુનર્રચિત.

આવકવેરામાં થયેલા ઘટાડાને પરિણામે ઉત્પન્ન થયેલી ખાધને પહોંચી વળવા હિંદ સરકાર પ્રાંતીય સંશોધનોમાં કપાત દ્વારા છૂટકારો મેળવવા માંગતી હતી એ હકીકત ન હોત તો સમાવિષ્ટ સેવાઓના બોજાને પહોંચી વળવા પ્રાંતીય સરકારોને આ તમામ કામો સોંપાયા હોત. ૧,૦૦૦,૦૦૦ પાઉંડની રાહત જે નક્કી કરવામાં આવી હતી તેમાં ઘટાડો કરીને ૩૫૦,૦૦૦ પાઉંડ કરી જુદા જુદા પ્રાંતોમાં પ્રમાણસર રીતે વહેંચવામાં આવી હતી.

કપાતના સંદર્ભમાં પ્રાંતોને સોંપાયેલા કાયમી કામો નીચે મુજબ હતા.

| સિક્કાઓ | હવે પછીની જોગવાઈઓ | કાપનું પ્રમાણ | કાયમી જોગવાઈઓ |
|---|---|---|---|
| અવધ | ૨૨૨,૪૫૯ | ૧૫,૫૧૧ | ૨૦૬,૯૪૮ |
| મધ્ય પ્રદેશ | ૨૮૦,૮૪૬ | ૧૯,૫૮૩ | ૨૬૧,૨૬૩ |
| બર્મા | ૨૭૫,૩૩૨ | ૧૯,૧૯૯ | ૨૭૫,૩૩૨ |
| બંગાળા | ૧,૨૫૬,૧૮૩ | ૮૭,૫૯૧ | ૧,૧૬૮,૫૯૨ |
| ઉ.પ.રા. | ૬૮૮,૮૨૨ | ૪૮,૦૩૦ | ૬૪૦,૭૯૨ |
| પંજાબ | ૫૫૪,૯૧૪ | ૩૮,૬૯૩ | ૫૧૬,૨૨૧ |
| મદ્રાસ | ૭૯૪,૯૧૬ | ૫૫,૪૨૮ | ૭૩૯,૪૮૮ |
| મુંબઈ | ૯૪૬,૦૪૦ | ૬૫,૯૬૫ | ૮૮૦,૦૭૫ |
| કુલ | ૫,૦૧૯,૫૧૨ | ૩૫૦,૦૦૦ | ૪,૬૮૮,૭૧૧ |

રૂપિયામાં રૂપાંતર માટે, ૧ પાઉન્ડ = ૧૦ રૂપિયા.

આ પદ્ધતિ અમલમાં આવે તે પહેલાં હિંદ સરકારે મુલ્કી અંદાજપત્રમાં નીચેની વધારાની સેવાઓનો સમાવેશ કર્યો[1] : સનદી વિભાગનાં મકાનોની મરામત તથા નાનાં ચણતર માટે થતો ખર્ચ, જો કે તેમાં બંગાળના અફીણ વિભાગ, બંગાળના નીચેના ઈલાકાઓ બહારનો મીઠા વિભાગ તથા તબીબી સેવાઓ જેવી કે (૧) મેડીકલ કોલેજના મેડીકલ ઓફિસરોનો પગાર અને કેન્દ્રીય જેલ અને ઈલાકાનાં શહેરોમાંના ગાંડાનાં દવાખાનાં (૨) મેડીકલ ચાર્જ તરીકે મેડીકલ ઓફિસરોને ગામડાંમા ગાંડાના દવાખાનામાં અપાતા વધારાનાં ભથ્થાં અને કોલેજનો ખર્ચ, કેન્દ્રીય જેલ વગેરે, વળી જેલની કાર્યવાહી માટે મેડીકલ ઓફિસરોને વધારાનાં ભથ્થાં અને (૩) ઉપ-મદદનીશ સર્જનના તેમજ જિલ્લાના શહેરમાં આવેલા દવા બનાવનારાને તેના મેડીકલ ચાર્જ ઉપરાંતનું ભથ્થુ અને તેવાં જ બીજાં મેડીકલ વહીવટી ખર્ચનો સમાવેશ થતો નહોતો. આની સાથે જ હિંદ સરકારે કલકત્તા યુનિવર્સિટિને મુલ્કી સરકારમાંથી લઈ શાહી અંદાજપત્રના ક્ષેત્રમાં બદલી કરી દીધી.[2]

૧. માર્ચ ૨૦ ૧૮૭૧ના નાણા વિભાગનો ઠરાવ ક્ર. ૧૬૫૯.

૨. હિંદ સરકારના નાણા વિભાગને સચિવનો પત્ર નં. ૧૬૮૩ તા. ૨૧મી માર્ચ, ૧૮૭૧.

## ૧૮૭૧-૭૨ માટેના શાહી કામો

| | અવધ | મધ્ય ઈલાકાઓ | બર્મા | બંગાળા | ઉ.પ.સ. | પંજાબ | મદ્રાસ | મુંબઈ | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૪ ડીસે. ૧૮૭૦ના ઠરાવ પ્રમાણેની | ૧૬૯,૩૫૫ | ૨૦૫,૨૭૧ | ૧૯૨,૪૮૮ | ૧૧૭૬,૪૦૬ | ૬,૧૩,૦૯૫ | ૪૬૩,૭૨૭ | ૬૪૩,૨૭૧ | ૭૦૭,૬૯૩ | ૪,૧૭૧,૩૦૩ |
| જોગવાઈઓ અને વધારામાં- | | | | | | | | | |
| સરકારી ટપાલખર્ચ | ૧,૫૫૧ | ૫,૦૯૩ | - | ૪,૮૯૩ | ૧૦,૮૪૦ | ૮,૦૩૧ | ૪,૧૬૩ | ૪,૩૧૧ | ૩૮,૮૮૨ |
| મેડીકલ સેવામાંથી બદલી | ૨,૧૩૯ | ૧,૭૬૭ | ૭૪૫ | ૬,૬૪૯ | ૫,૬૨૪ | ૨,૮૨૮ | ૭,૫૯૭ | ૮,૫૦૦ | ૩૫,૮૪૯ |
| સામાન્ય ચણતર તથા સનદી મકાનોની મરામત | ૬૯૯ | ૧,૭૭૮ | ૪૨૦ | ૬,૫૦૮ | ૨,૫૫૫ | ૧૯૦૮ | ૧,૦૫૦ | ૪,૦૫૦ | ૧૮,૯૬૮ |
| બીજી ચોખ્ખી બાબતો | - | - | - | ૭,૮૬૬ | ૧,૪૮૫ | - | - | ૪,૬૦૦ | ૧૩.૭૫૩ |
| | | | | | ૬૩૩,૫૯૯ | | | | ૪,૨૭૮,૭૫૮ |
| બાદ- | | | | | | | | | |
| હિંદ સરકાર ઉપર લદાયેલ અજમેરના ચાર્જીસ | | | | | ૨૮,૭૧૪ | | | | ૨૮,૭૧૪ |
| કુલ | ૧૭૩,૭૪૪ | ૨૧૩,૯૦૯ | ૧૯૩,૬૫૩ | ૧,૨૦૨,૧૨૪ | ૬૪૪,૪૯૪ | ૬૫૬,૦૮૧ | ૭૨૯,૧૫૪ | | ૪,૨૫૦,૦૪૪ |
| બાદ- | | | | | | | | | |
| ૧૮૭૦-૭૧ના બજેટ પ્રમાણે આવક | ૧૪,૭૨૩ | ૨૪,૦૨૦ | ૨૮,૫૯૧ | ૨૬૧,૫૭૮ | ૧૦૯,૯૯૨ | ૬૭,૪૧૮ | ૮૧,૮૧૦ | ૫૫,૨૮૫ | ૬૪૨,૪૧૭ |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| સનદી વિભાગમાં ચોખ્ખો ચાર્જ | ૧૫૯,૦૨૧ | ૧૮૯,૮૮૯ | ૧૬૫,૦૬૨ | ૯૪૧,૫૪૬ | ૪૯૪,૮૯૩ | ૪૦૯,૦૭૬ | ૫૭૪,૨૭૧ | ૬૭૩,૮૬૯ | ૩,૬૦૭,૬૨૭ |
| ૧૪-૧૨-૧૮૬૦ ના ઠરાવ | | | | | | | | | |
| પ્રમાણે જાહેર કામ માટે | | | | | | | | | |
| બજેટ જોગવાઈના ઉમેરા જેમ કે- | | | | | | | | | |
| રસ્તાઓ અને જાહેર સેવાના | ૩૨,૯૦૦ | ૬૩,૪૦૩ | ૬૩,૧૦૦ | ૧૫૭,૮૦૦ | ૮૨,૬૩૬ | ૮૪,૨૦૦ | ૨૩,૮૮૦ | ૧૨૧,૯૦૦ | ૭૨૯,૮૧૯ |
| સનદી મકાનો | ૨૦,૦૯૦ | ૧૪,૪૦૬ | ૨૩,૯૫૯ | ૧૧૧,૩૭૦ | ૬૩,૩૪૧ | ૩૯,૭૧૦ | ૫૮,૫૦૬ | ૧૦૬,૫૦૦ | ૪૩૮,૮૮૨ |
| પી. ડબલ્યુ. મહેકમો | ૧૩,૭૭૭ | ૨૦,૨૩૦ | ૨૨,૬૩૫ | ૬૯,૯૮૪ | ૩૭,૯૫૪ | ૩૨,૨૧૭ | ૪૭,૪૨૧ | ૪૯,૬૪૪ | ૩૦૩,૮૬૨ |
| ઓજારો અને કારખાનાં | ૧,૦૬૦ | ૧,૫૫૬ | ૧,૭૪૧ | ૫,૩૮૩ | ૨,૯૨૦ | ૨,૪૭૮ | ૩,૬૪૮ | ૪,૫૮૮ | ૨૩,૩૭૪ |
| કુલ જાહેર કાર્યો | ૬૭,૮૨૭ | ૯૯,૫૯૫ | ૧૧૧,૪૩૫ | ૩૪૪,૫૩૭ | ૧૮૬,૮૫૧ | ૧૫૮,૬૦૫ | ૨૩૩,૪૫૫ | ૨૯૩,૬૩૨ | ૧૪૯૯૫૯૩૭ |
| કુલ સરવાળો | ૨૨૬,૮૪૮ | ૨૮૯,૪૮૪ | ૨૭૬,૪૯૭ | ૧,૨૮૬,૦૮૩ | ૬૮૧,૭૪૪ | ૫૬૭,૬૮૧ | ૮૦૭,૭૨૬ | ૯૬૭,૫૦૧ | ૫,૧૦૩,૫૬૪ |
| બાદ કરો:- | | | | | | | | | |
| ૩,૫૦,૦૦૦ પાઉંડનું પ્રમાણ | ૧૫,૫૫૭ | ૧૯,૮૫૩ | | ૮૮,૧૯૯ | ૪૬,૭૫૩ | ૩૮,૯૩૧ | ૫૫,૩૯૪ | ૬૬,૩૫૧ | ૩૩૧૦૩૮ |
| | | | | | ૯૯૧ | ૫૨૮,૭૫૦ | ૭૫૨,૩૩૨ | ૯૦૧,૧૫૦ | ૪,૭૭૨,૫૨૬ |
| અથવા પૂર્ણ અંકમાં | ૨૧૧,૩૦૦ | ૨૬૯,૬૦૦ | ૨૭૬,૫૦૦ | ૧,૧૯૭,૯૦૦ | ૬૩૫,૦૦૦ | ૫૨૮,૮૦૦ | ૭૫૨,૩૦૦ | ૯૦૧,૨૦૦ | ૪,૭૭૨,૬૦૦ |
| ઉમેરો હિંદ | | | | | | | | | ૨૬,૭૦૦ |
| | | | | | | | | | કુલ = ૪,૭૯૯,૩૦૦ |

૨. નાણા વિભાગના તા. ૨૦ માર્ચ ૧૮૭૧ ૧૬૬૦ ના આધારે

૩. ઉપરના કોઠામાં 'હિંદ'' ની સામે દર્શાવેલ વિગત, કલકત્તા યુનિવર્સિટિ અને પ્રાંતીય સેવાઓ (જેમાં જાહેર કાર્યોનો સમાવેશ થતો નથી) માટે છે. કુર્ગ, અજમેર તથા બીજી જિલ્લાની, હિંદ સરકારના સીધા વહીવટ નીચેની ૧૮૭૧-૭૨નું સર રીચર્ડ ટેમ્પલનું નાણાકીય સ્ટેટમેન્ટ.

સરકારી ટપાલખર્ચની[૧] ફેરવિચારણાના હિસાબોને ધ્યાનમાં લેવા તેમજ બંગાળ પોલીસ[૨] તથા ઉપર જણાવેલી સેવાઓમાં વધારા તથા ઘટાડાની જોગવાઈ માટે, મુલ્કી સરકારોને મળેલી શાહી જોગવાઈઓમાં ૧૮૭૧-૭૨માં ફરીથી ફેરફારો કરવામાં આવ્યા જેથી કરીને (પાન ૧૨૭) આગળના પાને બતાવેલ કોઠા પ્રમાણે ચિત્ર તૈયાર થયું.

આ જોગવાઈઓ ઉપરાંત હિંદ સરકારે સ્થાનિક સરકારોને ૧૮૭૦-૭૧ના વર્ષ દરમિયાન ૨૦૦,૦૦૦ પાઉંડની વિશિષ્ટ બક્ષિસ આપી જેથી તેઓ ''આખી યોજનાનો પ્રારંભ સફળતાપૂર્વક કરી શકે અને તેમને શરૂઆતનું પ્રોત્સાહન મળી રહે.'' તેમના બજેટમાં આવતાં કાર્યોને પહોંચી વળવા માટે વિવિધ મુલ્કી સરકારો પાસે નીચે દર્શાવ્યા મુજબની નાણાકીય જોગવાઈ[૩] હતી જેની મદદથી તેમણે ૧૮૭૧-૭૨ના કાર્યોને મૂર્તિમંત કરવાનાં હતાં.

નાણાકીય સાધનો

| મુલ્કી બજેટ | શાહી સરકારે જતી કરેલી આવકો | શાહી તિજોરીમાંથી જોગવાઈ | કુલ |
|---|---|---|---|
| | £ | £ | £ |
| અવધ | ૧૪,૭૦૦ | ૨૧૧,૩૦૦ | ૨૨૬,૦૦૦ |
| મધ્ય ઇલાકાઓ | ૨૪,૦૦૦ | ૨૬૯,૦૦૦ | ૨૯૩,૦૦૦ |
| બર્મા | ૨૮,૬૦૦ | ૨૭૬,૫૦૦ | ૩૦૫,૧૦૦ |
| બંગાળ | ૨૬૪,૮૦૦ | ૧,૧૯૭,૯૦૦ | ૧,૪૬૨,૭૦૦ |
| ઉ.પ.સ. | ૧૧૦,૦૦૦ | ૬૩૫,૦૦૦ | ૭૪૫,૦૦૦ |
| પંજાબ | ૬૭,૪૦૦ | ૫૨૮,૮૦૦ | ૫૯૬,૨૦૦ |
| મદ્રાસ | ૮૧,૮૯૦ | ૭૫૨,૩૦૦ | ૮૩૪,૧૦૦ |
| મુંબઈ | ૫૫,૩૦૦ | ૯૦૧,૨૦૦ | ૯૫૬,૫૦૦ |

મુલ્કી બજેટના બંધારણનું પૃથ્થકરણ કર્યા પછી અને તેમાં આવતી આવક અને ખર્ચની બાબતોની નોંધ લીધા પછી, ૧૮૭૦-૭૧માં ઘડાયેલા તેમના

૧. નાણા વિભાગનો ઠરાવ નં. ૧૬૫૯ તા.૨૦ માર્ચ ૧૮૭૧.

૨. નાણા વિભાગના ઠરાવ તા. ૨૦ માર્ચ ૧૮૭૧ નં. ૧૫૮૭.

૩. ૧૮૭૧-૭૨નું નાણા-પત્રક.

બંધારણની વિશિષ્ટતાઓને તપાસીશું. આપણી જાતને પ્રશ્નો પૂછવા કે મુલ્કી બજેટ બનાવનારાઓને કઈ સમસ્યાઓ હતી અને તેનો ઉકેલ તે લોકો કેવી રીતે લાવ્યા તે કરતાં વધુ સીધી અને કારગત પદ્ધતિ બીજી કોઈ હોઈ ન શકે. જે આ વિશિષ્ટતાઓનો અભ્યાસ કરી શકાય. મુલ્કી બજેટ ઊભું કરવા માટે જવાબદાર જે પરિસ્થિતિ અને સમસ્યા હતી તેના ઈતિહાસના જ્ઞાન ઉપરથી આપ લે કરી શકીએ કે, એ સમયનો મુખ્ય પ્રશ્ન એ નહોતો કે કઈ બાબતોને મુલ્કી બજેટમાં સમાવવી. ઘણા લાંબા સમયથી એ બાબત તો સ્પષ્ટ હતી કે કેટલાક ખર્ચ જે શાહી તિજોરી ઉપર ભારણ કરતા હતા તે મૂળ સ્વરૂપે જોતાં તો સ્પષ્ટ રીતે સ્થાનિક જ હતા અને સર્વસામાન્ય સંમતિથી એવું તારણ કાઢવામાં આવ્યું હતું કે આ ખર્ચ શાહી તિજોરી ઉપર તો એક વધારાનો બોજો ઊભો કરે છે અને અસંતોષ માટે કારણ આપે. આ સાથે સંબંધ ધરાવનાર દરેક એ બાબત વિશે સંમત થતાં હતાં કે આ હિંદ સરકારને આ વિશેની પૂરતી માહિતી તો નહોતી જ પણ આ ખર્ચમાં તેણે નીચેનામાંથી કોઈ એક રૂપે ભાગીદાર બનવું પડતું હતું. કાં તો જાહેર નાણાંના પુષ્કળ વ્યયને વ્યવસ્થાની જેમને કંઈ જ ચિંતા નહોતી તેવા વિભાગીય અધ્યક્ષ દ્વારા આવેલા બેકાળજીપૂર્વકના ખર્ચાઓને બહાલી આપવી પડતી હતી અથવા ખૂબ જ સાવચેતીપૂર્વક, ક્યારેક કંજૂસાઈપૂર્વક, ફાયદાકારક અને બુદ્ધિપૂર્વક મૂકવામાં આવેલા ખર્ચને નકારી કાઢવું. આ બંને પદ્ધતિઓમાંથી એક પણ અપનાવવામાં આવે તો તેના પરિણામે કૌભાંડ ઊભા થાય તેવી પરિસ્થિતિને ટાળવા, જેમાં કેન્દ્રીય સત્તા પોતાની સર્વોચ્ચ અજ્ઞાનતાને લઈને જે બાબતો ઉપર નિયમન ન મૂકી શકતી હોય તેવી બાબતો શાહી કાર્યક્ષેત્રમાંથી બદલી મુલ્કી સરકારને સોંપવી જોઈએ. આમ માત્ર સંજોગોના દબાણને લીધે જ સમસ્યાનો એક ભાગ તો ઉકેલવામાં આવ્યો હતો. મુલ્કી સરકારને સોંપાયેલાં કાર્યોમાં મદદરૂપ થવા શાહી સરકારે આપવાના ખર્ચની જે વ્યવસ્થા હતી તે ઉપર બધાનું ધ્યાન કેન્દ્રિત થયેલ હતું. મુલ્કી સરકારે તેની સાથે જોડાયેલી સેવાઓ માટે તો ખર્ચ યોગ્ય સાધનો દ્વારા ઊભો કરવો એ બાબતનો બધી રીતે વિચારતાં સર્વસંમતિ મેળવી શકી હતી. આ કાર્યવાહીને આગળ વધારવા માટે બે મુખ્ય કારણ તરીકે ઉપર આવતાં હતાં. કરવેરાનો વહીવટ અને કરવેરાની યોગ્યતા એ બંને વચ્ચે તો સમતુલા હોવી જ જોઈએ. આ સિદ્ધાંત તો સારાં નાણાતંત્રના વહીવટ માટે અત્યંત જરૂરી હતો. આ સિદ્ધાંતને આધારે તો મુલ્કી સરકાર જે સેવાઓ પૂરી પાડે તેના બદલામાં કરવેરો ઉઘરાવી શકે તેવી તેને પરવાનગી મળવી

જોઈએ તે અત્યંત જરૂરી છે. પણ આ નિર્ણયને અસર કરનાર, હજી વધુ પ્રબળ બીજું કારણ હતું. મુલ્કિ અંદાજપત્રના પ્રારંભ પાછળનો મુખ્ય વિચાર એ હતો કે મુલ્કી સરકાર ન્યાયખાતાની તથા નાણાકીય આર્થિક વ્યવસ્થાની બાબતોમાં રસ લે, અને તેમનો રસ તેમાં જળવાઈ રહે તથા બોજ ઉપાડવા માટે તેઓ સક્ષમ બને તે માટે, તેઓ જે સેવાઓ આપતા હતા. તેની આવક પણ તેમને જ આપવામાં આવે પણ મુલ્કિ સરકારને સોંપાયેલાં કાર્યોમાં થતો ખર્ચ એટલો વિશાળ હતો માટે તેની સામે આવક એટલી ઓછી હતી કે ખર્ચ કયા સાધનો દ્વારા પૂરો કરવો તે એક કાયમી સમસ્યા બની ગઈ. આ સમયે હિંદ સરકાર પાસે ઉકેલના બે માર્ગો હતા. કાંતો શાહી મહેસૂલમાંથી કેટલોક ભાગ પ્રાંતીય ઉપયોગ માટે ફેરબદલ કરવો અથવા શાહી તિજોરીમાંથી કેવો માર્ગ અપનાવવો એ એક મોટી દ્વિધા હતી કારણ કે, બંને માર્ગોના લાભ જુદા જુદા પ્રકારના હતા એટલું જ નહિ, બંને માર્ગોનો લાભ લેતી વ્યક્તિઓ પણ વિવિધ પ્રકારની હતી. મુલ્કી સરકાર માટે તો આવકના ટકા આપવામાં આવે તો તેનું પરિણામ જરૂર વિકટ અને ગોટાળાથી ભરપૂર આવે તેવું હિંદ સરકારનું માનવું હતું. ભૂતકાળ અને વર્તમાનની પરિસ્થિતિ કેન્દ્ર સરકારને તેની આવક બીજાને આપી શકે તે કેન્દ્ર સરકારના ભવિષ્ય પાસે બિલકુલ હિતાવહ નહોતું. સમગ્ર સમતુલા તથા રક્ષિતતાનો તેમાં નાશ થાય તેવું લાગતું હતું. બીજી તરફ તેનું ભવિષ્ય, તેના ભૂતકાળ જેટલું ખોરવી નાખે તેવા સંજોગોથી બચવા માટે જેની ઉપલબ્ધિનાં સાધનો મદદરૂપ થઈ શકે તેમ હતાં તેને હાથ ઉપર રાખવાની જરૂર હતી. બીજો વિકલ્પ એવો હતો જેમાં હિંદ સરકારે મુલ્કી આવકનાં સાધનો કોઈપણ જાતનો પ્રતિબંધ મૂકવો નહિ અને પ્રાંતોને ખર્ચ માટે પૂરતું ભંડોળ આપવું. જો કે હિંદ સરકાર મહેસૂલની વ્યવસ્થા અને આવક ઉપર બંધારણીય રીતે સંપૂર્ણ સત્તા ધરાવતી હતી તે હકીકત ભૂલાવી જોઈએ નહિ. આમ પ્રાંતીય સરકારો દ્વારા મૂકવામાં આવેલી માંગણીઓ આ મર્યાદા તરફ સતત જાગૃત રહીને જ કાર્ય કરે તે ઈચ્છનીય હતું. આ પરિસ્થિતિને પરિણામે, પ્રાંતીય અંદાજપત્રના બંધારણની બાબતમાં ઊભી થયેલી સમિતિઓના ઉકેલને ધ્યાનમાં રાખીને જ મહેસૂલની જોગવાઈ કરવામાં આવે તે પદ્ધતિનો સ્વીકાર કરવામાં આવ્યો હતો.

૧૮૭૧-૭૨માં શરૂ થયેલી પદ્ધતિ તે ''જોગવાઈ દ્વારા અંદાજપત્રની વ્યવસ્થા''થી થાય એટલા માટે આપવામાં આવ્યું છે કે પ્રાંતીય અંદાજપત્રને પહોંચી વળવા તથા તેમાં સમતુલા જાળવવા શાહી તિજોરીમાંથી તેમને ભંડોળની

જોગવાઈ કરી આપવામાં આવી હતી.

૧૮૭૧-૭૨માં અંદાજપત્રની જે સિદ્ધાંત ઉપર રચના થઈ તે સિદ્ધાંત ૧૮૭૬-૭૭ સુધી ટકી રહ્યો. ૧૮૭૧-૭૨માં પ્રાંતીય સરકારો માટે કરી આપેલ જોગવાઈઓ તે જ સ્વરૂપમાં રહેશે અને ફરીથી એ જ સ્વરૂપે અપાતી રહેશે તેમ જાહેર કરવામાં આવ્યું તેજ સ્વરૂપે તે પુનર્જીવિત થતી હતી પણ નિશ્ચિત સ્વરૂપે જળવાઈ રહેતી નહોતી. કારણ કે હિંદ સરકાર દ્વારા શરૂઆતથી જ નવી બાબતો તેમાં ઉમેરાતી હતી અને કેટલીક બાબતો તેમાંથી વ્યક્ત થતી હતી. આ સુધારા વધારાને કારણે શાહી જોગવાઈઓમાં, સંજોગો અનુસાર ક્યારેક વધારો અને ક્યારેક ઘટાડો થતો હતો. ૧૮૭૧-૭૨થી ૧૮૭૬-૭૭ સુધીમાં માત્ર બાબતોના સંદર્ભમાં થયેલા ફેરફારો નીચેના કોઠા ઉપરથી સ્પષ્ટ થશે.

૧૮૭૧-૭૨ના વર્ષ માટે વિવિધ પ્રાંતો માટે શાહી ફાળવણી દર્શાવતું પત્રક

| જોગવાઈનો હેતુ | ફાળવેલી રકમ | |
|---|---|---|
| | વિગતો | કુલ |
| | રૂા. | રૂા. |
| મૂળ જોગવાઈ | | ૧,૧૯,૭૯,૦૦૦ |
| ઉમેરો- | | |
| કબ્રસ્તાનનું મહેકમ | ૪૦૦૦ | |
| આગ્રાની ઈંટના કારખાનાનું વળતર | ૨૮,૦૦૦ | ૧,૧૪,૦૦૦ |
| કાર્યાલય અને ઘરભાડું | ૮૨,૦૦૦ | |
| | | ૧,૨૦,૯૩,૦૦૦ |
| બાદ કરો- | | |
| કેદીઓના સ્થળાંતરનું ખર્ચ | | |
| કેદીઓના સ્થળાંતરનું ખર્ચ | ૧૫,૦૦૦ | |
| માલવાહક હોડીઓ માટેના લાયસન્સની ફી | ૨૬૦૦ | ૧,૨૪,૬૯૦ |
| જાહેર કામોના વિભાગમાં થયેલી આવક | ૧,૦૭,૦૦૦ | |
| | ૧,૧૯,૬૮,૩૧૦ | |
| ખાસ જોગવાઈ (ગ્રાન્ટ) | | |
| ઉમેરો- | | |
| કલકત્તા યુનિવર્સિટિ માટે | ૬૦,૦૦૦ | |
| મીદનાપુરના સિવિલ કોર્ટના મકાન માટે | ૩૧,૬૮૦ | ૩,૪૧,૬૮૦ |
| કલકત્તાના સ્મોલકોઝ કોર્ટના મકાન માટે | ૨,૫૦,૦૦૦ | |
| | ૧,૨૩,૦૯,૯૯૦ | |
| ૧૮૭૧-૭૨ માટેની કુલ જોગવાઈઓ- | | ૧,૨૩,૦૯,૯૯૦ |

## ૧૮૭૨-૭૩ ના વર્ષ માટે વિવિધ પ્રાંતો માટે શાહી જોગવાઈઓ દર્શાવતું પત્રક

| જોગવાઈનો હેતુ | ફાળવેલી રકમ વિગતો રૂા. | કુલ રૂા. |
|---|---|---|
| મૂળ જોગવાઈ | | ૧,૧૯,૭૯,૦૦૦ |
| ઉમેરો- | | |
| ૧૮૭૧-૭૨(ઉપર મુજબ)માં કાયમી વધારો | ૧,૧૪,૦૦૦ | |
| પરચૂરણ સેવાઓ માટે | ૨,૬૭,૦૭૦ | ૩,૮૮,૯૩૬ |
| પુસ્તકો અને પ્રકાશનો માટે | ૭,૬૦૦ | |
| હાવરાની નિરાશ્રિત શાળા માટેનું ભાડું | ૨૬૬ | |
| | | ૧,૨૩,૬૭,૯૩૬ |
| બાદ કરો- | | |
| ૧૮૭૧-૭૨ (ઉપર મુજબ) માં કાયમી બાદ | ૧,૨૪,૬૮૦ | |
| યુનિવર્સિટિની મરામતનો ખર્ચ | ૫,૭૦૦ | ૧,૩૦,૩૯૦ |
| | | ૧,૨૨,૩૭,૫૪૬ |
| ખાસ જોગવાઈઓ | | |
| ઉમેરો- | | |
| બંદવાનના તાવ પીડિતોની રાહત માટે | ૧,૦૦,૦૦૦ | |
| સદરની કોર્ટના મકાનના વળતર પેટે | ૪,૦૦,૦૦૦ | ૯,૬૬,૬૭૦ |
| જાહેર કાર્યાલયોના રૂા. ૨૧,૦૦૦ ના વાર્ષિક ભાડાની મૂળ રકમ માટે | ૪,૬૬,૬૭૦ | |
| | | ૧,૩૨,૦૪,૨૧૬ |
| | ૩૮૦ | |
| અપૂર્ણાંક બાદ કરો | | ૩૮૦ |
| ૧૮૭૨-૭૩ની કુલ જોગવાઈઓ | | ૧,૩૨,૦૩,૮૩૬ |

૧૮૭૩-૭૪ના વર્ષ માટે વિવિધ પ્રાંતો માટે

શાહી જોગવાઈઓ દર્શાવતું પત્રક

| જોગવાઈનો હેતુ | ફાળવેલી રકમ | |
|---|---|---|
| | વિગતો | કુલ |
| | રૂા. | રૂા. |
| ૧૮૭૨-૭૩માં દર્શાવેલી ઉપર મુજબની મૂળ જોગવાઈઓ | | ૧,૨૨,૩૭,૫૪૧ |
| ઉમેરો- | | |
| જાહેર સેવાઓમાં રોકાયેલાં મેડીકલ ઑફિસરોને ચૂકવણી | ૩,૮૫,૦૦૦ | |
| જમીન મહેસુલના ઉપ-વિભાગીય મહેકમ માટે | ૧,૦૦,૦૦૦ | |
| | | ૧,૨૭,૨૨,૫૪૬ |
| બાદ કરો- | | |
| જાહેર કાર્યાલયોના ભાડામાં ઘટાડો | ૨૧,૦૦૦ | ૨૧,૦૦૦ |
| | | ૧,૨૭,૦૧,૫૪૬ |
| ૧૮૭૩-૭૪માં મંજૂર કરાયેલ | | ૧,૨૭,૦૧,૦૦૦ |
| તે માટે ઉમેરો- | | |
| હાવરા નિરાશ્રિત શાળા માટે ભાડું | ૨૬૬ | |
| યુરોપિયન રખડુઓ માટેનો ખર્ચ | ૧૧,૫૦૦ | ૧૮,૦૬૬ |
| સમૂહ ભાડાનો ખર્ચ | ૬,૩૦૦ | |
| બાદ કરો- | | |
| પ્રાંતિયમાંથી શાહી તરફ આવેલા મેડીકલ વિદ્યાર્થીઓના | | ૫,૪૦૦ |
| ચૂકવણી માટે | | ૩,૯૦,૪૦૦ |
| પ્રાંતિયમાંથી શાહી તરફ આવેલા સીવીલ સ્ટેશનોની | ૩,૮૫,૦૦૦ | |
| જવાબદારી સંભાળતા મેડીકલ ઑફિસરોના ચૂકવવા માટે | | |
| ખાસ જોગવાઈઓ | | ૧,૨૩,૨૮,૬૬૧ |
| ઉમેરો- | | |
| સ્મોલ કોઝ કોર્ટના ભાડા માટે | ૧૪,૪૦૦ | |
| કુલ જોગવાઈઓ | | ૧,૨૩,૪૩,૦૬૬ |

૧૮૭૪-૭૫ના વર્ષ માટે વિવિધ પ્રાંતો માટે
શાહી જોગવાઈઓ દર્શાવતું પત્રક

| જોગવાઈનો હેતુ | ફાળવેલી રકમ | |
|---|---|---|
| | વિગતો | કુલ |
| | રૂા. | રૂા. |
| ૧૮૭૩-૭૪ દરમિયાન ઉપર પ્રમાણે કાયમી જોગવાઈઓ | | ૧,૨૩,૨૮,૬૬૬ |
| ઉમેરો- | | |
| મુસ્લીમ શિક્ષણના પ્રોત્સાહન માટે જોગવાઈઓ | ૫૦,૦૦૦ | ૫૦,૦૦૦ |
| મંજૂર કરેલી જોગવાઈઓ | | ૧,૨૩,૭૮,૦૦૦ |
| ઉમેરો- | | |
| આદર્શ કાર્ય માટે ગ્રાન્ટ | ૭૦૦૦ | ૮૧૮૦ |
| જમીનના ભાડા પેટે વપરાતી વધારાની ગ્રાન્ટ | ૧,૧૮૦ | |
| મંજૂર કરેલી જોગવાઈઓ | | ૧,૨૩,૮૬,૧૮૦ |
| બાદ કરો- | | |
| ચર્ચ અને કબ્રસ્તાનના ખર્ચ પેટે બાદ | ૧૪,૩૧૪ | |
| આસામની ફેરબદલી ખર્ચ પેટે બાદ | ૧૩,૩૦,૦૦૦ | ૧૩,૪૪,૫૮૦ |
| હાવરા નિરાશ્રિત શાળાની જમીનના ભાડા પેટે | ૨૬૬ | |
| કુલ મંજૂર કરેલી જોગવાઈઓ | | ૧,૧૦,૪૧,૬૦૦ |

શાહી તિજોરી દ્વારા અંદાજપત્રની જોગવાઈઓ અમલમાં હતી તે દરમિયાન વખતો વખત જોડાયેલી સેવાઓ તથા શાહી સરકારી તિજોરી દ્વારા કરેલી જોગવાઈઓનો આમાં સમાવેશ થાય છે. હવે જોવાનું તે રહે છે કે આ જોગવાઈઓની વ્યવસ્થાવાળી પદ્ધતિ સફળ થઇ હતી કે નહિ. સફળતા કોને કહેવી તે પ્રશ્ન તો ઊભો જ રહે છે અને ચર્ચાનો વિષય છે. કારણ કે એક તરફથી તેને આપણે સફળતા ગણતા હોઈએ. તે જ બાબત બીજા દષ્ટિબિંદુથી જોવામાં આવે તો પરિણામ તદ્દન વિપરીત આવે. તેમ છતાં, આ પ્રશ્ન ઉપરની ચર્ચાની કોઈપણ રીતે ઉપેક્ષા કરી શકાય નહિ કારણ કે એક પગથિયાના પરિણામ ઉપર જ મુલ્કી નાણાંતંત્રના આગળના પગથિયાના અમલનો આધાર હતો મૂલ્યાંકન માટેનાં જુદાં જુદાં દષ્ટિબિંદુઓ આપણે પ્રથમ

નક્કી કરી દેવાં જોઈએ કારણ કે દરેક દૃષ્ટિકોણ સાથે સફળતાનો અર્થ બદલાઈ જાય છે. સૌ પ્રથમ તો મુલ્કી નાણા પદ્ધતિના અમલમાં રસ ધરાવતા વિવિધ પક્ષોની તપાસ કરવી જોઈએ. કારણ કે કોઈપણ એક પગથિયાના સંતોષકારક પરિણામ વિષેના તેમના મત વગર આગળ બીજું પગલું ભરવું શક્ય નહોતું. દેખીતી રીતે જ હિંદ સરકાર અને મુલ્કી સરકારો આ બંને શક્ય પક્ષો હતા. કદાચ વિરોધ નહિ હોય તેમ છતાં સ્વાભાવિક રીતે જ બંનેનાં દૃષ્ટિબિંદુ પરસ્પરથી ભિન્ન હતાં. હિંદ સરકારની નજર સમક્ષ જે કાયમી પ્રશ્ન હતો તે એ કે આ ફેરબદલીથી કેટલો મોટો ફાયદો થશે. જ્યારે બીજે પક્ષ મુલ્કી સરકારની સામે પ્રશ્ન એ તો કે હિંદ સરકારે ઉપલબ્ધ કરેલા નાણાકીય સાધનો, મુલ્કી સરકારની સાથે જોડાયેલી જવાબદારીઓને પૂરી કરવા માટે અને ખર્ચને પહોંચી વળવા માટે પૂરતાં હતાં કે નહિ. દેખીતી રીતે જ તે મુલ્કી સરકારોને ખાત્રી ન થાય કે શાહી તિજોરીમાંથી મળતું નાણું અને તે માટેની જોગવાઈ, મુલ્કી સરકારને આપેલી જવાબદારીઓને પહોંચી વળશે ત્યાં સુધી તે આ જવાબદારીઓ ઉપાડવા તૈયાર થાય નહિ. તે જ રીતે શાહી તિજોરી ઉપરના તારણ કરતાં ઓછા ખર્ચે મુલ્કી સરકારો તેને આપેલ જવાબદારીઓ પૂરી કરવાની વ્યવસ્થા ન કરે તો શાહી સરકારને આ જાતની ફેરબદલીમાં કોઇ રસ નહોતો. આમ પ્રાંતોના પક્ષે યોગ્યતા અને શાહી તિજોરીને ફાયદો આ બે મુખ્ય મુદ્દાઓ ઉપર આવી પદ્ધતિને ચાલુ રાખવી કે નહિ અને તેનું વિસ્તરણ કરવું કે નહીં તેનો આધાર હતો. આ આખી પરિસ્થિતિમાં પ્રાંતના લોકો પણ ત્રીજો પક્ષ ગણી શકાય કારણ કે તેમની સંમતિ પણ આખી વ્યવસ્થામાં મહત્ત્વ ધરાવતી હતી. તેમના મંતવ્યો શું હશે તે માટે કલ્પનાના ઘોડા દોડાવવાની જરૂર નથી અને કોઈપણ વ્યક્તિ જે રાજકીય સુધારા માટે લોકોની અપેક્ષાઓની જાણકાર હશે તે સરળતાથી કહી શકશે કે વેરો ભરનાર લોકોને ન તો મુલ્કી સરકારના કલ્યાણમાં રસ હતો અને ન તો શાહી સરકારની સફળતામાં તેમને રસ માત્ર એ બાબતમાં હતો કે તેમણે ચૂકવેલો વેરા કયા માર્ગે ખર્ચાય છે અને જો આખી પદ્ધતિને આગળ વધારવાની બાબતના મુદ્દાની મંજૂરી માટે, પરિણામ વિષે તેમના પક્ષને ગણત્રીમાં લીધો હોત તો શક્ય છે કે મુલ્કી નાણાતંત્રનો વિવિધિ દિશામાં વિકાસ થયો હોત.

તે સમયે પણ કેટલીક વ્યક્તિઓ તરફથી દરખાસ્તો આવી હતી કે દેશની નાણાકીય વ્યવસ્થામાં દેશના લોકોનો અવાજ હોવો જોઈએ. ૧૪ ડિસેમ્બર

૧૮૭૦ના ઠરાવના ૧૯મા ફકરામાં મુલ્કી નાણાંતંત્ર વિષેની જાહેરાત કરતાં સરકારે નક્કી કર્યું કે,

"ગવર્નર જનરલની લેજીસ્લેટીવ કાઉન્સિલમાં રજૂ થતા સેવાઓના અંદાજપત્રકો અને ખર્ચના અહેવાલ જેવા જ મુલ્કી સેવાઓના અંદાજપત્રકો અને ખર્ચના અહેવાલ, દરેક સ્થાનિક સરકારી ગેઝેટમાં (જ્યાં શક્ય હોય ત્યાં સ્થાનિક લેજીસ્લેટીવ કાઉન્સિલ આગળ રજૂ કરવો.) તેની નાણાકીય બાબતો સાથે રજૂ કરશે."

જો આ દરખાસ્તનો અમલ કરવામાં આવ્યો હોત તો હિંદ સરકાર અને મુલ્કી સરકાર વચ્ચે થયેલી નાણાકીય બાબતોની સમજૂતી અને વ્યવસ્થામાં હિંદી કર ભરનાર પણ પોતાના મંતવ્ય પ્રમાણે ફેરફાર કરાવી શક્યો હતો. તેમ છતાં આ દરખાસ્તને મૂર્તિમંત કરવાને આડે કેટલાક કાયદાકીય અવરોધો નડતા હતા અને અંદાજપત્રને કાઉન્સિલ આગળ રજૂ કર્યું હોત અને તે ઉપર ચર્ચા કરવામાં આવી હોત તો આ જાતની કાર્યવાહી હિંદી કાઉન્સિલ ધારા (૨૪ અને ૨૫ Vic-C-૬૭)ની કલમ ૩૮ની વિરૂદ્ધ જાત અને જો દરખાસ્તમાં કરની બાબતનો કોઈ ધારો ન હોત તો આખી કાર્યવાહી ગેરકાનૂની સાબિત થાત. કારણ કે આ ધારાની જોગવાઈ એવી હતી કે લેજીસ્લેટીવ કાઉન્સિલની કાર્યવાહી ધારાકીય બાબતો સિવાય કરવી જોઈએ નહિ, જ્યારે બીજી બાજુ તો તેમાં ચર્ચાને કોઈ સ્થાન ન હોય તો પણ સરકારી ગેઝેટમાં પ્રકાશિત થવાને લીધે જ માત્ર આ બજેટની જે જાહેરાત થઈ તેને લીધે કોઈપણ કાયદાને અવકાશ નહોતો. આ પ્રશ્નના ઉકેલ તરીકે મદ્રાસ સરકારે હિંદ સરકારને દરખાસ્ત કરી કે,[1]

"મુલ્કિ અંદાજપત્રક ઉપરથી યોગ્યતા માટેના ખરડાનો અહેવાલ રજૂ કરતું પત્રક બનાવવું જોઈએ. જેની વિગતો માટે બધી બાજુથી વિચાર કર્યા પછી, એક એક વિભાગ ઉપર મતદાન કરાવવું જોઈએ." પણ આ ચર્ચાની શરૂઆત કરવામાં જેણે પહેલ કરી હતી તે હિંદ સરકાર ખુદ આવી ક્રાંતિકારી દરખાસ્તથી ચોંકી ઉઠી અને પોતાના પ્રત્યાઘાત[2] તરીકે તેણે કહ્યું કે:

૨. "હિંદની કાઉન્સિલના ધારાના નિયમો અંતર્ગત, નાણાકીય વાર્ષિક પત્રક

---

૧. હિંદ સરકારના નાણા વિભાગને લખાયેલો પત્ર તા. ૧૮-૪-૧૮૭૧ ક્રમાંક ૧૪૭.

૨. મદ્રાસને લખાયેલ, ધારાકીય પત્ર નં. ૭૬૫ તા. ૧૧ જુલાઈ ૧૮૭૧.

જે રજૂ કરેલું છે અને તેનો ઉદ્દેશ્ય જે દરખાસ્તમાં જણાવ્યો છે તે યોગ્ય અથવા શક્ય છે તેવું નામદાર સરકારનું કાઉન્સિલમાં માનવું નથી. યોગ્યતાના ખરડાને આમ સભામાં બહાલી આપી તે એની કાર્યવાહી છે જેમાં પુરવઠા કમિટી દ્વારા ગૃહમાં ઠરાવને આગળ વધારવાની સત્તા આપવામાં આવી છે, જે ઠરાવ યોગ્યતાના ખરડાને બહાલી ન મળે ત્યાં સુધી કાયદો બનતાં નથી. આખી બેઠક દરમિયાન કાર્યવાહીની બધી જ ગ્રાન્ટની ગણત્રી કરે છે અને પુરવઠા સમિતિ દ્વારા જેનું મતદાન થયું છે તેવા બધી જ રકમોની વિવિધ સેવાઓમાં ખર્ચવા માટેની બહાલી આપે છે. આમાં એવો પણ મુદ્દો રજૂ કરવામાં આવ્યો છે કે જેનો ઉલ્લેખ થયો છે તે સિવાયનો પુરવઠો અથવા સહાય આપવામાં આવશે નહિ.

''૩ કાઉન્સિલમાં નામદાર સરકારનું માનવું છે કે આ જાતની કાર્યવાહી હિંદ માટે અસ્થાને ગણાશે અને આના પરિણામે જાહેર નાણાંની વ્યવસ્થાની સત્તા કાર્યવાહકમાંથી ધારાકીય કાઉન્સિલના હસ્તક જતી રહેવાની સંભાવના છે. આમ યોગ્યતાનો ખરડાની શરૂઆત હિતાવહ નથી તેવું નામદાર સરકારનું માનવું છે.''

આ ચુકાદાની સાથે મદ્રાસ સરકારે સેક્રેટરી ટુ ધ સ્ટેટને અપીલ કરી વિનંતી કરી[1] કે કાં તો એન્યુઅલ એપ્રોપીયેશન બિલની દરખાસ્તને મંજૂર કરવી અથવા સ્થાનિક લેજીસ્લેટીવ કાઉન્સિલમાં ''નાણાકીય દરખાસ્તને કાયદાકીય રીતે રજૂ કરી શકાય તથા તે ઉપર ચર્ચા કરી શકાય તેવો કાઉન્સિલના ધારામાં સુધારો કરવો.''

પણ હિંદ સરકારના નિર્ણયને સેક્રેટરી ઓફ સ્ટેટે નીચેના કારણોસર ટેકો આપ્યો.[2]

''પ્રક્રિયાનું આ સ્વરૂપ માત્ર પ્રતિનિધિત્વ ધરાવતી સભામાં જ શક્ય બની શકે જ્યાં જેને તેના એક્ઝીક્યુટીવ ઉપર પૂરેપૂરી સત્તા હોય અને આવી દરેક પ્રકારની સત્તા હિંદની ખાસ સત્તા પાસેથી પાર્લામેન્ટે ખૂબ જ યુક્તિપૂર્વક લઈ લીધી છે.''

આમ દરખાસ્તને મુલતવી રાખવામાં આવી અને ૧૯૨૧ સુધી તેના

---

૧. મદ્રાસ સરકારના નાણા વિભાગ તરફથી સેક્રેટરી ઓફ સ્ટેટને લખાયેલ બધા પત્ર વ્યવહાર સામેનો પત્ર નં. તા. ૧૯ સપ્ટેમ્બર ૧૮૭૧.

૨. ૧૮ જાન્યુઆરી ૧૮૭૨ની હિંદ સરકારની ધારાકીય રવાનગી નં. ૪.

કોઈપણ ભાગને અમલમાં મૂકવામાં આવ્યો નહિ. તેમને આ બાબતમાં લોકોએ શું કરવાનું છે તે જાણવાની જો દરકાર રાખવામાં આવે તો તેને લીધે કોઈ ફાયદો થઈ શકે તેમ નથી કારણ કે શાહી અને મુલ્કી સરકાર વચ્ચેની સમજૂતીના મુદ્દાઓ નક્કી કરતી વખતે લોકોના અવાજને તેમાં ક્યાંય સ્થાન આપવામાં આવ્યું નહોતું. ભૂતકાળની કાર્યપદ્ધતિએ જ્યાં સુધી ભવિષ્યની કાર્યવાહી ઉપર અસર કરી છે તે બારામાં નોંધવું જોઇએ કે તેમાં મુખ્યત્વે બે જ મુદ્દાઓને કેન્દ્રમાં રાખવા પડશે. જેમાં એક મુદ્દો શાહી ખજાનાને કેટલો ફાયદા થાય છે તે અને બીજો મુલ્કી સરકારની યોગ્યતા કેટલી છે તે પ્રથમ મુલ્કી સરકારની યોગ્યતાના મુદ્દાને તપાસીએ. વાર્ષિક પુરાંત અને ખાધ જે દરેક વિભાગ અને પ્રાંતમાં પરિણામ રૂપે પ્રાપ્ત થાય છે તે ઉપરથી તેનો અંદાજ આપી શકશે.

પ્રાંતીય પુરાંત અને ખાધ

| પ્રાંત | ૧૮૭૧-૨ | ૧૮૭૨-૩ | ૧૮૭૩-૪ | ૧૮૭૪-૫ | ૧૮૭૫-૬ | ૧૮૭૬-૭ |
|---|---|---|---|---|---|---|
| મધ્યપ્રદેશ | ૨૦,૯૮૮ | -૮,૪૨૩ | ૨,૨૬૮ | ૧૩,૧૦૮ | ૮,૩૦૭ | ૧૬,૮૦૦ |
| બર્મા | ૨૭,૬૩૪ | ૩૩,૮૩૨ | -૯,૯૨૨ | -૨૧,૮૮૯ | -૫,૪૭૧ | ૫,૧૦૦ |
| આસામ | - | - | - | ૫,૧૫૯ | ૫૯૦ | ૯,૮૩૩ |
| બંગાળા | ૧૮૦,૬૨૨ | ૭૪,૬૨૨ | ૩૯૩,૯૫૫ | ૨૭૧,૦૪૪ | ૨૭,૩૯૭ | ૪૬,૯૭૮ |
| નોર્થ વેસ્ટ અને અવધ | ૩૧,૫૯૫ | ૬૪,૦૩૬ | ૩૬,૩૫૮ | ૧૧,૬૯૩ | ૨૦,૯૪૫ | ૧૨૮,૫૦૧ |
| પંજાબ | ૧૦૯,૮૨૮ | ૨૮,૦૦૮ | -૩૩,૩૪૭ | -૧૧૭,૬૪૪ | -૯૨,૭૨૪ | ૨૬,૯૦૮ |
| મદ્રાસ | ૪૦,૭૮૭ | -૧૯,૨૬૪ | -૫૬,૩૮૧ | ૪,૩૦૩ | -૧૪,૨૧૦ | ૫૦૪ |
| મુંબઈ | ૬૫,૫૫૩ | ૧૨૮,૮૦૫ | -૬૪,૩૭૩ | ૯,૯૨૯ | -૧૮,૩૫૪ | -૧૪૦૭૧૮ |

હિંદ સરકારના વાર્ષિક નાણાકીય અને મહેસૂલી હિસાબોમાંથી સંબંધિત વર્ષોમાંથી ઉતારો.

ઉપરના આંકડાઓ ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે અત્યાર સુધીની જમાપૂંજીને ધક્કો પહોંચાડયા વગર, ખાધને ખૂબ જ સરળતાથી પહોંચી શકાય તેટલું કદ અને કદરૂપ પૂરાંત ધરાવે છે. પણ મુલ્કિ સરકારોની આ પ્રથમ દષ્ટિએ દેખાતી પૂરાંતના સ્પષ્ટીકરણ માટે પૂરતી કાળજીની જરૂર છે. આપણે એ શોધવાનું છે

---

૧. રાજકીય અને નાણાકીય સત્તાઓ લોકોના પ્રતિનિધિઓને આપવામાં ન આવે તે વિકેન્દ્રીકરણ કરવું નહિ તે મુદ્દો ૧૯૦૮ સુધી હકીકતમાં ઊઠાવવામાં આવ્યો જ નહોતો અને તે પછી પણ હિંદના વિકેન્દ્રીકરણના શાહી કમિશન આગળના પુરાવારૂપે સ્વ.શ્રી ગોખલેએ આવા જ ઉઠાવ્યો હતો.

કે શું મુલ્કી સરકારો, તેમને માટેની આવકની કરેલી જોગવાઈઓ અને બચતમાંથી સફળતાપૂર્વક તેમનું નાણાભંડોળ ઊભું કરી શકી છે ? આ પ્રશ્નનો સચોટ જવાબ આપી શકાશે નહિ. કારણ કે ઉપર દર્શાવેલા આંકડાઓમાં દર્શાવેલા ફેરફારો તથા સાધનોમાં મુલ્કી વ્યવસ્થા માટે કરવામાં આવેલી જોગવાઈઓ અને નાણાકીય સાધનો ઉપરાંત બીજી બાબતોનો પણ સમાવેશ થાય છે. શાહી જોગવાઈ માટે અને તેની સાથે જોડાયેલી સેવાઓ ઉપરાંત તેમાં સ્થાનિક ભંડોળ તરીકે ઓળખાતા સાધનનો પણ સમાવેશ થતો હતો. શાહી અને મુલ્કી નાણાતંત્રના વિભાજનથી ઘણા સમય પહેલાં ૧૮૫૫થી બ્રિટિશ હિંદમાં શાહી અને સ્થાનિક નાણાતંત્રમાં વિભાજન કરવામાં આવ્યું હતું. જ્યારે સ્થાનિક નાણાતંત્ર છૂટું કરવામાં આવ્યું ત્યારે તે મુલ્કી સરકારની પ્રત્યક્ષ વ્યવસ્થાનો ભાગ બની ગયું હતું અને તેમાં મુખ્ય બે વર્ગો હતા. (અ) કાયદા અથવા પરંપરાને પરિણામે જિલ્લામાં તે એકઠી તેને તે જિલ્લામાં જ વાપરવી અને ખાસ જે હેતુઓ માટે આ મહેસૂલ ઉઘરાવાતું હોય તે માટે જ તેનો ઉપયોગ કરવો અને (બ) અને એવા નાણાં જે સમગ્ર પ્રાંતમાંથી એકઠા કરવામાં આવતાં હોય તથા તેના ઉપયોગ માટે પ્રાંતને અબાધિત અધિકાર હોય, જ્યારે મુલ્કી નાણાંતંત્રનો પ્રારંભ થયો ત્યારે સ્થાનિક ભંડોળ પ્રાંતીય ભંડોળમાં ભળી જશે તેમ સ્વાભાવિક રીતે માનવામાં આવતું હતું. પ્રાંતીય સાધનોમાં કુલ કેટલો વધારો થયો તેનો અંદાજ કાઢવો મુશ્કેલ છે પણ તે વખતના નાણામંત્રી સર જહોન સ્ટ્રેચીનો મત એવો હતો કે[1] વધારો ખાસ ''નોંધપાત્ર નહોતો'' અને આમ નવી પદ્ધતિની જે નાણાકીય અસરો હતી તેમાં તેને લીધે કંઈ ખાસ ફેર પડયો નહોતો.[2]

શાહી તિજોરીને થનાર ફાયદાનો ક્યાસ કાઢવાનો પ્રશ્ન વધુ વાર લંબાવવાની જરૂર નથી. મુલ્કી સરકારની આર્થિક વ્યવસ્થાની સેવાઓને લીધે થતા આડકતરા ફાયદાનો પ્રશ્ન જ્યારે આપણે મુલ્કી મહેસૂલના દ્વિતીય તબક્કા માટેનાં જવાબદાર કાર્યોની વાત કરીશું ત્યારે ચર્ચીશું. શાહી તિજોરીમાં જે સીધો ફાયદો થયો તે ઉપર, ઉપર દર્શાવેલ કાપની સતત અસર થતી રહી એ યાદ કરવું જોઈએ કે

---

૧. ૧૮૭૭-૮ના નાણાકીય સ્ટેટમેન્ટમાં સાથે જોડેલો તેમનો તા. ૧૫-૩-૧૮૭૭નો વધારો જુઓ.

૨. જૂની વ્યવસ્થાની સરખામણીથી નવી વ્યવસ્થાના પરિણામો કેવાં આવે છે. તેની ખાત્રી કરવા, ચાલુ ધારાને ૧૮૭૬થી રદ કરવામાં આવ્યો હતો.

હિંદ સરકારે ફેરબદલી કરાયેલ સેવાઓ ઉપર વાર્ષિક દસ લાખ સ્ટર્લિંગ સુધીની રાહત મેળવવાનું આયોજન કર્યું હતું. પણ હિંદ સરકારને ખૂબ જ ઓછા સમયમાં સમજાયું કે આ બધી જ કપાતને પરિણામે મુલ્કી સત્તાને કેટલાક કરવેરા નાખવા પડશે. બળવા પછી ભારણ વધતું ગયું હતું અને શાહી વસૂલાત દ્વારા સીધું ભારણ વધારવું અથવા મુલ્કી વસૂલાત દ્વારા તેમાં કોઈ વધારો ન કરવો તેવા ઉદ્દેશ સર, શાહી સરકારે મુલ્કી જોગવાઈઓ જે ૧,૦૦૦,૦૦૦ પાઉંડ હતી તેમાં ઘટાડો કરીને ૩૫૦,૦૦૦ પાઉંડ કરી અથવા વધુ ચોક્કસ રીતે કરીએ તો તે આંકડો ૩૫૦,૮૦૧ રાખ્યો કારણ કે તેની વિશિષ્ટ પરિસ્થિતિને લઈને બર્માને આપવામાં આવેલા તેના હિસ્સાના ૧૯,૧૯૯ પાઉંડ આમાંથી બાદ કરવા જોઈએ.

આ સમયગાળાની યોજનાઓના પરિણામના ઉપસંહારરૂપે કહી શકાય કે હિંદ સરકારે અપેક્ષા રાખી હતી તે પ્રમાણે વાર્ષિક ૩૩૦,૮૦૧ પાઉન્ડની રાહતો મેળવી જ હતી. જો કે આને લીધે થોડી ઘણી પણ મુશ્કેલીઓ મુલ્કી મહેસૂલ ખાતાને ભોગવવી પડતી હતી તે હકીકત ભૂલાવી જોઈએ નહિ.

એક અનિચ્છનીય બાબતે મુલ્કી નાણાતંત્રને બગાડી મૂક્યું આ બાબત એટલે કે સ્થાનિક વિકાસ અને સુધારણા માટે ભેગો કરવામાં આવતો કર તથા સરકારી વસૂલાતમાં ધરખમ વધારો.

૧૮૭૦થી કરવેરા તથા મ્યુનિસિપલ વસૂલાત દ્વારા ઊભાં કરાયેલાં નવાં સાધનોની આવક

| | ૧૮૭૦-૧ | ૧૮૭૧-૭૨ | ૧૮૭૨-૩ | ૧૮૭૩-૪ | ૧૮૭૪-૫ | ૧૮૭૫-૬ |
|---|---|---|---|---|---|---|
| અવધ - | પાઉન્ડ | પાઉન્ડ | પાઉન્ડ | પાઉન્ડ | પાઉન્ડ | પાઉન્ડ |
| નીચેની બાબતો | | | | | | |
| ઉપરનો | | | | | | |
| સામાન્ય કર - | | | | | | |
| જમીન મહેસૂલ | ૩૮,૮૧૩ | ૨૯,૦૧૮ | ૩૪,૩૫૪ | ૩૪,૨૫૯ | ૩૩,૨૦૮ | ૩૩,૧૪૬ |
| તફાવતનું ભંડોળ | ૭,૩૬૩ | ૩,૪૬૧ | ... | ... | ... | ... |
| સ્થાનિક દર | ... | ૩૬,૮૧૦ | ૪૨,૫૩૫ | ૪૨,૮૮૩ | ૪૧,૦૯૭ | ૪૧,૪૬૧ |
| કુલ | ૪૮,૧૭૬ | ૬૮,૨૮૯ | ૭૬,૮૮૯ | ૭૭,૧૪૨ | ૭૪,૩૦૫ | ૭૪,૬૦૭ |
| આસામ - | | | | | | |
| નીચેની બાબતો ઉપરનો | | | | | | |
| જમીન વેરો | | | | | | |
| રેવન્યુ- જૂનું ભંડોળ | ૬,૫૦૬ | ૪,૩૩૩ | ૭૧૧ | ૧,૯૧૬ | *૧૭,૧૪૯ | ... |
| નવું ભંડોળ | ... | ... | ... | ૧૫,૨૬૭ | ૧૬,૩૦૦ | |
| કુલ | ૬,૫૦૬ | ૪,૩૩૩ | ૭૧૧ | ૧,૯૧૬ | ૩૨,૪૧૬ | ૧૬,૩૦૦ |
| બંગાળ - | | | | | | |
| રસ્તા ઉપરના | | | | | | |
| કરનું ભંડોળ | ... | ... | ૨૨,૯૧૭ | ૫૯,૦૩૯ | ૧,૨૦,૧૨૮ | ૧,૫૮,૫૧૬ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ઉત્તર-પશ્ચિમ ઈલાકો | ૧,૬૮,૫૩૨ | ૨,૦૧,૫૪૮ | ૨,૧૬,૮૧૮ | ૨,૧૩,૬૭૨ | ૨,૧૫,૯૬૮ | ૧,૫૦,૬૧૯ |
| પંજાબ | ૫૮,૩૩૦ | ૨,૧૪,૪૪૧ | ૨,૧૬,૧૯૪ | ૨,૦૮,૦૬૩ | ૨,૧૧,૮૬૨ | ૧,૯૩,૫૭૩ |
| મદ્રાસ-રોડ કર | ૨,૧૨,૮૧૩ | ૨,૩૪,૫૬૭ | ૩,૭૭,૦૩૧ | ૩,૬૮,૦૩૧ | ૩,૭૧,૩૧૧ | ૩,૬૯,૩૨૫ |
| મદ્રાસ-નાકા વેરો | ... | ... | ૧૨,૧૪૪ | ૧૨,૧૪૪ | ૧૨,૨૩૪ | ૧૪,૮૬૦ |
| ૨૬,૫૩૧ | | | | | | |
| કુલ સરવાળો | ૪,૯૨,૩૫૭ | ૭,૨૪,૧૭૮ | ૯,૨૨,૭૦૪ | ૯,૪૦,૩૩૩ | ૧૦,૪૦,૮૫૦ | ૯,૮૦,૫૪૫ |

★ સરકારી મકાનો તથા રસ્તાના સમારકામના ખર્ચ પેટે બંગાળ પાસેથી વસૂલ કરેલ નાણાં. ઉપર આપેલા નાકાવેરા તથા આવકનાં નવાં સાધનો માટે ફાયનાન્શિયલ પાવર ઑફ ધ લોકલ ગવર્નમેન્ટના વિસ્તરણના પાના નં. ૪૯૪ ઉપર જુઓ.

આ કોઠો ૧૮૭૫-૭૬માં ૧૮૭૦-૭૧ની આવક કરતાં વધારાની જે ૪૮૮, ૧૮૮ પાઉન્ડની આવક થઈ તે બતાવે છે. આ વધારો મુખ્યત્વે, નોર્થ વેસ્ટ ઇલાકામાં નાકાવેરાના વધારાનું છેલ્લા બે મુદ્દાઓમાં દર્શાવેલી બાબતોમાં પંજાબ અને મદ્રાસ ઇલાકાઓમાં જમીન મહેસૂલમાં ૬-૧/૪%, નોર્થ વેસ્ટ ઈલાકાઓમાં લગભગ ૫% (ગામડાની પોલીસનો ખર્ચ બાદ કરતાં)બંગાળમાં રોડ ઉપરનો નાકાવેરો અને આસામમાં ૩%ને બદલે જમીન મહેસૂલના ૬-૧/૪%ની શાહી જોગવાઈ (રૈયત પાસેથી ઉઘરાવાતી વસૂલાતને બાકી રાખતાં) વ.નું પરિણામ હતું. મુંબઈ પ્રાંતમાં ૬-૧/૪%નો કર થોડા સમય પહેલાં નાખેલો હોવાથી અત્રે તેનો સમાવેશ કરવામાં આવ્યો નથી. માત્ર મધ્ય પ્રાંત જ એક એવો પ્રદેશ હતો જ્યાં વધારાનો નાકાવેરો વસૂલ કરવામાં નહોતો આવ્યો. જો કે ૧૯૭૦માં ૬-૧/૪% જમીન મહેસૂલની વસૂલાત વ્યાવહારિક ગણવામાં આવી હતી પણ તેમ છતાં તેનો સમય હજુ પાક્યો નહોતો.

જો જરૂરી કરવેરાની જોગવાઈ તેમાં ન હોય તો કોઈ નિરાશાવાદી પ્રશ્ન પૂછી શકે કે પ્રાંતીય નાણાતંત્રનો બીજો કયો ફાયદો હતો ? વધારાના કરવેરા સિવાય કોઈ માર્ગ ન હોય અને જ્યારે તે પોતે જ તેની જોગવાઈ પોતાની રીતે કરી શકે તેવી શકયતા હોવા છતાં શાહી જોગવાઈના અંચળા હેઠળ પ્રાંતીય નાણાંતંત્ર ઊભું કરવાની શી જરૂર હતી ? આના જવાબમાં કહી શકાય કે પ્રાંતીય મહેસૂલના ફાયદા બીજા ક્ષેત્રમાં શોધવા પડશે અને તેના ચોકકસ સંદર્ભ સાથે દર્શાવવામાં આવશે કે તેની સ્થાપના ફાયદાકારક હતી. જો કે કરવેરામાં કરેલો કેટલોક વધારો તેના પગલે આવ્યો હતો. કરવેરાના આ મામલા સામે રડારોળ કરવાનો કોઇ અર્થ નથી. કારણ કે ખર્ચ કર્યા સિવાય તો કોઈ ફાયદો મેળવી શકાય નહિ. તેમ છતાં જે રીતે કર નાખવામાં આવ્યો હતો તેનો વિરોધ

ન કરવો તે તો સરાસર અન્યાય જ સાબિત થશે કારણ કે કરવેરાનો વધારો એ પ્રશ્ન નહોતો પણ કરવેરાની અસમાનતા એ મુખ્ય પ્રશ્ન હતો. પ્રાંતીય નાણાતંત્રની ખાધ પૂરી કરવા નાખવામાં આવેલા કરની પદ્ધતિ એવી હતી કે જમીન ધરાવનારાઓ જે પહેલાંથી કરભારણથી દબાયેલા હતા તે આ નવા કરથી વધુ દબાય. પ્રાંતીય બજેટમાં જેનો સમાવેશ કરવામાં આવ્યો છે, જેના માટે નાકાવેરો તથા બીજા કર નાખવામાં આવ્યા છે તે કહેવાતી સ્થાનિક સેવાઓ પણ હકીકતમાં શાહી સરકારે જેને શાહી ગણી હતી તે જ સેવાઓ હતી. બીજી દૃષ્ટિએ પહેલાંની સેવાઓ, બીજીના જેટલી જ કંટાળાભરેલી હતી. તેમ છતાં પણ તેમને જ ફાયદાકારક હોય તે દૃષ્ટિથી કરવેરા તથા નાકાવેરા ઉઘરાવવામાં આવતા હતા. હકીકતમાં તેમને કોઇ ફાયદો થતો નહોતો. આ બાબત વધુ તો આઘાતજનક ત્યારે પૂરવાર થાય છે જ્યારે આને પરિણામે કરમાં ઘટાડો કરવાની વાત આવી ત્યારે આવકવેરાને નાબૂદ કરવાની જોગવાઈ કરવામાં આવી, તે હકીકત યાદ આવે. ન્યાયની દૃષ્ટિએ એમાં પ્રાંત અને નાકાવેરો ભરનારના લાભાર્થે આવકવેરો ચાલુ રહ્યો હોત તો તે વધુ ઈચ્છવા યોગ્ય હતું. પણ હિંદ સરકારના નાણા ખાતાંમાંથી ન્યાય તો ઘણા લાંબો સમય માટે ગેરહાજર જ રહ્યો હતો. થોડાકે તેની દરકાર લીધી પણ કોઈએ પ્રાંતીય સરકારના લાભાર્થે તેની જરૂર છે. એવું વિચાર્યું નહિ અને પ્રાંતીય નાણાતંત્રના વિકાસ માટે પ્રાંતીય સરકારોને તેનો અસ્વીકાર કર્યો તે બાબત જરાયે દુઃખદાયક નહોતી આ બાબતની નોંધ કોઈએ લીધી નહિ.



૫

# નાણાકીય જોગવાઈઓ દ્વારા અંદાજપત્ર

## ૧૮૭૭-૭૮થી ૧૮૮૧-૮૨

જેના બીજા તબક્કાનો હવે આપણે અભ્યાસ કરવાના છીએ તે પ્રાંતીય અંદાજપત્રની વ્યવસ્થાની આરંભને મિશ્ર લાગણી દ્વારા આવકારવામાં આવ્યો હતો. ખૂબ જ ઊંચી આશાઓ રાખવામાં આવી હતી જો કે તેમાં શંકા તો ભારોભાર હતી. સર રીચર્ડ ટેમ્પલે ૧૮૭૦માં આ પદ્ધતિની શરૂઆતમાં જે શબ્દો કહ્યા તે ઉપરથી આ આખી પદ્ધતિ તરફ કેવી અપેક્ષાઓ રાખવામાં આવી હતી તેનો અંદાજ આવી શકશે :-

''અમને આશા છે કે આ પરવાનગી (મહેસૂલ તથા ખર્ચમાં વધારાની સત્તા) સ્થાનિક સરકારને ખર્ચમાં કરકસર માટે પ્રોત્સાહિત કરશે. સમયાંતરે તેમની સ્થાનિક આવકમાં વધારો કરવામાં તેમને મદદરૂપ સાબિત થશે, જેમાં તેઓ લોકોને વધુમાં વધુ અનુકૂળ હોય અને જે માટે ઓછામાં ઓછા વાંધાઓ હોય તેવી પદ્ધતિ અપનાવી શકશે. નાણાકીય સાધનોના વધારાની દિશામાં મદદરૂપ થાય તે રીતે અમલદારો અને કર ભરનાર વચ્ચેનો સહકાર વધશે, લોકોને પ્રાંતીય નાણાકીય બાબતોનો તાગ લેવાનું શિક્ષણ આપશે, અને ધીમે ધીમે તેને સ્થાનિક સ્વરાજ્ય તરફ વાળશે પરિણામે વહીવટી અને નાણાકીય બાબતોમાં ઘણા સુધારા થશે.''[૧]

આ આશાઓની સાથે સાથે તેમણે કાઉન્સિલને કેટલીક નિરાશાઓ માટે તૈયાર રહેવાનું જણાવવાની પણ તક ઝડપીને આગળ કહ્યું.

''જે મેં રજૂ કરેલી છે તે અપેક્ષાઓ ગમે તેટલી વિશ્વાસપૂર્વક અને ઉત્સાહથી રજૂ કરવામાં આવી હોય, એ છેવટે તો આશાઓની છે બીજી બધી જ આશાઓની જેમ તે મૂર્તિમંત થાય અને ન પણ થાય. આનું પરિણામ

૧. ઓફિશિયલ વર્ષ ૧૮૬૦-૬૧ થી ૧૮૭૩-૭૪ના સમયગાળાનું વાર્ષિક નાણાકીય સ્ટેટમેન્ટ, સરકારી છાપખાનાના સુપ્રિન્ટેન્ડેન્ટ કલકત્તાના કાર્યાલયના.૧૮૭૩ના પાન નં. ૩૪૮ સાથેના જોડાણના.

ગમે તે આવે મને નિઃશંકરીતે લાગે છે આ માર્ગ બ્રિટિશ હિંદના શાહી અંદાજપત્ર માટે તો ફાયદાકારક છે જ. કારણ કે સરકારી તિજોરીના સામાન્ય ખર્ચમાં તો આ વ્યવસ્થા જરૂર રાહત ઉભી કરશે. ખાસ કરીને વિકસિત રાજ્યમાં જ્યાં વધુમાં વધુ નાણાંની માગ હોય છે તેમાં આ વ્યવસ્થાથી ખર્ચમાં ઘટાડો થયો અને જેમાં સ્થાનિક સત્તાવાળાઓની આવી માગને આ પદ્ધતિ સિવાય સર્વોચ્ચ કેન્દ્રિય સરકાર મર્યાદામાં રાખવા શહિતમાન ન હોય.

જે પરિણામ આવ્યું તે તો આ બધી જ આશાઓથી ઘણું આગળ નીકળી ગયું અને તેની ખામીઓ એટલી બધી હતી કે તાત્કાલિક આ પદ્ધતિને છોડવાનું ફરજિયાત બની ગયું અને પ્રાંતીય નાણાંતંત્રની વ્યવસ્થાને શંકાની દ્રષ્ટિએ જોનારના મગજમાં હજુ પણ તેના ભણકારા વાગે છે. પ્રાંતીય અથવા હિંદ સરકારને અસર કરવાના પરિબળોનો વિચાર કરતાં લાગે છે કે શાહી વ્યવસ્થા કરતાં પ્રાંતીય સરકાર વધુ કરકસરવાળી હતી જ્યારે શાહી વ્યવસ્થામાં કેટલીક સેવાઓ હતી તે પ્રાંતીય સરકારને આપવામાં આવી ત્યારે તેનાં ખર્ચમાં જે ધરખમ ઘટાડો થયો તે બતાવે છે કે પ્રાંતીય વ્યવસ્થા શાહી વ્યવસ્થા કરતાં લાખ દરજ્જે સારી હતી.

૧૮૭૬ના શાહી, પ્રાંતીય અને સ્થાનિક નાણાખાતાના ઓફિશીયલ વોલ્યુમની નોંધ ઉપરથી ઉતારો.

| વર્ષ | (૧) શાહી વ્યવસ્થામાં બંગાળના દુષ્કાળને બાદ કરતાં બીજી કુલ આવક (જેમાં તેમના ઉપરની નોંધણીના ખર્ચને ઉમેરવામાં આવ્યો નથી.) જેમાં ફેરબદલી કરાયેલ સેવાઓના કુલ ખર્ચનો સમાવેશ થાય છે. | વર્ષ | (૧) પ્રાંતીય વ્યવસ્થામાં બંગાળ-ના દુષ્કાળને બાદ કરતાં બીજી કુલ આવક (જેમાં તેમના ઉપરની નોંધણીના ખર્ચને ઉમેરવામાં આવ્યો નથી.) જેમાં ફેરબદલી કરાયેલ સેવાઓના કુલ ખર્ચનો સમાવેશ થાય છે. |
|---|---|---|---|
| | £ | | £ |
| ૧૮૬૩-૪ | ૫,૧૧૧,૨૯૭ | ૧૮૭૧-૨ | ૪,૮૩૫,૨૩૮ |
| ૧૮૬૪-૫ | ૫,૬૦૬,૨૪૮ | ૧૮૭૨-૩ | ૪,૯૬૪,૪૦૭ |
| ૧૮૬૫-૬ | ૫,૫૮૭,૭૭૯ | ૧૮૭૩-૪ | ૫,૩૨૯,૧૮૦ |
| ૧૮૬૭-૮ | ૫,૮૨૧,૪૩૮ | ૧૮૭૪-૫ | ૫,૩૭૯,૫૦૯ |
| ૧૮૬૯-૭૦ | ૫,૮૫૬,૩૧૦ | ૧૮૬૫-૬Est. | ૫,૧૩૫,૬૭૭ |
| ૧૮૭૦-૭૧ | ૫,૧૯૭,૨૫૦ | | |

આમ છૂટકારાના ભાર અને નિશ્ચિત ઉપયોગિતાની ખાત્રી સાથે કેટલીક સ્થાનિક સેવાઓ કે જે સ્થાનિક તંત્ર દ્વારા વધુ સારી રીતે વ્યવસ્થિત થઈ શકે તે માટે હિંદ સરકારે પ્રાંતીય નાણાતંત્ર સાથે જોડી દીધી. પણ આ સેવાઓની ફેરબદલીને લીધે પ્રાંતીય સરકારોને આપવાના ભંડોળના પ્રમાણમાં જે વધારો થયો તેથી બીજી સમસ્યાઓ ઊભી થઈ. પ્રથમ તબક્કામાં આવી સેવાઓમાંથી ઉત્પન્ન થતી આવક અને તે ઉપર થતા ખર્ચ વચ્ચેનો તફાવત, બીજા તબક્કાના તફાવત કરતાં નાનો હતો. નવી જોગવાઈઓ દ્વારા આ તફાવતને પૂરો કરવાની વિચારસરણી આખી. પદ્ધતિમાં ક્યાંય પણ, કોઈ રીતે બંધબેસતી નહોતી. જોગવાઈઓની આ વ્યવસ્થાનું જો કોઈ ખૂબ જ ખામીયુક્ત પાસુ હોય તો તે તેની જડતા હતી. પ્રાંતીય સરકારોએ તેને પુરવઠાના સાધન તરીકે બહાલી આપી નહોતી કારણ કે તેમને સોંપેલી સેવાઓ ઉપરનો ખર્ચ ઉત્તરોત્તર વધતો રહ્યો જ્યારે આવક તો અમર્યાદિત જ રહી.

આ આખી પ્રથાને એક પગથિયું આગળ જવાનું શ્રેય જેને ફાળે જાય છે તે સર જહોન સ્ટ્રેચી આ વ્યવસ્થાની ઉણપો તરફ જાગૃત હતા. એક બાંધી રકમની જોગવાઈને બદલે પ્રાંતોને આવકનાં કેટલાંક સાધનો તે આપવા માંગતા હતા. અને આ આવકનો આધાર પ્રાંતીય સરકારની સુવ્યવસ્થા ઉપર જ હતો. આ પાછળ તેમનો શુદ્ધ હેતુ નિઃશંકરીતે એટલો જ હતો કે પ્રાંતવાર વહેંચાયેલી સેવાઓને આવક માટેનું વધુ વિશાળ અને તેમની જરૂરિયાત પ્રમાણે ફેરફાર કરી શકાય તેવું ક્ષેત્ર મળી રહે પણ તેમણે પોતે જ સ્પષ્ટ રીતે સ્વીકાર્યું હતું કે આ ઉપરાંત બીજું એક મહત્ત્વનું કારણ હતું જેથી તેમણે જોગવાઈઓના બદલામાં મહેસૂલની જોગવાઈઓની ફેરબદલી કરી. જો તે સમય દરમિયાન યોગ્ય રીતે સૂક્ષ્મ વ્યવસ્થા કરવામાં આવી હોત તો તેનું પરિણામ કરકસરમાં આવત પણ કમનસીબે થોડાકને જ જાણ હતી કે સારી વ્યવસ્થા કોને કહેવાય સર જહોન સ્ટ્રેચીએ પ્રથમવાર તે સ્પષ્ટ ભાષામાં રજૂ કર્યું અને તે પછી પ્રાંતીય મહેસૂલના વિકાસની પ્રક્રિયામાં ઉત્તરોત્તર આગળ જતા પ્રવાહમાં તે જ વ્યાખ્યાનો ઉપયોગ કરવામાં આવ્યો.

"સેંકડો હજારો માઈલ દૂર કલકત્તા કે સિમલાની તેમની ઓફિસમાં બેઠાં બેઠાં સર્વોચ્ચ સરકારના મહેસૂલ ખાતાના કે બીજા કોઈ ખાતાના અમલદારે કરેલા સારા વર્તનને નહિ. આંકડાઓની ચકાસણી કે પરિપત્રની પરવાનગી પણ નહિ. ખરેખર તો સ્થાનિક સરકારને પ્રત્યક્ષ અને વ્યક્તિગત રસ લઈને આપવામાં આવેલી વ્યવસ્થાને જ કાર્યક્ષમ વ્યવસ્થા કહી શકાય."[૧]

આ બાબતમાં તેમને ભૂતકાળના અનુભવનો સંપૂર્ણ ટેકો હતો. ભૂતકાળના પરિણામોને લક્ષમાં લઈને શાહી સામ્રાજ્યમાં સેવાઓ ઉપર જે ખર્ચ થતો હતો તે કરતાં મુલ્કી સરકારે ઓછા ખર્ચે સેવાઓની વ્યવસ્થા કરી એટલું જ નહિ પણ આ રીતે વ્યવસ્થા થયા પછી જે સેવાઓ મળી તેને પરિણામે મહેસૂલમાં પણ ધરખમ વધારો થયો જેને લીધે દૂર બેઠાં બેઠાં કોઇ જાતની માહિતી વગર નિષ્ક્રિય તપાસથી અત્યાર સુધીમાં શાહી સરકારમાં જે પરિણામ આવતું હતું તે કરતાં ઘણું વધારે સારૂં પરિણામ મેળવી શકાયું.

સર જહોન સ્ટ્રેચી લાંબા સમય સુધી પોતાના મંતવ્યને દઢપણે વળગી રહ્યા હતા કે જ્યાં સુધી હિંદ સરકાર માટે પ્રાંતો મહેસૂલ એકઠું કરશે ત્યાં સુધી તેમાં ઉભી થયેલી ક્ષતિઓ દૂર કરવાનો તેઓ ક્યારેય પ્રયત્ન નહિ કરે અને જો તેમના ઉપયોગ માટે જ તેને એકઠું કરવાનું હશે તો અથવા તેમના શબ્દોમાં કહીએ તો.

"જ્યારે સ્થાનિક સરકારને એમ ખાત્રી થાય કે માત્ર હિંદ સરકારને જ નહિ,. તેમને પણ આવકમાં થયેલા વધારાનો લાભ તથા તેમને અપેક્ષિત સુધારા વધારા કરવા માટે વધારાનો ખર્ચ તેમને પણ સુધરેલા વહીવટની વિવિધ શાખાઓના મહેસૂલમાંથી મળી રહેશે ત્યાં સુધી તે સુધારેલા વહીવટને ચાલુ રાખવા દરેક પ્રયત્ન કરશે જ. પણ આવી ખાત્રી ન થાય તો, સુશાસનની સંભાવના ઓછી છે."

---

૧. ૧૮૭૭-૮ નું નાણાકીય સ્ટેટમેન્ટ.

## જોડાયેલી સેવાઓમાંથી આવક

| સુપ્રત કરાયેલ | શાહી વ્યવસ્થાના તાબામાં | | | | | મુલ્કી વ્યવસ્થાના તાબામાં | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સેવાઓ | ૧૮૬૫-૬ | ૧૮૬૭-૮ | ૧૮૬૮-૯ | ૧૮૬૯-૭૦ | ૧૮૭૦-૧ | ૧૮૭૧-૨ | ૧૮૭૨-૩ | ૧૮૭૩-૪ | ૧૮૭૪-૫ | ૧૮૭૫-૬ |
| | £ | £ | £ | £ | £ | £ | £ | £ | £ | £ |
| જેલ | ૮૯,૨૬૦ | ૯૬,૯૧૦ | ૧૪૧,૨૧૮ | ૧૩૩,૮૦૬ | ૧૨૮,૭૭૩ | ૧૪૯,૮૮૮ | ૧૯૫,૭૫૫ | ૨૭૧,૬૧૫ | ૨૯૭,૧૯૮ | ૩૨૬,૦૨૩ |
| પોલીસ | ૧૪૦,૧૬૬ | ૨૩૧,૮૫૯ | ૨૭૭,૧૭૯ | ૨૮૭,૫૨૯ | ૨૭૦,૮૫૫ | ૨૦૩,૬૨૪ | ૯૭.૭૩૫ | ૯૦,૭૦૮ | ૮૦,૫૦૯ | ૮૯,૮૯૫ |
| શિક્ષણ | ૫૩,૨૫૬ | ૬૬,૮૬૯ | ૬૭,૨૦૭ | ૭૨,૮૪૮ | ૬૦,૭૪૦ | ૭૬,૭૮૯ | ૮૦,૮૬૯ | ૧૦૧,૩૦૬ | ૯૯,૫૩૭ | ૧૦૧,૯૦૯ |
| નોંધણી | ૮૬,૯૯૭ | ૧૨૭,૦૭૦ | ૧૫૩,૪૮૮ | ૧૬૫,૦૪૮ | ૧૪૭,૧૫૨ | ૧૫૫,૨૬૨ | ૧૭૧,૭૩૫ | ૧૨૧,૪૭૦ | ૧૭૨,૧૧૧ | ૧૮૪,૪૬૧ |
| છાપકામ | ૩,૩૩૩ | ૩,૨૮૨ | ૨,૮૦૩ | ૩,૭૧૮ | ૯,૨૪૪ | ૧૦,૯૨૩ | ૧૪,૩૮૩ | ૨૧,૧૭૪ | ૧૮,૨૨૦ | ૧૮,૦૬૬ |
| દવાને લગતું | – | – | – | – | ૩,૨૭૩ | ૨૦,૫૯૪ | ૩૦,૬૪૯ | ૩૬,૩૭૦ | ૪૩,૦૯૭ | ૨૬,૫૮૩ |
| પરચૂરણ | ૪,૦૭૦ | ૫,૬૬૬ | ૪,૦૭૬ | ૪,૪૮૯ | ૬,૧૧૬ | ૨૦,૯૯૧ | ૩૧,૩૪૫ | ૩૨,૩૯૬ | ૩૯,૬૬૬ | ૩૬,૨૩૪ |

ઉપર દર્શાવેલ સાધનોમાંથી મેળવેલ.

આમ મુલ્કી વ્યવસ્થાને સુપ્રત કરેલી સેવાઓમાંથી થયેલી વિસ્તૃત ઉપજોનું એક સુખદ આશ્ચર્ય હતું અને તેમણે, પ્રતિપાદિત કરેલા મંતવ્યમાં આ વાસ્તવિકતા પ્રાણ પૂરતી હતી. આમ સર જ્હોન સ્ટ્રેચીએ ફાળવણીઓને બદલે, પ્રાંતોને મહેસૂલ ફાળવી સુપ્રત કરી તેમાં બમણો ફાયદો હતો તેથી મહેસૂલમાં વધારો અને મુલ્કી નાણાંતંત્રમાં છૂટછાટની સગવડતા ઊભી થઈ.

જ્હોન સ્ટ્રેચીએ આપેલી યોજના ન તો નવી હતી અને ન તો પહેલી જ વાર મૂકવામાં આવી હતી. ૧૮૭૦ના મુલ્કી નાણાંતંત્ર માટેના પરિસંવાદોમાં જેમણે જેમણે ભાગ લીધો હતો તે બધાના મગજમાં આ યોજના અસ્તિત્વ ધરાવતી હતી. ૧૮૭૦માં હિંદ સરકારે આ યોજના ઉપર ધ્યાન ન આપ્યું તે માટેનું કારણ એ હતું કે આમ કરવાથી ક્યાંક મહેસૂલની આવકનાં સાધનો તેના વિકાસનાં જે પરિબળો હતાં તે સાથે જ જોડાઈ જાય. આમ છતાં, અત્યાર સુધીના ગાળાને જોતાં હિંદ સરકારની નાણાકીય પરિસ્થિતિમાં થોડોક સુધારો થયો હતો અને જેમણે આ યોજના ઉપર સંપૂર્ણ ઉપયોગીતાને નહોતી સ્વીકારી તેવા લોકોના મગજમાં પણ છ વર્ષના મુલ્કી વ્યવસ્થાના કસોટી કાળે ખૂબ મોટો વિશ્વાસ ઊભો કર્યો. આની સાથે, તેની આડ પેદાશ તરીકે, ઉત્પાદનના વધારા તરીકે પણ સારૂં પરિણામ બતાવ્યું કારણ કે તેના ખર્ચની કરકસરમાં વધારો થયો હતો. આ બધા એ પરિબળોના લીધે મુલ્કી નાણાતંત્રની ઉત્ક્રાંતિમાં નવો તબક્કો ઉમેરાયો. કારણ કે પુરવઠો પૂરો પાડવાની નવી કાર્યવાહી, એટલે કે સુપ્રત મહેસૂલનું અંદાજપત્રનો તબક્કો અમલમાં આવ્યો.

જો કે જોગવાઈઓ તો અત્યારે પણ નવી પદ્ધતિનો એક ભાગ હતી જ. પણ આ હકીકતનું કારણ એ હતું કે આ જોગવાઈઓને જો સુપ્રત કરવામાં આવે તો તેના વહીવટનો ખર્ચ લગભગ તેની આવક જેટલો જ થવા જતો હતો. જો કે તેમાં કંઈક તફાવત રહેવાની શક્યતા તો હતી જ પણ થયું એવું કે છોડી દીધેલા મહેસૂલ ઉપર ગણત્રી કરવામાં આવેલી આવક જરૂર કરતાં ઓછી પડી અને દરેક પ્રાંતમાં આમ ઊભા થયેલા તફાવતને નવી જોગવાઈ દ્વારા પૂરો કરવાની ઊભી જરૂર થઈ.

જુદા જુદા પ્રાંતોમાં આવા તફાવતને પૂરો કરવા માટેની ઊભી કરેલી નવી જોગવાઈઓમાં અનેક ગૂંચવાડાઓ હતા અને આમ વિકાસના બીજા તબક્કામાં

પ્રદેશના વિવિધિ પ્રાંતોના પ્રાંતીય બજેટની બાબતમાં તેના બંધારણને સમજવા આ ગૂંચવાડાને સમજવો પડશે.

એ યાદ રાખવું જોઈએ કે આ વ્યવસ્થામાં પ્રાંતોની કુલ આવકનાં સાધનો મુખ્યત્વે : (૧) જોડાયેલી સેવાઓમાંથી મળતી પૂંજી (૨) સુપ્રત કરેલા મહેસૂલમાંથી આવક અને (૩) અનુરૂપ થતી જોગવાઈઓ. કોઈ એક પ્રાંતને માટે અનુરૂપ જોગવાઈઓ કેવી રીતે નિશ્ચિત કરવી તે સમસ્યામાં ખૂબ જ ગણત્રીની જરૂર હતી. અનુક્રમે જોગવાઈઓનો આંકડો નક્કી કરતાં પહેલાં જોડાયેલી સેવાઓમાંથી ઉત્પન્ન થતી આવક અને તેમાંથી મળતું મહેસૂલ કેટલું છે તેનો અંદાજ કાઢવો જરૂરી હતો. જો કે સાધારણ આવકનો અંદાજ કાઢવાની પ્રક્રિયા એક વિવાદગ્રસ્ત બાબત હતી. હિંદ સરકારે ઉપરછલ્લી અને રાબેતા મુજબની પદ્ધતિને આધારે, ચોક્કસ વર્ષોની અપૂરતી પેદાશને સરેરાશ પેદાશ ગણવાનું નક્કી કર્યું. આ જ રીતે ભૂતકાળના વર્ષોમાં થયેલી મહેસૂલની વાર્ષિક આવકના ધોરણે દરેક સાધનોમાંથી થવાની ઉપજનો એક ચોક્કસ જથ્થો અંદાજવામાં આવ્યો જેથી આ અંદાજી વધારાના પ્રમાણમાં ભૂતકાળમાં થયેલા વધારા સાથે ભવિષ્યના વર્ષોમાં થવાના વધારા વચ્ચે એક પ્રકારની સમાનતાની શકયતા ઊભી થઇ. સુપ્રત કરેલી મહેસૂલી જોગવાઈઓમાં સામાન્યતઃ અંદાજવામાં આવેલા દરે જ વધારો થવાને પરિણામે આવનારાં વર્ષો માટે નક્કી કરેલી જોગવાઈઓમાં તેના પ્રમાણમાં ઘટાડો થયો. આ સામાન્યતઃ રીતે સુપ્રત કરેલી જોગવાઈઓમાં અંદાજવામાં આવેલો વધારાનો દર કયારેક ભૂતકાળની ઉત્પાદકતાના સંદર્ભમાં અન્યાયી હતો. ઉત્પાદનના દરમાં વધારાનો અર્થ થતો હતો તેની સાથેની જોગવાઈઓમાં ઘટાડો. પ્રાંતોએ તેના સંદર્ભમાં પ્રશ્નો પૂછવા માંડયા. પ્રાંતોને ઠંડા પાડવા અને અંદાજ કરવામાં રહેલી ક્ષતિઓને છાવરવા માટે, હિંદ સરકારે યુક્તિપૂર્વકની છૂટ મૂકી. હિંદ સરકારે સ્વીકાર્યું કે જો અંદાજી આવકનાં પરિણામોમાં વધારો થાય યા ઘટાડો થાય તો તેને પ્રાંતીય અને શાહી સરકારે સરખા ભાગે વહેંચી લેવું. જો વાસ્તવિક આવક સરેરાશ કરતાં વધારે હોય તો સુપ્રત કરેલી જોગવાઈઓ જે શાહી સરકાર તરફથી મળવાપાત્ર છે તેના વાર્ષિક ધોરણને વધારાના અર્ધા ભાગ જેટલું ઘટાડી દેવામાં આવશે અને જો તે અંદાજી કરતાં ઓછું હશે તો ખાધના અર્ધા ભાગ જેટલી જોગવાઈઓ વધારવામાં આવશે.

આ બધી બારીક ગોઠવણ એટલા માટે કરવામાં આવી હતી કે હિંદ સરકાર કોઈપણ પક્ષને મુશ્કેલીમાં મુકાવું ન પડે તે રીતે, જોગવાઈઓને અનુકૂળ તેવા ફેરફાર કરી શકે. આનો એક બીજો ફાયદો થયો હતો જે તે વખતે ધ્યાનમાં નહોતો આવ્યો પણ તે ફાયદો ખૂબ જ અસરકારક હતો. પ્રાંતીય સરકારો પાસેથી સામાન્ય અંદાજની સંભવિત ખાધના અડધા બોજને તે ઉપાડી લેવાની જે સંમતિ લેવામાં આવી હતી તેને પરિણામે છોડી દીધેલા મહેસૂલ ઉપર થતો ન્યાય તંત્ર અને આર્થિક વહીવટમાં ખર્ચ સીધો લાભ થયો. જો અંદાજી આવક કરતાં ઓછી આવકને પરિણામે ઊભી થતી સંપૂર્ણ ખાધને પહોંચી વળવાનું હિંદસરકારે સ્વીકાર્યું હોત તો પ્રાંતીય સરકારોએ તેમના સાધનોનો યોગ્ય વિકાસ કરી ખાધને પહોંચી વળવા માટે જરૂરી આવક ઊભી કરવાના પ્રયત્નો નિષ્ઠાપૂર્વક કર્યા હોત કે નહિ તે શંકાસ્પદ છે.

જો મહેસૂલમાં ઘણો ઘટાડો થાય તો નિઃશંક રીતે તેમણે અર્ધી ખાધને પહોંચી વળવાની વ્યવસ્થાને બદલે ઘણી વધુ વ્યવસ્થા કરવી પડે તે ડરથી, તેમને સામાન્ય રીતે રાખવી પડતી તકેદારી કરતાં ઘણી વધારે તકેદારી રાખવાની જરૂર પડી. એક બાજુ છૂટછાટો ઉપર કડક નજર રાખવામાં આવી ત્યારે આ યોજનામાં વધુ સક્રિય થવા માટેની કોઈ પ્રેરણા ગેરહાજર નહોતી. શાહી સરકારે જો વધારાનો બધો જ બોજ ઉપાડવાની તૈયારી દાખવી હોત તો પ્રાંતોને તેમના સાધનો વિકસાવવા માટેનું જે પ્રોત્સાહન મળત તે કરતાં વધુ પ્રોત્સાહન તેમને સાધારણ વિકાસમાં તેનાથી અડધા ઉપરાંતના વધારા માટે મળી શક્યું. ટૂંકમાં, ખાધને પહોંચી વળવામાં આવે તેને પરિણામે ઉત્પન્ન પણ કાયદાનાં ફળ મેળવવાની બાબતને લીધે ખર્ચમાં કરકસર અને સાધનોમાં ઉત્પાદકીયતાની દ્રષ્ટિએ આખી યોજનાએ પ્રાંતીય નાણાંતંત્રને ખૂબ જ મજબૂત બનાવ્યું.

પ્રાંતીય નાણાંતંત્રના નવા પગલાનાં અમલ તથા તેના સ્વરૂપને નિશ્ચિત કરનાર પરિબળોની નોંધ લીધા પછી અને તેને વિશિષ્ટ દરજ્જો આપતી ખાસ લાક્ષણિકતાઓની નોંધ પછી આપણે પ્રાંતીય બજેટના બંધારણના અભ્યાસમાં આગળ વધી શકીએ. આમાં મહેસૂલ અને ખર્ચાઓ જે તેની સાથે જોડાયેલા હતા તેનો પણ અભ્યાસ કરી શકીએ. કમનસીબે સમગ્રતાની દષ્ટિએ પ્રાંતીય બજેટની રૂપરેખા રજૂ કરવી એ અશક્ય બીના છે કારણ કે બધા જ પ્રાંતીય બજેટ સાથે જોડાયેલા ખર્ચાઓ એક સરખા નહોતા. દરેક પ્રાંત તે વ્યક્તિગત

કક્ષામાં જ ગણવામાં આવ્યો હતો. આને પરિણામે ૧૮૭૭-૭૮ દરમિયાન પુનર્રચના પામેલા પ્રાંતીય બજેટના પૃથકકરણ માટે દરેક પ્રાંતનો વ્યક્તિગત રીતે અભ્યાસ કરવાની ફરજ પડેલી.

### નોર્થ- વેસ્ટ પ્રાંત અને અવધ

બીજા પ્રાંતોમાં જેમ બન્યું હતું તેમ સુપ્રત કરાયેલી બાબતોમાં વધારો કરી ક્ષેત્રમાં વિસ્તાર કરવાને બદલે પ્રાંતના અંદાજપત્રને નવું સ્વરૂપ આપવામાં આવ્યું હતું. તેના નવા સ્વરૂપમાં પ્રાંતના અંદાજપત્રમાં નીચેના ખર્ચ અને આવકના વિભાગોનો સમાવેશ થતો હતો :

| બધા જ ખર્ચના વિભાગો | આવકના વિભાગો |
|---|---|
| સુપ્રત કરાયેલ મહેસૂલમાં થતી આવક જમીન મહેસૂલ (પતાવટ, જિલ્લા અને ગામના અમલદારોને ભથ્થાં, બાહબર ઈસ્ટેટને ભથ્થાં અને નોર્થ વેસ્ટ પ્રાંતના કરાર બદલ અમલદારોને વળતર પેટે વિશિષ્ટ ભથ્થાં બાદ કરતાં) | તેરાઈ મિરથપોરના ડુડી ઈસ્ટેટ, તથા પથ્થરની ખાણોમાંથી મેળવેલ જમીન મહેસૂલ |
| ૬. જકાત | ૪. જકાત |
| ૧૦. દસ્તાવેજ કર | ૯. દસ્તાવેજ કર |
| ૧૪. વહીવટ (હિસાબી અને નાણાકીય અમલદારો સિવાય) | |
| ૧૬. ન્યાય અને કાયદો (નોર્થ વેસ્ટ પ્રાંતોના કરારબદ્ધ સીવીલ અમલદારોને ખાસ કામચલાઉ ભથ્થાને બાદ કરતાં) | ૧૩. ન્યાય અને કાયદો |
| ૧૭. પોલીસ | ૧૪. પોલીસ |
| ૧૯. શિક્ષણ | ૧૬. શિક્ષણ |
| ૨૧. દવાને લગતું (સીવીલ સ્ટેશનની જવાબદારી વાળા મેડીકલ ઓફિસરોના પગાર સિવાય) | |
| ૨૨. લેખન સરંજામ અને મુદ્રણ | ૨૦. પરચૂરણ ("વટાવનો નફો", "બિલ ઉપર વટાવ", ન ઉધારાયેલાં બિલ અને બીજી કોઈ રૂા.૧૦,૦૦૦ની |
| ૨૮. પરચૂરણ (હૂંડીથી મોકલાવેલ ખજાનો અને બીજી કોઈ રૂા.૧૦,૦૦૦થી વધુ | |

| | |
|---|---|
| ન નોંધાયેલી બાબત સિવાય) સામાન્ય જાહેર કામો, રસ્તાઓ અને પરચૂરણ જાહેર કાર્યોના સુધારા વધારા, સીવીલ મકાનો (અફીણ, પોસ્ટ અને તારના મકાન સિવાય) સાધન સામગ્રી અને કારખાનાં, લશ્કરી કામો તથા સિંચાઈની શાખાઓ સિવાયનાં જાહેર બાંધકામ ખાતાનાં બધાં જ કામો, શાહી સરકાર તેના ભંડોળમાંથી આ કાર્યો તથા મહેકમ માટે ૨૦% ખર્ચશે. | દરેક એમ નોંધાયેલી બાબતો સિવાય) જાહેર કાર્યોમાંથી થતી આવક જેવી કે જાહેર કાર્યોની આવક જેનો પ્રાંતીય અંદાજપત્રમાં સમાવેશ કરવામાં આવ્યો છે. |

હિંદ સરકારે આવકના સાધનોની જોગવાઈઓ કરતાં નીચેની શરતનો ઉમેરો કર્યો.

''નોર્થ-વેસ્ટ પ્રાંતો અને અવધની સરકારોએ શાહી ખજાનાને આવકારી, દસ્તાવેજી વેરો અને કાયદો તથા ન્યાયમાંથી થતી ચોખ્ખી આવકમાંથી આ વિભાગ અન્વયે ચૂકવાતાં નાણાંને ૬, આબકારી અને ૧૦, દસ્તાવેજીમાંથી બાકીનાં રૂા.૮૩,૭૫,૦૦૦ ઉપરાંતની જે આવક થાય તેનો અર્ધો ભાગ સુપ્રત કરવાનો રહેશે'' અને સાથે સાથે એ પણ સ્વીકાર્યું કે જો ઉપરના અંદાજમાંથી ઓછી આવક થશે તો ખાધના અડધા ભાગને પહોંચી વળવા નાણાકીય સહાય, શાહી ખજાનામાંથી મળશે. આ સમજૂતીને લીધે પ્રાંતોની સિલક ઉપર અસર થઈ અને પરિણામે જો નોર્થ- વેસ્ટ પ્રાંત અને અવધ સાથે જોડાયેલી સેવા-ઓમાં થતાં ખર્ચમાં વધારો થાય અને વધારો અંદાજી ખર્ચ કરતાં વધતો હોય અને જો પ્રાંતોનો ફાળો આ બાબતમાં રૂા.૮,૩૭૫,૦૦૦ કરતાં ઓછો હોય તો આ તફાવતને પૂરો કરવામાં આવતો હતો અને જો આ વધારાનું ખર્ચ રૂા.૮,૩૭૫,૦૦૦ કરતાં વધુ હોય તો તફાવતને નોર્થ વેસ્ટ પ્રાંતો અને અવધની સરકારો તરફથી થતા શાહી ખજાનાના ભરણામાંથી બાદ કરવામાં આવતો હતો.

## બંગાળ

| બંગાળાના અંદાજપત્રકમાં જોડાયેલી ખર્ચની વિગતો | ૧૮૭૭-૭૮ દરમિયાન અમલમાં હોય તેવી ગ્રાન્ટ | કપાત | કુલ દરખાસ્ત ક્રોસ ગ્રાન્ટ. |
|---|---|---|---|
| ૩. મહેસૂલમાંનું આબકારી, સ્ટેમ્પ, કાયદા અને ન્યાયનું રીફંડ અને અનામતો. | ૪,૯૧,૦૦૦ | — | ૪,૯૧,૦૦૦ |
| ૪. જમીન મહેસૂલ (કલેક્ટર્સ), ડેપ્યુટી કમીશ્નર્સ અને જમીન મહેસૂલ પ્રાપ્તિનું પરકેમ અને ખર્ચ) | ૨૨,૬૨,૦૦૦ | — | ૨૨,૬૨,૦૦૦ |
| ૬. સ્પીરીટ અને દવાઓ ઉપર જકાત | ૨,૯૨,૦૦૦ | — | ૨,૯૨,૦૦૦ |
| ૮. આબકારી વેરો | ૬,૯૩,૦૦૦ | — | ૬,૯૩,૦૦૦ |
| ૯. મીઠું. | ૩૯,૦૦૦ | — | ૩૯,૦૦૦ |
| ૧૧. ટિકિટો | ૨,૩૮,૦૦૦ | — | ૨,૩૮,૦૦૦ |
| ૧૫. વહીવટ (હિસાબી ઓફિસ મુલ્કી બેંકોને ભથ્થાં, મુલ્કી ઓફિસોની લેખન સામગ્રી અને દેશમાં ખરીદેલી લેખન સામગ્રીને બાદ કરતાં) | ૧૨,૬૧,૦૦૦ | — | ૧૨,૬૧,૦૦૦ |
| ૧૬. ગૌણ વિભાગ (વાયુશાસ્ત્ર અને પુરાતત્ત્વ વિભાગ વસતિ ગણતરી અને ગોકેટીપર્સને બાદ કરતાં. | ૧,૬૮,૦૦૦ | — | ૧,૬૮,૦૦૦ |
| ૧૭. કાયદો અને ન્યાય (કાયદાના અમલદારો સિવાય.) | ૬૩,૯૭,૦૦૦ | ૧,૦૦,૦૦૦ | ૬૨,૯૭,૦૦૦ |
| ૧૮. દરિયાઈ | ૧૦,૯૨,૦૦૦ | — | ૧૦,૯૨,૦૦૦ |
| ૨૩. રાજકીય (સરકારી મકાનોના પોલીસ રક્ષણો) | ૭,૦૦૦ | — | ૭,૦૦૦ |
| ૨૬. પરચૂરણ (ખજાનાની ચૂકવણી | ૨૫,૦૦૦ | — | ૨૫,૦૦૦ |
| સિવાય) લેખન સામગ્રી અને સ્ટેમ્પ્સ | ૪,૯૮,૦૦૦ | ૫૦,૦૦૦ | ૪,૪૮,૦૦૦ |
| ૨૭. અત્યારે અસ્તિત્વ ધરાવતી પ્રાંતીય | ૧,૧૦,૫૬,૦૦૦ | ૪,૪૦,૦૦૦ | ૧૦૬૧૬૦૦૦ |
| સોંપણી, બિશપના પહેલાંની સાચવણી | ૭,૦૦૦ | — | ૭,૦૦૦ |
| કુલ | ૨,૪૫,૨૯,૦૦૦ | ૫,૯૦,૦૦૦ | ૨૩૯૩૯૦૦૦ |

બંગાળ પ્રાંતના બજેટને[1] સુધારવામાં આવ્યું તેમ કહેવા કરતાં પ્રથમથી જ જોડાયેલા સેવાઓના જુદા જુદા વિભાગોના મહેસૂલ તથા ખર્ચમાં વધારો કરવામાં આવ્યો તેમ કહેવું વધુ યોગ્ય ગણાશે. ઉપર આપેલા કોઠામાં બતાવવામાં આવેલા ખર્ચ માટે, બીજા તબક્કામાં બંગાળની સરકારને જવાબદાર ગણવામાં આવતી હતી.

૧. હિંદના તા. ૩૧ માર્ચ ૧૮૭૭ના ગેઝેટના ભાગ-૧નું પાન ૧૭૪.

આ ખર્ચને પહોંચી વળવા નીચેની આવકોનો હવાલો બંગાળાને ઉપયોગ કરવા આપવામાં આવ્યો હતો.

**સુપ્રત કરેલ આવક (૦૦૦ બાદ કરતાં)**

| આવકના વિભાગ | ૧૮૭૬-૭૭માં અંદાજિ પેદાશ | પેદાશની ધારણાનો ભાગ અંદાજી આવક ૧૮૭૭-૮ | ૧૮૭૮-૯ | ૧૮૭૯-૮૦ | ૧૮૮૦-૮૧ | ૧૮૮૧-૨ |
|---|---|---|---|---|---|---|
| | રૂા. | રૂા. | રૂા. | રૂા. | રૂા. | રૂા. |
| ૪. અર્ક અને દવાઓની પ્રક્રિયા | ૬,૩૦૦ | ૬,૪૦૦ | ૬,૫૦૦ | ૬,૬૦૦ | ૬,૭૦૦ | ૬,૮૦૦ |
| ૬. જકાત (જુઓ, પરચૂરણ જકાત, ગોદામ અને ડોકનું ભાડું) | ૩,૬૦૦ | ૩,૬૦૦ | ૩,૬૦૦ | ૩,૬૦૦ | ૩,૬૦૦ | ૩,૬૦૦ |
| ૭. મીઠું (ગોદામોનું ભાડું દંડ, જપ્તી અને પરચૂરણ) | ૨૨૦ | ૨૨૦ | ૨૨૦ | ૨૨૦ | ૨૨૦ | ૨૨૦ |
| ૯. સ્ટેમ્પસ | | | | | | |
| ૧૩. કાયદો અને ન્યાય | ૧૦,૩૦૦ | ૧૦,૫૭૫ | ૧૦,૮૫૦ | ૧૧,૧૨૫ | ૧૧,૪૦૦ | ૧૧,૬૭૫ |
| ૧૪ દરિયાઇ (સૂકાનીઓની આવક, નોંધણી બીજી ફી તથા પરચૂરણ. | ૧,૦૯૧ | ૧,૦૮૪ | ૧,૦૮૪ | ૧,૦૮૪ | ૧,૦૮૪ | ૧,૦૮૪ |
| ૧૬. પરચૂરણ (બિલ ઉપરના બધા વટાવ, ન મળેલાં બિલ અને બીજી કોઈપણ રૂા. ૧૦,૦૦૦થી વધુ રકમની ન નોંધાયેલી બાબત સિવાય) | ૭૭૧ | ૭૯૨ | ૭૯૨ | ૭૯૨ | ૭૯૨ | ૭૯૨ |
| કુલ | – | ૨૨,૬૭૧ | ૨૩,૦૭૬ | ૨૩,૪૨૧ | ૨૩,૫૯૬ | ૨૪,૧૭૧ |

ઉપર દર્શાવેલા હિંદના ગેઝેટના સ્ટેટમેન્ટમાંથી ઉતારો.

પણ સુપ્રત કરેલી નાણાકીય જોગવાઈઓ, જોડાયેલી સેવાઓના ખર્ચાઓને પહોંચી વળવા પૂરતી નહોતી, તેથી સરેરાશ કરતાં વધારે ચૂકવેલું છે જે હિંદ સરકારને ભરવાનું હતું તેને ગણત્રીમાં લીધા પછી બંગાળની સરકારને શાહી ખજાનામાંથી નીચેની વધારાની જોગવાઈઓ કરી આપવા હિંદ સરકાર સંમત થઈ :

| વર્ષ | જોગવાઈ |
|---|---|
| ૧૮૭૭-૭૮ | ૪૮,૩૨,૦૦૦ |
| ૧૮૭૮-૭૯ | ૪૪,૫૭,૦૦૦ |
| ૧૮૭૯-૮૦ | ૪૦,૮૨,૦૦૦ |
| ૧૮૮૦-૮૧ | ૩૭,૦૭,૦૦૦ |
| ૧૮૮૧-૮૨ | ૩૩,૩૨,૦૦૦ |

## મધ્ય પ્રાંતો[1]

મધ્ય પ્રાંતોના બજેટની બાબતમાં નીચેની વધારાની જોગવાઈઓ કરવામાં આવી હતી.

| ખર્ચની બાબત | ૧૮૭૭-૭૮માં નક્કી થયેલી ગ્રાન્ટ | છટણી | દરખાસ્ત કરેલી કુલ ચોખ્ખી ગ્રાન્ટ |
|---|---|---|---|
| | રૂા. | રૂા. | રૂા. |
| જકાત, સ્ટેમ્પ, કાયદો અને ન્યાય અને પર ચૂંટણીમાંથી થયેલ વળતર | ૪૭,૦૦૦ | — | ૪૭,૦૦૦ |
| જકાત | ૫૨,૦૦૦ | — | ૫૨,૦૦૦ |
| સ્ટેમ્પસ | ૧૪,૦૦૦ | — | ૧૪,૦૦૦ |
| પતાવટના ખર્ચને વાર કરતાં રહેતું જમીન | ૬,૬૬,૦૦૦ | | |
| મહેસૂલ વહીવટ (હિસાબી અને ચલણની | ૩,૩૯,૦૦૦ | | |
| ઓફિસને બાદ કરતાં) | | ૯૦,૦૦૦ | ૧૭,૭૪,૦૦૦ |
| ગૌણ વિભાગો (વાયુશાસ્ત્ર અને પુરાતત્ત્વ વિભાગને બાદ કરતાં) | ૪,૦૦૦ | | |
| કાયદો અને ન્યાય | ૬,૯૧,૦૦૦ | | |
| લેખન સામગ્રી અને સ્ટેમ્પસ | ૬૯,૦૦૦ | | |
| પરચૂરણ (ભરણાના વટાવ અને પુરવઠા બિલ ઉપરની છૂટને બાદ કરતાં). | ૫,૦૦૦ | | |
| ઉમેરો– | | | |
| પ્રાંતીય સેવાઓ માટે અસ્તિત્ત્વ ધરાવાતી જોગવાઈઓ | ૨૭,૭૩,૦૦૦ | — | ૨૭,૭૩,૦૦૦ |
| મધ્યપ્રાંતોના બજેટ ઉપર પડનારી સેવાઓ માટેની કુલ ગ્રાન્ટ. | ૪૬,૬૦,૦૦૦ | — | ૪૫,૭૦,૦૦૦ |

આ ખર્ચને પહોંચી વળવા મધ્ય પ્રાંતોની સરકારને, નીચેના સાધનોમાંથી ઉત્પન્ન થતા મહેસૂલની ઉપજનો ઉપયોગ કરવાની સત્તા આપવામાં આવી હતી.

---

૧. ૨ જૂન ૧૮૭૭ના હિંદના ગેઝેટ ભાગ-૧ પાન ૨૭૪.

| સુપ્રત કરેલી મહેસૂલ ના વિભાગ | ૧૮૭૬-૭૭ની અંદાજી પેદાશ | નીચેના વર્ષોમાં પાકના પ્રમાણમાં અંદાજી પેદાશ | | |
|---|---|---|---|---|
| | | ૧૮૭૭-૭૮ | ૧૮૭૮-૯ | ૧૮૭૯-૮૦ |
| | રૂ. | રૂ. | રૂ. | રૂ. |
| જકાત | ૧૩,૯૦,૦૦૦ | ૧૪,૫૦,૦૦૦ | ૧૫,૧૦,૦૦૦ | ૧૫,૭૦,૦૦૦ |
| સ્ટેમ્પ્સ | ૯,૭૦,૦૦૦ | ૯,૭૫,૦૦૦ | ૯,૮૦,૦૦૦ | ૯,૮૫,૦૦૦ |
| કાયદો અને ન્યાય | ૧,૬૭,૦૦૦ | ૧,૭૫,૦૦૦ | ૧,૮૩,૦૦૦ | ૧,૯૧,૦૦૦ |
| પરચૂરણ (બિલનો વટાવ, વટાવવાનાં બાકીનાં બિલ, અને રૂ.૧૦,૦૦૦થી વધારાની કોઈપણ વણ નોંધાયેલી બાબત | ૭,૦૦૦ | ૭,૦૦૦ | ૭,૦૦૦ | ૭,૦૦૦ |
| કુલ | — | ૨૬,૦૭,૦૦૦ | ૨૬,૮૦,૦૦૦ | ૨૭,૫૩,૦૦૦ |

ઉપર દર્શાવેલા ગેઝેટમાંથી ઉતારો.

આ આવક અપૂરતી હોવાથી, હિંદ સરકારે, શાહી નાણા ભંડોળમાંથી નીચેની જોગવાઈઓ દ્વારા બાકીની ખાધ પૂરી કરવાનો નિશ્ચય કર્યો :

| વર્ષ | જોગવાઈ |
|---|---|
| ૧૮૭૭-૭૮ | રૂ.૧૯,૬૩,૦૦૦-૦૦ |
| ૧૮૭૮-૭૯ | રૂ.૧૯,૯૦,૦૦૦-૦૦ |
| ૧૮૭૯-૮૦ | રૂ.૧૮,૧૭,૦૦૦-૦૦ |

જો કે સુપ્રત કરેલા મહેસૂલમાંની શરતોને જ આ જોગવાઈઓ આધીન હતી. આ શરતોની જોગવાઈને લીધે હિંદ સરકાર, તેમની સંયુક્ત વાર્ષિક અંદાજી પેદાશ ઉપરના વધારાનો અડધો ભાગ લેવા શક્તિમાન હતી. અને જો સરેરાશ કરતાં ઉપજ ઓછી થાય તો હિંદ સરકાર ખાધનો અડધો ભાગ પણ આપવા બંધાયેલી હતી. જો રાબેતા મુજબની પેદાશ કરતાં જો વધારો જોવામાં આવે તો વધારાના અડધા ભાગ જેટલો, જોગવાઈઓમાં ઘટાડો કરવામાં આવતો હતો અને જો તેમાં ખાધ જોવામાં આવે તો ઘટાડાના અડધા ભાગ જેટલો જોગવાઈઓમાં વધારો કરવામાં આવ્યો હતો.

## મુંબઈ

મુંબઈ સરકારના ઈલાકાના અંદાજપત્ર[1]ની વાત કરતાં જોવા મળે છે કે નીચેના ખર્ચાઓનો તેમાં સમાવેશ કરવામાં આવ્યો હતો.

| ખર્ચના વિભાગ | ૧૮૭૭-૭૮ પ્રમાણે નક્કી કરેલી ગ્રાન્ટ | છટણી | કુલ ગ્રાન્ટ |
|---|---|---|---|
| ૩ વળતર | ૧,૧૦,૦૦૦ | | |
| ૪ જમીન મહેસૂલ | ૬૫,૦૭,૦૦૦ | | |
| ૬ જકાત | ૮૦,૦૦૦ | | |
| ૭ આબકારી જકાત | ૮,૦૯,૦૦૦ | | |
| ૮ મીઠું | ૫,૬૯,૦૦૦ | | |
| ૧૪ વહીવટ | ૧૧,૪૩,૦૦૦ | | |
| ૧૫ ગૌણવિભાગ | ૧,૧૩,૦૦૦ | | |
| ૧૬ કાયદો અને ન્યાય | ૪૩,૧૨,૦૦૦ | ૫,૬૭,૦૦૦ | ૨,૧૩,૯૬,૦૦૦ |
| ૧૮ દરિયાઈ વિભાગ | ૩૧,૦૦૦ | | |
| ૨૦ પાદરીને લગતું | ૩,૨૫,૦૦૦ | | |
| ૨૧ દવાને લગતું | ૨,૬૮,૦૦૦ | | |
| ૨૨ લેખન સામગ્રી અને સ્ટેમ્પ | ૨,૨૯,૦૦૦ | | |
| ૨૪ ભથ્થાં અને જોગવાઈઓ | ૬૪,૮૧,૦૦૦ | | |
| ૨૬ પેન્શનનાં ભથ્થાં | ૮,૦૦,૦૦૦ | | |
| ૨૮ પરચૂરણ | ૨૮,૦૦૦ | | |
| ઉમેરો - | | | |
| પ્રાંતીય સેવાઓ માટેની અસ્તિત્વ ધરાવતી જોગવાઈઓ | ૧,૦૪,૫૪,૦૦૦ | — | ૧,૦૪,૫૪,૦૦૦ |
| કુલ | ૩,૨૪,૧૭,૦૦૦ | ૫,૬૭,૦૦૦ | ૩,૧૮,૫૦,૦૦૦ |

આ પહેલાંથી મોકલેલી સેવાઓમાંથી મળતી આવક ઉપરાંત હિંદ સરકારે મુંબઈ સરકાર માટે નીચેની વધારાની જોગવાઈઓ પણ ઊભી કરી.

૧. ૪ ઓગસ્ટ ૧૮૭૭ના હિંદના ગેઝેટના ભાગ-૧નું પાન ૪૬૮.

## સુપ્રત કરેલી જોગવાઈઓ (૦૦૦ બાદ કર્યા છે)

| મહેસૂલના સુપ્રત કરેલા વિભાગો | ૧૮૭૬-૭૦માં અંદાજી પેદાશ | નીચેનાં વર્ષોમાં ધારણા કરાયેલી ઉપજની સરેરાશ મુજબ અંદાજી ઉપજ | | | | |
|---|---|---|---|---|---|---|
| | | ૧૮૭૭-૮ | ૧૮૭૮-૯ | ૧૮૭૯-૮૦ | ૧૮૮૦-૧ | ૧૮૮૧-૨ |
| | રૂા. | રૂા. | રૂા. | રૂા. | રૂા. | રૂા. |
| ૧ જમીન મહેસૂલ (ઈનામદારીની પતાવટ અને સેવાઓમાંથી રૂપાંતર) | ૫,૧૯૯ | ૬,૬૨૪ | ૬,૬૨૪ | ૬,૬૨૪ | ૬,૬૨૪ | ૬,૬૨૪ |
| ૪ જકાત | ૩,૯૪૬ | ૪,૦૦૦ | ૪,૧૦૦ | ૪,૨૦૦ | ૪,૩૦૦ | ૪,૪૦૦ |
| સ્ટેમ્પસ | ૪,૧૮૬ | ૪,૩૦૦ | ૪,૩૫૦ | ૪,૫૦૦ | ૪,૫૫૦ | ૪,૬૦૦ |
| કાયદો અને ન્યાય | ૨૭૭ | ૨૭૦ | ૨૭૦ | ૨૭૦ | ૨૭૦ | ૨૭૦ |
| કુલ | - | ૮,૫૭૦ | ૮,૭૨૦ | ૮,૯૭૦ | ૯,૧૨૦ | ૯,૨૭૦ |
| પરચૂરણ (ફેરબદલીથી થતો લાભ, બિલ ઉપરનો વટાવ, મનીઓર્ડર ઉપરનો વટાવ, ખ્યાલમાં થયેલાં મનીઓર્ડર, વેચાણ, દરબારોની ભેટસોગાદો અને બીજી રૂા.૧૦,૦૦૦થી વધુની ન નોંધાયેલ બાબતોને બાદ કરતાં) | ૫૨ | ૭૦ | ૭૦ | ૭૦ | ૭૦ | ૭૦ |
| કુલ | - | ૧૫,૨૬૪ | ૧૫,૪૧૪ | ૧૫,૨૬૪ | ૧૫,૮૫૪ | ૧૫,૯૬૪ |

હિંદના ગેઝેટમાંથી મેળવેલ

મુંબઈ ઈલાકાના ખર્ચ અને તેની સાથે જોડાયેલ મુંબઈ અંદાજપત્ર વચ્ચેના તફાવતને પહોંચી વળવા આપેલી જોગવાઈઓ નીચે પ્રમાણે હતી :

| વર્ષ | જોગવાઈ |
|---|---|
| ૧૮૭૭-૭૮ | ૧,૫૩,૨૦,૦૦૦ |
| ૧૮૭૮-૭૯ | ૧,૫૧,૩૦,૦૦૦ |
| ૧૮૭૯-૮૦ | ૧,૪૯,૨૦,૦૦૦ |
| ૧૮૮૦-૮૧ | ૧,૪૭,૭૦,૦૦૦ |
| ૧૮૮૧-૮૨ | ૧,૪૬,૨૦,૦૦૦ |

એ નોંધવું જોઈશે કે આ જોગવાઈઓને મધ્ય પ્રાંતોના સંબંધમાં મૂકેલી શરતો જેવી જ શરતોને આધીન હતી.

### પંજાબ

માત્ર પંજાબનું પ્રાંતીય અંદાજપત્ર જ એવું હતું જે સુપ્રત જોગવાઈઓના આધારે તૈયાર કરવામાં આવ્યું હતું.

ખર્ચના જુદા જુદા વિભાગો જે તેની સાથે જોડાયેલા હતા તે હવે પછી નીચે પ્રમાણે નક્કી કરેલા હતા :

| જોડાયેલા ખર્ચાઓના વિભાગો | ૧૮૭૭-૭૮ પ્રમાણે નક્કી કરેલી ગ્રાન્ટ | છટણી | કુલ દરખાસ્ત કરેલી ગ્રાન્ટ |
|---|---|---|---|
| વળતર | ૬૫,૦૦૦ | | |
| પતાવટના ખર્ચને બાદ કરતાં, જમીન મહેસૂલ | ૧૬,૨૧,૦૦૦ | | |
| જકાત | ૫૮,૦૦૦ | | |
| સ્ટેમ્પસ | ૭૨,૦૦૦ | | |
| વહીવટ (પતાવટ, સેક્રેટરી, ચલણ ઓફિસ અને હિસાબને બાદ કરતાં) | ૯,૭૪,૦૦૦ | | |
| ગૌણ વિભાગ | ૧૬,૦૦,૦૦૦ | | |
| કાયદો અને ન્યાય | ૨૦,૯૪,૦૦૦ | ૨,૨૪,૦૦૦ | ૫૧,૩૮,૦૦૦ |
| વૃદ્ધાવસ્થા અને પેન્શન અને નિવૃત્તિ ભથ્થાં | ૩,૩૮,૦૦૦ | | |
| દવાનું ભથ્થુ, ગ્રેચ્યુઈટી. | | | |
| ખજાના વળતરને બાદ કરતાં બીજાં પરચૂરણ ખાતાં | ૪૧,૦૦૦ | | |
| લેખન સામગ્રી અને સ્ટેમ્પ | ૮૩,૦૦ | | |
| ઉમેરો : | | | |
| પ્રાંતીય સરકારો માટેનાં અસ્તિત્વ ધરાવતાં ભથ્થાં | ૫૪,૨૨,૦૦૦ | | ૫૪,૨૨,૦૦૦ |
| કુલ | ૧,૦૭,૮૪,૦૦૦ | ૨,૨૪,૦૦૦ | ૧,૦૫,૬૦,૦૦૦ |

ઉપરના ખર્ચને પહોંચી વળવા પંજાબ સરકારને નીચે પ્રમાણે જોગવાઈઓને સુપ્રત કરવાની દરખાસ્ત મૂકવામાં આવી :

| આવક માટે સુપ્રત કરેલા વિભાગો | ૧૮૭૬-૭૭માં કુલ આવક | નીચેના વર્ષોમાં અંદાજી ચોખ્ખી આવક | | |
|---|---|---|---|---|
| | | ૧૮૭૭-૮ | ૧૮૭૮-૯ | ૧૮૭૯-૮૦ |
| | રૂ. | રૂ. | રૂ. | રૂ. |
| ગણત્રી કરેલા વેરા | — | — | ૧૨,૦૦,૦૦૦ | ૧૨,૦૦,૦૦૦ |
| સ્ટેમ્પ્સ | — | ૨૪,૮૫,૦૦૦ | ૨૫,૦૫,૦૦૦ | ૨૫,૨૫,૦૦૦ |
| કાયદો અને ન્યાય | — | ૪,૧૫,૦૦૦ | ૪,૧૫,૦૦૦ | ૪,૧૫,૦૦૦ |
| જકાત | — | ૧૦,૩૦,૦૦૦ | ૧૦,૫૦,૦૦૦ | ૧૦,૭૦,૦૦૦ |
| | — | ૩૯,૩૦,૦૦૦ | ૩૯,૭૦,૦૦૦ | ૪૦,૧૦,૦૦૦ |
| પરચૂરણ (વટાવવાથી થતો નફો, બિલ ઉપર વટાવ, અને વહીવટીનાં ખાલસા થયેલાં બિલને બાદ કરતાં | — | ૬૦,૦૦૦ | ૬૦,૦૦૦ | ૬૦,૦૦૦ |
| કુલ | — | ૩૯,૯૦,૦૦૦ | ૫૨,૩૦,૦૦૦ | ૫૨,૭૦,૦૦૦ |

આ ખર્ચને પહોંચી વળવા હિંદ સરકારે સ્ટેમ્પ્સ, કાયદો અને ન્યાય તેમ જ જકાતમાં જે કંઈ સુધારો થાય તેમાંથી ચોકકસ હિસ્સો લેવાનો હક અનામત રાખ્યો હતો. જો અંદાજી ખર્ચના સંબંધમાં, અંદાજી પેદાશમાં ઉભાર ઓછો હોય તો, અંદાજપત્રમાં ઊભી થતી ખાધને પહોંચી વળવા પંજાબ સરકારને, હિંદ સરકાર નીચે પ્રમાણેની જોગવાઈઓનો કરી આપે તે બાબત ઉપર હિંદ સરકાર સંમત થઈ હતી :

| વર્ષ | જોગવાઈઓ | જકાત, સ્ટેમ્પ અને કાયદો તથા ન્યાયમાથી થતી ચોખ્ખી આવકના ભાગમાંથી બાદ. | ચોખ્ખી જોગવાઈ |
|---|---|---|---|
| | રૂ. | રૂ. | રૂ. |
| ૧૮૭૭-૮ | ૬૫,૭૦,૦૦૦ | ૧,૦૭,૦૦૦ | ૬૪,૬૩,૦૦૦ |
| ૧૮૭૮-૯ | ૫૩,૪૦,૦૦૦ | ૮૫,૦૦૦ | ૫૨,૫૫,૦૦૦ |
| ૧૮૭૯-૮૦ | ૫૩,૧૦,૦૦૦ | — | ૫૩,૧૦,૦૦૦ |

મદ્રાસ સરકારે, સુપ્રત કરાવેલી જોગવાઈઓના સિદ્ધાંત ઉપર આધારિત મુલ્કી બજેટની જવાબદારીઓને સ્વીકારવાની ના પાડી દીધી તે બાબત નોંધપાત્ર છે. તેણે તો જૂના સિદ્ધાંત ઉપર આધાર રાખવાનું પસંદ કર્યું. આ પ્રકરણમાં બર્મા તથા આસામના પ્રાંતીય બજેટનો સમાવેશ થતો નથી. તેમના બંધારણના પાયારૂપ સિદ્ધાંત હવે પછીના પ્રકરણમાં હાથ ધરવાના અભ્યાસને અનુરૂપ હોવાથી તેમને આ પ્રકરણમાં સમાવવાનું યોગ્ય લાગતું નથી.

પ્રાંતીય બજેટના બીજા તબક્કાના વિકાસના અભ્યાસને પૂરો કરતાં પહેલાં, શાહી ખજાનામાં નફાની દ્રષ્ટિએ અને પ્રાંતીય સરકાર માટે ખર્ચના સંદર્ભમાં પૂરતા હોવાના દ્રષ્ટિબિંદુના સંદર્ભમાં, કાયદાના અમલ દરમિયાન મળેલાં પરિણામોને ચકાસી જોવાં તે વધુ હિતાવહ છે.

પ્રાંતો માટે પૂરતા હોવાના દષ્ટિબિંદુથી નીચેના આંકડાઓ આ તબક્કાનાં પરીણામોનો ચિતાર આપે છે :

| પ્રાંત | વાર્ષિક નફો અથવા ખોટ | | | | |
|---|---|---|---|---|---|
| | ૧૮૭૭-૮ | ૧૮૭૮-૯ | ૧૮૭૯-૮૦ | ૧૮૮૦-૧ | ૧૮૮૧-૨ |
| | £ | £ | £ | £ | £ |
| મધ્ય પ્રાંત | ૫,૯૯૨ | ૭,૦૪૯ | -૨૮,૧૩૩ | ૨,૯૫૬ | ૯૫,૨૨૧ |
| બંગાળા | ૧૭૩,૩૮૦ | ૧૫૮,૯૩૨ | ૮૨,૫૨૩ | -૧૧,૩૧૩ | ૨૫૫,૧૮૯ |
| નોર્થ વેસ્ટ પ્રદેશ અને અવધ | ૪,૪૬૯ | ૨૩૭,૧૦૦ | ૩૨૦,૭૨૯ | ૨૮૦,૭૯૦ | ૬૬૭,૬૧૩ |
| પંજાબ | ૧૮,૫૭૮ | ૪૮,૧૯૫ | ૭,૦૧૭ | ૫૯,૪૯૭ | ૧૩૫,૯૭૯ |
| મુંબઈ | -૬૦૯,૬૭૨ | ૬૧,૨૪૯ | -૧૧,૨૦૧ | ૩૭,૮૫૫ | ૪૧૮,૭૮૩ |

હિંદ સરકારના નાણાં અને મહેસૂલ હિસાબમાંથી ઉતારો.

આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે મુંબઈને બાદ કરતાં, શાહી સરકાર દ્વારા ઊભું કરાયેલું ભંડોળ, પ્રાંતીય બજેટ સાથે જોડાયેલી સેવાઓ ચાલુ રાખવાના ખર્ચ માટે પૂરતું હતું એટલું જ નહીં પણ ખર્ચને બાદ કરતાં તેમાં કેટલીક પૂરાંત પણ રહેતી હતી. ૧૮૭૯-૮૦ના વર્ષો દરમિયાન પ્રાંતીય સરકારો, તેમના નાણાંતંત્રને નુકશાન પહોંચાડયા વગર શાહી સરકારોને કરેલી સહાય દર્શાવે છે કે પ્રાંતીય સરકારો પાસે નાણાકીય સગવડતા પૂરતી હતી એટલું જ નહિ પણ તેઓ તેમાંથી આ હેતુ માટે બચત પણ કરી શકતા હતા. ૧૮૭૯ના

વર્ષમાં શાહી સરકારની નાણાકિય પરિસ્થિતિ કટોકટીભરી બની ગઈ. રૂપિયાની કિંમતમાં અવમૂલ્યન અને અફવાઓ સાથેની આક્રમકતાની શરૂઆતને લીધે ૧૮૭૯-૮૦માં લગભગ ૧,૩૯૫,૦૦૦ પાઉંડની ખોટ ઊભી થવાનો અંદાજ કાઢવામાં આવ્યો હતો. આમાં રક્ષણાત્મક વ્યવસ્થાના પ્રથમ પગથિયા તરીકે હિંદ સરકારે વિવિધ સ્થાનિક સરકારો તથા વહીવટી તંત્રોને તાકીદ કરી કે, જેમ બને તેમ દેશ ઉપરના સામાન્ય ખર્ચાઓમાં વધુમાં વધુ કાપ મૂકવો અને સૂચના આપી કે શાહી, પ્રાંતીય અથવા સ્થાનિક ખર્ચાઓ નાબૂદ કરવા, રદ કરવા અથવા મુલતવી રાખવા માટેનાં પગલાં તાત્કાલિક ભરવાં અને ખરેખર જરૂર ન હોય તેવા સંજોગોમાં વધારા અથવા મહેકમના વધારા માટેના કોઈપણ દરખાસ્તોને પ્રોત્સાહન આપવું નહિ.[1]

રક્ષણાત્મક વ્યવસ્થાના બીજા પગલાં તરીકે હિંદ સરકારે હુકમ કર્યો જ્યાં સુધી-

''સ્થાનિક સરકારો સાથેની વ્યવસ્થા થાય ત્યાં સુધી, સરકારની તે પહેલાં મંજૂરી મળી હોય તેમ છતાં પણ રૂા.૨,૫૦૦થી વધુ ખર્ચ થવાની જેમાં શક્યતા હોય તેવું કોઈપણ નવું કામ, જેનું ભારણ શાહી અથવા પ્રાંતીય ભંડોળ ઉપર પડવાનું હોય તેને અમલમાં મૂકવું નહિ.[2]

આ ઉત્પાદકીય જાહેર કામોમાં ઉપરના ખર્ચમાં મોટો કાપ કરવાનું નક્કી કર્યું. જ્યારે એવું સંશોધન થયું કે આ પગલાંઓને પરિણામે શાહી બજેટમાં ધારેલા સુધારાઓ થઈ શક્યા નથી અને લીધેલાં પગલાં અંદાજી પરિણામ આપવા માટે પર્યાપ્ત નથી ત્યારે હિંદ સરકારે આયોજન કર્યું કે જેને પરિણામે પ્રાંતીય પૂરાંત ઉપર પરોપકારી વેરો નાખવો જે વધારાના ટેક્સના વિકલ્પે વધુ સારો હતો. જો કે આમાં પ્રાંતીય પુરાંતમાં તો માત્ર પ્રાંતોને જરૂર પડે ત્યારે જ વાપરવા માટેનું પ્રાંતોનું ભંડોળ છે અને તે શાહી સરકાર પાસે તો એક પવિત્ર ટ્રસ્ટ બીજાની અનામત હોય તે રીતે સાચવણી માટે રાખવામાં આવ્યું છે, મૂળભૂત નિયમનો તેમાં ભંગ થતો હતો. પણ પ્રાંતીય નાણાતંત્રની પવિત્રતાની જવાબદારી કરતાં હિંદની નાણાંકીય સદ્ધરતા વધુ પવિત્ર ગણવામાં

---

૧. નાણાં વિભાગનો તા. ૯ નવેમ્બર ૧૮૭૮ નં. ૪૦૬૩નો ઠરાવ.

૨. નાણાં વિભાગનો તા. ૧ મે ૧૮૭૯નો ઠરાવ, તૂંદના તા. ૩ મે ૧૮૭૯ના ગેઝેટ ભાગ-૧નું પાન ૩૨૯.

આવતી હતી. આમ પ્રાંતીય સરકારો પાસેથી શાહી સરકારે નીચેની રકમ વસૂલ કરવાની ફરજ પડી.

| પ્રદેશ | શાહી સરકારને આપવાનો ફાળો | | |
|---|---|---|---|
| | ૧૮૭૯-૮૦ | ૧૮૮૦-૧ | લાખમાં કુલ |
| | રૂ. | રૂ. | રૂ. |
| નોર્થ વેસ્ટ પ્રદેશ | ૧૦ | ૧૦ | ૨૦ |
| નોર્થ વેસ્ટ પ્રદેશ | ૭½ | ૭½ | ૧૫ |
| મુંબઈ | ૪ | ૪ | ૮ |
| પંજાબ | ૩ | ૩ | ૬ |
| બર્મા | ૩ | ૩ | ૬ |
| મધ્ય પ્રાંતો | ૨½ | ૨½ | ૫ |
| મદ્રાસ | ૨ | ૨ | ૪ |
| આસામ | ૧½ | ૧½ | ૩ |
| કુલ | ૩૩½ | ૩૩½ | ૬૭ |

આ ફાળો ૧૮૮૨-૮૩માં પાછો ચૂકવવામાં આવ્યો હતો. પણ એ સમય દરમિયાન આ ફાળો શાહી તિજોરી માટે હકીકતમાં એક નફો અથવા રાહત આપનાર પરિબળ સાબિત થયું. પણ શાહી તિજોરી માટે ખરેખરની રાહત તો સુપ્રત કરાયેલી સેવાઓ જે તબદીલ કરવામાં આવી હતી તેમાંના ખર્ચની કપાતને પરિણામે ઊભી થતી હતી. દરેક પ્રાંતની બાબતમાં કપાતને પરિણામે થતી રકમને ટૂંકમાં નીચે દર્શાવી શકાય.

| પ્રાંત | કપાત રૂપિયા | |
|---|---|---|
| નોર્થ-વેસ્ટ પ્રાંતો | ૩,૫૪,૦૦૦ | કુલ ખર્ચ કરાયેલાના ૫% |
| આંધ્ર | ૭૩,૦૦૦ | કુલ ખર્ચ કરાયેલાના ૫% |
| બંગાળા | ૫,૯૦,૦૦૦ | કુલ ખર્ચ કરાયેલાના ૫% |
| મધ્ય પ્રાંતો | ૯૦,૦૦૦ | કુલ ખર્ચ કરાયેલાના ૫% |
| મુંબઈ | ૭૩,૦૦૦ | કુલ ખર્ચ કરાયેલાના ૫% |
| પંજાબ | ૨,૪૧,૦૦૦ | કુલ ખર્ચ કરાયેલાના ૫% |

આમાં શાહી સરકાર દ્વારા ઉતારી લીધેલા કુલ નફાનો સમાવેશ થતો નથી. આ સાથે નફાના બીજા રસ્તાઓનો પણ ઉલ્લેખ કરવો જરૂરી છે. ભૂતકાળના ઈતિહાસની દષ્ટિએ ન્યાયી લાગે તે કરતાં વધુ ઊંચી ઉપજ દ્વારા પેદા થતું સુપ્રત મહેસૂલ જો ધ્યાનમાં રાખવામાં આવે તો, મુલ્કી સેવાઓ માટે જો સરેરાશ પેદાશ નીચેના ધોરણે નક્કી કરવામાં આવી હોય તો હિંદ સરકાર મુલ્કિ સેવાઓ માટે જરૂર પડત તે કરતાં ઓછી રકમની જોગવાઈ કરવા શક્તિમાન હતી. અવ્યવહારૂ ધારણાને લીધે મુકત કરેલી મહેસૂલની જોગવાઇઓમાં ઊભા થયેલો ઘટાડો તે તો સીધે સીધો ફાયદો હતો. બંધ થયેલા મહેસૂલ વિષેના ધારાને પરિણામે ઊભો થયેલ વધારાની શકયતાને લીધે જે ધોરણની ધારણામાં વધારો થયો હતો. તેણે નફાનાં નવાં દ્વાર ખોલી દીધાં. તેમ છતાં આ ધારાને કારણે જ મહેસૂલમાં ઘટાડાને કારણે હિંદ સરકારને ખોટનો સામનો કરવો પડયો. નફાની આ શરતી પદ્ધતિઓથી કેટલો ફાયદો થયો તે કહેવું મુશ્કેલ છે. જો કે આમાંથી થતો ફાયદો હિંદની તિજોરી માટે દળદાર હતો તે હકીકતની ના પાડી શકાય નહિ.

આમ સુપ્રત કરેલી નાણાં પદ્ધતિના આધારે પ્રાંતીય નાણાતંત્રનું આયોજન અને પ્રાંતીય તથા શાહી સરકાર એમ બંને દષ્ટિએ સફળ હતું તેમ તેનાં પરિણામો ઉપરથી દેખાય છે. પરિણામે આ પદ્ધતિના વિકાસમાં આગળ વધવું તેમ બંનેએ સંયુક્ત રીતે નકકી કર્યું અને તેના ફળસ્વરૂપ ત્રીજો તબકકો અમલમાં આવ્યો.





# મહેસૂલના ભાગલા દ્વારા અંદાજપત્ર

## ૧૮૮૨-૮૩થી ૧૯૨૦-૨૧

પ્રાંતીય બજેટના વિસ્તરણની દિશામાં લેવાતા દરેક પગલામાં, આ પહેલાં જેનો નિર્દેશ થઈ ચૂકયો છે તે, મહેસૂલ અને તેની સાથે જોડાયેલી સેવાઓના ખર્ચ વચ્ચે મેળ બેસાડવાની મુશ્કેલીવાળો વિકટ પ્રશ્ન તો સાથે હતો જ પ્રાંતીય નાણાંતંત્રના વિકાસ માટે ૧૮૭૧ અને ૧૮૭૭માં લીધેલાં બે પગલાંએ પ્રાંતીય અંદાજપત્રમાં મેળ બેસાડવા માટેની બે જુદી જુદી પદ્ધતિઓને જન્મ આપ્યો. પ્રથમ પગલામાં શાહી સરકારે પ્રાંતીય સરકારોને શાહી તિજોરીમાંથી બાંધી રકમની જોગવાઈ કરી આપી. જ્યારે બીજા પગલામાં આ પદ્ધતિમાં થોડો ફેરફાર કરી પ્રાંતીય સરકારના ઉપયોગ માટે મહેસૂલના કેટલાંક સાધનોની જ જોગવાઈ કરી. આમ તો નિશ્ચિત ન કહેવાય તેવી કેટલીક જવાબદારીઓ જે સ્થાનિક સરકારો ઉપર મૂકવામાં આવી હતી તે માટે જવાબદાર ૧૮૭૧-૭૨માં થયેલી તબદીલી જેમાં મહેસૂલના જે સાધનોની જોગવાઈ કરવામાં આવી હતી તે સાધનો આ જવાબદારીને પહોંચી વળવા પર્યાપ્ત હતાં. તેમ છતાં, આ વ્યવસ્થામાં વિકાસ માટે ઘણી ઓછી શકયતા હતી અને સ્થિતિસ્થાપકતાની દૃષ્ટિએ જોઈએ તો પ્રાંતીય નાણાંતંત્રની જરૂરિયાતોને સંતોષવામાં આ પદ્ધતિ ઊણી ઊતરી. ૧૮૭૭માં લેવાયેલાં પગલાં એક દૃષ્ટિએ જોઈએ તો ઉચ્ચ કક્ષાનાં હતાં તેમ છતાં નાણાતંત્રની સ્થિતિસ્થાપકતાની દૃષ્ટિએ એ એટલાં ઓછાં હતાં કે તેમાંથી કોઈપણ જાતના સંતોષની શકયતા નહોતી અને પરિણામે મદ્રાસે તો આ આખી પદ્ધતિનો અસ્વીકાર કરી ૧૮૭૧ની જૂની વ્યવસ્થાને જ વળગી હોવાનું પસંદ કર્યું. ૧૮૭૭ની યોજના બર્મા અથવા આસામને આપવામાં આવી નહોતી. પણ જ્યારે હિંદ સરકારે ૧૮૭૯માં આવી જોગવાઈ કરી ત્યારે તેઓને નવું પાનું ઉઘાડવાની ફરજ પડી કારણ કે, જો કે કેટલાંક પ્રાંતોમાં કરકસર તથા સુવ્યવસ્થાને લઈને વધતા જતા ખર્ચાઓ અને બાંધી

આવક વચ્ચે મેળ બેસાડવાની મુશ્કેલ પરિસ્થિતિમાં પણ સફળતા મળી હતી, તેમ છતાં બર્માને તે માટે ઊંડાણપૂર્વકની અસર થઈ. પ્રાંતીય નાણાતંત્રની યોજના પહેલાંના સાત વર્ષોમાં પ્રાંતનો ખર્ચ લગભગ કુલ રૂા. ૧,૯૮,૪૫,૯૭૦ હતો જ્યારે પછીના સાત વર્ષોની જોગવાઈ રૂા.૨,૨૦,૨૨,૭૭૦ હતી. જેમાં ખાસ ઉમેરા થયેલા હોય તેનો સમાવેશ થતો નથી. આ રકમ વર્ષે સરેરાશ રૂા.૩ લાખ થવા જાય છે. પછી આ સમયગાળાનું ખર્ચ વધીને રૂા.૨,૪૦,૭૭,૮૮૫ થયું જે લગભગ રૂા.૪૨,૩૧,૯૧૫ અથવા વર્ષે લગભગ ૬ લાખનાં વધારા જેટલું હતું. આમ ૩ લાખની વધારાની જોગવાઈઓ અને વર્ષે છ લાખના ખર્ચ વચ્ચેના તફાવતને પહોંચી વળવા તથા દેવું ચૂકવવા સહાયરૂપે શાહી સરકારે વર્ષે સરેરાશ ૨-૩/૪ લાખની ખાસ ગ્રાન્ટ આપવાની ફરજ પડી.[૧] પૂરક સહાય કરતી વેળાએ હિંદ સરકાર આવી મદદથી થતા નીતિના ધોવાણ તરફ બેધ્યાન નહોતી. સારી વ્યવસ્થા તથા કરકસર માટે જે ખૂબ જ જરૂરી હતી તેવી સહાયના દેવામાં ચોક્કસ રકમની પૂરક ગ્રાન્ટ મંજૂર કરવા કરતાં, બર્માના પ્રાંતીય બજેટમાં ૨૨-૧/૨ લાખનો વધારો કરવાનું જોવામાં આવ્યું હોત તો તે ઘણું સારૂં થાત. પુરવઠાના રૂપમાં સહાય આપવાની પ્રક્રિયા કેટલી મૂર્ખતાપૂર્ણ છે તે બર્માના અનુભવ પરથી સ્પષ્ટ થઈ ગયું હતું અને હિંદ સરકારને ખાત્રી થઈ ગઈ કે પ્રાંતીય નાણાંતંત્રની સફળતા માટે મહેસૂલમાં વિશાળ સ્થિતિસ્થાપકતા ખૂબ જ જરૂરી હતી. આમ બર્માને મહેસૂલ સુપ્રત કરવું તે ખૂબ જ જરૂરી હતું. પ્રાંતમાં તો તેની ખૂબ જ જરૂર હતી. તદઉપરાંત, શાહી તિજોરીમાં આ પ્રાંત દ્વારા મોટો ફાળો આપવામાં આવતો હતો તે બાબતને ધ્યાનમાં લઈ હિંદ સરકારે કબૂલ કર્યું કે આ પ્રાંત "પહેલાં કરતાં વધુ નાણાકીય સહાય માટે હકદાર છે."[૨] બર્માના પ્રાંતને છૂટછાટવાળી સગવડતા આપવાની પદ્ધતિના સ્વીકાર સાથે પ્રાંતોને અપાતા પુરવઠાની પદ્ધતિમાં નવા પગલાંનો સ્વીકાર કરવામાં આવ્યો. મધ્ય પ્રાંતો, નોર્થ-વેસ્ટ પ્રાંતો અને અવધ, પંજાબ, મુંબઈ અને બંગાળના મળીને કુલ પાંચ પ્રદેશોની ૧૮૭૭-૭૮ની પતાવટ દરમિયાન, ખર્ચ અને આવકના હિસાબોને સમાવતા હિંદના બજેટના મુખ્યત્વે ભાગ પાડવામાં આવ્યા હતા. (૧) સંપૂર્ણપણે શાહી અને (૨) સંપૂર્ણપણે પ્રાંતીય

૧. નાણા વિભાગના તા. ૨૬ માર્ચ ૧૮૭૯ના ઠરાવ નં. ૧૪૮૮ નો ફકરો. ૨
૨. એજન ફકરો. ૨૨.

પણ બર્માની બાબતમાં આ વિભાગો જુદી રીતે પાડી તેમને ત્રણ ભાગમાં વહેંચવામાં આવ્યા હતા. (૧) સંપૂર્ણપણે શાહી (૨) સંપૂર્ણપણે પ્રાંતીય અને (૩) શાહી- પ્રાંતીય સંયુક્ત[૧] જ્યાં સુધી મહેસૂલ તથા ખર્ચની બાબતોનો સંપૂર્ણપણે પ્રાંતીય અથવા શાહી વિભાગમાં સમાવેશ થતો હતો ત્યાં સુધી પતાવટનો ઉદ્દેશ બીજા પ્રાંતોમાં હતો તેવો જ લગભગ હતો પણ શાહી પ્રાંતીય સંયુક્ત રીતે અપનાવા હિસાબોના ત્રીજા વિભાગની બાબતમાં તફાવત જોવા મળતો હતો. આ દષ્ટિએ ચોક્કસ આવક અને ખર્ચને બીજી બાબતોથી જુદાં તારવી શાહી તથા પ્રાંતીય સત્તાઓ વચ્ચે નક્કી કરેલા ધોરણ વહેંચવામાં આવ્યા. આ વ્યવસ્થાનો હેતુ, મુખ્યત્વે પ્રાંતીય મહેસૂલમાં આવેલી જડતા દૂર કરી તેને સ્થાને સ્થિતિસ્થાપકતા લાવવાનો હતો. બીજા પ્રાંતોના મહેસૂલમાં તો સ્થિતિસ્થાપકતા પહેલેથી હતી જ કારણ કે જોગવાઈઓને બદલે ત્યાં તો પહેલેથી જ મહેસૂલના સાધનો સુપ્રત કરવામાં આવ્યાં હતાં. પણ તેમના મહેસૂલમાં જેટલા પ્રમાણમાં નિશ્ચિત જોગવાઈઓનો ફાળો હતો તેટલા પ્રમાણમાં તેમના નાણાતંત્રમાં પણ જડતા ઘર કરી ગઈ હતી. બર્માના બારામાં જોઈએ તો નક્કી કરેલી જોગવાઈઓ માટેના વધતા મહેસૂલની જે વ્યવસ્થા શરૂ કરવામાં આવી તેણે પ્રાંતીય મહેસૂલને પુષ્કળ સ્થિતિસ્થાપકતા આપી જેના વગર વધતા જતા ખર્ચાઓને પહોંચી વળવાનું ખૂબ જ મુશ્કેલ હતું.

ભાગે પડતા મહેસૂલના સિદ્ધાંત ઉપર બર્માના પ્રાંતીય બજેટના માળખાને નવેસરથી અમલમાં મૂકવા માટે આવક અને ખર્ચના બધા જ વિભાગોને પ્રાંતીય બનાવવામાં આવ્યા. જેમાં નીચેના મુદ્દાઓ પૂરતો અપવાદ હતો જે સંપૂર્ણપણે શાહી રાખવામાં આવ્યા હતા.

| | આવક | અને જાવક |
|---|---|---|
| (૧) લશ્કર | | |
| (૨) પોસ્ટ ઓફિસ | ,, | ,, |
| (૩) ટેલેગ્રાફ | ,, | ,, |
| (૪) એકાઉન્ટ વિભાગ | ,, | ,, |
| (૫) વાયુશાસ્ત્ર વિભાગ | ,, | ,, |
| (૬) રાજનૈતિક | ,, | ,, |
| (૭) ખજાનાની હૂંડી | ,, | ,, |
| હૂંડી ઉપરનું પ્રીમિયમ અને | ,, | ,, |
| બિન-માલિકી હૂંડી | ,, | ,, |

૧. ૧૮૭૯-૮૦ના નાણાકીય સ્ટેટમેન્ટનો ફકરો ૨૪.

શાહી-પ્રાંતીય સંયુક્ત આવક-જાવકનો ત્રીજો વિભાગમાં નીચેની બાબતોનો સમાવેશ થતો હતો.

(૧) જમીન મહેસૂલ (જેમાં ખાતાના વેરાનો સમાવેશ થતો હતો પણ મત્સ્ય ઉદ્યોગનો સમાવેશ થતો નહોતો.) તેમાં મત્સ્ય ઉદ્યોગના માત્ર નહિ પણ બીજા જમીન મહેસૂલના વળતરને પ્રાપ્ત કરવાના ખર્ચનો સમાવેશ થતો હતો.

(૨) જંગલ મહેસૂલ- ખર્ચ અને વળતર

(૩) ચોખા ઉપરની આબકારી જકાત અને વળતર

(૪) મીઠાં ઉપરનું મહેસૂલ- ખર્ચ તથા વળતર

ત્રીજા વિભાગમાં આવતી બાબતો શાહી અને પ્રાંતીય સરકારો વચ્ચે અનુક્રમે ૫/૬ અને ૧/૬ના પ્રમાણમાં વહેંચી લેવામાં આવતી હતી. આ પદ્ધતિની શરૂઆતથી સ્થિતિસ્થાપક સ્વરૂપનું ભંડોળ બર્મા ઊભું કરી શક્યું એ બીજા પ્રાંતોમાં થઈ શક્યું નહોતું કારણ કે તેના ફાળાની દૃષ્ટિએ જોઈએ તો તે તો નિશ્ચિત હતો પણ કોઈપણ વર્ષે બર્માની ઉપજ જે ફેરફાર થતો હતો તેના પ્રમાણમાં, સુપ્રત મહેસૂલની જે જોગવાઈ કરેલી હતી તેને લીધે વધુ નાણાં મેળવવાનું શક્ય બન્યું. અલબત્ત, બર્મા તેને સુપ્રત કરેલ મહેસૂલની રકમની કેવી રીતે માવજત કરે છે તે ઉપર બધો આધાર હતો. પણ જો બર્મા તેને સોંપેલી જવાબદારી યોગ્ય રીતે સંભાળે તો તેણે લીધેલી મહેનત એળે જાય નહીં તેવું સ્પષ્ટ દેખાતું હતું.

ભાગે પડતા મહેસૂલની આ જ પદ્ધતિ આસામ ઉપર પણ અજમાવવામાં આવી હતી જેમાં ૧૮૭૧ની સાલ સુધી જૂની પદ્ધતિ અમલમાં હતી. જો કે બર્મામાં આ પદ્ધતિનો અમલ શરૂ થયો તે પછી જ આસામમાં તેનો અમલ કરવાની શરૂઆત થઈ તેમ છતાં, પ્રાંતીય બજેટમાં મેળ બેસાડવા માટે એક પદ્ધતિ તરીકે મહેસૂલમાં ભાગલાના સિદ્ધાંતનો વખાણવાલાયક સ્તર ઉપર અમલ કરવામાં આવ્યો નહોતો. આ સિદ્ધાંતના વિકાસલક્ષી અમલમાં આવતી રૂકાવટના કારણ તરીકે હિંદ સરકારના આ સિદ્ધાંતના અમલીકરણમાં થતા સંકોચને ગણાવી શકાય નહિ. પણ તેમાં રહેલી કેટલીક જરૂરિયાતને જ આ પરિસ્થિતિનું કારણ ગણી શકાય. આ પ્રદેશને બંગાળા સાથે જોડી દેવાની બાબત ઉપર જેમ પહેલાં વિચાર કરવામાં આવ્યો હતો તે જ રીતે આસામના નાણાંતંત્ર માટે પણ બંગાળામાં જે વ્યવસ્થા કરવામાં આવી હતી તે રીતે જ

વ્યવસ્થા કરવામાં આવે તો વહીવટીતંત્રમાં જેમ અનુકૂળતા પણ હતી તેમ મહેસૂલમાં પણ અનુકૂળતા ઊભી થાય. આમ ૧૮૭૭થી બંગાળમાં જે પ્રાંતીય હતા તે મહેસૂલ તથા ખર્ચના વિસ્તારોને ૧૮૭૯થી આસામમાં પણ પ્રાંતીય બનાવી દેવામાં આવ્યા તેમાં બંગાળામાં જે કામચલાઉ કારણોને લીધે શાહી તરીકે ગણવામાં આવતા હતા તેવા કાયદાના અમલદારોનો પણ સમાવેશ થતો હતો. નવો સિદ્ધાંત અમલમાં આવ્યો તેમાં એક માત્ર મુદ્દો જમીન મહેસૂલનો હતો. જમીન મહેસૂલનો આસામનો જે વિભાગ હતો તેના બે ભાગ પાડવામાં આવ્યા હતા જેમાં શાહી અને પ્રાંતીય સરકારનું ઉપજમાંથી વળતરનું પ્રમાણ અનુક્રમે ૪/૫ અને ૧/૫ નક્કી કરવામાં આવ્યું.[1]

નવા બજેટ અને જૂના બજેટના અંદાજી આંકડાઓની સરખામણી દ્વારા બતાવેલા નીચેના કોઠાનો આંકડાઓ ઉપરથી બંને પ્રાંતોના પરિણામોમાં પતાવટને પરિણામે કેટલો લાભ થતો હતો તે સ્પષ્ટ દેખાશે.

(૦૦૦ બાદ કરવા)

| | આસામના અંદાજની ધારણા | | | | બર્માના બજેટની ધારણા | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | નવો આધાર | | જૂનો આધાર | | નવો આધાર | | જૂનો આધાર | |
| મહેસૂલ | ૨૧૧૫ | ૨૧૧૦ | ૩૬૫૭ | ૩૫૯૬ | ૪૦૧૩ | ૪૦૭૮ | ૯૪૫૯ | ૯૬૭૩ |
| ખર્ચ | ૨૨૫૩ | ૨૨૬૧ | ૩૪૮૦ | ૩૫૬૬ | ૪૧૬૯ | ૫૧૧૧ | ૮૯૨૬ | ૧૦૧૧૯ |
| વધારો | — | — | ૧૭૭ | ૩૦ | — | — | ૫૩૩ | — |
| ખાધ | ૧૩૮ | ૧૫૧ | — | — | ૧૫૬ | ૧૦૩૩ | — | ૫૨૬ |
| બંધ થતી સિલક | ૨૦૬ | ૫૫ | ૫૨૧ | ૫૫૫ | ૮૭૩ | ૧૬૧ | ૧૫૬૨ | ૧૪૩૬ |

(હિંદ સરકારના નાણાં અને વ્યાપારના ઠરાવ તા.૧૩ માર્ચ ૧૮૭૯ને ૧૮૭૯માંથી ઉતારો.)

ભાગે પડતા મહેસૂલનો સિદ્ધાંત એકવાર બર્મા અને આસામની બાબતમાં લાગુ કર્યા પછી આ સિદ્ધાંતને બીજા પ્રાંતોમાંથી પાછો ખેંચી લેવાનું હિંદ સરકાર માટે અશક્ય બની ગયું. ૧૮૭૭માં વિવિધ પ્રાંતોમાં કરેલી પતાવટ માત્ર થોડા સમય માટેની હતી એટલું જ નહિ પણ દરેકમાં તેનો સમયગાળો જુદો જુદો હતો. માત્ર બંગાળા તથા મુંબઈની બાબતમાં જ આ પતાવટ ૧૮૭૭–૭૮થી પાંચ વર્ષના ગાળા માટે કરવામાં આવી હતી. મધ્ય પ્રાંતો તથા પંજાબની બાબતમાં ત્રણ વર્ષનો ગાળો નક્કી કરવામાં આવ્યો હતો

૧. નાણાં વિભાગના તા. ૧૭ એપ્રિલ ૧૮૭૯નો ઠરાવ નં. ૧૫૯૮.

જ્યારે નોર્થ-વેસ્ટ પ્રાંતોમાં ૧૮૭૭-૭૮થી માત્ર બે વર્ષ જેટલો ટૂંકા ગાળો જ નક્કી કરવામાં આવ્યો હતો. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે બર્મા તથા આસામ સાથેની પતાવટનો સમય પૂરો થાય તે પછી તરત જ બીજા પ્રાંતો સાથેની પતાવટનો સમય પૂરો થતો હતો અને ભાગે પડતા મહેસૂલના સિદ્ધાંત ઉપર તેની ફરીથી વિચારણા કરવાની જરૂર ઊભી થતી હતી. હિંદ સરકારે આ આખી પ્રક્રિયામાં ખૂબ જ વિલંબ કર્યો અને આ વિલંબ તો ખરેખર ડહાપણભર્યું પગલું હતું કારણ કે ભાગે પડતા મહેસૂલની પદ્ધતિને સાર્વત્રિક બનાવવી તે પગલું ઉતાવળિયું ગણાત. આ પદ્ધતિને એક પ્રાયોગિક પદ્ધતિ તરીકે જ ગણવી તે ઈચ્છનીય હતું અને એકતરફી વલણને લીધે આવેલાં માઠાં પરિણામોની પણ જાણ થઈ છેવટે હિંદ સરકારના ધ્યાન ઉપર આવ્યું કે વિવિધ પ્રાંતીય બજેટે, તો માત્ર શાહી બજેટ તે એક ઘટક હતું તેના વિવિધ ભાગ પણ હતા અને બીજા પ્રાંતોના બજેટની માંગ, જરૂરિયાતો તથા સંકટનો વિચાર કર્યા વગર કોઈપણ એક પ્રાંતના બજેટનું માળખું ગોઠવવું તે હિતાવહ નહોતું. પણ એકની માંગ ને બીજા પ્રાંતની માંગના સંદર્ભમાં ન્યાયી ઠેરવવાની સરખામણી તથા સમતોલનની પ્રક્રિયા ચાલુ રહે અને તેમાં અપેક્ષિત પરિણામો મેળવી બધા જ પ્રાંતોની એક સરખી આવતી આપી શકાય તે માટે, બધાં જ પ્રાંતીય બજેટો ઉપરની વિચારણા એક સાથે જ થાય તે અત્યંત જરૂરી હતું. આ વિચારણાના મહત્ત્વ તથા બર્મા અને આસામના અનુભવોમાંથી લાભકારક પરિણામો મળે તે માટે જરૂરી સમય મળી રહેશે માટે પ્રાંતીય સરકારોની સંમતિથી હિંદ સરકાર આવેલા તારીખ સમયગાળાને જરૂર પ્રમાણે વધારી અથવા ઘટાડા બધા જ પ્રાંતોની આ પદ્ધતિ પૂરી થવાની એકસરખી તારીખ ૩૧ માર્ચ ૧૮૯૨ રાખી.

## ૧૮૮૨-૮૩ની નાણાકિય પતાવટ

૧૮૮૨-૮૩[1]થી બધા જ પ્રાંતો માટે અમલમાં આવતી નવી પતાવટની વિશિષ્ટતા એ હતી કે તેમાં બર્મામાં ૧૮૭૮થી અમલમાં હતી તે પદ્ધતિનું વિસ્તરણ કરવામાં આવ્યું. મહેસૂલ તથા ખર્ચના બને તેટલા ઓછા વિભાગો, લગભગ બધા જ અથવા થોડાક જ અપવાદો સાથે, શાહી તરીકે મૂકવામાં

૧. હિંદ સરકાર નાણાં અને વાણિજ્ય વિભાગનો તા. ૧૩ સપ્ટેમ્બર ૧૮૮૧નો ઠરાવ નં. ૩૩૫૩.

આવ્યાં હતાં. જ્યારે બીજાનું વર્ગીકરણ પ્રાંતીય તરીકે કરવામાં આવ્યું હતું. બાકીનાંને મધ્યમ વર્ગમાં મૂકવામાં આવ્યાં હતાં. જેમને સંયુક્ત વિભાગો તરીકે ઓળખવામાં આવતા હતા અને મોટાભાગના કિસ્સાઓમાં તે પ્રાંતીય તથા શાહી સરકારોમાં સરખે ભાગે વહેંચવામાં આવતા હતા. તેમ છતાં, જે બાબતોમાં પ્રાંતીય તેમજ ભાગે પડતા મહેસૂલ કરતા પ્રાંતિયનું ખર્ચ વધી જતું હતું ત્યાં, અત્યાર સુધી શાહી તિજોરીમાંથી નિશ્ચિત જોગવાઈઓ દ્વારા જેની ખાધ પૂરવામાં આવતી હતી તેને બદલે તેમાં ફેરફાર કરી નકકી કરેલા મહેસૂલ ઉપર દરેક પ્રાંતને એક ચોકકસ ટકાવારી નકકી કરી આપવામાં આવી. બર્મા સિવાય બીજા બધાના સંબંધમાં સમગ્ર રીતે શાહી મહેસૂલની જોગવાઈ કરવામાં આવી. બર્મામાં ટકાવારી શાહી ચોખાના નિકાસ કર તથા મીઠાના મહેસૂલ જેટલું વધારી આપવામાં આવી હતી.

૧૮૮૨માં આખી યોજનાના વિસ્તૃતિકરણ સાથે અત્યારે સ્થપાયેલ ત્રણ વિભાગોની સાથે સાથે હિંદ સરકાર મહેસૂલ અને ખર્ચની વિવિધ બાબતોનું વર્ગીકરણ કરવામાં સરળતા અને એકસૂત્રતાની શરૂઆત કરવા આતુર હતી. ૧૮૭૭માં થયેલી સંધિઓમાં ભિન્નતા અને ગૂંચવણ એ લાક્ષણિક્તા હતી એ બાબત યાદ રાખવી જોઈએ. જો કે બધા જ પ્રાંતોમાં એક સરખા ખર્ચાઓની પ્રાંતોને સોંપણી નહોતી થઈ. એવું પણ બને કે એક રાજ્યમાં એક ખર્ચ શાહી હોય તે જ ખર્ચ કદાચ બીજા રાજ્યમાં પ્રાંતીય હોય વળી કયારેક એવું પણ બને કે ખર્ચની ફેરબદલી કરતાં એક ગ્રાન્ટનું વિભાજન કરી તેનો અમુક ભાગ પ્રાંતને સોંપવામાં આવે અને બીજો ભાગ શાહી તરીકે અનામત રાખવામાં આવ્યો હોય. મહેસૂલની બાબતમાં વ્યવસ્થા એટલી ગૂંચવણ ભરેલી નહોતી. સુપ્રત મહેસૂલની બાબતમાં મૂકેલી શરતોને લીધે કરેલા અડસટ્ટાને પરિણામે ગણતરીમાં ઘણા ગોટાળા ઊભા થયા. આ બંને ખામીઓ ૧૮૮૨માં જ્યારે પતાવટ કરવામાં આવી ત્યારે નાબૂદ કરવામાં આવી હતી. અને કયા મહેસૂલના અને ખર્ચના કયા વિભાગની સોંપણી પ્રાંતોને કરવામાં આવી હતી. કયા શાહી સત્તાને સોંપવામાં આવ્યા હતા. તેના ભાગ પાડવામાં આવ્યા હતા અને આ પ્રક્રિયા કયાં સુધી ચલાવવામાં આવી હતી તે નીચેના કોઠા ઉપરથી સ્પષ્ટ થશે.

## મહેસૂલ

| | યાદી | પ્રાંતીય | |
|---|---|---|---|
| ૧. | જમીન મહેસૂલ | પ્રાંતીય ધોરણે દાખલ કરેલા સિવાયનું બધુ | બર્મામાં મત્સઉદ્યોગ, નૉર્થ ઈસ્ટ પ્રાંત તથા અવધમાં, તરેઈ, તાબરતયા દૂધીના જાગીર ખાતું તથા પાણીની મીલો અને પથ્થરની કર્વારીઓનું ભાડુ મુંબઈમાં ભાડું કરવાની બીજાની સેવાઓ અને સ્વતંતૃલ સેવાઓનું ભાડુ બધા જ પ્રાંતોમાં પ્રાંતીય ખર્ચ તથા આવકને સરભર કરવા શાહી જમીન મહેસૂલ ઉપર નક્કી કરેલી ટકાવારી. |
| ૨. | ખંડણી | સમગ્ર | કંઈ નહિ |
| ૩. | જંગલ | અર્ધું | અર્ધું |
| ૪. | જકાત | ,, | ,, |
| ૫. | આકારેલ કટ | ,, | ,, |
| ૬. | પ્રાંતીય દર | કંઈ નહિ | સમગ્ર |
| ૭. | આબકારી જકાત | પ્રાંતીય ધોરણે દાખલ કર્યા સિવાયનું બધું | આબકારી જકાતને બાદ કરતાં બધી જ બાબતો જ્યારે માત્ર બર્મામાં જમીન મહેસૂલ જેટલી જ નિકાસ માટે આબકારી જકાત. |
| ૮. | મીઠું | ,, | મીઠા ઉપર તથા તેના વેચાણ ઉપરની જકાતને બાદ કરતાં બાકીની બધી જ બાબતો જ્યારે પાત્ર બર્માખાં જમીન મહેસૂલ જેટલી જ મીઠાના કરની ટકાવારી. |
| ૯. | સમગ્ર | કંઈ નહિ. | |
| ૧૦. | સ્ટેમ્પ્સ | અર્ધું | અર્ધું. |
| ૧૧. | નોંધણી | ,, | ,, |
| ૧૨. | પોસ્ટ ઑફિસ | કંઈ નહિ | સમગ્ર. |
| ૧૪. | સામાન્ય વિભાગો (Minor) | ,, | ,, |
| ૧૬. | કાયદો અને ન્યાય | ,, | ,, |

| | | | |
|---|---|---|---|
| ૧૭. | પોલિસ | ,, | ,, |
| ૧૮. | દરિયાઈ | અત્યારની જેમ | અત્યારની જેમ. |
| ૧૯. | શિક્ષણ | કંઈ નહિ | સમગ્ર |
| ૨૦. | દવા | ,, | ,, |
| ૨૧. | લેખન સામગ્રી અને મુદ્રણ | ,, | ,, |
| ૨૨. | વ્યાજ | પ્રાંતીય ધોરણે દાખલ કર્યા સિવાયનું બધું | સરકારી સુરક્ષા (પ્રાંતીય) ઉપરનું વ્યાજ |
| ૨૩. | પેન્શન | લશ્કરી અને ઔષધ ફંડના રોજમેળની ફેરબદલી અને આ ફંડનું લવાજમ | બાકીનું |
| ૨૪. | પરચૂરણ | શાહી આપ-લેનો નફો, બિલ ઉપરનો વટાવ અને ફેરબદલીનાં ખાલસા બિલ | બાકીનું |
| ૨૫. | રેલ્વે | અત્યારની જેમ | દરેક પ્રાંતમાં અત્યારે જે પ્રાંતીય છે તે બધું જ. |
| ૨૬. | સિંચાઈ અને વહાણવટુ | ,, | ,, |
| ૨૭. | બીમાં જાહેર કર્યો | લશ્કરી કામોમાંની આવક | સમગ્ર |
| ૩૧. | લંડન સાથે આપ-લેની ફેરબદલીનો નફો | સમગ્ર | કંઈ નહિ. |

## ખર્ચ

| | | શાહી | પ્રાંતીય |
|---|---|---|---|
| ૧. | વ્યાજ | પ્રાંતીય ધોરણે દાખલ કર્યા સિવાયનું બધું જ | સ્થાનિક ડીબેન્ચર લોન ઉપરનું વ્યાજ સ્થાનિક ડીબેન્ચર લોનમાંથી અથવા પ્રાંતીય મહેસૂલમાંથી તેની ચૂકવણીના ભાગ તરીકે ઉપલબ્ધ કરેલા કોઈપણ ભાગ સિવાયના બીજા જે કોઈ છે હિસાબો રાખવામાં આવ્યા છે તે. તેઓ ઉત્પાદકીય જાહેર કાર્યો તરીકે વર્ગીકૃત થવું હોય અથવા નહિ તેમના ઉપર વર્ષની શરૂઆતમાં ૪૧/૨ ટકા અને વર્ષ દરમિયાન તેનાં ખર્ચના ૧૨૧/૨ ટકા લેખે. |

| | | | |
|---|---|---|---|
| ૨. | સેવા ભંડોળ અને બીજા ખાતાઓ ઉપરનું વ્યાજ | સેવા ભંડોળ અને બચત બેંકોની થાપણ ઉપરનું વ્યાજ | બાકીનું |
| ૩. | વળતર અને ઉપાડ | મહેસૂલના શાહી ભાગનું | મહેસૂલના પ્રાંતીય ભાગનું |
| ૪. | જમીન મહેસૂલ | સર્વેનો ખર્ચ અને જમીન મહેસૂલની વસૂલાતમાં થતાં ખર્ચ ઉપર જેટલી જ ટકાવારી (કેન્દ્ર સરકારના હિસાબો ઉપર અત્યાર સુધી લાગુ કરાતા ખર્ચ સાથે) અને જમીન મહેસૂલમાં અમલ કરાય છે તે રીતે મુંબઈ અને મદ્રાસ સિવાયના સ્થળોની પતાવટ. | બાકીનું. |
| ૫. | જંગલ | અર્ધું | અર્ધું |
| ૬. | જકાત | ,, | ,, |
| ૭. | આકારેલ વેરા | ,, | ,, |
| ૮. | પ્રાંતીય દર | કંઈ નહિ | સમગ્ર |
| ૯. | આબકારી જકાત | ,, | ,, |
| ૧૦. | મીઠું | મદ્રાસમાં સમગ્ર બીજે મીઠાની ખરીદી કરીને તેનું ઉત્પાદન અને બંગાળમાં અટકાયતનું કામકાજ તથા પ્રક્રિયા જ્યારે મુંબઈમાં પોર્ટુગીઝ હિંદમાં મીઠાના વહીવટ સાથે સંકળાયેલા ખર્ચાઓ | બાકીનું |
| ૧૧. | અફીણ | સમગ્ર | કંઈ નહિ |
| ૧૨. | સ્ટેમ્પ્સ | અર્ધું | અર્ધું |
| ૧૩. | નોંધણી | અર્ધું | અર્ધું |
| ૧૫. | પોસ્ટ ઑફિસ | કંઈ નહિ | સમગ્ર |
| ૧૬. | ટેલિગ્રાફ | ,, | ,, |
| ૧૭. | વહીવટી | હિસાબ અને ચલણ ઑફિસ તથા મુલ્કી બેંકને ભથ્થા | બાકીનું |
| ૧૮. | સામાન્ય વિભાગો (Minor) | પુરાતત્ત્વ અને વાયુશાસ્ત્ર વિભાગો, વસ્તી ગણતરી, ગેઝેટીયર્સ અને આંકડાકીય નોંધો | બાકીનું |
| ૧૯. | ન્યાય અને કાયદો | કંઈ નહિ | સમગ્ર |
| ૨૦. | પોલિસ | સરહદી પોલિસ અને મીઠાની સુરક્ષા માટેની ફરજ માટે શાહી રાજ્ય રેલ્વેમાં નિમાયેલ પોલીસ | બાકીનું |
| ૨૧. | દરિયાઈ | અત્યારે જે શાહી છે તે બધું | અત્યારે જે પ્રાંતીય છે તે બધું |
| ૨૨. | શિક્ષણ | ,, | ,, |

| | | | |
|---|---|---|---|
| ૨૩. | પાદરીને લગતું | સમગ્ર | કંઈ નહિ |
| ૨૪. | દવાને લગતું | કંઈ નહિ | સમગ્ર |
| ૨૫. | લેખન સામગ્રીઅને મુદ્રણ | કેન્દ્રિય સ્ટોર માટે ખરીદિલી લેખનસામગ્રી | કેન્દ્રિય સ્ટોરમાંથી મેળવેલી લેખનસામગ્રી સાથે બાકીનું બધું |
| ૨૬. | રાજનૈતિક | સમગ્ર | કંઈ નહિ |
| ૨૭. | ભથ્થાંઓ અને જોગવાઈઓ | પ્રાંતીય ધોરણો સિવાયનું બધું જ | મુંબઈમાં એ બાબતો પ્રાંતીય |
| ૨૮. | સનદી લાંબી રજા અને ગેરહાજરીનું ભથ્થું | સમગ્ર | કંઈ નહિ |
| ૨૯. | વૃદ્ધાવસ્થાથી નિવૃત્ત | જે બાબતોને બધા પ્રાંતીય ધોરણોમાં જોગવાઈ નથી તે | પેન્શન અને ગ્રેજ્યુઇટી, જેવાં તેના હિસ્સામાં લીધેલા લશ્કરી તથા દવાને લગતા ભથ્થાનો સમાવેશ થતો નથી. ગમે ત્યાં અને ગમે તે પેન્શન તથા ગ્રેજ્યુઇટી મંજૂર કરશે અથવા ભલામણ કરશે તથા બધા જ માટે દરેક સરકાર જવાબદાર રહેશે. |
| ૩૦. | પરચૂરણ | ખજાના ઉપરનો વટાવ અને પૂરવઠા ઉપરનું વળતર | બાકીનું |
| ૩૧. | દુષ્કાળ રાહત | ગૌણ જવાબદારીઓ | સમગ્ર રીતે પ્રાંતીય |
| ૩૨. | રેલ્વેઝ | અત્યારની જેમ જ | અત્યારે જે પ્રાંતીય છે તે |
| ૩૩. | સિંચાઈ | ,, | ,, |
| ૩૪. | બીજાં જાહેર કાર્યો | લશ્કરી જાહેર કાર્યો અને બ્રિટિશ બર્મા સિવાય, સર્વોચ્ચ સરકારની ઑફિસો; મીઠુ, અફીણ, પોસ્ટ ઑફિસ, શાહી ટેલેગ્રાફ અને જરૂરતને લગતા વિભાગ, ટંકશાળ અને ચલણ વિભાગના કાર્યો, અને બંગાળ સર્વે પર જનરલ કાર્યાલય. | બાકીનું |
| ૩૮. | ફેરબદલીમાંની ખોટ | સમગ્ર | કંઈ નહિ |

૧૮૮૧-૮૨ની લેવડ-દેવડ ઉપર સરકારને વર્ષે ૪,૭૦,૦૦૦ પાઉન્ડનો ફાયદો થવાની અપેક્ષા હતી તેમ છતાં આ રકમમાંથી તેણે ૭૭,૯૦૦ પાઉન્ડની રકમ કેટલાક જાહેર હેતુઓ અને ગૌણ સનદી સેવાઓની પરિસ્થિતિમાં સુધારા માટે મધ્ય પ્રાંતોને પાછી આપી. મદ્રાસને પ્રાંતીય જાહેર કામો માટે ૨૦,૦૦૦

પાઉન્ડ આપ્યાં અને નોર્થ વેસ્ટ પ્રાંતો તથા અવધને ૩,૨૬,૦૦૦ પાઉન્ડ આપ્યા. જેમાંથી ૧૦,૦૦૦ પાઉન્ડ અવધમાં કાનુંગો માટે વધારાના હિસ્સા અને ૩,૧૬,૦૦૦ પાઉન્ડ સ્થાનિક કરના વળતર તરીકે હતા. આ લાભ ઉપરાંત હિન્દ સરકારે ૧૮૮૧-૮૨ના અંત પહેલાં તેમની સિલકમાં વધારા તરીકે અને શુભ શરૂઆત કરવા માટે બંગાળને ૨,૮૫,૦૦૦ પાઉન્ડ, બર્માને ૨૦,૦૦૦ અને નોર્થ-વેસ્ટ પ્રાંતોને ૫૫,૦૦૦ પાઉન્ડ આપ્યા આ વધારાના ફાયદાથી એવી અપેક્ષા રાખવામાં આવતી હતી કે શાહી તિજોરીને જે વાર્ષિક ૪,૭૦,૦૦૦ પાઉન્ડનો વાર્ષિક ફાયદો થતો હતો તેના બદલામાં ૨૬,૦૦૦ પાઉન્ડની વાર્ષિક ખોટ સહન કરવી પડશે.[1]

આના અનુસંધાનમાં એ યાદ રાખવું જોઈએ કે ૧૮૭૯-૮૦ અને ૧૮૮૦-૮૧ના વર્ષોમાં તેણે નાખેલી રકમ હિન્દ સરકારે પ્રાંતીય સરકારોને પાછી આપી હતી. પણ ૧૮૮૨ની આ પુનર્રચના પછી ખૂબ જ ટુંકા ગાળામાં હિન્દ સરકારની નાણાકીય પરિસ્થિતિ, જેણે રાજ્ય સરકારોને આટલી બધી છૂટછાટ આપી હતી, તે તદ્દન કથળી ગઈ અને ૧૮૮૬-૮૭માં તો પ્રાંતીય સરકારો ઉપર વધારાનો કર નાખવાની જરૂરિયાત ઊભી થઈ. આ વર્ષમાં નાણાકીય સ્ટેટમેન્ટને રજૂ કરતાં હિંદ સરકારના નાણા સભ્ય દલીલ કરે છે કે,

"૨૨, ૧૮૮૫-૮૬નો અંદાજ રજૂ કરતી વેળાએ હિન્દનું વહીવટ અને નાણાતંત્ર નવા તબક્કામાં પ્રવેશ કરે છે. ૧૮૮૨થી જે ટૂંકા ગાળાનો આરામદાયક સમય દેશે માણ્યો તે હવે પૂરો થાય છે. મધ્ય એશિયામાં ભૂતકાળના વર્ષોમાં બનેલા બનાવોને પરિણામે યુરોપની મહાસત્તાઓમાંથી એક સાથે હિંદનો સંબંધ સ્થપાયો અને તેની લશ્કરી તાકાત વધારવા માટેની જે જરૂરિયાતવાળી પરિસ્થિતિ ઉત્પન્ન થઈ છે તેને દૂર કરવાની અથવા ઓછી કરવાની અપેક્ષા હિંદ રાખી શકે નહિ અત્યાર સુધી માત્ર કાલ્પનિક લાગતા બનાવો અસ્તિત્વમાં આવી આપણાં બધાં જ અંદાજોને બદલી નાખ્યા છે અને આ અંદાજો ઉપર તેની અસર થશે જ તેવી અપેક્ષા હતી અને આપણને જે આશા હતી કે આપણા વિકાસની પ્રક્રિયામાં કોઈપણ જાતનો અવરોધ આવશે નહિ તેમાં આ પરિવર્તનને લીધે ખૂબ જ માઠી અસર થઈ છે."

---

૧. ૧૮૮૨-૮૩ના વર્ષના નાણાંકીય સ્ટેટમેન્ટનું પાન ૧૫.

આ વાવંટોળની માઠી અસરોમાંથી બચવા માટે હિંદ સરકારે જે બીજાં બધાં માર્ગો અપનાવ્યા તેમાં એક માર્ગ તરીકે તેણે પ્રાંતીય સાધનોમાંથી મદદ લેવાનો વિચાર કર્યો અને તેમની સિલકમાંથી ૧૮૮૬-૮૭ના વર્ષ દરમિયાન ૪૦૦,૦૦૦ પાઉન્ડની રકમ એકઠી કરી.

પ્રાંતીય નાણાંતંત્રની આ સમય દરમિયાનની સ્થિતિ ટૂંકમાં નીચે પ્રમાણે આલેખી શકાય.

વાર્ષિક નફો અને ખોટ

| પ્રાંત | ૧૮૮૨-૮૩ | ૮૩-૮૪ | ૮૪-૮૫ | ૮૫-૮૬ | ૮૬-૮૭ |
|---|---|---|---|---|---|
| C.P. | ૩૩,૭૭૫ | ૭૬૨૧૨ | ૧૮૦૪૭ | ૨૨૦૮૦ | ૧૧૫૬૫૬ |
| બર્મા | ૧૭૧૨૦૭ | -૯૦,૦૩૦ | -૮૯૭૨૫ | + | ૭૧૭૪૩ |
| આસામ | ૧૩૮૮૭ | -૫,૨૧૬ | ૪૦૫૭૭ | ૨૫૨૯૯ | ૨૮૫૭૬ |
| બંગાળ | ૫૩૯૬૧૧ | ૧૪૬,૦૨૭ | ૪૮૯૧૦ | ૨૬૭૭૭ | ૫૨,૯૧૧ |
| N.W.P. | ૨૮૧૨૨૨ | ૩૫૭,૬૩૦ | -૬૯૨૭૬ | ૧૮૦૦૬૦ | -૧૨૪૦૮ |
| પંજાબ | ૧૧૦,૯૬૬ | ૧૫,૭૬૫ | -૪૧૫૫ | ૪૨૪૪૭ | ૩,૧૦૬ |
| મદ્રાસ | ૧૦૮૪૨૧ | ૧૦,૮૨૦ | -૮૭૨૮૪ | ૧૪૬૬૯૨ | -૭૮,૬૮૯ |
| મુંબઈ | -૧૪૯૮૯૪ | -૨,૫૮૫ | ૬,૦૦૬ | ૨૯૧૯૭૬ | -૧૬૧,૩૬૯ |

હિંદ સરકારના વાર્ષિક નાણાતંત્ર અને મહેસૂલી હિસાબમાંથી મેળવેલ

૧૮૮૨-૮૩માં પ્રાંતીય સરકારો સાથે થયેલી પતાવટો શાહી મહેસૂલના નિશ્ચિત ભાગવાળી જોગવાઈઓના બદલાવાળી થયેલી પહેલાંની પતાવટો કરતાં જુદી હતી એટલું જ નહિ પણ તેના સમયગાળાના બીજા મહત્વના મુદ્દામાં તે પહેલાં કરતાં જુદી પડતી હતી. જો કે પ્રાંતીય નાણાતંત્રની પદ્ધતિના પરિણામો ૧૮૭૧-૭૭ના એક જ કોઠામાં પ્રસ્તુત કરવામાં આવ્યાં છે પણ તેમ છતાં આ ઉપરથી વિવિધ પ્રાંતોમાં થયેલી પતાવટો છ વર્ષ દરમિયાન જ થઈ છે તેવું માની લેવાની જરૂર નથી. તેનાથી ઊલટું આ પતાવટો તો વાર્ષિક જ હતી અને સતત દર વર્ષે તાજી કરાવી ૧૮૭૭ સુધી ચલાવવામાં આવી હતી. આ પદ્ધતિનાં પરિણામો સળંગ સાત વર્ષના ગાળા માટે દર્શાવવામાં આવ્યા છે એનું કારણ એ નથી કે પતાવટ સાત વર્ષના ગાળા માટે કરવામાં આવી હતી પણ એનું કારણ એ છે કે આ પતાવટ પાછળનો જે સિદ્ધાંત તે સાત વર્ષ માટે અમલમાં થશે. જો કે ૧૮૭૭ પછી તો પતાવટ વધુ લાંબા સમય માટે કરવામાં આવી હતી. બે કિસ્સાઓમાં તેનો સમયગાળો પાંચ વર્ષનો હતો જ્યારે બાકીનાં માટે તે બેથી ત્રણ વર્ષ વચ્ચે હતો. નિશ્ચિત જોગવાઈની જેમ

જ ટૂંકાગાળાની યોજના શાહી તિજોરી માટે અત્યંત ફાયદાકારક હતી. એ યાદ રાખવું જોઈએ કે આ પતાવટનો પ્રથમ હેતુ એ હતો કે શાહી સરકારનાં અપૂરતાં સાધનો ઉપર પ્રાંતીય સરકારોની વધુ અને વધુ માંગની પ્રક્રિયા રોકી શકાય. જો આ યોજનાનો સમયગાળો રાખવામાં આવ્યો હતો તે કરતાં થોડો વધુ રખાયો હોત તો આ હેતુ વધુ સારી રીતે સિદ્ધ થાત તે બાબત દિવા જેવી સ્પષ્ટ હતી. પણ બીજી દૃષ્ટિએ જોતાં લાંબા ગાળાને પરિણામે શાહી તિજોરીને કરારપત્રના મહેસૂલની ફેરવિચારણાના હકને જવા દેવો પડત. લાંબા ગાળા સુધી તેના ક્ષેત્રમાંથી બિલકુલ બહાર ન રહેવું પડે તે હેતુને લઈને જ હિંદ સરકારે કરારનો સમય જેમ બને તેમ ટૂંકાવી દીધો. પરંતુ શાહી તિજોરીની દ્રષ્ટિએ જે ફાયદાકારક હતું તે પ્રાંતીય સરકારો માટે તો વિકટ સમસ્યા ઊભી કરનાર હતું. ટૂંકાગાળાની મર્યાદાને લીધે પ્રાંતીય સરકારો તેમની પાસે ઉપલબ્ધ ભંડોળને, તેની સાથે જોડાયેલી સેવાઓના કામકાજમાં વિસ્તારપૂર્વક વાપરી શકી નહિ. જો એમ થયું હોત તો તેમના નાણાતંત્રના ઈતિહાસમાં એક નવું પાનુ ખૂલત. તેઓ નાણાંની બાબતે કોઈ પદ્ધતિ નક્કી કરી શક્યા નહિ કારણ કે તેમને સતત ડર હતો કે પદ્ધતિના તાજાકરણમાં તેમને આ પ્રક્રિયા છોડી દેવાનું કહેવામાં આવે અથવા તેમની પ્રક્રિયામાં ધરખમ ફેરફાર કરવાનું કહેવામાં આવે જેને લીધે પરિણામો, અપેક્ષા મુજબ મેળવી શકાય નહિ. કોઈપણ બજેટને જોવામાં આવે તો એમ લાગે કે તે, જે વર્ષ માટે છે તે દરમિયાનની નાણાકીય ઉથલપાથલનો એક ઉપસંહાર પાત્ર છે તેમ છતાં જે નાણાંછિદ્રો આ યોજના બનાવે છે તેમને તો કેટલાક માર્ગદર્શક સિદ્ધાંતો આપવામાં આવે છે તેને લીધે તેને વાપરવાની કેવી જોગવાઈઓ છે તેનો અમલ રહે. જો કે યોજના ગમે તેટલી બુદ્ધિપૂર્વક રીતે સ્વીકારાયેલી હોય તેની સફળતાનો આધાર જે ઉપર છે તેવી એકરૂપ શરતોમાં વારંવાર ખલેલ ઊભી કરવામાં આવે તો તેનું અપેક્ષિત પરિણામ આવી શકે નહિ. આ એક મહત્ત્વનું કારણ હતું જેણે પ્રાંતીય નાણાંતંત્રને યોગ્ય રીતે કાર્ય કરવામાં અડચણ ઊભી કરી. વારંવારના નવીનીકરણમાંથી એક સામાન્ય ક્ષતિ ઉભી થાય છે અને આ પ્રકારનાં બે નવીનીકરણ વચ્ચેનો સમયગાળો એટલો ટૂંકો હતો કે તેમાં વિકાસની સ્થિર પરિસ્થિતિ ઊભી થવી અશક્ય હતી. શાહી તિજોરીને પણ ફાયદા સાથે ટૂંકા ગાળાના કરારથી પ્રાંતીય નાણાતંત્રને સહન કરવાનાં

માઠાં પરિણામોની ભયંકરતાનો ખ્યાલ આપવાને લીધે અને આને લઈને થતા ફાયદાનો છેદ ઉડી જાય છે તેવી હકીકતનો ખ્યાલ આવવાથી, ૧૮૮૨-૮૭માં પતાવટના નવીનીકરણના પ્રસંગે હિંદ સરકારે નિયમ ઘડ્યો કે આ કરારપત્ર ટૂંકાગાળાને બદલે પંચવર્ષીય રહેશે; એટલે કે તેમના પ્રારંભથી પાંચ વર્ષ પૂરાં થાય તે પહેલાં તેમાં કોઈ પુનર્રચના કરવાને અવકાશ રહેશે નહિ.

## ૧૮૮૭-૮૮ની પુનર્રચના

આ કાયદાની રૂએ ૧૮૮૨-૮૩માં પતાવટો ૧૮૮૭માં શરૂ થઈ ગઈ. આ પુનરાવર્તન અને તેને લીધે ઉત્પન્ન થયેલી પરિસ્થિતિને પરિણામે મહેસૂલ અને ખર્ચની બે બાબતોને પ્રાંતીય અને શાહી એમ બે સ્પષ્ટ જુદા વિભાગમાં કોઈપણ જાતની તેમને ખલેલ ન થાય તે રીતે, વહેંચી દેવામાં આવી. ૧૮૮૨માં જ્યારે પ્રાંતીય બજેટમાં આમૂલ સાફસૂફી તથા સંપૂર્ણ રીતે તપાસણી થઈ ત્યારે તેનું સ્વરૂપ હતું તેવું જ જાળવી રાખવું તેમ પ્રણાલિકા લગભગ સ્વીકારી લેવામાં આવી જેમને માટે પુનરાવર્તન અત્યંત જરૂરી હતું તેવા મહેસૂલ અને ખર્ચના વિભાગોમાં જ પુનરાવર્તન કરવામાં આવતું. આ વિભાગો ત્રીજી શ્રેણીના હતા જેઓ શાહી તથા પ્રાંતીય બંને વચ્ચે સંયુક્ત હતા અને તેમને ક્યારેક ''વિભાજીત વિભાગો'' તરીકે પણ ઓળખવામાં આવતા હતા.

૧૮૮૭-૮૮ની પુનર્રચનામાં કોઈ છેતરામણો મુદ્દો હોય તો તે, આ પહેલાં જેનો ઉલ્લેખ કર્યો છે તે શાહી નાણાતંત્રની દયાજનક સ્થિતિ હતી. તેની નાણાંકિય પરિસ્થિતિને સુધારવા માટે વિભાજીત વિભાગમાં ચાલતા ફાળામાં ફેરફાર કરવામાં આવ્યો જેથી દરેક સ્થાનિક સરકારને સ્ટેમ્પના ૩/૪ અને આબકારી મહેસૂલનો ૧/૪ ભાગ મંજૂર કરવાની છૂટ મળી અને તેટલા જ પ્રમાણમાં, તે વિભાગોના ખર્ચને પહોંચી વળવા તે સક્ષમ બને. જમીન મહેસૂલના પ્રમાણમાં પણ ફેરફાર કરવામાં આવ્યો હતો જેથી તેનો ૩/૪ ભાગ શાહી ગણવામાં આવ્યો છે અને ૧/૪ ભાગને પ્રાંતીય ગણવામાં આવ્યો. પરંતુ હિંદ સરકારની જરૂરિયાતો એટલી વિશાળ હતી કે તેણે બીજા બે વિભાગોની કેટલીક બાબતો જેવી કે, મીઠું, આબકારી જકાત, વ્યાજ, સિંચાઈ અને રેલવે વગેરેમાં પોતાના કાયદા માટે પુનરાવર્તન કર્યું.

આને પરિણામે શાહી તિજોરીને થયેલો ફાયદો નીચે મુજબ છે :

| મહેસૂલ | શાહી સહાયમાં વધારો/ઘટાડો | ચોખ્ખો નફો |
|---|---|---|
| જમીન મહેસૂલ | ૪,૩૭,૫૦૦ | |
| સ્ટેમ્પ્સ (સહાય ૧/૨થી ઘટાડી ૧/૪ કરી.) | -૮,૧૦,૦૦૦ | |
| જકાત (સહાય ૧/૨થી વધારી ૩/૪ કરી.) | ૯,૪૭,૫૦૦ | |
| બર્માના મીઠાંના વેરાનું શાહીકરણ | ૫,૦૦૦ | ૨૧૫,૦૦૦ |
| બર્માની આબકારી જકાતનું શાહીકરણ | ૧,૫૫,૦૦૦ | |
| આકારેલ વેરો- અર્ધા કરેલ | -૨,૯૦,૦૦૦ | |
| રાજ્ય રેલવેની કુલ આવક | | |
| નાગપુર છત્તીસગઢ | | |
| પટણા- ગયા | -૩,૧૦,૦૦૦ | |
| કાનપુર-અચનેરા | | |
| પૂર્વ બંગાળા- પ્રાંતીય કરણ | -૫,૪૦,૦૦૦ | |

| ખર્ચ વધારો-ઘટાડો | ચોખ્ખો નફો | |
|---|---|---|
| જમીન મહેસૂલ, પતાવટ અને | ૧૪૫,૦૦૦ | |
| સર્વેનું સંપૂર્ણપણે પ્રાંતીયકરણ | | |
| મુંબઈમાં મીઠાંનું શાહીકરણ | -૯૦,૦૦૦ | |
| મુંબઈમાં જકાતનું શાહીકરણ | -૫૦,૦૦૦ | |
| રાજ્ય રેલ્વે : | | |
| હાથ ઉપરનું ખર્ચ : | | |
| પ્રાંતીય કરણ | ૩૦૫,૦૦૦ | ૩૯૫,૦૦૦ |
| શાહીકરણ | -૨૧૫,૦૦૦ | |
| વ્યાજ- પ્રાંતીયકરણ | -૭૦,૦૦૦ | |
| શાહીકરણ | -૬૫,૦૦૦ | |
| સિંચાઈ- બંગાળ, પ્રાંતીયકરણ | ૬૫,૦૦૦ | |
| મદ્રાસ, પ્રાંતીયકરણ | ૨,૩૦,૦૦૦ | |
| ઉમેરો- ગણત્રીમાં ન લેવાયેલા હિસાબની નાની બાબતો. | | ૨૦,૦૦૦ |

શાહી તિજોરીને થયેલો ફાયદો (નફો) વિવિધ પ્રાંતોમાં નીચેના પ્રમાણમાં વહેંચવામાં આવ્યો હતો :-

૧૮૮૨ અને ૧૮૮૭ની સરખામણીના ધોરણે અંદાજી મુખ્ય પ્રાંતીય વિભાગોના મહેસૂલના સાધનોમાંથી વાર્ષિક વધારો

૧૮૮૭ની પુનર્રચનાને પરિણામે વાર્ષિક પ્રાંતીય સાધનોમાં ઘટાડો કરાયેલી રકમ.

| પ્રાંતો | ૧૮૮૨ અને ૧૮૮૭ની સરખામણીના ધોરણે અંદાજી મુખ્ય પ્રાંતીય વિભાગોના મહેસૂલના સાધનોમાંથી વાર્ષિક વધારો. | | | ૧૮૮૭ની પુનઃ-રચનાને પરિણામે વાર્ષિક પ્રાંતીય સાધનોમાં ઘટાડો કરાયેલી રકમ |
|---|---|---|---|---|
| | જમીન મહેસૂલ જકાત | સ્ટેમ્પ્સ અને | કુલ | |
| | £ | £ | £ | £ |
| મધ્ય પ્રાંતો | ૨,૨૦૦ | ૪૫,૫૦૦ | ૪૭,૭૦૦ | ૧૫,૬૦૦ |
| બર્મા | ૪,૭૦૦ | ૯,૨૦૦ | ૧૩,૦૦૦ | - |
| આસામ | ૨૨,૩૦૦ | ૨૧,૩૦૦ | ૪૩,૬૦૦ | ૨૪,૬૦૦ |
| બંગાળા | ૧૯,૨૦૦ | ૧૭૧,૫૫૦ | ૧૯૦,૭૫૦ | ૧૦૩,૬૦૦ |
| નોર્થ વેસ્ટ પ્રાંતો | ૮,૦૦૦ | ૧૩૦,૧૫૦ | ૧૩૮,૧૫૦ | ૧૦૦,૦૦૦ |
| પંજાબ | ૩૨,૮૦૦ | ૨૩,૧૦૦ | ૫૫,૯૦૦ | - |
| મદ્રાસ | ૨૭,૭૫૦ | ૧૪૨,૫૫૦ | ૧૫૦,૩૦૦ | ૧૭૪,૪૦૦ |
| મુંબઈ | ૯૯,૦૦૦ | ૧૯૮,૫૫૦ | ૨૯૮,૫૫૦ | ૨૨૧,૯૦૦ |
| કુલ | ૧૯૫, ૯૫૦ | ૭૪૧,૯૦૦ | ૯૩૭,૮૫૦ | ૬૪૦,૧૦૦ |

જો બર્માને ૧૦,૦૦૦ પાઉન્ડની રકમ આપવાનું કબૂલ્યું ન હોત તો આ શાહી તિજોરી માટેનો ચોખ્ખો નફો હતો. આમ ચોખ્ખા નફામાં વાર્ષિક ૫,૩૦,૧૦૦ પાઉંડનો ઘટાડો ઊભો થયો.

૧૮૮૭-૯૨ના સમય દરમિયાન પ્રાંતીય મહેસૂલની પરિસ્થિતિમાં નીચેના કોઠામાં દર્શાવેલા વિવિધ પ્રાંતોના વાર્ષિક નફા અને ખાધના ચિત્ર ઉપરથી નક્કી કરી શકાશે :

| પ્રાંત | વાર્ષિક નફો અને ખાધ | | | | |
|---|---|---|---|---|---|
| | ૧૮૮૭-૮ | ૧૮૮૮-૯ | ૧૮૮૯-૯૦ | ૧૮૯૦-૯૧ | ૧૮૯૧-૯૨ |
| | રૂા. | રૂા. | રૂા. | રૂા. | રૂા. |
| મધ્ય પ્રાંતો | ૧૩,૧૪૮ | ૨૨,૫૮૩ | -૧૨,૩૨૨ | -૩૧,૫૭૩ | ૧૭,૫૪૦ |
| બર્મા | ૭૭,૦૨૮ | ૧૧,૫૬૦ | ૬૪,૦૭૨ | ૧૦૬,૨૧૬ | ૫૦,૫૯૮ |
| આસામ | ૭,૭૫૧ | ૨૬,૩૪૩ | ૨૦,૦૯૦ | -૧૭,૮૭૧ | ૩૧,૧૮૫ |
| બંગાળ | ૧૩૧,૦૦૭ | -૬૫,૭૯૨ | ૧૦૨,૫૪૭ | -૧૨૦,૩૭૭ | -૧૧,૯૩૪ |
| નોર્થ વેસ્ટ પ્રાંત અને અવધ | -૫૩,૯૦૦ | ૪૫,૯૪૯ | ૧૦૨,૭૧૦ | -૧૨,૫૪૪ | -૪,૩૯૯ |
| પંજાબ | ૧૨,૪૪૬ | ૩૨,૧૪૨ | ૨૯,૨૬૪ | ૩૧,૩૬૭ | -૧,૭૧૯ |
| મદ્રાસ | ૧૦૫,૩૭૧ | ૧૧૩,૯૩૨ | ૧૪૪,૫૭૧ | -૧૩૬,૭૩૯ | -૨૪૧,૭૭૦ |
| મુંબઈ | -૨૪,૫૭૪ | ૧૮,૩૨૨ | ૪૧,૩૬૧ | -૧૨૩,૮૮૭ | -૫૩,૧૮૯ |

હિંદ સરકારના મહેસૂલના હિસાબો તથા વાર્ષિક નાણાંકીય હિસાબોમાંથી મેળવેલ.

## ૧૮૯૨-૩નું પુનરાવર્તન

પંચવર્ષિય યોજનાના સિદ્ધાંત ઉપરની પ્રાંતીય પતાવટોની બીજી પુનર્રચના ૧૮૮૨-૮૩માં કરવામાં આવી. એ વર્ષથી અમલમાં આવનારી પતાવટો સૈદ્ધાંતિક રીતે ૧૮૮૭-૮૮ની પતાવટોથી જુદી પડતી નહોતી. સંયુક્ત મહેસૂલમાંથી પડતા ભાગના વિભાજનની પુનર્રચના એ રીતે કરવામાં આવી હતી કે શાહી તિજોરીને પ્રાંતીય સાધનોમાંથી થતી ઉપજનો વધુ લાભ મળે. આ જાતની બાંધછોડને પરિણામે શાહી સરકારને મળનાર રકમના ભાગનો અંદાજ નીચે મુજબ ગણવામાં આવ્યો હતો.

| પ્રાંત | ૧૮૮૭-૮૮થી ૧૮૯૧-૯૨ ના ગાળાના કરારમાંની ધારણાની સરખામણીએ ૧૮૯૧-૯૨માં મહેસૂલમાં વધારો (નવી ગણત્રી પ્રમાણેનો અંદાજ) | હિંદ સરકારે શરૂ કરેલી રકમ |
|---|---|---|
| | રૂા. | રૂા. |
| મધ્ય પ્રાંત | ૧૧૯,૨૦૦ | ૨૨,૭૦૦ |
| નીચલું બર્મા | ૩૩૪,૯૦૦ | ૫૮,૯૦૦ |
| બંગાળા | ૫૧૭,૭૦૦ | ૫૧,૯૦૦ |
| નોર્થ વેસ્ટ પ્રાંત અને અવધ | ૫૩,૫૦૦ | ૫૬,૯૦૦ |

| | | |
|---|---|---|
| પંજાબ | ૧૯૫,૪૦૦ | ૪૧,૦૦૦ |
| મદ્રાસ | ૩૧૩,૨૦૦ | ૧૦૩,૮૦૦ |
| મુંબઈ | ૩૯૯,૨૦૦ | ૧૩૧,૧૦૦ |
| આસામ | ૯૯,૮૦૦ | ..... |
| કુલ | ૨,૦૪૨,૭૦૦ | ૪૬૬,૩૦૦ |

પણ શાહી તિજોરીના આ ફાયદાએ, આવનાર સમય ગાળામાં રાબેતા મુજબના ગણાયેલા પ્રાંતીય ખર્ચ અને તેમને પક્ષે પ્રાપ્ત મહેસૂલ વચ્ચે સ્થપાયેલી સમતુલાને હાનિ પહોંચાડી તેમની રાબેતા મુજબની આવક અને રાબેતા મુજબના ખર્ચ વચ્ચે સમતુલા પાછી લાવવા હિંદ સરકારે નિશ્ચિત સ્વીકારાયેલી જોગવાઈઓની પદ્ધતિ, જે પહેલાં રદ કરવામાં આવી હતી તેને પુનર્જીવીત કરી. પરિણામ એ આવ્યું કે, રાબેતા મુજબની ગણત્રીઓની ધારણા પ્રમાણેની આવક તથા ખર્ચમાં, પતાવટ દરમિયાનના વર્ષોમાં ઘણા ફેરફાર થયા તેમ છતાં, દરેક પ્રાંતને શાહી સરકારે મંજૂર કરેલી બાબતો આખા સમયગાળા દરમિયાન તેના નિશ્ચિત સ્વરૂપે જ અસ્તિત્વ ધરાવતી રહી. નીચેના કોઠામાં, ગણતરીમાં લીધેલ રાબેતા મુજબના જુદા જુદા પ્રાંતોના ખર્ચ તથા આવકના આંકડાઓ અને નવા સમયગાળા દરમિયાન નિશ્ચિત સ્થાપિત જોગવાઈઓના આંકડાઓ આપ્યા છે :-

| પ્રાંતો | પ્રાંતીય આવક | | | પ્રાંતીય ખર્ચ |
|---|---|---|---|---|
| | ચોકકસ આવકના ભાગરૂપે થતું સામાન્ય મહેસૂલ | ગોઠવાયેલી જોગવાઈ | કુલ | |
| | રૂા. | રૂા. | રૂા. | રૂા. |
| મધ્ય પ્રાંત | ૫૬૭,૬૦૦ | ૨૨૦,૫૦૦ | ૭૮૮,૧૦૦ | ૭૮૮,૧૦૦ |
| નીચલું બર્મા | ૧,૪૨૭,૫૦૦ | ૪૧૪,૩૦૦ | ૧,૮૪૧,૮૦૦ | ૧,૮૪૧,૮૦૦ |
| આસામ | ૬૫૭,૭૦૦ | -૧૧૨,૭૦૦ | ૫૪૫,૦૦૦ | ૫૪૫,૦૦૦ |
| બંગાળ | ૪,૨૪૯,૩૦૦ | -૧૪૩,૯૦૦ | ૪,૧૦૫,૫૦૦ | ૪,૧૦૫,૫૦૦ |
| નોર્થ વેસ્ટ પ્રાંત અને અવધ | ૩,૪૦૩,૫૦૦ | -૨૫૦,૦૦૦ | ૩,૧૫૨,૯૦૦ | ૩,૧૫૨,૯૦૦ |
| પંજાબ | ૧,૩૭૦,૪૦૦ | ૩૪૮,૫૦૦ | ૧,૭૧૮,૯૦૦ | ૧,૭૧૮,૯૦૦ |
| મદ્રાસ | ૨,૪૭૯,૩૦૦ | ૩૨૫,૪૦૦ | ૨,૮૦૪,૭૦૦ | ૨,૮૦૪,૭૦૦ |
| મુંબઈ | ૩,૨૨૩,૯૦૦ | ૭૭૧,૪૦૦ | ૩,૯૯૫,૩૦૦ | ૩,૯૯૫,૩૦૦ |

કોઠામાં દર્શાવેલી પ્રાંતીય નાણાતંત્રની પરિસ્થિતિના વાર્ષિક નફો તથા ખાધના તે ગાળાના નીચે દર્શાવેલા આંકડાઓ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ફરી હાથ ધરાયેલ વિશાળ નિશ્ચિત જોગવાઈઓની કેવી માઠી અસર થઈ હતી.

| પ્રાંત | વાર્ષિક નફો અથવા ખાધ | | | | |
|---|---|---|---|---|---|
| | ૧૮૯૨-૩ | ૧૮૯૩-૪ | ૧૮૯૪-૫ | ૧૮૯૫-૬ | ૧૮૯૬-૭ |
| | રૂ. | રૂ. | રૂ. | રૂ. | રૂ. |
| પ્રાંત | -૨૧,૭૯૮ | -૬૦,૭૭૨ | ૧૦૫,૧૦૮ | ૧૯,૬૫૩ | -૩૭,૪૦૮ |
| બર્મા | ૬૬,૬૪૨ | -૯૦,૬૫૩ | -૨૭૨,૩૧૯ | ૨૨૬,૫૦૫ | ૭૮૦ |
| આસામ | ૯,૩૩૬ | ૨૮,૫૩૨ | -૨૭,૪૨૨ | ૩૦,૫૦૭ | -૨૫,૪૨૯ |
| નોર્થ વેસ્ટ પ્રાંતો અને અવધ | -૧૬,૭૫૨ | -૨૫,૧૫૫ | -૧૬૫,૯૮૭ | -૧૩૯,૭૯૮ | -૧૬૪,૭૪૦ |
| બંગાળા | -૯૮૨૬ | ૩૬,૮૮૭ | ૧૬૯,૭૬૬ | ૧૪૯,૮૦૮ | -૧૮૬,૫૫૮ |
| પંજાબ | -૧૦૬,૦૫૦ | -૨૨,૬૯૯ | -૨૪,૮૯૯ | ૭,૧૫૬ | -૬૪,૦૭૩ |
| મદ્રાસ | -૧૫૯,૦૮૭ | ૩૩,૪૨૬ | ૯૨,૩૨૮ | ૪૪,૧૧૮ | -૨૦૦,૫૭૯ |
| મુંબઈ | -૨૩,૮૮૮ | ૧૯,૪૪૩ | -૧૦૨,૪૭૨ | ૧૦૦,૬૯૦ | -૨૨૯,૭૭૯ |

જો કે પતાવટના લગભગ અંત ભાગમાં ફાટી નીકળેલ પ્લેગ તથા દુષ્કાળને પરિણામે પ્રાંતોમાં થયેલી નાણાકીય ગોઠવણીને ઘણો ધક્કો પહોંચ્યો હતો તે બાબત સ્વીકારવી જોઈએ. આ બંને આફતોને પહોંચી વળવા થયેલા ખર્ચને પરિણામે મધ્ય પ્રાંતો તથા નોર્થ વેસ્ટ પ્રાંતોની આવકનાં બધાં જ સાધનો પૂરાં થઈ ગયાં હતાં અને લગભગ દેવાળું ફૂંકવાની અણી ઉપર આવેલા આ પ્રાંતોને હિંદ સરકારે ૧૮૯૬-૯૭માં નીચે મુજબ નાણાકીય મદદ કરી તેમને ફરીથી બેઠા થવામાં સહાય કરી :

| | |
|---|---|
| મધ્ય પ્રાંતોને | રૂ.૫૨૬ લાખ |
| નોર્થ-વેસ્ટ પ્રાંત અને આંધ્રને | રૂ.૧૬૦ લાખ |

## ૧૮૯૬-૯૭ની પુનર્રચના

પ્રાંતો માટે ૧૮૯૨માં મંજૂર કરાયેલ ખર્ચના ધોરણ તથા મહેસૂલ કરતાં ૧૮૯૬-૯૭ની પુનર્રચિત પતાવટમાં વધુ છૂટછાટ આપી પ્રાંતીય નાણાતંત્રમાં આવેલ હતાશાને કંઈક અંશે દૂર કરવાનો પ્રધાન કરવામાં આવ્યો. નીચેના

કોઠામાં ખર્ચના જૂના અને નવા ધોરણો દ્વારા ઉત્પન્ન થતા તફાવતની ટકાવારી દર્શાવવામાં આવી છે :

| પ્રાંત | ધોરણસરનો કુલ ખર્ચ | | ટકામાં |
|---|---|---|---|
| | ૧૮૯૨ | ૧૮૯૭ | વધારો |
| | રૂ. | રૂ. | |
| મધ્ય પ્રાંતો | ૬૫૩,૩૦૦ | ૭૧૦,૭૦૦ | ૮.૮ |
| નીચલું બર્મા | ૧,૦૬૪,૬૦૦ | ૧,૨૦૬,૯૦૦ | ૧૩.૩ |
| આસામ | ૪૬૭,૬૦૦ | ૫૬૪,૯૦૦ | ૨૦.૮ |
| બંગાળ | ,૨,૮૧૬,૭૦૦ | ૩,૧૨૫,૫૦૦ | ૧૦.૯ |
| નોર્થ વેસ્ટ પ્રાંતો | ૨,૨૧૫,૪૦૦ | ૨,૪૨૮,૭૦૦ | ૯.૬ |
| પંજાબ | ૧,૩૮૪,૬૦૦ | ૧,૫૩૭,૩૦૦ | ૧૧.૦ |
| મદ્રાસ | ૨,૦૫૪,૮૦૦ | ૨,૨૩૮,૬૦૦ | ૮.૯ |
| મુંબઈ | ૨,૦૪૯,૫૦૦ | ૨,૫૪૪,૧૦૦ | ૫.૬ |
| કુલ | ૧૩,૦૬૬,૫૦૦ | ૧૪,૩૫૫,૯૦૦ | ૯.૯ |

આ નવા અને વધારાયેલા ખર્ચના ધોરણને પરિણામે સંયુક્ત મહેસૂલમાંના શાહી અને પ્રાંતીય સરકારના ભાગ માટે નવેસરથી વિચારવાની જરૂર ઊભી થઈ. પણ આ પુનર્રચના એ રીતે યુક્તિપૂર્વક કરવાની હતી કે તેને પરિણામે પ્રાંતોને વધુ ભાગ મળે અને સાથે નિશ્ચિત જોગવાઈઓની જેમ બને તેમ જરૂર ઊભી થાય. કારણ કે હિંદ સરકારને તેની કિંમત ચૂકવ્યા પછી પણ જાણ થઈ ગઈ હતી કે નિશ્ચિત જોગવાઈઓ જો મોટા પાયા ઉપર હોય તો તેને પરિણામે પ્રાંતીય નાણાતંત્ર એટલું બધુ જડ બની જાય છે કે, પ્રાંતીય અંદાજપત્ર સાથે જોડાયેલા મહેસૂલના વિસ્તૃતીકરણની શક્યતા કરતાં વારંવાર બદલાતા ખર્ચનું માળખું જો આગળ નીકળી જાય તો હિંદ સરકારને મળતા લાભો તેણે પ્રાંત સરકારો વચ્ચે વહેંચવાની ફરજ પડે, જે બીજા સંજોગોમાં લગભગ કલ્પનાતીત ગણાય. બીજી દૃષ્ટિએ જોઈએ તો આ નિશ્ચિત જોગવાઈઓની પદ્ધતિને પરિણામે વધુ વિકસિત અને પછાત પ્રાંતો વચ્ચે એક પ્રકારની અસમતુલા ઊભી થઈ હતી. આગળ પડતા પ્રાંતોમાં નિશ્ચિત જોગવાઈઓનો હિસ્સો, પછાત પ્રાંતોના સંદર્ભમાં અને સરખામણીથી જોઈએ તો તેમની આવકનાં સાધનોનો એક નાનકડો ભાગ પણ હતો અને જે આવકના

સાધનોમાં વધારો થાય તે જ પ્રાંતો તેમના પ્રદેશોમાં વધુ ખર્ચ કરી શકે, વિકસિત અને આગળ પડતા પ્રાંતોની આવકનાં સાધનો સતત વિસ્તરતાં હતાં તેથી આ પ્રાંતોને વધુ સારી માવજત મળી જ્યારે તેની સરખામણીએ પછાત પ્રાંતોની આવકનાં સાધનો લગભગ સુષુપ્ત હતાં પરિણામે તેમને આવી સારી માવજતથી વંચિત રહેવું પડ્યું. હિંદ સરકારે આ વાસ્તવિકતાની ખૂબ જ યોગ્ય રીતે નોંધ લીધી અને તારવ્યું કે જે પરિણામ આવ્યું તે કરતાં વિપરીત વધારે સાચું હતું. એટલે કે પછાત પ્રાંતોને હકીકતમાં વધારે સખત પ્રકારની મદદની જરૂર હતી જ્યારે તેને ઓછામાં ઓછી મદદ મળે તેવી પરિસ્થિતિ પેદા થઈ. આ અન્યાયને દૂર કરવા હિંદ સરકારે સંયુક્ત મહેસૂલમાં પછાત પ્રાંતોના હિસ્સાને આગળ વધાર્યો અને બીજી તરફ પહેલાંની પુનર્રચનામાં નક્કી કરેલી નિશ્ચિત જોગવાઈઓમાં ઘટાડો કર્યો. ૦.૨૫ને બદલે પંજાબને જમીન મહેસૂલના ૦.૪ અને મધ્ય પ્રાંતોને ૦.૫ આપવામાં આવ્યા. જમીન મહેસૂલમાં બર્માનો હિસ્સો વધારીને ૦.૬૬ કરવામાં આવ્યો. રેલ્વે મહેસૂલ પાછું ખેંચી લેવાથી અને ઉપલા બર્માના ઉમેરાને લીધે થતા વધારાના ખર્ચને પહોંચી વળવા બર્માને જકાતના ૦.૨૫ને બદલે ૦.૫ની મંજૂરી આપવામાં આવી. નોર્થ-વેસ્ટ પ્રાંતોની નાણાકીય પરિસ્થિતિ બહુ સંતોષકારક નહોતી. તેનું મહેસૂલ એટલું બધું પછાત હતું કે ૧૮૯૨થી ૧૮૯૭ વચ્ચે તેમાં માત્ર ૨%નો વધારો થયો. ૧૮૯૨ દરમિયાન કરેલી પુનર્રચનામાં નોર્થ-વેસ્ટ પ્રાંતો સાથેનો વ્યવહાર પણ થોડોક અન્યાયી હતો. પુનર્રચનાને પરિણામે તેના મહેસૂલમાં રાબેતા મુજબના ખર્ચમાં ૫ લાખની ઘટ રહેતી હતી જે તેની જૂની સિલકમાંથી લઈ પૂરી કરવાની હતી. આમાં સુધારો કરવા માટે હિંદ સરકારે, નોર્થ-વેસ્ટ પ્રાંતોના લાભાર્થે જમીન મહેસૂલના હિસ્સાઓથી ફેરવહેંચણી કરી આ ઉપરાંત, હિંદ સરકારે આ પ્રાંતને ૧૮૯૭-૯૮ના વર્ષ માટે રૂા.૪ લાખની વધારાની ગ્રાન્ટ આપી જેથી તે નાણાકીય સદ્ધરતા અને સ્વાવલંબીપણું પ્રાપ્ત કરી પ્રાદેશિક ભંડોળ ઊભું કરી શકે. બ્રિટિશ હિંદના બીજા બધા જ પ્રદેશોમાં આ પરિણામની ઘણાં લાંબા સમય પહેલાંથી અપેક્ષા હતી. વિકસિત અને પછાત બંને પ્રકારના પ્રાંતોને યોગ્ય માવજત મળી રહે તે માટે, અસમાન માવજતની જોગવાઈ એ જ માત્ર એક માર્ગ હતો તે હકીકતની નોંધ લેવાઈ. પરિણામે બંગાળ, મુંબઈ અને મદ્રાસ જેવા વિકસિત પ્રાંતોની પતાવટની પુનર્રચના કરતી વેળાએ ઓછી

છૂટછાટવાળું વલણ અખત્યાર કર્યું. ઉપર આપેલા આંકડાઓ ઉપરથી દેખાશે કે પછાત પ્રાંતો કરતાં તેમને ખર્ચ વધારવાની છૂટછાટ પ્રમાણમાં ઓછી આપવામાં આવી અને સાથે સાથે મહેસૂલમાં તેમના હિસ્સાને પણ થોડોક ઓછો કરવામાં આવ્યો:

આ પુનર્રચનાને પરિણામે શાહી ખજાનામાં જે ફાયદો થયો તે તો માત્ર નજીવો જ હતો. ૧૮૭૭માં કપાતને પરિણામે વર્ષ દરમિયાન થયેલો ફાયદો ૪૦ લાખ જેટલો થવા જતો હતો. ૧૮૮૨માં શાહી સરકાર એટલી સદ્ધર થઈ ગઈ હતી કે ફાયદાની દષ્ટિએ આયોજન કરવાને બદલે, શાહી વાર્ષિક મહેસૂલમાંથી ૨૬ લાખ તેણે પ્રાંતોને પાછા આપ્યા. પણ ૧૮૮૭માં તેણે ૬૩ લાખ અને ૧૮૯૨માં ૪૬ લાખ પાછા લીધા. આમ છતાં આ સમયે તેનો ફાયદો લગભગ શૂન્ય હતો કારણ કે તેને જે વિકસિત પ્રાંતોમાંથી મળ્યું તે તેમણે પછાત પ્રાંતોને આપી દીધું.

પતાવટની શરતો ત્યાંથી અને છૂટછાટવાળી હોવા છતાં, ઊભી થયેલી વિકટ પરિસ્થિતિને પરિણામે પેદા થયેલી માંગ એટલી વિશાળ અને બહુમુખી હતી કે પ્રાંતીય આવકનાં સાધનો પુષ્કળ હોવા છતાં પણ આ માંગને પહોંચી વળવામાં તે સદંતર નિષ્ફળ નિવડયાં. ૧૮૯૬ અને ૧૮૯૭ના દુષ્કાળે દરેક પ્રાંતને અસર કરી જો કે આ અસર દરેક પ્રાંતમાં એક સરખી નહોતી. નોર્થ- વેસ્ટ અને આંધ્રના પ્રાંતો, મધ્ય પ્રાંતો તથા અને બર્મામાં તેની અસરો ખૂબ જ વિકટ હતી. મદ્રાસ, બંગાળ અને પંજાબમાં તેની ગંભીર અસરો થઈ હતી જ્યારે બર્મામાં તેની નજીવી અસર થઈ હતી. બીજી બાજુ ૧૮૯૯ અને ૧૯૦૦ના દુષ્કાળે મુંબઈ તથા મધ્ય પ્રાંતોમાં ઘેરી અસર ઊભી કરી. પંજાબમાં ગંભીર અસરો થઈ જ્યારે બાકીના પ્રાંતોમાં તેની અસરો નજીવી હતી. આ બંને દુષ્કાળની કોઈપણ જાતની અસરોમાંથી આસામ જે સદંતર બચી ગયું હતું તેને ૧૮૯૭ના ધરતીકંપે મરણતોલ ફટકો માર્યો. દુષ્કાળ ઉપરાંત પ્લેગનો મૃત્યુઘંટ તો વાગતો જ હતો અને રોજબરોજ માનવીઓ ભરખાતા હતા. આ અણધારી આફતોને પરિણામે બધા પ્રાંતોને અનહદ ખર્ચ કરવો પડતો હતો કારણ કે રક્ષણાત્મક પગલાં તે સમયની અનિવાર્યતા હતી પણ

આવા ખર્ચાઓ માટે પતાવટના સમય દરમિયાન આયોજિત મહેસૂલના માળખામાં કોઈ જોગવાઈ કરવામાં આવી નહોતી. આ અણધારી આફતો ઉપર થતો ખર્ચ ગજા બહારનો હોઈ તેને શાહી ખર્ચ ગણી શાહી ખજાનામાંથી તેના ખર્ચની જોગવાઈ કરવામાં આવી. જો કે આ મદદ પણ જરૂરિયાતને પહોંચી વળવા પૂરતી નહોતી અને હિંદ સરકારને પાના ૮૭ના કોઠામાં દર્શાવેલા આંકડાઓ પ્રમાણે પ્રાંતીય મહેસૂલમાં ગ્રાન્ટસ ઈન એઈડની ખાસ વ્યવસ્થા કરવી પડી.

આમ હિંદ સરકારે દુષ્કાળને લીધે થયેલો ખર્ચ આપવો પડયો એટલું જ નહિ આ પરિસ્થિતિને લીધે ઉપયોગી જાહેર કામો પુનર્જિવિત કરવા અને નાણાની ઊભી થયેલી ખાધને પૂરી કરી તેમાં સમતુલા લાવવા વધારાનું ભંડોળ મંજૂર કરવું પડયું. આ આખા સમયગાળા દરમિયાન રહેલી ખૂબ જ સમૃદ્ધિની પરિસ્થિતિને લીધે જ શાહી સરકાર આ જાતની સહાય કરી શકી. જો કે બધી સરકારો તંગીમાં જ રહે તે જરૂરી છે તેમ છતાં, શાહી નાણા તંત્રમાં ઉત્પન્ન થયેલો નફો આ સંજોગોમાં ખૂબ જ આશીર્વાદરૂપ સાબિત થયો અને જો યોગ્ય માર્ગો દ્વારા તેને વાપરવામાં આવ્યો તે તે લીધે બમણી ઉપયોગિતા સાબિત થઈ. જાહેર ઉપયોગની સેવાઓને ચાલુ રાખવા આપેલી વધારાની સહાય ઉપરાંત, શાહી સરકારની ઉપરની આવક નીચેના વધારાના પ્રાંતીય કામોમાં વાપરવામાં આવી :

(૧) શાહી જમીન મહેસૂલમાં રૂા.૫૦,૯૪,૦૦૦ની છૂટ અને પ્રાંતીય ભરણામાં રૂા.૫૯,૮૧,૦૦૦ની છૂટ. આમ કુલ રૂા.૧,૧૦,૭૫,૦૦૦ (૨) મધ્ય પ્રાંતોમાં રૂા.૭૦૦૦/-નો વાર્ષિક પંઢરી વેરાની નાબૂદી. (૩) અજમેરમાં જમીન મહેસૂલના પટવારી દરને ૧૦ ટકાને બદલે ઘટાડીને ૬-૧/૪ ટકા કર્યો, સ્થાનિક મહેસૂલ રૂા.૧૩,૦૦૦ ભરવામાં આવતું હતું પણ સ્થાનિક ભંડોળમાં ફાળો રૂા.૨૩,૦૦૦/- આપવામાં આવતો હતો

પ્રાંતીય મહેસૂલમાં સહાયરૂપે અપાયેલ વિવિધ ભંડોળને દ્રષ્ટિ સમક્ષ રાખવામાં આવે તો, પતાવટના આ સમયગાળામાં પ્રાંતીય નાણાતંત્રનું ચિત્ર કેવું હતું તે નીચેના કોઠા ઉપરથી નિર્દિષ્ઠ થાય છે.

| પ્રાંતો | પ્રાંતીય નફો અથવા ખાધ | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | ૧૮૯૭-૮ | ૧૮૯૮-૯ | ૧૮૯૯-૧૯૦૦ | ૧૯૦૦-૧ | ૧૯૦૯-૨ | ૧૯૦૨-૩ | ૧૯૦૩-૪ |
| | રૂા. | રૂા. | રૂા. | રૂા. | રૂા. | રૂા. | રૂા. |
| મધ્ય પ્રાંતો | (અ) | ૧૨,૨૮૮ | -૧,૨૨,૮૮૩ | (અ) | ૨૨,૪૨,૪૦૮ | -૭૦૫ | -૭,૫૦,૭૪૨ |
| બર્મા | ૧,૬૯,૪૩૫ | ૪,૧૧,૪૯૪ | ૨૬,૧૪,૩૯૨ | ૧૫,૧૬,૨૨૦ | ૭,૫૫,૨૮૫ | - | - |
| આસામ | -૪૫,૫૮૦ | ૮૬,૭૪૦ | -૮,૧૫,૪૮૮ | -૮૬,૮૨૯ | ૧.૪૭,૩૫૩ | ૧૦,૦૮,૩૯૩ | ૧૧,૪૦,૫૧૭ |
| બંગાળ | -૩,૦૩,૨૫૦ | ૨,૧૯,૪૪૯ | ૭,૦૧,૮૯૯ | ૪,૪૩,૨૨૪ | ૬,૪૪,૧૭૦ | ૬,૨૩,૬૪૦ | ૮૭,૨૩,૪૯૬ |
| નોર્થ વેસ્ટ પ્રાંતો | (અ) | ૩,૨૮,૫૬૨ | ૭,૫૩,૮૧૪ | ૮,૦૪,૭૮૯ | - | - | - |
| પંજાબ | -૨,૨૭૮ | ૧,૧૫,૩૭૯ | -૧૬,૫૩,૭૯૪ | (અ) | ૧૪,૯૬,૩૫૦ | ૧૦,૨૮,૭૭૦ | ૬,૭૪,૮૮૦ |
| મદ્રાસ | -૧,૫૭,૭૦૭ | ૧,૬૦,૭૦૬ | -૧૭,૫૮,૦૨૯ | -૩,૨૯,૦૯૩ | ૪૦,૪૧,૨૯૭ | -૧૫,૮૧૦ | ૫૨,૪૦,૮૦૯ |
| મુંબઈ | -૧,૨૯,૬૬૩ | ૧,૦૦,૪૨૭ | -૧૫,૦૪,૨૭૧ | (અ) | ૫૮,૨૩,૨૩૫ | -૨૪,૨૩,૨૩૫ | ૧,૨૩,૦૦૦ |
| આગ્રા અને અવધના ઉત્તર પ્રશ્નો | - | - | - | - | -૯,૬૩,૭૮૮ | -૬૪,૩૭૨ | ૩૯,૧૧,૨૮૧ |

(અ) બજેટની સરભરને લીધે કોઈ પુરાંત બાકી રહીતી નથી.

## ખાસ મંજૂરીથી પ્રાંતોને અપાયેલ શાહી ગ્રાન્ટસ-ઈન-એઈડ

| વર્ષ | હિંદ | મ.પ્રા. | આસામ | બંગાળ | નોર્થ વેસ્ટ પ્રાંતો અને અવધ | પંજાબ | મદ્રાસ | મુંબઈ | બર્મા |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | રૂા. | રૂા. | રૂા. | રૂા. | રૂા. | રૂા.રૂા. | રૂા. | રૂા. | |
| ૧૮૯૭-૯૮ | - | ૭,૭૨,૦૦૦ | ૮,૦૦,૦૦૦ | - | ૧૦,૨૭,૦૦૦ | - | - | ૧૨,૧૮૦૦૦ | - |
| ૧૮૯૮-૯૯ | - | ૫,૦૦,૦૦૦ | ૧૮,૦૦,૦૦૦ | ૧૭,૦૦,૦૦૦ | ૧૦,૦૦,૦૦૦ | ૫,૦૦,૦૦૦ | ૧૬,૯૬,૦૦૦ | ૪૮,૭૫,૦૦૦ | - |
| ૧૮૯૯-૧૯૦૦ | - | ૧૯,૩૨,૦૦૦ | - | - | - | ૯૫,૦૦૦ | ૩,૪૯,૦૦૦ | ૩૪,૩૭,૦૦૦ | - |
| ૧૯૦૦-૦૧ | - | ૩૪,૧૫,૦૦૦ | - | - | - | ૫,૯૮,૦૦૦ | - | ૬૪,૭૯,૦૦૦ | - |
| ૧૯૦૧-૦૨ | - | ૨૬,૮૯,૦૦૦ | ૨,૦૦,૦૦૦ | - | - | ૧૨,૪૦,૦૦૦ | ૩૨,૧૪,૦૦૦ | ૯૧,૦૦,૦૦૦ | - |
| | | ૬,૫૦,૦૦૦ | - | - | - | ૪,૦૦,૦૦૦ | ૧૦,૦૦,૦૦૦ | ૧૯,૫૦,૦૦૦ | - |
| ૧ | | ૨,૦૦,૦૦૦ | ૧,૦૦,૦૦૦ | ૧૦,૦૦,૦૦૦ | ૫,૦૦,૦૦૦ | ૪,૦૦,૦૦૦ | ૮,૦૦,૦૦૦ | ૬,૦૦,૦૦૦ | ૪,૦૦,૦૦૦ |
| ૧૯૦૨-૩ ૨અ | ૭૦,૦૦૦ | ૨,૦૦,૦૦૦ | ૨,૮૦,૦૦૦ | ૬,૦૦,૦૦૦ | ૪,૫૦,૦૦૦ | ૫,૦૦,૦૦૦ | ૫,૫૦,૦૦૦ | ૫,૫૦,૦૦૦ | - |
| ૩ | બ ૧,૦૦,૦૦૦ | ૨,૦૦,૦૦૦ | ૧,૫૦,૦૦૦ | - | ૩,૫૦,૦૦૦ | ૩,૦૦,૦૦૦ | ૩,૫૦,૦૦૦ | ૩,૫૦,૦૦૦ | - |
| ૧ | - | ૨,૦૦,૦૦૦ | ૧,૦૦,૦૦૦ | ૧૦,૦૦,૦૦૦ | ૫,૦૦,૦૦૦ | ૪,૦૦,૦૦૦ | ૮,૦૦,૦૦૦ | ૬,૦૦,૦૦૦ | ૪,૦૦,૦૦૦ |
| ૧૯૦૩-૦૪ ૨ | - | ૫,૦૦,૦૦૦ | ૫,૦૦,૦૦૦ | ૨,૦૦,૦૦૦ | ૩,૦૦,૦૦૦ | ૧૦,૦૦,૦૦૦ | ૫,૦૦,૦૦૦ | ૧૦,૦૦,૦૦૦ | - |
| ૩ | - | ૧,૯૦,૦૦૦ | ૧,૧૭,૦૦૦ | - | ૨,૨૬,૦૦૦ | ૨,૭૬,૦૦૦ | ૩,૫૦,૦૦૦ | ૩,૫૦,૦૦૦ | - |

(૧) શિક્ષણ માટે (રિકરીંગ) (૨) જાહેર સેવાના ઉપયોગ માટે. (૩) જિલ્લાં અને બીજાનાં મહેકમના સુધારા માટે

(૪) બલુચિસ્તાન, રાજપૂતાના અને મધ્યહિંદમાંના જાહેર કામો માટે આપેલ.

(૫) ''હિંદ'' અંદાજ પ્રમાણે, લીધેલા અને પાછળથી પ્રાંતોમાં વહેંચવાનો નાણાંનો જથ્થો.

હિંદ સરકારના વાર્ષિક નાણાકીય સ્ટેટમેન્ટમાંથી મેળવેલ.

## ૧૯૦૨-૩ નું પુનરાવર્તન

૧૮૯૭માં કરેલી પતાવટો સામાન્ય રીતે ૧૯૦૨-૦૩માં પૂરી થઈ જવી જોઈતી હતી. પતાવટની પુનર્રચનાની કેન્દ્રિય પ્રક્રિયા, સંદર્ભમાંના પંચવર્ષીય આયોજનના રાબેતા મુજબના પ્રાંતીય ખર્ચને અનુકૂળ હોવું જોઈતું હતું અને હજુ કામચલાઉ અને રાબેતા મુજબની વિચારણાની પદ્ધતિ પ્રમાણે પૂરાં થતાં પંચવર્ષીય આયોજનને અંગે મળેલા ખર્ચના સરેરાશ આંકડા, તે પછી શરૂ થતા નવા પંચવર્ષીય આયોજન માટે પાયાના આંકડા તરીકે લેવામાં આવ્યા. જો તે દરમિયાન બનતા બનાવોની દષ્ટિએ બંને પંચવર્ષીય આયોજનમાં કંઈ વિશિષ્ટ બનાવ ન બને તો આ જાતની પદ્ધતિમાં કંઈપણ ખોટું છે તેમ કહેવાને કોઈ કારણ નથી. પણ જેમ આપણે આ પહેલાં જોયું તેમ ભૂતકાળનાં પંચવર્ષીય આયોજનો એટલાં બધાં અસાધારણ અને વિકૃત્ત હતાં કે તેમના પરિણામે મળેલા અંદાજોને કોઈપણ રીતે નવી પ્રક્રિયાના પાયા તરીકે ભરોસાપાત્ર ગણી શકાય નહિ. આમ પતાવટના માળખામાં આમૂલ પરિવર્તન કરતા પહેલાં હિંદ સરકારે, પરિસ્થિતિ પાછી રાબેતા મુજબની થાય ત્યાં સુધી રાહ જોવાનું વધારે ઉચિત માન્યુ. બર્માના કિસ્સા સિવાય, પુનર્રચનાની આખી પ્રક્રિયા ૧૯૦૨-૧૯૦૩ સુધી મુલતવી રાખવામાં આવી. ૧૮૯૬-૯૭ની પતાવટો ખૂબ જ ભરોસાપાત્ર અને એકસરખી ગણત્રીઓ ઉપર આધારિત હોવા છતાં બર્મા સિવાય બીજા બધાં જ પ્રાંતોમાં તેનું ધાર્યું પરિણામ આવ્યું નહિ. જ્યારે બર્મામાં ધારણા કરતાં પણ વધુ સારૂં પરિણામ આવ્યું. નીચેના કોઠા ઉપરથી જણાશે કે ખર્ચને બાદ કરતાં મહેસૂલમાં કેટલી માત્રામાં વધારો નોંધાયો હશે :

| બર્મા | ૧૮૯૭-૯૮થી ૧૯૦૧-૦૨ ની પતાવટના અંદાજ નું ધોરણ | ૧૯૦૨-૦૩ ના વર્ષનો અંદાજ | તફાવત |
|---|---|---|---|
| | રૂ. | રૂ. | રૂ. |
| મહેસૂલ | ૨,૯૩,૮૧૦૦૦ | ૩,૭૩,૮૬૦૦૦ | ૮૦,૦૫,૦૦૦ |
| ખર્ચ | ૨,૯૩,૮૧૦૦૦ | ૩,૩૧,૮૬૦૦૦ | ૩૮,૦૫,૦૦૦ |
| સિલક (પુરાંત) | | ૪૨,૦૦,૦૦૦ | |

શાહી સરકાર માટે આ પરિણામનું ચાલુ રહેવું તે અરૂચિકર હતું જ્યારે બીજા પ્રાંતની સરકારો માટે તે અન્યાયી હતું. ૧૯૦૨-૦૩માં તેની સામાન્ય સંજોગોમાં પણ પુનર્રચના થવાની હતી તે હકીકત તરફ દુર્લક્ષ સેવીને પણ બર્માના નાણાંતંત્રની પુનર્રચના કરવામાં આવી. આ ફેરવિચારણાને પરિણામે ઉપલબ્ધ થયાની બર્માની નફાની રકમ, હિંદ સરકારે સંયુક્ત વિભાગોમાં તબદિલ કરી તેનો લાભ બર્મા ઉપરાંત બીજા પ્રાંતોને પણ આપવા માંડયો. જમીન મહેસૂલમાં તેનો હિસ્સો ૨/૩માંથી ૧/૨ કરી દેવામાં આવ્યો, આબકારી જકાતને ૧/૨માંથી ૧/૨ કરી દેવામાં આવી, અને અત્યાર સુધી જે વિવિધ ખર્ચાઓનું પ્રાંતીયકરણ કરવામાં આવ્યું હતું તેમાં બીજા કેટલાક વિભાગો ઉમેરવામાં આવ્યા. આ ફેરફારોને લીધે ૧૯૦૩થી ૧૯૦૬ની પતાવટને પરિણામે બર્માના આવક અને જાવકનું માળખું નીચે મુજબ હતું.

| મહેસૂલ | બાંધછોડ માટેની જોગવાઈઓ | કુલ મહેસૂલ | કુલ ખર્ચ |
|---|---|---|---|
| રૂ. | રૂ. | રૂ. | રૂ. |
| ૨,૭૮,૩૧,૦૦૦ | ૫૩,૦૨,૦૦૦ | ૩,૩૧,૩૩,૦૦૦ | ૩,૩૧,૩૩,૦૦૦ |

જેની પતાવટની પુનર્રચના કરવામાં આવી હતી તેવો, બીજો પ્રાંત પંજાબ હતો. અલબત્ત પુનર્રચના માટેનાં તેનાં કારણો જુદાં હતાં. નોર્થ-વેસ્ટ પ્રાંતોને નામે ઓળખાતી સરહદના બે ભાગ પાડી, સામાન્ય મતે ઉત્તર પ્રાંત તરીકે ઓળખાતો એવો આગ્રા અને આંધ્રના સંયુક્ત પ્રાંતોના પ્રાંતો તથા નોર્થ વેસ્ટ ફ્રંટીયર પ્રાંત (વાયવ્યના સરહદી પ્રાંતો) એમ બેમાં વિભાગીકરણ કરવામાં આવ્યું. આને પરિણામે પંજાબના કેટલાક પ્રદેશો (જિલ્લાઓ) તેમાંથી છૂટા પડી નવા રચાયેલા નોર્થ-વેસ્ટ ફ્રંટીયર પ્રાંતો સાથે જોડાયા. આને લીધે પ્રાંતીય મહેસૂલ તથા ખર્ચના માળખામાં ફેરવિચારણા કરવાની જરૂર ઊભી થઈ. જો કે પતાવટમાં કોઈ પાયાની પુનર્રચનાનો પ્રશ્ન ઊભો થયો નહોતો. જોગવાઈઓમાં જ બાંધછોડ કરવા પૂરતા આ ફેરફારો સીમિત રહ્યા હતા.

## ૧૯૦૪-૦૫ની કામચલાઉ પુનર્રચના

ઉપર નોંધાયેલા એકમાત્ર અપવાદને બાદ કરતાં ૧૮૯૭ની પતાવટને ૧૯૦૪ના વર્ષના અંત સુધી ચાલુ રાખવામાં આવી હતી. ૧૯૦૧-૦૨માં ઊભી થયેલી અને ઉપર સમજાવેલી વિકટ પરિસ્થિતિ એ આ પતાવટની

પુનર્રચનાને મુલતવી રાખવા માટેનું મૂળભૂત કારણ હતું. પણ પુનર્રચનાની દિશામાં કોઈપણ પગલું ભરતાં પહેલાં રાબેતા મુજબની પરિસ્થિતિ સર્જાય તેવા સંજોગોની હિંદ સરકાર ખૂબ ચિંતાજનક રીતે રાહ જોતી હતી તેનું બીજું પણ કારણ હતું. લગભગ આ સમયગાળામાં જ હિંદ સરકારે પ્રાંતીય નાણાતંત્રમાં કાયમીપણુ લાવવાના પગલાં ઉપર ધ્યાન કેન્દ્રિત કર્યું. વાર્ષિક અંદાજપત્રની પદ્ધતિને બદલે ૧૮૮૧માં જે પંચવર્ષીય અંદાજપત્રની પદ્ધતિ દાખલ કરવામાં આવી એ સ્થિરતા અને એકસૂત્રતાની દૃષ્ટિએ સુધારાત્મક હોવા છતાં, ખરેખર તે પૂરતી નહોતી. આ પદ્ધતિમાં પ્રાંતીય સરકારોએ લીધેલાં કરકસરનાં પગલાંને પરિણામે મળતાં લાભદાયક પરિણામોનો ફાયદો મેળવવાની તેમને છૂટ મળી ગઈ હતી, અને સાથે સાથે તેમની આવકનાં સાધનોની યોગ્ય રીતે માવજત કરવા માટે પણ તેમને પાંચ વર્ષના ગાળા માટે મોકળું મેદાન મળી ગયું હતું. ફાયદાકારક દેખાતી હોવા છતાં આ સમય-મર્યાદાની પદ્ધતિ પ્રાંતીય નાણાતંત્ર માટે ખૂબ જ વિઘાતક અસર કરતી હોય તેમ સ્પષ્ટ જણાવા લાગ્યું. આ પંચવર્ષીય આયોજન પદ્ધતિના ફળસ્વરૂપે એવું થયું કે પ્રાંતીય સરકારો શરૂઆતમાં એટલી બધી કંજૂસ અને કૃપણ બની ગઈ કે તેમના ખર્ચાઓ, મહેસૂલી આવકની સરખામણીએ ક્યાંક વધુ પડતાં ન થઈ જાય અને પાછલા ગાળામાં ખર્ચમાં પુષ્કળ ઉડાઉ બની ગઈ કારણ કે તેમને ડર હતો કે જો પતાવટનો સમય આવે ત્યારે ખર્ચ ઓછો બતાવવામાં આવશે તો હિંદ સરકાર ખર્ચના તે વિભાગને બિનજરૂરી ગણી હંમેશને માટે કયાંક રદ ન કરી દે. કોઈપણ સ્થાનિક સરકાર પાંચવર્ષીય આયોજનના ટૂંકા ગાળા દરમિયાન સુધારા માટેની સ્થિર અને સંપૂર્ણ વિચારણાને પરિણામે નિષ્કર્ષ પામેલી વ્યવસ્થા અમલમાં મૂકી શકે તેવી અપેક્ષા રાખી શકાય નહિ. વધુમાં વધુ તેઓ આયોજનના પ્રથમ બે કે ત્રણ વર્ષ દરમિયાન તેમની પ્રક્રિયાનું માળખું તૈયાર કરી શકે અને બાકીના ગાળામાં આ પ્રક્રિયાના અમલીકરણ માટે બધા જ પ્રયાસો કરે અને મોટાભાગના પ્રાંતોએ આ પ્રમાણે જ કર્યું હતું. આ જાતની પદ્ધતિ અપનાવવા પાછળનો હેતુ મુખ્યત્વે એ હતો કે તે પુનર્રચના પહેલાં અમલમાં મૂકીને તપાસી શકાય, અને તેમાંયે રાબેતા મુજબના ખર્ચને પહોંચી વળવા માટે સક્ષમ બની શકાય. આ પંચવર્ષિય અંદાજપત્રની પદ્ધતિનો પ્રત્યક્ષ પડઘો હતો. જો કે આ તારણને કોઈપણ રીતે અંતિમ કે સ્વઆધારિત ગણી શકાય નહિ. પ્રાંતોમાં થયેલા વાર્ષિક નફા તરફ દૃષ્ટિ કરવાથી સ્પષ્ટ થશે કે

પંચવર્ષીય આયોજનના શરૂઆતના ગાળામાં તેઓ કેવા વધતા જતા હતા અને આયોજનના અંત તરફ જતાં એમાં કેવો ઘટાડો થતો હતો. કૃપણતાના આ દુષણને ડામવા માટેનો એક માત્ર માર્ગ જો કોઈ હોય તો પંચવર્ષીય પુનર્રચનાની વ્યવસ્થાને ફગાવી દેવી તે જ હતો. અને હિંદ સરકારે ખૂબ જ હિંમતપૂર્વક આ પગલું લીધું. પુનર્વિચારણાનો અધિકાર એ બીજા બધા કરતાં વધુ ઉપયોગમાં આવતો અધિકાર હતો અને હિંદ સરકારે બધા જ પ્રાંતોના સખત વિરોધ વચ્ચે પણ તેના દષ્ટિકરણમાં જરાયે પાછી પાની કરી નહિ. તેનો અમલ કરવા દરમિયાન ઘણી જ ચાલબાજીઓને પૂરેપૂરો અવકાશ હોવાથી આને સદંતર નાબૂદ કરવામાં આવ્યો હતો.

૧૯૦૩-૦૪ના વર્ષને પાયાનું વર્ષ ગણી, હિંદ સરકારે બધા જ પ્રાંતોની પ્રાંતીય પતાવટ માટે પુનર્વિચારણા કરવાનું નકકી કર્યું. આ પાછળનો હેતુ પ્રાંતય સરકારો દ્વારા નિયમનમાં રખાયેલા વિવિધ ખર્ચાઓને લક્ષમાં લઈ, શાહી તથા પ્રાંતીય સરકારો વચ્ચે મહેસૂલ બાબતે બાંધછોડ કરવાનો હતો. કુલ પ્રાંતીય ખર્ચનો સરવાળો, સમગ્રના ૧/૪ કરતાં પણ ઓછો હતો. જ્યારે લશ્કરી તથા સંરક્ષણ ખર્ચનો જેમાં સમાવેશ થતો હતો તેવું શાહી ખર્ચ સમગ્રના ૩/૪ કરતાં વધી જતું હતું. ખર્ચના આ પ્રમાણને, શાહી તથા પ્રાંતીય તાબાના મહેસૂલના વિભાગીકરણ માટેના પાયા તરીકે લેવામાં આવ્યું અને નીચે દર્શાવેલા શાહી અને પ્રાંતીય મહેસૂલ તથા ખર્ચના ધોરણોને સંયુક્ત વિભાગોમાં જાળવી રાખવા બાબતે સંમતિ સધાઈ હતી :-

| | શાહી | પ્રાંતિય |
|---|---|---|
| બંગાળા, ઉત્તર પ્રાંત, મુંબઈ, મદ્રાસ | ૩/૪ | ૧/૪ |
| પંજાબ, બર્મા | ૫/૮ | ૩/૮ |
| મ.પ્ર., આસામ | ૧/૨ | ૧/૨ |

પંજાબ, બર્મા, મધ્ય પ્રાંતો તથા આસામની બાબતોમાં વિભાગીકરણનાં દરનાં જુદાં ધોરણો અપનાવવા પાછળનો હેતુ એ હતો કે આગળ પડતા પ્રાંતોના હસ્તક રહેલી વિકાસની તકોનો લાભ પછાત પ્રાંતોને પણ મળી રહે.

૧૯૦૪-૦૫માં હિંદ સરકારે જ્યારે પતાવટ કરી ત્યારે જાહેર કર્યું હતું કે આ પતાવટ કાયમી છે અને તેમાં કોઈપણ જાતના ફેરફારને અવકાશ નથી. અલબત્ત, જો બંગાળ, મદ્રાસ, આસામ અને ઉ-ાર પ્રાંતોની સરકાર અથવા

હિંદ સરકારને નુકશાનકારક હોય અથવા ખૂબ મોટી મુશ્કેલી ઊભી કરનાર હોય ત્યારે જ તેમાં ફેરફાર કરવો તે સિવાય નહિ. આ શરતને લીધે આ બધી જ પતાવટો માત્ર કામચલાઉ સ્વરૂપની જ હતી. આ બધાનાં કોઈપણ માઠાં પરિણામ ન આવે તેવી દીર્ઘદષ્ટિથી હિંદ સરકારે પતાવટના સમયગાળા દરમિયાન પાણી આડે પાળ બાંધવાના ઈરાદાથી હિંદ સરકાર તથા પ્રાંતોની સરકારો વચ્ચેના સંયુકત વિભાગોની વહેંચણીના પ્રમાણમાં કેટલાક ફેરફારો કર્યા. આ ફેરફારો નીચે મુજબ હતા :

| પ્રાંતીય હિસ્સો | | | | પ્રાંતીય હિસ્સો | | | |
|---|---|---|---|---|---|---|---|
| મહેસૂલ | બંગાળ | મદ્રાસ | સંયુક્ત પ્રાંતો | ખર્ચ | બંગાળ | મદ્રાસ | સંયુક્ત પ્રાંતો |
| જકાત | ૭/૧૬ | ... | ... | જકાત | ૭/૧૬ | ... | ... |
| સ્ટેમ્પ્સ | ૧/૨ | ૧/૨ | ૧/૨ | સ્ટેમ્પ્સ | ૧/૨ | ૧/૨ | ૧/૨ |
| નોંધણી | સમગ્ર રીતે | સમગ્ર રીતે | ... | નોંધણી | સમગ્ર રીતે | ... | ... |
| સિંચાઈ | ... | ... | સમગ્ર રીતે | જમીનમહેસૂલ | સમગ્ર રીતે | સમગ્ર રીતે | સમગ્ર રીતે |

હિંદ સરકારના ૧૯૦૪-૦૫ના નાણાંકીય સ્ટેટમેન્ટ પા-૬૭નો ઉતારો

આ ફેરફારો ઉપરાંત હિંદ સરકારે તેમને નીચે મુજબની ગ્રાન્ટ આપી.

| બંગાળ | મદ્રાસ | સંયુક્ત પ્રાંતો |
|---|---|---|
| ૧. મંત્રીકક્ષાના અમલદારોના પગાર ધોરણના સુધારા માટે વધારાની ૯૪ લાખની ગ્રાન્ટ | ૧. સર્વેક્ષણ અને પતાવટ માટે રૂા. ૨૦ લાખની ગ્રાન્ટ | ૧. રૂા. ૪૦ લાખ સુધીનું ખાત્રીબંધ સિંચાઈ મહેસૂલ |
| ૨. ડેપ્યુટી કલેક્ટરના સ્ટાફને વધુ મજબૂત બનાવવા રૂા. ૨૧/૨ લાખથી તેવી વધારાની ગ્રાન્ટ | ૨. કેટલીક સ્થાનિક સંસ્થા જેમના સુધારા માટે દર વર્ષે રૂા. ૭૫૦૦૦ની વાર્ષિક ગ્રાન્ટ | ૨. સ્થાનિક સંસ્થાઓની રાહત માટે રૂા. ૨૧/૨ લાખની ગ્રાન્ટ |
| | ૩. જમીનને લગતા પ્રયોગો માટે રૂા. ૫૦,૦૦૦ની વાર્ષિક ગ્રાન્ટ | ૩. જિલ્લાના નાણા નિગમના સુધારા માટે લગભગ અડધા લાખની ગ્રાન્ટ |
| | ૪. જિલ્લાના વહીવટને સુધારવાના હેતુથી થનારા ખર્ચ સાથે અપાનાર ગ્રાન્ટ | |

હિંદ સરકારના તે જ નાણાકિય સ્ટેટમેન્ટમાંથી પા. ૬૭ ઉતારો

કામચલાઉ રીતે જે પ્રાંતીય મહેસૂલ અને ખર્ચની પતાવટ કરવામાં આવી હતી તેનું ચિત્ર, ઉપર પ્રમાણેના જરૂરી ફેરફારો કર્યા પછી નીચે પ્રમાણેનું

સ્વરૂપ ધરાવતું હતું. આમાં ખાસ કરીને સંયુક્ત મહેસૂલ ને કેન્દ્રમાં રાખવામાં આવ્યું હતું :-

ધોરણસરનું મહેસૂલ અને ખર્ચ
(દરેક હજાર રૂપિયામાં)

| પ્રાંત | ખર્ચ | મહેસૂલ | | |
|---|---|---|---|---|
| | | આવક | ફાળવણી | કુલ |
| મદ્રાસ | ૩,૫૦,૪૮ | ૨,૯૦,૮૨ | ૫,૯૬૬ | ૩,૫૦,૪૮ |
| બંગાળ | ૪,૯૮,૮૭ | ૪,૪૯,૮૪ | ૪,૯૦૩ | ૪,૯૮,૮૭ |
| સંયુક્ત પ્રાંત | ૩,૬૬,૬૪ | ૩,૬૨,૬૪ | ૪૦૦ | ૩,૬૬,૬૪ |
| આસામ | ૭૨૦૭ | ૬૦૦૭ | ૧૨૦૦ | ૭૨૦૭ |

પ્રાંતો સાથેની કામચલાઉ પતાવટને પરિણામે હિંદ સરકારને તેની શાહી તિજોરીમાં જે ફાયદો થયો તે રૂ. ૨,૦૬,૦૦૦ હતો. આ પતાવટમાં ઉપરના કાયદા માટે કેટલાક ફેરફારો પણ કરવામાં આવ્યા હતા. પણ આ પુનર્રચનાને પરિણામે, અત્યાર સુધી તે બોજ પ્રાંતીય સરકારો દ્વારા વહન થતો હતો તે રૂ. ૩૬,૦૦૦નો વધારાનો ખર્ચ શાહી સરકારે ભોગવવાનો આવ્યો. આમ વાસ્તવિક રીતે જોવા જઈએ તો આ પુનર્રચનાને પરિણામે આ આંકડો ન કરે તો માત્ર ૩૯૧,૭૦,૦૦૦નો જ થતો હતો.

આ યોજનાની શરૂઆતમાં, હિંદ સરકારે, કામચલાઉ રીતે નાણાકીય પતાવટ કરેલી હતી તેવા પ્રાંતોને સારી શરૂઆત કરવા માટે કેટલીક નાણાકીય સહાય આપવાનું નકકી કર્યું. આ સહાય પ્રારંભના તબકકામાં નીચે મુજબ હતી :

બંગાળને રૂ.૫૦ લાખ (કલકત્તા યુનિવર્સિટિ માટે આવેલા રૂ.૫૦ લાખનો આમાં સમાવેશ થતો નથી.)

મદ્રાસને રૂ.૫૦ લાખ (સર્વેક્ષણની પતાવટ માટેના રૂ.૨૦ લાખનો આમાં સમાવેશ થાય છે)

સંયુક્ત પ્રાંતોને રૂ.૩૦ લાખ (મુશ્કેલીમાં મૂકાયેલી મિલ્કતો ખરીદવાના ખર્ચને સરભર કરવા આપેલા રૂ. $1\frac{1}{2}$ લાખ આમાં આવી જાય છે.)

આસામને રૂ.૨૦ લાખ.

બાકીના પ્રાંતોમાં મુખ્યત્વે મુંબઈ અને પંજાબ આવતા હતા જેને ૧૯૦૫-૦૬ના વર્ષથી કામચલાઉ પતાવટ માટે રકમની ફાળવણી કરવાની હતી.

૧૯૦૪-૦૫માં કરેલી કામચલાઉ પતાવટોથી જરાક જુદા પડી હિંદ સરકારે હવે પરત કરવાની પતાવટોના સરેરાશ ધોરણોમાં અને પ્રક્રિયામાં કેટલાક ફેરફાર કર્યા. નીચે દર્શાવેલા કેટલાક અપવાદો સિવાય, ખર્ચ અને આવકનાં ધોરણોને લગભગ અર્ધા અર્ધા વહેંચવામાં આવ્યા હતાં. જે ધોરણ પહેલાં મુંબઈ પ્રાંતમાં ખાસ કરીને સિંચાઈમાં ૩/૪:૧/૪ના પ્રમાણમાં શાહી તથા પ્રાંતીય સરકારો વચ્ચે જમાવવામાં આવ્યું હતું. આ નિયમમાં જો કે કેટલાક અપવાદો જરૂર હતા જે નીચે મુજબ છે :

| મહેસૂલના હિસાબોના વિભાગો | પ્રાંતીય હિસ્સો | | ખર્ચના હિસાબોના વિભાગો | પ્રાંતીય હિસ્સો | |
|---|---|---|---|---|---|
| | મુંબઈ | પંજાબ | | મુંબઈ | પંજાબ |
| જમીન મહેસૂલ | ૧૮૯૧/૪ લાખ સુધી | ૩/૮ | જમીન મહેસૂલ | સંપૂર્ણ રીતે | સંપૂર્ણ રીતે |
| નોંધણી | ખાત્રી આપી | સંપૂર્ણપણે | - | - | - |
| સિંચાઈ | સંપૂર્ણપણે ૧/૨ | ૩/૪ ૨૮ લાખ સુધી ખાત્રી આપ્યા | | | |

હિંદ સરકારના નાણાકીય સ્ટેટમેન્ટ ઉપરથી ઉતારો.

આ બંને પ્રાંતોના કામચલાઉ પતાવટને પરિણામે પ્રાપ્ત થતા મહેસૂલ તથા ખર્ચના આંકડાઓ નીચે મુજબ હતા.

**મહેસૂલ**

| પ્રાંત | ખર્ચ | મહેસૂલ | નક્કી જોગવાઈઓ | કુલ |
|---|---|---|---|---|
| | રૂા. | રૂા. | રૂા. | રૂા. |
| મુંબઈ | ૪,૯૧,૭૫,૦૦૦ | ૪,૪૮,૯૮,૦૦૦ | ૪૨,૭૭,૦૦૦ | ૪,૯૧,૭૫,૦૦૦ |
| પંજાબ | ૨,૪૯,૫૦,૦૦૦ | ૨,૪૬,૫૦,૦૦૦ | ૩,૦૦,૦૦૦ | ૨,૪૯,૫૦,૦૦૦ |

દુષ્કાળ અને પ્લેગના ભોગ બનેલા આ પ્રાંતો સાથેની ઉદાર નીતિ દ્વારા પતાવટો અને એમાંયે ખાસ કરીને ખર્ચ તથા સુપ્રત કરેલી જોગવાઈઓના સંદર્ભે પરિણામે શાહી તિજોરીને જે સહન કરવું પડયું તેમાં હિંદ સરકારને તેના આપ-લેના વ્યવહારમાં ગુમાવવાનું જ ભાગે આવ્યું. આ બંને પ્રાંતોમાં સંયુક્ત દષ્ટિએ જોઈએ તો મહેસૂલના નવાં ધોરણોને પરિણામે હિંદ સરકારે રૂ.૫,૯૫,૦૦૦/- ગુમાવવા પડયા. જો કે ખર્ચની બાબતમાં જે સંયુક્ત વિભાગો હતા તેમાં પ્રાંતીય સરકારોએ જે વધારાનો ફાળો આપ્યો તેને પરિણામે હિંદ સરકારના ખર્ચમાં લગભગ વાર્ષિક રૂા.૨,૨૧,૦૦૦નો ઘટાડો થયો. આમ

સરવાળે જોવા જઈએ તો હિંદ સરકારે આ બંને પ્રાંતોને ટકાઉપણું અને પ્રબળતા આપવા માટે વાર્ષિક રૂા.૩,૭૪,૦૦૦ના ધોરણે નુકશાન વેઠવાનું આવ્યું. આ નુકશાન થયું તે હિંદ સરકારે આ બંને પ્રાંતોને તેમનું હાલકડોલક થતુ વહાણ સ્થિર કરવા માટે જે શરૂઆતમાં રૂા.૫૦,૦૦૦ની ગ્રાન્ટ આપી હતી તે ઉપરાંતનું હતું.

એક વર્ષ પછી તા. ૧ એપ્રિલ ૧૯૦૬થી મધ્ય પ્રાંતો સાથેની પતાવટને કામચલાઉ બનાવવામાં આવી હતી. ખર્ચ અને આવકના જે સંયુક્ત વિભાગો હતા તેમાં હિસ્સો વધારવામાં આવ્યો હતો. મુંબઈ અને પંજાબ સરકારના કિસ્સાઓમાં તો આ પગલું ખાસ લેવામાં આવ્યું હતું. તેમાંયે બજેટના ઉમેરાએ ખાસ ભાગ ભજવ્યો. જે હવે પછી સીધું શાહી સરકારના તાબામાં મૂકાતું હતું. જેમાં પહેલાં ૩/૪ અને ૧/૪નું જે પ્રમાણ હતું તેને બદલે હવે પ્રાંતીય તથા શાહી સરકાર વચ્ચે જમીન મહેસૂલમાં અર્ધભાગે વહેંચણી કરવામાં આવી હતી. આમાંયે રૂ.૮૨-૧/૨ લાખના જમીન મહેસૂલના હિસ્સાની ખાત્રી આપવામાં આવી હતી. આ વિભાગીકરણની પ્રક્રિયામાં જો કોઈ અપવાદ હોય તો તે નોંધણીની આવકનો જ રાખવામાં આવ્યો હતો. જેમાંનો સંપૂર્ણ ફાળો પ્રાંતીય જ ગણાવા માંડયો. મહેસૂલને સરભર કરવા માટે રૂા.૨૭,૦૭,૦૦૭ની વાર્ષિક જોગવાઈ નિશ્ચિત કરવામાં આવી અને આના અનુસંધાને વર્ષની શરૂઆતમાં જ રૂા.૩૦,૦૦,૦૦૦ની ગ્રાન્ટ સુપ્રત કરવામાં આવી. કેટલાક વહીવટી ફેરફારો ને પરીણામો કેન્દ્રીય પ્રાંતોની પતાવટના અનુસંધાનમાં, બંગાળ અને આસામની કામચલાઉ પતાવટોમાં અને ખાસ કરીને તેના બજેટમાં ફેરવિચારણા કરવાની જરૂર ઊભી થઈ. આ બંને પ્રાંતોની પુનર્રચના કરી (૧) બંગાળ અને (૨) પૂર્વ બંગાળ તથા આસામના બે ભાગમાં વહેંચવામાં આવ્યા. મુંબઈ અને પંજાબને આપેલા હિસ્સાના પ્રમાણમાં જ નવા રચાયેલા બંગાળને, કામચલાઉ નવી પતાવટોને પરિણામે હિસ્સો આપવામાં આવ્યો હતો, એટલે કે નવા રચાયેલા બંગાળને બધા જ સંયુક્ત વિભાગોમાં અડધો હિસ્સો આપવામાં આવ્યો હતો. વળી નોંધણી તથા શાહી સરકારની, સરકારી મિલ્કતોમાંથી મળેલો ભાગ હતો તે સંપૂર્ણપણે પ્રાંતીય બનાવી દેવામાં આવ્યો. આ સહાયરૂપ ગોઠવણને લીધે પ્રાંતોને જે ચોક્કસ જોગવાઈઓ અને જવાબદારી આપવામાં આવી હતી તે રૂા.૪૯.૦૩ લાખને બદલે ૫.૭૨ લાખની થઈ ગઈ.

પૂર્વ બંગાળ અને આસામના નવા પ્રાંતોમાં જેને સંપૂર્ણ રીતે પ્રાંતીય ગણવામાં આવ્યો હતો તેવ નોંધણીનો વિભાગ બાદ કરતાં બીજા બધા જ આવક અને ખર્ચના સંયુક્ત વિભાગોને સ્થાન વહેંચણીનો સિદ્ધાંત લાગુ પાડવામાં આવ્યો હતો. આ વહેંચણીને પરિણામે પ્રાંતીય આવકનાં સાધનોમાં એટલો બધો સુધારો થયો કે પુરાંત અને સિલક વચ્ચે એકરૂપતા જાળવવા માટે નાણાંના બદલે પ્રાંતીય સરકારો માટે કેટલીક નિશ્ચિત જોગવાઈઓની વ્યવસ્થા ઊભી કરવી પડી. આ એક નિષેધાત્મક સુધારો હતો. કામચલાઉ પતાવટને પરિણામે ત્રણ પ્રાંતોમાં ધોરણસરની આવક તથા ખર્ચનું જે ચિત્ર ઊભું થયું હતું તે નીચેના કોઠા ઉપરથી સ્પષ્ટ સમજાશે.

**મહેસૂલ**

| પ્રાંત | ખર્ચ | મહેસૂલ | ફાળવણીઓ | કુલ |
|---|---|---|---|---|
| કેન્દ્રિય પ્રાંતો | ૧,૭૬,૪૩,૦૦૦ | ૧,૪૯,૩૬,૦૦૦ | ૨૭,૦૭,૦૦૦ | ૧,૭૬,૪૩,૦૦૦ |
| પૂર્વબંગાળ અને આસામ | ૨,૧૨,૧૯,૦૦૦ | ૨,૧૮,૪૨,૦૦૦ | ૬,૨૩,૦૦૦ | ૨,૧૨,૧૯,૦૦૦ |
| બંગાળ | ૪,૭૨,૭૩,૦૦૦ | ૪,૬૭,૦૧,૦૦૦ | ૫,૭૨,૦૦૦ | ૪,૭૨,૭૩,૦૦૦ |

પ્રાંતની પતાવટમાં પાછળથી કેટલાક નવા સુધારા વધારા દાખલ કરવામાં આવ્યા હતા તેથી શાહી તિજોરીમાં વાર્ષિક રૂા.૬૦,૦૦૦ની કામચલાઉ સહાય દ્વારા પ્રાંતોમાં વિધાયક સમતુલા જાળવી શકાય.

માત્ર બર્માનો પ્રદેશ જ આ કામચલાઉ પતાવટોના ક્ષેત્રોમાંથી બાકાત રહ્યો હતો. છેલ્લું પંચવર્ષીય આયોજન જે બર્માની સાથે થયું હતું તે ૧૯૦૨-૦૩માં પુરૂં થઈ ગયું હતું, અને આ સમયે હિંદ સરકારે જાહેર કર્યું કે બર્માને પણ હવે બીજા પ્રાંતોની હરોળમાં લાવવું જોઈએ. અને આમ તેને પણ કામચલાઉ પતાવટ ૧ એપ્રિલ ૧૯૦૭થી આપવી તેમ ઠરાવવામાં આવ્યું. આ પતાવટમાં તદ્દન પક્ષપાતરહીત પ્રક્રિયા દ્વારા મહેસૂલ તથા ખર્ચના સંયુક્ત વિભાગોમાં તેને સંપૂર્ણ રીતે સમાન હિસ્સો ફાળવવામાં આવ્યો હતો. જો કે બીજા પ્રાંતોમાં થયું હતું તેમ બર્મામાં પણ મીઠાંની બાબત કેન્દ્રીય ધોરણે જ રાખવામાં આવી હતી. તેના રાબેતા મુજબના ખર્ચમાં ઉભી થતી ખાધને પહોંચી વળવા માટે તેને રૂા.૯૦,૬૮,૦૦૦નું વાર્ષિક નાણું આપવામાં આવ્યું હતું જેથી ખર્ચની બાબતમાં તે નિર્ભર બની શકે અને તદઉપરાંત રૂા.૫૦,૦૦,૦૦૦ની ગ્રાન્ટ તો આપવામાં આવી હતી જ.

૧૯૦૭ના વર્ષ સુધીમાં તો લગભગ બધા જ પ્રાંતોને કામચલાઉ પતાવટના ક્ષેત્રમાં આવરી લેવામાં આવ્યા હતા. અને આ ઉપરથી આપણે એવી અપેક્ષા રાખી શકીએ કે હવે આ વ્યવસ્થા બીજી કોઈ મુશ્કેલી વગર અને કોઈપણ જાતના ફેરફારની જરૂર વગર સરળતાથી આગળ વધે. પણ મદ્રાસ અને સંયુક્ત પ્રાંતો સાથે થયેલી ૧૯૦૪ની પતાવટો તે પછી બીજા પ્રાંતો સાથે થયેલી પતાવટોની સરખામણીએ ઘણી બાબતોમાં અન્યાયકારક અને નુકશાનકારક સાબિત થઈ. આ હકીકત ઉપર આપેલા આંકડાઓ અને પ્રક્રિયાના ચિત્રથી સ્પષ્ટ રીતે દેખાય છે. કામચલાઉ પતાવટો જે ખામીઓને દૂર કરવા માટે અમલમાં આવી હતી તેજ ખામીઓ બીજા સ્વરૂપે આ પતાવટોમાં રહી જવા પામી હતી અને આ અન્યાયને દૂર કરવા માટે સંયુક્ત વિભાગોના કેટલાક હિસ્સામાં નીચે દર્શાવેલા અપવાદ સિવાય ૧૯૦૭થી બર્માનો વધારો કરવામાં આવ્યો હતો.

| મદ્રાસ | સંયુક્ત પ્રાંતો |
|---|---|
| મહેસૂલ | મહેસૂલ |
| ૧. નોંધણી સંપૂર્ણ રીતે પ્રાંતીય | ૧. જમીન મહેસૂલ ૩/૮ પ્રાંતીય. જેમાં ઓછામાં ઓછા રૂા.૨૦૦ લાખની ખાત્રી અપાઈ હતી. |
| ૨. જમીન મહેસૂલ ઓછામાં ઓછા રૂા. ૩૦૮ લાખની ખાત્રી આપવામાં આવી (જો પ્રાંતીય હિસ્સો તેનાથી ઓછો હોય તો તે ભરપાઈ કરવાની ખાત્રી અપાઈ | ૨. સિંચાઈ મુખ્ય સિંચાઈના કાર્યોમાંથી ઓછામાં ઓછા રૂા.૬૦ લાખની આવકની ખાત્રી અપાઈ હતી. (જો પ્રાંતીય હિસ્સો આનાથી ઓછો હોય તો તે ભરપાઈ કરવાની જોગવાઈ હતી.) |

૧. નોંધણી સંપૂર્ણ રીતે પ્રાંતીય

૨. જમીન મહેસૂલ સંપૂર્ણ રીતે પ્રાંતીય

ધોરણસરની આવક કરતાં થતા વધારાના ખર્ચને પહોંચી વળવા માટે નક્કી કરેલ જોગવાઈઓ નીચે મુજબ હતી:

| | |
|---|---|
| મદ્રાસને | રૂા.૨૨,૫૭,૦૦૦ |
| સંયુક્ત પ્રાંતોને | રૂા.૧૩,૮૯,૦૦૦ |

આમ પ્રાંતીય નાણાંતંત્રની યોજના ચોક્કસ જોગવાઈઓ, સુપ્રત કરેલી જોગવાઈઓ અને વહેંચણી કરાયેલ જોગવાઈઓના પગલાંઓ દ્વારા આગળ વધી તેના પરિપૂર્ણ હોવાની વિવિધ પક્ષોને ખાત્રી થઈ. આ પ્રક્રિયાને પરિણામે તેમની અપેક્ષાઓને કેટલો સંતોષ મળ્યો હતો તે ખ્યાલ પ્રાંતીય વાર્ષિક નફો અને

ખાધના આંકડાઓ ઉપરથી આવી શકશે અને નીચેના કોઠામાં આપેલા આંકડાઓ દ્વારા તેનામાં કેવા અને કેટલા ફેરફાર કરવામાં આવ્યા હતા તે પણ સ્પષ્ટપણે જણાશે :

### પ્રાંતોને અપાયેલી શાહી ગ્રાન્ટ- ઈન એઈડ.

| પ્રાંત | ૧૯૦૪-૫ રૂા. | ૧૯૦૫-૬ રૂા. | ૧૯૦૬-૭ રૂા. | ૧૯૦૭-૮ રૂા. | ૧૯૦૮-૯ રૂા. | ૧૯૦૯-૧૦ રૂા. | ૧૯૧૦-૧૧ રૂા. | ૧૯૧૧-૧૨ રૂા. |
|---|---|---|---|---|---|---|---|---|
| સંયુક્ત પ્રાંત | -૭૦૧૦૦૦ | ૩૨૩૫૦૦૦ | ૧૭૫૦૬૦૭ | -૯૩૦૬૧૭ | -૩૦૯૭૮૬૫ | ૭૨૧૭૫૫ | ૨૮૦૫૫૬ | ૧૨૧૪૫૭૩ |
| બર્મા | -૧૫૯૧૭૯૬ | -૨૬૧૩૮૯૦ | ૧૮૯૦૫૧૬ | -૩૧૨૯૫૯૦ | -૨૦૬૦૬૭૮ | ૨૫૧૫૩૭૧ | ૧૬૦૦૨૯૭ | -૧૨૬૦૦૪૦ |
| આસામ | -૨૬૯૩૧૬ | -૩૭૨૦૦૨૭ | -૨૦૦૧૪૦ | -૨૫૯૬૬૩૨ | -૨૩૫૭૬૮૭ | ૫૪૯૨૭૦ | ૫૫૩૯૬૯૮ | ૫૨૧૮૮૦૨ |
| બંગાળ | -૧૨૫૨૮૧૮ | -૧૯૫૨૩૧૨ | -૧૮૭૭૪૫૫ | -૨૨૫૬૯૯૪ | -૧૩૩૦૩૭૧ | ૩૨૭૪૦૬૫ | ૩૯૬૦૬૧૨ | ૮૨૯૬૨૩૩ |
| ઉત્તર પ્રદેશ | -૯૬૯૦૦૯ | -૯૮૭૯૧૯૨ | ૧૯૫૬૦૦ | -૩૫૮૭૦૬૬ | ૧૦૭૨૬૦ | ૨૦૪૫૨૨૧ | ૩૬૩૫૯૦૪ | ૧૪૪૮૪૦ |
| પંજાબ | ૪૩૯૪૩૮૭ | -૮૭૯૬૦૫૨ | -૬૬૧૨૧૪ | -૨૪૦૮૮૨૮ | -૧૫૭૬૯૮૧ | ૧૩૦૦૫૫૯ | ૪૧૯૯૧૨૧ | ૩૩૯૮૦૫૫ |
| મદ્રાસ | -૧૪૦૨૩૪૪ | ૨૨૦૩૬૮ | ૧૨૧૭૭૪૫ | -૪૪૯૯૨ | ૨૦૨૫૧૦૯ | ૧૨૬૬૩૨૬ | ૨૩૧૬૩૮૩ | ૨૯૨૮૫૦૨ |
| બોમ્બે | ૪૩૬૬૦૦ | -૪૨૮૯૨ | ૨૭૫૨૨૦૨ | -૩૦૮૯૨૫ | -૨૬૧૮૯૨૬ | ૬૧૩૭૯૯૬ | ૭૫૮૫૪૬૦ | -૫૪૧૪૨૧ |

★ ૧૯૦૬થી બેરારનો સમાવેશ થાય છે.

★ પૂર્વ બંગાળા અને આસામ ૧૯૦૬થી હિંદ સરકારના વાર્ષિક નાણાંકીય અને મહેસૂલી હિસાબોમાંથી મેળવેલ.

આ પરિણામો વિષે કોઈપણ જાતનો ન્યાય તોળતા પહેલા ગ્રાન્ટ-ઈન એડના સ્વરૂપમાં હિંદ સરકારે આ સમયગાળામાં પ્રાંતોને આપેલી સહાયને પણ નોંધમાં લેવી જોઈશે. આ ગ્રાન્ટસ નીચે મુજબની હતી :

### સામ્રાજ્યની પ્રાંતોને સહાયંક અનુદાન

| પ્રાંત | ૧૯૦૪-૫ રૂા. | ૧૯૦૫-૬ રૂા. | ૧૯૦૬-૭ રૂા. | ૧૯૦૭-૮ રૂા. | ૧૯૦૮-૯ રૂા. | ૧૯૦૯-૧૦ રૂા. | ૧૯૧૦-૧૧ રૂા. | ૧૯૧૧-૧૨ રૂા. |
|---|---|---|---|---|---|---|---|---|
| કેન્દ્રીય પ્રાંતો | ૨૮૫૩૭૧૦ | ૬૯૫૭૭૯૩ | ૧૧૦૫૦૦ | ૨૭૫૨૦૧૦ | ૨૯૦૩૬૬૮ | ૩૫૮૮૨૭૦ | ૩૪૬૫૫૦૦ | ૨૦૮૦૮૪૫ |
| બર્મા | ૫૬૭૫૦૦ | ૧૮૪૫૦૦ | ૭૨૧૯૦૦૦ | ૬૮૨૦૦૦ | ૨૧૫૨૫૩ | ૧૮૨૦૯૫૨ | ૪૨૩૨૭૪૨ | ૩૬૦૫૧૬૪ |
| આસામ | - | ૩૩૬૨૯૧૬ | ૩૨૭૨૯૪ | ૨૮૦૦૩૦ | ૨૩૫૮૯૪૭ | ૪૪૬૪૪૩૫ | ૪૬૦૮૯૬૫ | ૬૧૦૦૭૩૨ |
| બંગાળ | ૨૪૭૯૪ | ૪૮૦૬૯૮૪ | ૪૭૫૫૪૮ | ૧૩૬૨૬૩૪ | ૪૧૫૭૩૬૩ | ૫૭૫૩૬૯૨ | ૬૧૩૭૦૧૩ | ૧૧૧૩૧૧૨૭૬ |
| સંયુક્ત પ્રાંતો | ૧૩૬૬૦૦ | ૪૦૩૬૩૦૭ | ૭૬૪૧૬૯૭ | ૯૮૭૯૬૬૭ | ૮૭૭૦૩૪૫ | ૧૬૨૪૩૨૯ | ૪૫૧૩૭૨૯ | ૩૧૩૬૧૦૭ |
| પંજાબ | ૭૫૨૬૪૩૬ | ૨૪૬૭૫૭૯ | ૪૨૦૯૫૩૧ | ૫૫૪૧૫૨૯ | ૬૦૩૭૯૯૦ | ૫૮૩૯૦૧૪ | ૯૫૯૨૮૪૪ | ૩૧૦૧૬૮૧ |
| મદ્રાસ | ૭૦૦૯૪૬ | ૪૪૩૦૭૧૪ | ૯૯૮૦૪૦૦ | ૯૪૭૩૩૦૪ | ૭૦૪૮૮૫ | ૬૧૨૯૪૧ | ૩૬૯૧૪૨૬ | ૫૦૦૮૮૮૯ |
| મુંબઈ | ૧૦૩૧૨૯૨૮ | ૩૪૨૭૩૨૫ | ૪૦૨૪૫૧૨ | ૪૫૭૪૨૮૪ | ૫૭૨૬૧૬૨ | ૫૭૯૭૬૦૩ | ૧૨૦૦૯૩૬૦ | ૪૯૩૫૧૫૯ |
| કુલ | ૨૨૧૧૨૯૧૪ | ૩૧૩૩૪૬૧૮ | ૩૪૯૮૨૯૮૨ | ૩૪૫૪૩૪૫૮ | ૩૦૮૭૪૬૪૩ | ૨૯૫૦૨૨૮૬ | ૧૫૪૭૩૬૦ | ૩૬૦૯૯૮૫૩ |

★ ૧૯૦૬થી બિહારનો સમાવેશ થાય છે.

હિંદ સરકારના વાર્ષિક નાણાકીય અને મહેસૂલી હિસાબોમાંથી મેળવેલ આ લાભની વાત કરતાં એવું ધારવાની જરૂર નથી કે, જેમ વિવિધ પ્રાંતો સાથે થયેલા કરારોમાંથી ફલિત થાય છે તે પ્રમાણે એક બે કિસ્સાઓને બાદ કરતાં પ્રાંતોના નાણાતંત્રને પડી ભાંગતું બચાવવા આ પગલું લેવામાં આવ્યું હતું. તેમની જરૂરિયાતોના પ્રમાણ કરતાં ઘણા વધારે પ્રમાણમાં આ નાણાંની

સહાય તેમને કરવામાં આવી હતી. છેલ્લાં કેટલાંક વર્ષોના આંકડાઓ જોવાથી આ હકીકત દેખાશે અને આ વર્ષો બીજાં વર્ષોની સરખામણીએ વિશિષ્ટ પ્રકારનાં હતાં.

**૧૯૧૨ની કાયમી પતાવટ**

વિવિધ પ્રાંતો સાથે કામચલાઉ પતાવટની શ્રેણીઓ પૂરી થતાં તરત જ, વિકેન્દ્રીકરણ માટેના શાહી કમિશને પ્રાંતીય અને હિંદ સરકારના કેન્દ્રીય નાણાતંત્રના વિવિધ સ્વરૂપ ધરાવતા જુદા જુદા વિભાગોનું સંશોધન કરવાની શરૂઆત કરી હતી. તેણે જાહેર કરેલા ૧૯૦૯ના રિપોર્ટ પ્રમાણે મહેસૂલની સોંપણીઓ અને ખર્ચાઓની વહેંચણીની બાબતમાં કેન્દ્ર તથા રાજ્ય સરકાર વચ્ચે અસ્તિત્વ ધરાવતી પદ્ધતિનો, તાત્કાલિક અંત આવતો હતો અને તેના સિદ્ધાંતોને, તે સમયે મુલતવી રાખવામાં આવ્યા હતા. પંચની સામે ઉપસ્થિત થયેલા સાક્ષીઓ દ્વારા રજૂ કરવામાં આવેલી વિવિધ ટીકાઓમાંથી માત્ર બે ટીકાઓને જ નોંધપાત્ર ગણવામાં આવી હતી : (૧) સમતુલા માટેની જોગવાઈઓ અને (૨) ગ્રાન્ટ ઈન એઈડ કટાક્ષમાં મદદ તરીકે ઓળખાતી બાબત. સમતુલા માટેની જોગવાઈઓ દ્વારા પ્રાંતીય નાણાતંત્રની સ્થિતિ સ્થાપકતાને સુધારવામાં આવી હતી. આ હકીકત, ખર્ચમાં વધારો થવાથી, જોગવાઈઓ દ્વારા પ્રાંતીય નાણાતંત્રની સ્થિતિસ્થાપકતાને સુધારવામાં આવી હતી. આ હકીકત, ખર્ચમાં વધારો થવાથી, જોગવાઈઓ દ્વારા ઊભું કરેલું નાણાભંડોળ અને તેને પરિણામે ઊભી થયેલી તકોમાં કોઈપણ જાતનો ફેરફાર થયો નહોતો તે બાબત ઉપરથી સ્પષ્ટ થાય છે. બીજી બાજુ દલીલ કરવામાં આવતી હતી કે મદદને પરિણામે નીતિમત્તામાં પણ અસર થતી હતી અને ઓળખવામાં આવતું હતું કે વધતી આવકના ભાગ દ્વારા જ તેની સમતુલા જાળવવી જોઈએ. આ પંચ જોગવાઈઓના વિશાળ ફલકની અપૂર્ણતાઓથી સંપૂર્ણપણે વાકેફ બની ગયું હોય તેમ લાગતું હતું. પણ મદદની બાબતમાં, તેમણે કોઈપણ જાતની ટીકા કરવાની તૈયારી બતાવી નહિ અને આ બાબતમાં પંચનું પગલું ખૂબ વ્યાજબી હતું. દરેકે દરેક વ્યક્તિએ વિકેન્દ્રીકરણથી પ્રાંતોને ઊભા થતા લાભનું ખૂબ જ વિશાળ ચિત્ર દોર્યું હતું. પણ ઘણા થોડા લોકોએ આને પરિણામે ઊભી થયેલી કેન્દ્ર સરકારની મુશ્કેલીઓ તરફ ધ્યાન સેવ્યું. હિંદ સરકારે વિકેન્દ્રીકરણ દ્વારા દરેક પ્રાંતોને તેમની આવક અને તેમને સોંપાયેલી

સેવાઓના ખર્ચ બંને વચ્ચે તેમની અનુકૂળતા પ્રમાણે સમતુલા જાળવવાની સંપૂર્ણ સ્વતંત્રતા આપી હતી. આ હકીકતનો કોઈ રીતે ઈન્કાર થઈ શકે નહિ. સાથે સાથે બંધારણમાં એવી સ્પષ્ટ જોગવાઈઓ હતી કે કેન્દ્ર સરકારે પ્રાંતીય સરકારોના બધા જ પ્રકારના કાર્યોની જવાબદારીઓ સ્વીકારવાની હતી. પણ જવાબદારીના આ સંપૂર્ણ સ્વતંત્રતાએ પ્રાંતીય બાબતો ઉપર તેમના પોતાના કાબૂ સિવાય બીજા કોઈપણ જાતના દબાણના સંપૂર્ણ અભાવને લીધે, પ્રાંતોએ કેટલીક સેવાઓને પ્રાથમિકતા આપી અને બીજી કેટલીક સેવાઓ જે પરોક્ષ રીતે તેમના ઉપયોગની હતી પણ પ્રત્યક્ષ રીતે કેન્દ્ર અને દેશના હિત માટે ઉપયોગી હતી. તેમના તરફ દુર્લક્ષ સેવાવા માંડયું. દુષ્કાળ અને પ્લેગના ભરડાના સમયમાં શિક્ષણ, સુખાકારી તથા પોલિસ જેવા વિભાગો તરફની નિષ્કાળજીને રોકવામાં આવી પણ આવી સેવાઓ ઉપર હિંદ સરકાર પ્રાંતોને ખર્ચમાં ફાળો આપવાની ફરજ પાડી શકે નહિ. કારણ કે પતાવટની શરતોમાં મુખ્ય શરત એ હતી કે હિંદ સરકાર પ્રાંતોને તેમની આવક કઈ સેવા ઉપર કેટલી વાપરવી તે બાબતે કોઈપણ દલીલ કરી શકે નહિ. આનું કારણ એ હતું કે બ્રિટનના સ્થાનિક નાણાંતંત્રની પદ્ધતિમાં જે ફરજીયાત તથા મરજીતાય જોગવાઈનું વિભાગીકરણ હતું તેવું કોઈપણ વિભાગીકરણ અહીં હતું નહીં. ખૂબ જ જાણીતી હકીકત એ છે કે હિંદ સરકાર, બ્રિટનની કેન્દ્રીય સરકાર જેટલી શક્તિહીન નહોતી, કારણ કે કોઈપણ જાતના 'પરમાદેશ આજ્ઞાપત્ર' વગર સ્થાનિક સંસ્થાના પગલાને તે સુધારી શકતી નહોતી પણ સત્તાનો દુરૂપયોગ કરનાર કોઈપણ પ્રાંતને પાઠ ભણાવવો તે આ રીતે સરળ હોવા છતાં તે માર્ગ રૂચિકર નહોતો. કારણ કે આ પરિસ્થિતિના નિવારણ માટે માત્ર પગલું શકય હતું અને તે એટલે પ્રાંતીય નાણાંતંત્રને ધરમૂળથી નામંજૂર કરવું. કોઈપણ પ્રાંતની, કોઈ એક વિશિષ્ટ સેવા તરફની નિષ્કાળજીમાં સુધારો કરવા માટે, પ્રાંતોની સાન ઠેકાણે લાવવા, હિંદ સરકાર કોઈપણ બીજું કઠોર પગલું ભરવા કરતાં તે પ્રાંતની ગ્રાન્ટ ઈન એઈડને બંધ કરી, તેના વ્યવહારમાં થઈને ભૂલને, પ્રાંત દ્વારા સુધારવાની પ્રક્રિયાને વધુ વ્યાજબી અને સુધારાત્મક પગલું ગણતી હતી. અને આ સેવામાં ''રાષ્ટ્રીય લઘુત્તમ'' ધોરણો સાચવી તેને પોતાના જ નહિ પણ રાષ્ટ્રના કાયદામાં ગણી મહત્ત્વ અપાવું જોઈએ તે બાબતે પ્રાંતોને સભાન બનાવવામાં આવતા હતા. ગ્રાન્ટસ ઈન એઈડને એકતાના હાનિકારક

વિકેન્દ્રીકરણની એક પ્રક્રિયાને રોકવાના પગલાં તરીકે વિધાયક ગણતાં, પંચે દરખાસ્ત કરી કે પ્રાંતોએ તેમના નાણાંતંત્રને ખૂબ જ સ્થિતિસ્થાપકતા આપી શકે અને સાથે સાથે, જોગવાઈઓમાં અને તેમના, સ્વરૂપમાં શક્ય તેટલો ઘટાડો કરે તેવી પ્રક્રિયારૂપ પગલાં અપનાવવાં જોઈએ.

આ દરખાસ્તોનો અમલ કરવાના ઈરાદાથી હિંદ સરકારે પંચની જે કંઈ ભલામણો હતી તેમાં અમલ કરવાનું નક્કી કર્યું તેને પરિણામે આવક તથા ખર્ચના માળખામાં પણ સદંતર ફેરફાર કરવાનો નિર્ણય કર્યો સાથે સાથે કામચલાઉ પતાવટોને ૧૯૧૨ના વર્ષની કાર્યામક પતાવટોના સ્વરૂપમાં બદલી દેવાનું નક્કી કર્યું. જ્યાં સુધી જોગવાઈઓનો પ્રશ્ન હતો ત્યાં સુધી કાયમીક પતાવટ, કોઈપણ મુદ્દાની દ્રષ્ટિએ, સિદ્ધાંતના સ્વરૂપમાં કામચલાઉ પતાવટોની જુદી પડતી નહોતી. આ બંને વચ્ચે તફાવતનો જો કોઈ મુદ્દો હોય તો તે આવક અને ખર્ચના સંયુક્ત વિભાગોમાં જે કંઇ વધારો થયો તેના પડઘારૂપે આંશિક રીતે સમતુલા માટેની નક્કી કરેલી જોગવાઈઓમાં થોડોક ફેરફાર કરવો પડયો તેને જ ગણી શકાય.

## હિસ્સામાં થયેલા ફેરફાર

| આવક | | ખર્ચ | |
|---|---|---|---|
| હિસાબના વિભાગ | પ્રાંતીય હિસ્સો | હિસ્સાના વિભાગ | પ્રાંતીય હિસ્સો |
| ૧. સિંચાઈને આપેલા હિસ્સા સાથે જમીન મહેસૂલ | બર્માને ૫/૮ પંજાબને ૧/૨ | ૧. જમીન | ૫/૮ બર્મા ૧/૨ |
| ૨. જકાત | પૂર્વ બંગાળ અને આસામ તથા મુંબઈમાં સમગ્ર સંયુક્ત પ્રાંતો. બંગાળ અને કેન્દ્રીય પ્રાંતોમાં ૩/૪ અંદાજિત કર | ૨. જકાત | મહેસૂલના કોલમની જેવી જ. |
| ૩. જાહેર સેવાનાં કાર્યો | ૧/૨ | | |
| ૪. જંગલ | સમગ્ર | ૪. જંગલ | સમગ્ર |
| ૫. સિંચાઈનાં મુખ્ય કાર્યો (જમીન મહેસૂલનો તેને આપેલો ભાગ બાદ કરતાં | પંજાબમાં ૧/૨ અને ઓછામાં ઓછા ૪ લાખની તેને ખાત્રી આપી હતી | ૫. મુખ્ય સિંચાઈ | ૧/૨ |
| ૬. મુખ્ય અને ગૌણ સિંચાઈ | બંગાળમાં ૧/૨ | ૬. મુખ્ય અને ગૌણસિંચાઈ બંગાળમાં | |

આવક અને ખર્ચના માળખામાં સમતુલા જાળવવા કરેલી જોગવાઈઓને લીધે તેના સંયુક્ત વિભાગોમાં કેટલાક ફેરફારો થયા છે નીચેના આંકડાઓ દ્વારા પ્રસ્તુત કરાયા છે.

| પ્રાંતો | કેન્દ્રે પ્રાંતીય સરકારોને ફાળવેલ રૂ. લાખમાં રકમ | પ્રાંતો તરફથી શાહી તિજોરીને |
|---|---|---|
| કેન્દ્રીય પ્રાંતો | ૨૧.૪૦ | .. |
| બર્મા | ૧૩.૧૨ | .. |
| પૂર્વ બંગાળા અને આસામ | ૧૩.૫૫ | .. |
| બંગાળા | | ૧૮.૨૦ |
| સંયુક્ત પ્રાંતો | | ૧૯.૨૬ |
| પંજાબ | ૬.૭૭ | .. |
| મદ્રાસ | | ૨૧.૪૩ |
| મુંબઈ | | ૯.૩૮ |

કેટલીક ચોકકસ સેવાઓને કામચલાઉ તથા પંચવર્ષિય યોજના હેઠળની પતાવટો દરમિયાન જે કંઈ ગ્રાન્ટસ–ઈન–એઈડ આપવામાં આવતી હતી તેને વિકેન્દ્રીકરણના પંચે પણ તે જ રીતે ચાલુ રાખી. માત્ર તેના આંકડાઓમાં ક્રમિક ઘટાડો કરવામાં આવ્યો હતો. નીચેના કોઠા ઉપરથી સ્પષ્ટ થશે. આ સહાય વિવિધ પ્રાંતોને નીચેના ઘટતા જતા સ્વરૂપમાં આપવામાં આવી હતી.

**ખાસ ગ્રાન્ટસ-ઈન-એઈડ (રૂપિયામાં)**

| પ્રાંત | ૧૯૧૨-૧૩ | ૧૯૧૩-૧૪ | ૧૯૧૪-૧૫ | ૧૯૧૫-૧૬ | ૧૯૧૬-૧૭ | ૧૯૧૭-૧૮ | ૧૯૧૮-૧૯ |
|---|---|---|---|---|---|---|---|
| કેન્દ્રીય પ્રાંતો | ૪૭૯૦૪૮૦ | ૨૬૩૩૨૬૪ | ૫૧૩૮૨૫૬ | ૪૪૦૭૮૦૨ | ૩૭૯૫૭૮૪ | ૩૮૧૭૫૪૦ | ૨૭૨૬૦૦૮ |
| બર્મા | ૮૫૩૮૯૪૮ | ૨૨૬૩૯૩૯ | ૩૮૪૯૭૬૩ | ૩૮૬૯૪૭૨ | ૨૧૬૯૭૯ | - ૨૪૭૮૪૮૨ | ૨૪૯૦ |
| આસામ | ૫૫૩૦૯૯૧ | ૩૨૮૩૦૧૧ | ૭૫૩૩૮૭૮ | ૬૫૭૭૬૧૯ | ૨૪૯૭૮૬૧ | ૧૯૨૨૨૫૨ | ૨૪૪૪૭૩૦ |
| બંગાળ | ૧૫૪૦૧૮૮૫ | ૬૪૮૦૮૦૦ | ૭૫૯૪૮૯૪ | ૭૧૮૬૪૩૬ | ૬૫૩૮૭૩૨ | ૭૦૭૪૭૭૩ | ૯૮૮૯૧૭૧ |
| બિહાર અને ઓરીસા | ૬૩૭૯૪૨૦ | ૪૭૬૧૦૨૮ | ૩૫૨૬૫૬૭ | ૪૨૭૮૮૫૪ | ૩૨૬૨૨૧૪ | ૪૨૩૫૨૦૫ | ૪૧૭૯૪૨૫ |
| સંયુક્ત પ્રાંતો | ૧૧૪૭૦૬૦૩ | ૮૫૪૨૨૭૯ | ૩૮૪૨૬૨૪ | ૩૨૨૯૯૨૪ | ૨૪૫૩૯૬૯ | ૨૭૦૬૧૬૪ | ૩૫૯૦૫૩૦ |
| પંજાબ | ૬૭૦૦૯૨૪ | ૨૪૨૪૪૦૪ | ૩૯૮૮૧૧૭ | ૫૯૦૮૯૨૩ | ૪૯૨૫૮૩૦ | ૪૮૬૨૬૧૬ | ૫૫૬૩૬૬૫ |
| મદ્રાસ | ૧૨૨૭૭૫૯૧ | ૫૦૬૬૩૪૩ | ૧૬૯૭૮૦૩ | ૧૨૨૦૭૮૫ | ૧૦૯૯૧૬૫ | ૧૪૮૩૭૦૮ | ૧૫૭૭૪૪૬ |
| મુંબઈ | ૧૧૧૯૨૭૨૩ | ૩૯૯૬૭૨૯ | ૧૪૬૮૮૩૭ | ૧૨૦૦૨૫૪ | ૧૦૬૫૯૬૪ | ૧૧૫૪૭૨૫ | ૨૪૭૯૫૧૦ |
| કુલ | ૮૨૨૮૩૫૬૫ | ૩૯૪૬૧૭૯૭ | ૩૮૬૪૦૭૩૯ | ૩૭૮૮૦૦૬૯ | ૨૫૮૫૯૬૪૯૮ | ૨૪૭૭૮૫૦૧ | ૩૫૪૫૩૫૨૧ |

હિંદ સરકારના નાણાં તથા મહેસૂલના વાર્ષિક હિસાબોમાંથી મેળવેલ.

વિવિધ પ્રાંતો દ્વારા કાયમી પતાવટની કાગના ડોળે રાહ જોવામાં આવતી હતી તે તો સ્વાભાવિક હતું કારણ કે આ કાયમી પતાવટની પ્રક્રિયામાં જ કાયમી તકો આવા કાયમી નુકશાનની ક્ષમતા રહેલી હતી. નીચે આપેલા કોઠાના

આંકડાઓ ઉપરથી તેમની આવક તથા જાવકના સ્વરૂપમાં જે ધરખમ ફેરફાર થયો હતો તે અને તેમની આશાઓ પ્રમાણે જ કાયમી પતાવટ તેમના નફાના જે આંકડાઓ ઉડીને આંખે વળગે છે તે ઉપરથી કોઈપણ વ્યક્તિને સ્પષ્ટપણે નજરમાં આવશે અને આ બાબત પુરવાર કરે છે કે તેમની રાહ જોવાની જે અધિરાઈ હતી તે તદ્દન વ્યાજબી હતી. આ સમયગાળા દરમિયાનનું આંકડાકીય ચિત્ર પાન ૨૦૪ના કોઠામાં જોવા મળે છે :

એક તરફ પ્રાંતીય નાણાતંત્રની પરિસ્થિતિ સુધારાત્મક દેખાતી હતી જ્યારે બીજી તરફ, તેની સમતુલામાં પ્રાંતીય ક્ષેત્રે થતી હિલચાલ એવા સંકેતો આપતી હતી કે આ કાયમી પતાવટોને પરિણામે અપેક્ષિત સુધારાઓ કદાચ એક ભ્રમ સાબિત થાય. જો કે એ બાબત પણ ધ્યાનમાં રાખવી જોઈએ કે કાયમી પતાવટનો જે સમયગાળો છે તે પણ તદ્દન સહજ આવા વિક્ષેપ વગરનો હતો તેમ નથી. તેનો કેટલોક ગાળો શાંતિનો સમય હશે. પણ આ શાંતિ અને સરળ બનાવોનું અસ્તિત્વ પાંચ વર્ષ સુધી ચાલુ રહ્યું નહોતું. આને પરિણામે પંચવર્ષીય આયોજનમાં રહેલી ક્ષતિઓ બતાવી કદાચ કાયમી પતાવટમાં પણ કંઈક ઉણપો દર્શાવવા માટે અને આ પતાવટની ટીકા કરવામાં આવે તો તે તદ્દન અયોગ્ય ન લેખાવું જોઈએ. કાયમી પતાવટના સમયનો મોટાભાગનો ગાળો મહાયુદ્ધનો ગાળો હતો. અને આના પડઘા ખૂબ લાંબે સુધી પડયા હતા. જેમાંથી પ્રાંતીય નાણાતંત્ર બચી શકે તેમ માનવું તે બુદ્ધિની વિરૂદ્ધનું મંતવ્ય ગણાશે.

જો પરિસ્થિતિમાં સુધારો થાય ત્યાં સુધીનો સમયગાળો જો પ્રાંતીય સરકારોને આપવામાં આવ્યો હોત તો કદાચ કાયમી પતાવટોમાં નુકશાન થવાને બદલે ફાયદો થાત. આ જાતનો વિચાર કરી શકાય તેવી તક આપણને આપવામાં આવી નહોતી. કારણ કે ૧ એપ્રિલ ૧૯૨૧થી બ્રિટિશ હિંદનું પ્રાંતીય નાણાતંત્ર તદ્દન નવા જ પ્રકારના યુગમાં પગરણ કરે છે. આ સમયગાળાની વિશિષ્ટતાઓનું વિવરણ બીજા ભાગમાં કરવામાં આવશે. પ્રાંતીય નાણાતંત્રના વિકાસમાં જે ક્રમિક વિકાસ થયો અને જૂના માળખામાં તેના ફેરફારોએ જે સ્વરૂપ પ્રાપ્ત કર્યું તેના અભ્યાસનો અહીં અંત આવે છે. પણ જૂના માળખામાં કેન્દ્ર અને પ્રાંતીય નાણાતંત્રના માળખામાં જે આંતરસંબંધો હતા તે વિષે જ્યાં સુધી વાત ન થાય ત્યાં સુધી આ અભ્યાસ પુરો થયો ગણાય નહિ. પણ આપણે

## પ્રાંતીય નાણાંની વૃદ્ધિ

| | ૧૮૭૧-૨ | ૧૮૮૨-૩ | ૧૮૯૨-૩ | ૧૯૦૪-૫ | ૧૯૧૨-૩ | ૧૯૧૮-૩ | ૧૮૭૧-૨ | ૧૮૮૨-૩ | ૧૮૯૨-૩ | ૧૯૦૪-૫ | ૧૯૧૨-૩ | ૧૯૧૮-૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| કેન્દ્રિય | ૬૫૫ | ૧.૦૫૫ | .૮૬૩ | .૯૦૫ | ૨.૫૨ | ૧,૭૧૫ | .૬૫૨ | ૧.૦૦૮ | .૮૭ | .૯૮૪ | ૨.૧૯ | ૧.૬૮૫ |
| બર્મા | .૫૭૨ | ૧.૬૬ | ૨.૨૫૬ | ૩.૦૨૩ | ૪.૭૩ | ૩.૫૭ | .૫૯૨ | ૧.૯૧૪ | ૨.૧૬ | ૩.૩૧ | ૪.૧૪ | ૩.૧૫ |
| બંગાળ | ૨.૮ | ૫.૯ | ૪.૭૨ | ૫.૫૬ | ૪.૦૦ | ૨.૭ | ૬.૬૮ | ૪.૫૨ | ૪.૨૬ | ૪.૫૬ | ૩.૮૪ | |
| અવધ | ૧.૯૯ | ૪.૧૬ | ૩.૬ | - | - | - | ૨૦૪ | ૪.૪ | ૩.૩૨ | - | - | - |
| પંજાબ | ૧.૬૬ | ૧.૫૯ | ૧.૮૮૮ | ૨.૦૮ | ૩.૯૬ | ૩.૧૧ | ૧.૫૫ | ૨.૧૬૫ | ૨.૦૩ | ૧૮૩ | ૩.૪૭ | ૨.૮૧ |
| મદ્રાસ | ૧.૫૯૫ | ૩.૩૨ | ૩.૩ | ૨.૮૮ | ૬.૨૭ | ૪.૭૫ | ૧.૬૧ | ૩.૨૪ | ૩.૪ | ૩.૦૯ | ૬.૧ | ૪.૫૩ |
| મુંબઈ | ૧.૮ | ૪.૯ | ૪.૪૯ | ૪.૦૫ | ૬.૧૭ | ૫.૪૫ | ૧.૮૩૬ | ૫.૦૮ | ૪.૪ | ૩.૭૭ | ૫.૭ | ૫.૦૦ |
| આસામ | - | .૬૧.૭૩૮ | .૫૯૭ | ૧.૩૮ | ૧.૦૦ | - | .૫૦૫ | .૬૧૭ | .૬૧૮ | ૧.૧૩ | .૮૫૭ | |
| યુ.પી. | - | - | - | ૨.૯૯ | ૫.૫ | ૪.૧૫ | - | - | - | ૩.૦૧ | ૪.૮૭ | ૩.૯૪ |
| બીહાર અને ઓરિસ્સા | - | - | - | - | ૨.૬ | ૧.૯ | - | - | - | - | ૨.૧૧ | ૧.૭૫ |
| કુલ | ૧૧.૧૧ | ૨૨.૮ | ૨૧.૭૫ | ૨૦.૪ | ૩૮.૬ | ૨૯.૨ | ૧૦.૮ | ૨૫.૦૦ | ૨૧.૦૩ | ૨૦.૮ | ૩૪.૩ | ૨૭.૬ |

આ અભ્યાસને આગળ વધારીએ તે પહેલાં કેટલીક બાબતની નોંધ લેવી ખૂબ જ રસપ્રદ બનશે. આ અભ્યાસ આપણને કેટલીક મહત્ત્વની બાબતોની જાણકારી આપશે. પ્રાંતીય નાણાતંત્રના વિકાસના અભ્યાસનો અંત આપણને કેટલીક બાબતો તરફ નિર્દેશ કરે છે. જેમાં પ્રાંતીય આવક તથા ખર્ચના હિસ્સો સ્પષ્ટ કરવામાં આવ્યો છે. અને આ બાબત ભલે મામૂલી શરૂઆત હોય, પણ તેનું પ્રમાણ ઘણું વિશાળ છે અને આ અભ્યાસને પરિણામે દેખાય છે કે પ્રાંતીય નાણાતંત્ર અર્ધી સદીમાં કેટલો વિકાસ કરી શક્યું હતું. આ ગાળો તેના અમલ માટેનો ગાળો હતો.





# પ્રાંતીય નાણાતંત્રની મર્યાદાઓ

જરૂરી પ્રાંતીય નાણાતંત્ર વિનાની પ્રાંતીય સરકારના અસ્તિત્વનો, વહીવટીતંત્રના ઈતિહાસમાં જેનો જોટો જડે એમ નથી તેની વિચિત્રતાનો જેમને ખ્યાલ હતો તેમના માટે આ વિચિત્રતાઓ કઈ રીતે ૧૯૩૩માં સુધારવામાં આવી અથવા સુધારવાનો ડોળ થયો તેનો અભ્યાસ ખૂબ જ રસપ્રદ સાબિત થયો.[૧]

---

૧. જો કે એક વિચાર એવો પણ ફેલાયેલો છે કે પ્રાંતીય નાણાતંત્ર ૧૮૭૦થી અસ્તિત્વમાં છે પણ ૧૮૭૦ પહેલાના નાણાકીય વિકેન્દ્રીકરણને યાદ કરાવીને ભૂતકાળનો તલસ્પર્શી અભ્યાસ કરીએ તો આ બાબત ગેરમાર્ગે દોરનારી તથા ભૂલભરેલી સાબિત થઈ શકશે. હિંદના નાણાતંત્રમાં ૧૮૫૫નું વર્ષ તે તેના વિકેન્દ્રીકરણના ઈતિહાસમાં ખૂબ જ મહત્વનું સાબિત થશે. તેમ છતાં ૧૮૫૫ પહેલાં કોઈ સ્થાનિક મહેસૂલની પ્રથા જ નહોતી તેમ ધારી લેવાની જરૂર નથી. ૧૮૫૫ના વર્ષથી સ્થાનિક મહેસૂલની પ્રથા શરૂ થઈ તેમ જો કે નોંધવામાં આવે છે. તેને બદલે દેશનું ભંડોળ, જકાતનું ભંડોળ, ફેરી ભંડોળ વગેરે સામાન્ય ભંડોળ હતાં. આનો ઉપયોગ સ્થાનિક વપરાશ માટે કરવામાં આવતો હતો. પણ મહત્ત્વની અને નોંધનીય બાબત એ છે કે આમાંથી બચતી સિલક તેમના જુદા જુદા ખાતાઓમાં લેવામાં નહોતી આવતી. તે તો દેશના સામાન્ય ભંડોળ સાથે જ હિસાબમાં ગણવામાં આવતી હતી. તેમાં બંગાળ તથા નોર્થ વેસ્ટ પ્રાંતોને જ અપવાદરૂપ ગણવામાં આવ્યા હતા. જ્યાં એમ દેખાય છે કે સ્થાનિક ભંડોળના જુદા હિસાબોમાં તેની નોંધ લેવામાં આવતી હતી. (સંદર્ભ : કલકત્તા રીવ્યુ : ૧૮૫૧, ગ્રંથ : ૧૬ પાન ૪૬૪ અને પાન ૪૬૬) ૧૧ મે ૧૮૫૫ના નાણાકીય ઠરાવ અન્વયે સ્થાનિક ભંડોળોને શાહી ભંડોળમાંથી સદંતર જુદું પાડવામાં આવ્યું. અને તેમણે "અનામત" તરીકે લેખવામાં આવ્યા જે 'દેવા' નામના હિસાબી વિભાગનો પેટા-વિભાગ હતો. (સંદર્ભઃ હિસાબી અધિકારીનું મેન્યુઅલ વાય. વેંકટરામૈયાહ ભાગ-૧, મદ્રાસ ૧૮૬૬, પાન ૭૯) અને ૧૮૬૭ના સપ્ટેમ્બરના ઠરાવ મુજબ સ્થાનિક નાણાતંત્રને જુદુ અસ્તિત્વ આપવામાં આવ્યું હતું, અને દરેક જુદા પ્રાંતને વિશિષ્ટ સ્થાનિક ભંડોળનું બજેટ આપવામાં આવતું હતું. જે શાહી બજેટમાંથી છૂટું પાડવામાં આવ્યું હતું. પરિણામ એ આવ્યું કે સ્થાનિક સત્તાના અભાવે, જે તે પ્રાંતની પ્રાંતીય સરકારોને સ્થાનિક ભંડોળના બજેટને તૈયાર કરવાની તથા તેનો અમલ કરવાની જવાબદારી સોંપવામાં આવી કારણ કે હિંદ સરકારનું માનવું હતું કે, આ પ્રાંતીય સરકારની સ્થાનિક આવક તથા જરૂરિયાતોના સતત અને પ્રત્યક્ષ સંપર્કમાં હોવાથી, તેનો પરિચય ધરાવે છે. આ અકસ્માતને લીધે જ ઘણા એવું જુદી રીતે માને છે કે આ પ્રાંતીય નાણાતંત્ર હતું. પણ આ ભયંકર ભૂલ કરતાં બીજી કોઈપણ ભુલ

પ્રાંતીય નાણાતંત્રની પદ્ધતિ જે બ્રિટીશ હિન્દમાં અપનાવવામાં આવી હતી. તેના માળખા માટે તો સ્વતંત્રતા ધરાવતી હતી તેમ ધારી લેવું એ ખૂબ જ સ્વાભાવિક બાબત છે. આ મતના વિશ્વાસ વગર કોઈપણ વ્યક્તિ કેવી રીતે તેની શરૂઆતનો તથા વિકાસનો અભ્યાસ કરી શકે તે સમજવું જરા મુશ્કેલ છે. પણ જો પ્રાંતીય નાણાતંત્ર તેના સંગઠન દષ્ટિએ સ્વતંત્ર હતું, પ્રાંતોની પાસે નાણાકીય સત્તા અને સદ્ધરતા હોવી જોઈએ અને તે પણ સ્વીકારવું રહ્યું, જેનો સમય સ્વતંત્ર રાજ્યો સાથે સામાન્ય રીતે સ્થપાયેલો જોવામાં આવે છે જ. આપણો અત્યારનો તત્કાલિન હેતુઓ તો એજ છે કે પ્રાંતીય નાણાતંત્રનું માળખુ સ્વતંત્ર હતું કે નહિ તે શોધી કાઢવું. અને આ સત્તાના પુરાવારૂપે બજેટની સ્વતંત્રતા તથા તેની સાથે જોડાયેલ એમ બીજી બાબતોને પણ

---

વધારે નુકશાનકારક હોઈ શકે ? ૧૮૭૦ પહેલાં જે હતું તે સીધુ સાદુ સરળ સ્થાનિક નાણાતંત્ર હતું. જો કે તે ઉપર પ્રાંતીય સરકારનું નિરીક્ષણ હતું જ અને પ્રાંતીય સરકાર એ આ સ્થાનિક ભંડોળનું ટ્રસ્ટ હોય તેવી અપેક્ષા હતી. આવક તથા જાવકનું માળખું, પ્રાંતીય સરકારો દ્વારા સ્થાનિક ભંડોળમાં લેવામાં આવે અને વળી સ્થાનિક ભંડોળના હિસાબમાં તબદિલ કરવામાં આવે, અને આ પ્રક્રિયા આવા પ્રાંત માટે અમલમાં હોય તો, ભાગ્યે જ આ આખી રકમ તેમની માલિકીની અને મુનસફીની છે તેવું માની શકાય. જો કે આ એક જ અર્થમાં પ્રાંતીય નાણાતંત્ર અસ્તિત્વ ધરાવે છે તેમ માની શકાય. આવું જ યુનાઈટેડ કીંગડમમાં થયું હતું જ્યાં સ્થાનિક દરને અંદાજપત્રમાં મેળવી દઈ સરકારી તિજોરીના સત્તાધીશે તેને પોતાના બજેટમાં સમાવી લીધા હતા. આ બાબત પણ તેના નાણાતંત્રની પરિસ્થિતિનો સ્પષ્ટ વિભાગ આપી શકે નહિ. સ્થાનિક ભંડોળ, પ્રાંતીય સરકારોના હસ્તકની બાબત નહોતી. કારણ કે આ ભંડોળ સાથે સંકળાયેલા હેતુઓ સિવાય બીજા કોઈ માર્ગો દ્વારા તેની વ્યવસ્થા થઈ શકે નહિ. આ અર્થમાં જોઈએ તો તેઓ સ્થાનિક નાણાતંત્ર તરીકે ઓળખાવા જોઈએ અને નહિ કે પ્રાંતીય નાણાતંત્ર કેટલાક માણસો તેને પ્રાંતીય નાણાતંત્ર ગણવાની ભૂલ કરે છે કારણ કે ''સ્થાનિક સરકાર'' એ શબ્દો પ્રાંતીય સરકારનો સમાનાર્થી શબ્દ ક્યારેક ગણવામાં આવે છે. પણ ક્યારેક સ્થાનિક એ પ્રાંતીય સરકારોને એકબીજા માટે ભાષામાં વાપરવામાં આવે છે તેમ છતાં યાદ રાખવું જોઈએ કે આ બે શબ્દોનો એક બીજા માટે ઉપયોગ થઈ શકે નહિ. હકીકતમાં જોવા જઈએ તો નાણાતંત્રની વ્યવસ્થા દરમિયાન હિંદના ઈતિહાસમાં એક એવો પણ સમયગાળો હતો. જ્યારે સ્થાનિક સરકાર હતું પણ સ્થાનિક નાણાતંત્ર નહોતું એવો પણ સમય હતો. જ્યાં સુધી પ્રાંતીય સરકારને સ્થાનિક સરકાર ગણવાની ભૂલ કરવામાં આવે છે ત્યાં સુધી સંભવત: આ ગૂંચવાડો દૂર નહિ થાય તેમ માનવામાં આવે છે. જ્યારે કેટલાક એમ માને છે કે પ્રાંતીય નાણાતંત્રની શરૂઆત ૧૮૭૦થી થઈ હતી, પણ ૧૮૭૦ ડીસેમ્બરનો ઠરાવ, જે દ્વારા પ્રાંતીય નાણાતંત્રની યોજના મુકવામાં આવી છે તેને ''સ્થાનિક નાણાતંત્રના ઠરાવ'' તરીકે ઓળખવામાં આવે છે. જો કે તેને પરિણામે પ્રાંતીય નહિ પણ સ્થાનિક નાણાતંત્રનો જન્મ થયો છે. જે ઉપયોગમાં લીધેલા શબ્દોની પરિભાષા તથા તેમના અર્થ વિષે ચોકસાઈ જાળવવામાં આવે તો જ આવી મૂર્ખતાઓને રોકી શકાશે.

આપણે ધ્યાનમાં લઈ શકીએ. બજેટ માટેની સ્વતંત્રતાનો અર્થ થાય છે તેની સાથે જોડાયેલી સેવાઓમાં ખર્ચ કરવાની સ્વતંત્રતા આ સેવાઓ પાછી એવી જોઈએ કે સમગ્ર દેશના હિતમાં તેમને ચાલુ રાખવી જોઈએ અને આ સેવાઓ ઉપર ખર્ચ કરવા માટેનું નાણું કાં તો કરવેરા દ્વારા અથવા બીજા કોઈ માર્ગો દ્વારા એકઠું કરવાની સ્વતંત્ર સત્તાનો પણ આમાં સમાવેશ થાય છે. આ સત્તાઓની સાથે, બજેટ બનાવવું, તેના હિસાબ રાખવા તથા સ્વતંત્ર ઑડિટ દ્વારા તેની ચકાસણી કરાવવી વગેરે બાબતો પણ સ્વતંત્રતાની સાથે ફરજ રૂપે જોડાયેલી છે.

સાર્વભૌમ રાજ્યોના બજેટની પદ્ધતિને સ્વતંત્ર સ્વરૂપે જોવા માટે અત્યાર સુધી જેની ચર્ચા થઇ છે તેવા પ્રાંતીય બજેટ સામે આંખ મિંચામણાં થઈ શકે નહિ. આનાથી ઊલટું હિંદમાં અપનાવેલી બજેટની પદ્ધતિ, જુદા જુદા પ્રાંતોમાં કેટલીક મર્યાદાઓ ધરાવતી હતી. તેમને કોઈપણ જાતની સત્તા વગર બજેટ આપવામાં આવતું હતું. અને કારણ કે તેમના બજેટમાં આવતી મર્યાદાઓ માટે તેઓ જવાબદાર હતા તે માટે જ તેમણે ખર્ચનો સંપૂર્ણ હિસાબ રાખવો પડતો હતો.

પ્રાંતીય નાણાતંત્રના આવકના માર્ગો કેવી રીતે વિકસાવવા તે બાબતની જ્યારે ચકાસણી કરીશું ત્યારે, આ મર્યાદાઓ શા માટે મૂકવામાં આવી હતી તેનો વિચાર કરીશું. જો કે એટલું યાદ રાખવું જોઈએ કે આ મર્યાદાઓ સમગ્ર પદ્ધતિનો એક મહત્ત્વનો ભાગ હતી, જેમ જેમ પદ્ધતિનો વિકાસ થયો તેમ તેમ આ મર્યાદાઓનો પણ વિકાસ થવા માંડયો. હકીકતમાં આ મર્યાદાઓએ જ પ્રાંતીય બજેટના બંધારણના કાયદાને વધુ સ્પષ્ટ કર્યો. આમ બ્રિટિશ સરકારના કાયદાઓના સંપૂર્ણ જ્ઞાન વિના બ્રિટિશ હિંદમાં પ્રાંતીય બજેટનું માળખું કેવું હતું તેનો સર્વગ્રાહી અભ્યાસ થઈ શકે જ નહિ. આટલું જો આ કાયદાઓનું મહત્ત્વ હોય તો આપણે શરૂઆતના તબક્કામાં જ તેનો તલસ્પર્શી અભ્યાસ કરવો જરૂરી બની જાય છે.

૧૮૭૦માં જ્યારે પ્રાંતીય નાણાતંત્રની પદ્ધતિનું માળખું અસ્તિત્વમાં આવ્યું ત્યારથી માંડીને આવી પદ્ધતિ વિકાસની ગતિ દ્વારા તેના શિખરે પહોંચી ત્યાં સુધી એટલે કે ૧૯૧૨ સુધીના ગાળા દરમિયાન વિવિધ તબક્કે આ કાયદાઓ જુદા જુદા સ્વરૂપે અમલમાં આવ્યા હતા. હિંદના નાણાતંત્રના હિંદ સરકારના

વિવિધ ઠરાવોના સ્વરૂપે આ કાયદાઓ અમલમાં મૂકાયા. ૧૮૭૦માં ઘડાયેલા કાયદાઓ[૧] ઘણા સરળ અને થોડાક જ હતા સાથે સાથે તે વખતે અમલમાં આવેલા ખૂબ જ વામણા બજેટને નિયમનમાં રાખવા અત્યંત ક્લિષ્ટ એવા કાયદાઓની જરૂરત પણ નહોતી. છતાં પૂરક કાયદાઓ ઘડવામાં આવ્યા હતા. જેથી ભવિષ્યમાં ઊભી થનારી મુશ્કેલીઓનું નિવારણ થઈ શકે. પણ પ્રાંતીય સરકારની રાખે તેવા લેવડદેવડને સંપૂર્ણપણે નિયમનમાં નાણાકીય અને ખૂબ જ સ્પષ્ટ હોય તેવા કાયદાઓ ૧૮૭૭[૨] સુધીમાં અમલમાં આવ્યા નહોતા. પાછળથી અમલમાં આવેલા બીજા બધા કાયદાઓનો પાયો ૧૮૭૭માં ઘડાયેલા કાયદા હતા. ૧૮૯૨માં જ્યારે થોડાક સુધારા-વધારા અને ફેરફારો સાથે નવા સર્વાંગી કાયદા[૩] બન્યા ત્યાં સુધી આ કાયદાઓ લગભગ તેમના મૂળ સ્વરૂપે જ અસ્તિત્વ ધરાવતા હતા. આ ગાળો લગભગ ૧૫ વર્ષનો હતો. પણ પાંચ વર્ષ જેટલા ટૂંકાગાળામાં જ આ શ્રેણીને સ્થાને બીજી શ્રેણી અમલમાં આવી અને તે ૧૮૯૭ના વર્ષમાં નવી અમલમાં આવેલા કાયદાઓની શ્રેણી[૪] ૧૯૫૨ સુધી અમલમાં હતી. અને આ વર્ષમાં કાયમી પતાવટને અમલમાં મૂકવા નવા કાયદાઓની શ્રેણી[૫] અસ્તિત્વમાં આવી. આ જ વિષયનું નાણાવિભાગના ઠરાવ નં.૩૬૧-ઈ.એ. તા.૨૪ જુલાઈ ૧૯૧૬માં પુનરાવર્તન કરવામાં આવ્યું. જો કે તેને પરિણામે કોઈ નોંધપાત્ર ફેરફારો થયા નહિ હોવાથી વાસ્તવમાં ૧૯૧૨ની શ્રેણી જ અમલમાં હતી તેવી માનવામાં વાંધો નથી. આમ પ્રાંતીય નાણાતંત્ર ૧૯૧૨થી તેજ સ્વરૂપમાં હતું તેમ કહેવું કંઈ ખોટું નથી.

આ આમ વ્યવસ્થાનું વિશ્લેષણ કરવાની તાતી જરૂરિયાત હોવા છતાં, વિશ્લેષણ શરૂ થાય તે પહેલાં આપણે કયા મુદ્દાઓ માટે વિશ્લેષણ શરૂ થાય તે પહેલાં આપણે કયા મુદ્દાઓ માટે વિશ્લેષણ કરીએ છીએ ? તેનો સ્પષ્ટ ખ્યાલ મેળવી લેવો અત્યંત જરૂરી છે. આપણે અત્યારના આધારરૂપે માની શકીએ કે આ આખી ચકાસણીનો હેતુ દ્વિમુખી છેઃ (૧) કઈ કઈ મર્યાદાઓ લાવવામાં આવી હતી અને (૨) તે મર્યાદાઓ શા માટે લાદવામાં

---

૧. નાણા વિભાગનો તા. ૧૪ ડિસેમ્બર ૧૮૭૦નો ઠરાવ ક્રમાંક ૩૩૩૪.
૨. નાણા વિભાગનો તા. ૨૨ માર્ચ ૧૮૭૭નો ઠરાવ ક્રમાંક ૧૭૦૯.
૩. નાણા વિભાગનો તા. ૧૭ માર્ચ ૧૮૯૨નો ઠરાવ ક્રમાંક ૧૮૯૨.
૪. નાણા વિભાગનો તા. ૧૧ ઓગષ્ટ ૧૮૯૭નો ઠરાવ ક્રમાંક ૩૫૫૧.
૫. નાણા વિભાગનો તા. ૧૫ જુલાઈ ૧૯૧૨નો ઠરાવ ક્રમાંક ૨૪૯ ઈ.એ.

આવી હતી. આપણો મૂળ હેતુ તો એજ છે કે કઈ કઈ મર્યાદાઓ લાદવામાં આવી હતી તેમ છતાં આ હેતુ ગૌણ ન કહેવાય તો પણ પ્રાથમિક મહત્વનો છે. જ્યારે બીજો હેતુ એ જ વધુ મહત્ત્વનો છે. આ મર્યાદાઓ લાદવા પાછળનાં કારણોનો જો સંપૂર્ણ અને તલસ્પર્શી અભ્યાસ કરવામાં આવે તો જ જાણી શકાય કે તેનું ખરૂં સ્વરૂપ કેવું છે ? આ મર્યાદાઓના અભ્યાસનો મૂળ હેતુ ધ્યાનમાં રાખી આગળ વધીશું તો હવેના પ્રકરણમાં આપણે જોઈ શકીશું કે મર્યાદાઓ લાદવા માટેનાં કારણો પ્રાંતીય નાણાતંત્રની કેટલીક વિશિષ્ટતાઓને લઈને જ ઉત્પન્ન થયાં છે. બીજી બાજુ આ તારણ આવશે તેવી આપણે જાગૃતતા રાખવાની છે. સાથે સાથે આપણે એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે આ ધારાધોરણો એ બીજું કંઈ નહિ પણ પ્રાંતીય નાણાતંત્રની આંતરિક બાબતોનું એક વાકય પ્રતિબિંબ જ છે અને આ બાબત જ તેના કર ભરનારાઓના વિચારોને ગેરમાર્ગે દોરવા માટે પૂરતી છે. આ ધારાધોરણોને, તેમના અમલી પ્રયાસો નહિ પણ સુસંગતતાના ધોરણે કટીબદ્ધ રીતે ગોઠવવા ખૂબ જ જરૂરી છે. આ પરિણામો મેળવવાની કાર્યવાહીમાં અધિકારીઓ આ કાયદાના અમલ માટે જે મથામણ કરે છે તેનું કંઈ મહત્ત્વ નથી. તેમને માટે તો આ કાયદાઓ માત્ર નાણાકીય બાબતોના નિયમન માટેનાં સાધનો જ માત્ર હતાં, અને એટલે જ તેમને કયા ક્રમમાં ગોઠવવા તે બાબત તેમને માટે કોઈ મહત્ત્વ ધરાવતી નહોતી. તેનાથી ઉલટું તેઓ જે હેતુઓ માટે ઘડવામાં આવ્યા હતા તે હેતુઓને સંપૂર્ણપણે તેઓ અમલી બનાવી શકયા છે કે નહિ તે જોવા આ કાયદાઓને એક ચોકકસ ક્રમમાં ગોઠવવા એ બાબત અત્યંત જરૂરી હતી. પણ આ બધામાં જે હાર્દ સમાન મુદ્દો છે તે એ છે કે પ્રાંતીય નાણાતંત્રને સુધારવા માટે અમલદારો એ આ કાયદાઓ ઘડયા ત્યારે તેમના મનમાં કયા હેતુઓ હતા અને આ હેતુઓનું વર્ગીકરણ તેમણે કર્યું હતું. તે બાબત યાદ રાખવી જરૂરી છે તો જ આ કાયદાઓનું યોગ્ય વર્ગીકરણ થઈ શકે. કોઈપણ જાતના પૂર્વગ્રહ વગર, આ વર્ગીકરણ કરતાં પહેલાં, આ પ્રક્રિયાની કામગીરીને યોગ્ય રીતે સમજવા તેના વર્ગીકરણમાં મુખ્ય એ ભાગ રાખવા જોઈએ : પ્રાંતીય સરકારની (૧) વહીવટી અને (૨) નાણાકીય સત્તાઓ. જો કે પ્રાંતીય નાણાતંત્રને વધુ ઊંડાણથી સમજવા આ વિભાગોને હજુ આગળ પેટાવિભાગોમાં વહેંચી શકાય. આમ વહીવટને લગતા કાયદાઓને બે પેટાવિભાગોમાં વહેંચી શકાય. (૧) સેવાઓ અને (૨) કર્મચારીઓને લગતા

કાયદાઓ. તે જ રીતે નાણાકીય બાબતો સાથે સંબંધ ધરાવતા કાયદાઓને નીચે જણાવેલ ગૌણ વિભાગોમાં વહેંચી શકાય : (૧) સર્વસામાન્ય સ્વરૂપ ધરાવતા કાયદા જેમાં (૨) પ્રાંતીય મહેસૂલ (૩) પ્રાંતીય ખર્ચ (૪) બજેટની મંજૂરી તથા (૫) ઑડિટ અને હિસાબનો સમાવેશ થઈ શકે.

વર્ગીકરણના મુદ્દા તરીકે હેતુને ગણવામાં આવે તો આ આખી પદ્ધતિને અમલમાં લાવનાર તથા કાયદા ઘડનારના વિચારોમાં ઉપરના જ હેતુઓ હશે તેમ માનવું તે, આ પદ્ધતિનો અભ્યાસ કરવામાં અત્યંત સહાયભૂત નિવડશે. ઉપરના હેતુઓ સમગ્ર ક્ષેત્રને આવરી લેશે તેમ માની શકાય. ઉપર દર્શાવેલી વિભાગીકરણની પદ્ધતિ દ્વારા કાયદાઓના આ ઝૂંડને એક સંક્ષિપ્ત રૂપમાં મુકી શકીશું ને આગળના અભ્યાસ માટે તે ખૂબ જ સરળતા ઉભી કરશે એટલું જ નહી પણ અભ્યાસની નવી નવી દિશાઓ માટે નિર્દેશ પણ પૂરો પાડશે.

**૧. વહીવટી સેવાઓ ઉપર મર્યાદાઓ.**

(૧) આંતર પ્રાંતીય સેવાના નિયમો

જુદા જુદા પ્રાંતો માટે વિવિધ અને સ્વતંત્ર બજેટ અસ્તિત્વમાં આવવાને પરિણામે આંતરપ્રાંતીય અથવા આંતર વિભાગીય સેવાઓ ને વ્યવસ્થિત કરવા માટે જોગવાઈઓ કરવામાં આવી કે :

(૧) કોઈપણ જાતની આંતર- પ્રાંતીય ગોઠવણો મંજૂર કરવામાં આવતી નહિ.

(૨) પ્રાંતોને સુપ્રત કરેલા વિભાગ સાથે જોડવામાં આવતા વિભાગમાં જોડાણ પહેલાં કરેલી સેવાને કોઈપણ સંજોગોમાં નાબૂદ કરવામાં આવશે નહિ અને આ વિભાગોમાં પહેલાં કરાયેલી સેવાઓને કોઈપણ સંજોગોમાં વધારવામાં આવશે નહિ.

(૩) આંતર સંદેશને કોઈપણ વ્યવસ્થામાં નાના કરવામાં નહિ અને તેમાં સુધારાને ભોગે તેને વિલિન થવા દેવામાં આવશે નહિ.

(૨) કર્મચારીઓને લગતા નિયમો.

પ્રાંતીય સેવાઓ સાથે જોડાયેલા કર્મચારીઓની બાબતમાં પ્રાંતીય સરકારોને કોઈપણ જાતની સત્તા નહોતી કે તેઓ :

(૧) કોઈપણ જાતની કાયમી નિમણૂંક ઊભી કરી શકે અથવા પગાર અને ભથ્થામાં કોઈ પણ જાતનો ફેરફાર કરી શકે.

૧૯૧૨ પહેલાં આ નિયમ[1] રૂા. ૨૫૦/- અને તેથી ઉપરના પગારની બાબતમાં જ લાગુ પડતો હતો. પણ ૧૯૧૨ પછી રાજપત્રિત અધિકારી દ્વારા ધરાવાતા હોદ્દાઓને જ તે લાગુ પાડવામાં આવ્યું. સિવિલ સર્વિસના નિયમોના ૨૯-બીના આર્ટિકલમાં આવતા શાહી સેવાઓમાં કામ કરતા અધિકારીઓને લાગુ પાડવામાં આવ્યું.[2]

(૨) કામચલાઉ નિમણૂંકો ઊભી કરવી અથવા અધિકારી માટે અવેજીરૂપ સેવાઓ ઉપલબ્ધ કરાવવી.

૧૯૧૨ પહેલાં રૂા.૨૫૦ અને તેથી વધુ પગારને જ આ બાબત લાગુ પડતી હતી[3] પણ ૧૯૧૨ પછી જેનો પગાર રૂા.૨૫૦૦થી વધુ હોય તેમને અને જેની કામચલાઉ અથવા અવેજીરૂપ સેવોઓ બે વર્ષ કરતાં વધારે ચાલવાની હોય અને જેનો પગાર રૂા. ૮૦૦થી વધુ હોય તેવા અધિકારીઓને આ કાયદો[4] લાગુ પાડવામાં આવ્યો છે.

(૩) કોઈપણ કાયમી નિમણૂંકને રદ કરવી અથવા આવી કાયમીક નિમણૂંકના પગાર અથવા ભથ્થામાં ઘટાડો કરવો.

શરૂઆતમાં આ કાયદાનો[5] અમલ માત્ર સેવાઓ ઉપર થતો હતો જેનો માસિક પગાર રૂા.૨૫૦થી વધુ હોય. ૧૯૧૨ પછી ઇંગ્લેન્ડમાં નિમાયેલા રાજ્યપત્રિત સનદી અધિકારી અથવા સનંદી સેવાઓના ધારાધોરણના આર્ટિકલ ૨૯-બી દ્વારા જેની વ્યાખ્યા કરવામાં આવી છે તેને આ કાયદો[6] લાગુ પાડવામાં આવ્યો.

(૪) સરકારી નોકરીમાંના સનદી અધિકારીને મંજૂરી અથવા નોકરી નિવૃત્તિ વેતનના વળતર તરીકે મળતી રકમ.

(એ) બીજાઓની સરખામણીએ પૈસા અથવા બીજી કોઈ રીતો વધુ ન હોય તેવી કોઈપણ જોગવાઈ કર્યા વગર પ્રાંતીય નાણા નિયમને આધારે આપવામાં આવેલી ગ્રાન્ટ હોય તે સિવાય આપવામાં આવતી જમીન[7] અથવા (બી) રૂા.૬૦૦થી વધુ વાર્ષિક રકમ હોય તેવા સંજોગોમાં જમીન મહેસૂલની જોગવાઈ અને તેવી જોગવાઈઓ જે ત્રણ પેઢી સુધી પણ મર્યાદિત નહોતી તે

૧. ૧૮૯૭નો કાયદો ૪ (૩)(એ) ૨. ૧૯૧૨નો કાયદો ૧૦(૧) ૩. ૧૮૯૭નો કાયદો ૪(૩)(બી) ૪. ૧૯૧૨નો કાયદો ૧૦(૪)(એ) ૫. ૧૮૯૭નો કાયદો ૪(૪) ૬. ૧૯૧૨નો કાયદો ૧૦(૩) ૭. ૧૯૧૨નો કાયદો ૧૦(૯)(એ).

દરેક પેઢી હતી. અડધી કરવામાં આવતી હતી. સનદી અધિકારીઓને પ્રાંતીય સરકારો તરફથી મળેલી જમીન મહેસૂલની જોગવાઈઓ માત્ર એવી બાબતો માટે અનામત રાખવામાં આવી હતી જેનું સ્વરૂપ પણ વિશિષ્ટ પ્રકારનું હોય.[1]

(૫) (એ) વાર્ષિક જેનું વધારાનું ખર્ચ રૂ.૫૦,૦૦૦થી વધુ હોય તેવાં કાયમિક પરેક્રમની પુનર્રચના.કરવી અથવા (બી) અથવા કોઈ પણ સેવાની અનેક શાખાનો બધો જ પગાર, જેમાં માત્ર તે સેવાનો કુલ ખર્ચ વાર્ષિક રૂ.૨૫,૦૦૦થી વધુ હોય અથવા (સી) જેનો મહિનાનો પગાર રૂ.૫૦૦થી વધુ હોય તેવા સરેરાશ પગારવાળી સેવાઓ અને હિંદ સરકાર અથવા રાજ્યના સેક્રેટરીએ છેલ્લી પુનર્રચના દરમિયાન તે સેવામાં વધારો કર્યો હોય તે સરેરાશ પ્રમાણે અથવા

(ડી) જીવન ધોરણની મોંઘવારીને પહોંચી વળવા આપવામાં આવતા સ્થાનિક ભથ્થાં અથવા કોઈપણ વિસ્તારમાં ભાડાના વધારા માટે[2]

**૨. નાણાકીય સત્તાઓ ઉપર મર્યાદાઓ.**

(૧) સામાન્ય

પ્રાંતીય સરકારોના નાણાકીય અધિકારો ઉપર મૂકેલી મર્યાદાઓની વિગતોમાં ઉતરતાં પહેલાં એ યાદ રાખવું જરૂરી છે કે પ્રાંતોની સાથે કરેલી નાણાકીય પતાવટોમાં મહેસૂલ અને ખર્ચના કેટલાક વિભાગોની તેમને સોંપણીનો સમાવેશ થતો હતો. આ આકસ્મિક બાબત ઉપરથી એમ માની લેવાની જરૂર નથી કે આ પતાવટ એ મહેસુલના ખર્ચના જુદા જુદા વિભાગોનો સમાવેશ કરતી અનેક પતાવટોનો સમૂહ હતો. જેનો પ્રાંતીય બજેટમાં સમાવેશ થતો હતો. આ જાતની પરિસ્થિતિ ઊભી ન થાય તે માટે અને તેના પરિણામોથી બચવા માટે નક્કી કરવામાં આવ્યું કે: (૧) પ્રાંતીય સરકારોએ સ્પષ્ટ રીતે સમજી લેવાનું હતું કે તેમને સુપ્રત થયેલી, બધી જ નાણાકીય જોગવાઈઓ દ્વારા તેમણે બધી જ સેવાઓ ચાલુ રાખવાની હતી અને કોઈ ખાસ એક સેવા માટે ગણતરી કરાયેલ ખર્ચ કરતાં તેની આવક ઓછી હતી અથવા ખર્ચ વધુ છે. માટે ખોટને પૂરી કરવા માટે કેન્દ્ર સરકારે મદદ કરવી આવી કોઈપણ માગણીને મંજૂર કરી શકાશે નહિ.[3]

૧. ૧૯૧૨નો કાયદો ૧૦(૯)(બી) ૨. ૧૯૧૨નો કાયદો ૧૦(૬) ૩. ૧૮૭૭નો કાયદો ૭ અને ૧૮૯૭નો કાયદો ૧૪.

(૨) તેઓને શાહી ખજાનામાંથી બીજી કોઈપણ વધારાની માગણી કરવાનો કોઈ અધિકાર નહોતો પણ તેમને સુપ્રત કરેલી આવકની જોગવાઈઓમાંથી સફળ રીતે, તેમને સોંપવામાં આવેલી સેવાઓનો વહીવટ કરવા તેઓ બંધાયેલા હતા.[1]

તેમના હસ્તક આપવામાં આવેલા ભંડોળની પ્રાંતીય સરકારની સત્તાના બંધારામાં નક્કી કરવામાં આવ્યું હતું કે :

(૩) તેમને હસ્તક આવેલું ભંડોળ તેમણે શાહી ખજાનામાં જમા કરાવવાનું હતું, અને અનામત તરીકે રાખવા અથવા રોકાણના હેતુથી તે બીજે ક્યાંય રાખી શકાય નહિ. એટલું જ નહિ પણ જાહેર કામો સિવાય આ ભંડોળમાંથી પ્રાંતીય સરકારોને કોઈપણ જાતનો ખર્ચ કરવાની છૂટ નહોતી.[2]

(૨) મહેસૂલ સંબંધી કાયદાઓ

સામાન્ય કાયદાઓની મર્યાદાઓ તરફથી જ્યારે આપણે પ્રાંતોના મહેસૂલ સંબંધી કાયદાની વાત કરીએ ત્યારે એ યાદ રાખવું પડશે કે કેન્દ્ર સરકારે દરેક પતાવટોના અંતે ફાળવેલા આવક અને જાવકના હિસાબાનો મેળ બેસાડવાની જવાબદારી પ્રાંતોની હતી.

પ્રાંતો પોતાના આવકના સાધનોમાં કુદરતી માર્ગો દ્વારા થતી શક્ય આવકથી વિશેષ સંશાધનો પણ ઊભાકરવા શક્તિમાન નહોતા કારણ કે પ્રાંતીય સરકારોએ :

(૧) નવા કોઈપણ જાતના કરવેરા નાખવાના નહોતા અથવા મહેસૂલની વ્યવસ્થામાં અસ્તિત્વ ધરાવતા માળખામાં કોઈપણ ફેરફાર કરવાના નહોતા.[3]

(૨) તેના ચોક્કસ વિસ્તારમાં સ્ટેમ્પ, કોર્ટ ફી તથા સ્પિરીટ તથા દવાઓ ઉપરની જકાતમાં કોઈપણ જાતનો ફેરફાર અથવા ડિસ્કાઉન્ટમાં કોઈપણ જાતનો વધારો કરવો નહિ.[4]

(૩) તેના પોતાના લાભ માટે ખુલ્લા બજારમાં કોઈપણ જાતની લોન વધારવી નહિ.[5]

પ્રાંતીય સરકારો તેમની આવકનાં સાધનો વધારવા માટે તદ્દન શક્તિહીન હતા એટલું જ નહીં પણ આ સત્તાનો હવાલો તેમની ગૌણ સંસ્થાઓને

૧. ૧૮૭૭નો કાયદો અને ૧૮૯૭નો કાયદો ૧૪. ૨. ૧૮૭૭નો કાયદો ૧(૮), ૧૮૯૭નો કાયદો ૪(૧૧) અને ૧૯૧૨નો કાયદો ૫(૬), ૩. ૧૮૭૭નો કાયદો ૧(૧) અને તે પછીના ઠરાવો, ૪. ૧૮૭૭નો કાયદો ૧(૬) અને તે પછીના ઠરાવોમાં પ્રસ્તુત થયેલ કાયદાઓ. ૫. ૧૯૧૨નો કાયદો ૫(૧૩).

આપવામાં પણ તેઓ જરાયે સ્વતંત્ર નહોતા. આવી કોઈપણ પરિસ્થિતિને પહોંચી વળવા માટે એવો નિર્ણય કરવામાં આવ્યો હતો કે પ્રાંતીય સરકારોએ :

(૪) સામાન્ય મહેસૂલમાં સમાવિષ્ટ કરાયેલી કોઈપણ બાબતને બીજાના નામે કરવી નહિ. આ જોડાણ એટલા માટે પ્રતિબંધિત હતું કે જો તેમ કરવામાં આવે તો સ્થાનિક અથવા વિશિષ્ટ ભંડોળના સ્વરૂપે અસ્કયામત ઊભી થાય.

બીજાને નામે નહિ ચડાવવાના પ્રતિબંધને ૧૯૧૨ના કાયદા દ્વારા થોડોક હળવો કરવામાં આવ્યો હતો. આમ સ્થાનિક સંસ્થા અથવા વિશિષ્ટ ભંડોળમાં કેટલીક અસ્કયામતોને તબદીલ કરવાની મંજૂરી આપવામાં આવી હતી. આ જોગવાઈ સનદી સેવાઓના નિયમોના આર્ટિકલ ૩૩ પ્રમાણે કરવામાં આવી હતી છતાં, સામાન્ય કરવેરામાંથી મેળવેલ ન હોય અને વાર્ષિક રૂ.૨૫,૦૦૦થી વધુ વળતર ન આપતી હોય તેવી સામાન્ય રીતે સમગ્રતયા પ્રાંતીય નાણાકીય બાબતોનો સમાવેશ થતો હતો.[1]

નવાઈની વાત તો તે છે કે ૧૯૧૨ પહેલાંના પ્રાંતીય નાણાકીય બાબતોના ઠરાવોમાં આ મુદ્દાનો સમાવેશ કરવામાં આવ્યો નથી. જો કે પ્રાંતીય નાણાતંત્રની શરૂઆતથી જ આ લાગુ અમલમાં છે તે વિશે શંકાને સ્થાન નથી. ૧૯૧૨ પહેલાં વિશિષ્ટ નિર્ણયના અભાવે જેમાં ૧૮૭૯-૮૦ના નાણાકીય સ્ટેટમેન્ટની ચર્ચા કરવામાં આવી છે તે તરફ ધ્યાન દોરવું જોઈએ, જ્યાં કહેવામાં આવ્યું છે કે, "જ્યાં સુધી સ્થાનિક સરકાર દેવું કરતી નથી ત્યાં સુધી (જો કે આ તદ્દન પ્રતિબંધિત છે.) નાણાકીય સ્ટેટમેન્ટ

(૫) તેમના હસ્ત ના ભંડોળમાંથી સ્થાનિક અથવા મ્યુનિસિપલ સંસ્થાઓને કોઈ ગ્રાન્ટ, સહાય અથવા જોગવાઈ કરી આપવી નહિ કારણ કે ભંડોળ કરવામાં આવે તો હિંદના નાણાતંત્ર ઉપર એ કાયમી લાગો થવાની શકયતા હતી.

જો કે આ કાયદાને પરિણામે સ્થાનિક અથવા મ્યુનિસિપલ સંસ્થાઓને ગ્રાન્ટ, સહાય અથવા નાણાકીય જોગવાઈઓમાં, પ્રાંતીય સરકારો દ્વારા અપાતા નાણાકીય મદદમાં કોઈ ફેરફાર થયો નહિ અથવા પ્રતિબંધ ઉત્પન્ન થયો નહિ. જો કે હિંદ સરકારે તેની સમયાવધિ પૂરી થયા પછી કોઈપણ જાતની મદદ કરવામાં આવશે નહિ તેવું અથવા પતાવટો પછી કોઈપણ જાતની નાણાકીય જવાબદારી સ્વીકારવામાં આવશે નહિ તેવું જાહેર કરતો ઠરાવ દરેક પ્રાંતોને

૧. ૧૯૧૨નો કાયદો ૫(૫).

મોકલી આપ્યો હતો.[૧] તેમ છતાં ૧૯૧૨ના કાયદા પ્રમાણે આવી સહાય આપવા માટેની સત્તાઓ વિષેની બાબતને વધુ સ્પષ્ટ રીતે જાહેર કરવામાં આવી હતી જેથી પ્રાંતીય સરકારો કોઈ એવું પગલું ન ભરી શકે જેથી (૧) સ્થાનિક સંસ્થાઓને પ્રાંતીય નાણાખાતામાંથી પુનરૂત્પાદન થાય તેવી વાર્ષિક રૂા.૧,૦૦,૦૦૦ની ગ્રાન્ટ આપી શકે[૨] અથવા (૨) કોઈપણ એક બાબતમાં સ્થાનિક સંસ્થાને પુનરૂત્પાદન ન થતી હોય તેવી રૂા.૧૦,૦૦,૦૦૦ની સહાય કરી શકે[૩] અથવા (૩) શૈક્ષણિક ન હોય તેવી ચેરીટિબલ અથવા વાર્ષિક સંસ્થાને, જો હિંદની બહાર પણ ન હોવી જોઈએ, તેને એ પુનરૂત્પાદકીય હોય તો વાર્ષિક રૂા.૧૦,૦૦૦ અને પુનરૂત્પાદકીય ન હોય તો વાર્ષિક ૫૦,૦૦૦થી વધુ નહિ તેવી મદદ કરી શકે.[૪]

(૬) બિન દફતરી બાબતને કોઈપણ સહાય ન આપવી (૧) જેમાં રાજકીય બાબત દ્વારા (એ) જમીન જે સ્વતંત્ર હોય અથવા મહેસૂલી હોય અથવા (બી) જમીન મહેસૂલની જોગવાઈ હોય, જેમાં વાર્ષિક ધોરણે જમીન અથવા જમીન મહેસૂલની કિંમત રૂા.૧,૦૦૦ કરતાં વધારે હોય.[૫] (૨) સરકારને સેવાઓ આપવા દરમિયાન અથવા સેવાઓને પરિણામે તેનાં મૃત્યુ, તેને અથવા તેના કુટુંબની વ્યક્તિને થયેલી ઈજાઓને ધ્યાનમાં લઈને કરવામાં આવેલી સહાય અથવા (૩) કોઈપણ એક બાબતમાં સરકારને આપેલી સેવાઓના બદલામાં અપાતા પેન્શનમાં જેમાંની રકમ રૂા.૧,૦૦૦થી વાર્ષિક ધોરણે વધુ ન હોય અથવા ગ્રેચ્યુઈટી જેમાંની રકમ રૂા.૩,૦૦૦થી વધુ ન હોવી જોઈએ.[૬]

(૩) ખર્ચના નિયમો

પ્રાંતીય સરકારોને આપવામાં આવેલી ખર્ચ મંજૂર કરવાની સત્તાઓ પણ મહેસૂલી સત્તાઓ જેટલી જ મર્યાદિત હતી. તેમને સુપ્રત કરવામાં આવેલી સેવાઓ ઉપર ખર્ચ કરવા માટે તેઓ સ્વતંત્ર હતા તે સાથે જ, પ્રાંતીય સત્તાઓમાંથી કેટલાક હેતુઓ અને વિષયો ઉપર ખર્ચ કરવાની તેમની સત્તાઓ પર મર્યાદા મૂકવામાં આવી હતી.

---

૧. ૧૮૯૭નો કાયદો ૪(૧૨) ૨. ૧૯૧૨નો કાયદો ૧૦(૧૨)(એ) ૩. ૧૯૧૨નો કાયદો ૧૦(૧૨)(બી) ૪. ૧૯૧૨નો કાયદો ૧૦(૧૦) ૫. ૧૯૧૨નો કાયદો ૧૦(૭) ૬. ૧૯૧૨નો કાયદો ૧૦(૮).

તેમના ખર્ચના હેતુનો સંબંધ હતો ત્યાં સુધી પ્રાંતીય સરકારો બંધાયેલી હતી કે :

(૧) હિંદ સરકારે જેની માહિતી આપી હોય તેવા વિષયો સિવાયની કોઈપણ બાબત ઉપર તેઓ જાહેર નાણામાંથી ખર્ચ કરી શકે નહિ.[૧]

(૨) પતાવટમાં જેનો સમાવેશ થયો છે તે સેવાઓની બધી જ જોગવાઈઓ પૂરેપૂરી અદા થાય તે જોવાની જવાબદારી તેમની હતી.

૧૯૧૨ પહેલાં "નવી સામાન્ય સેવા અથવા કરવેરાનો પ્રાંતીય સરકારો સ્વીકાર કરી શકતી હતી. જો કે તેમાં નિયમ એવો હતો કે જો સેવા કામચલાઉ હોય તો હિંદ સરકારને તેમણે ખાત્રી કરાવી આપવાની હતી કે કામચલાઉ સાધનોમાંથી, તેના ખર્ચની જોગવાઈ કરવામાં આવશે, અને જો સેવાઓ કાયમી સ્વરૂપની હોય તો કાયમી સાધનોમાંથી તેના ખર્ચની જોગવાઈ કરવામાં આવશે. આ જોગવાઈમાં ૧૯૧૨માં ફેરફાર કરવામાં આવ્યો[૨] અને નક્કી કરવામાં આવ્યું કે પ્રાંતીય સરકાર એવી કોઈપણ નવી સામાન્ય કરજ અથવા સેવા તો જ સ્વીકારી શકે નહિ જેનું સ્વરૂપ (અ) અસામાન્ય હોય અથવા (બી) સામાન્ય વહીવટના માળખાથી બહારનો હેતુ ધરાવતી હોય અથવા (સી) તેને મંજૂરીની સત્તા હોય તે કરતાં ભવિષ્યમાં જે ઉપર વધારે ખર્ચ થવાની શકયતા હોય.[૩]

(૩) નીચેની બાબતો ઉપર ખર્ચ નહિ કરવો.

(એ) રાજ્યના સમારંભો તથા એસેમ્બલીઓ, હિંદના વિશિષ્ટ મુલાકાતીઓની સરભરા માટે જાહેર નાણામાંથી રૂા.૧૦,૦૦૦થી[૪] વધુની રકમ.

(બી) રેલવેના ડબ્બાઓની મરામતની સેવાઓમાં હોય તેવા અધિકારીઓ સિવાય, ઉચ્ચ અધિકારીઓ માટે અનામત રખાયેલ રેલવે ડબ્બાઓ ઉપરના ખર્ચ પેટે.[૫] (સી) પ્રાંતના વડાને મળતી "કોન્ટ્રેક્ટ ગ્રાન્ટ" સિવાય અધિકારીને મોટર અથવા મોટર સાયકલની ખરીદી અથવા તેની જાળવણીના ખર્ચ પેટે[૬] (ડી) પ્રાંતના વડાને મળતી "કોન્ટ્રેક્ટ ગ્રાન્ટ"માં વધારા રૂપે.[૭]

(ઈ) જેની મિલ્કત રૂા.૧,૦૦,૦૦૦થી વધી જાય તેવા આંતરિક દરિયાઈ ઉપયોગ અને બંદરોના ઉપયોગ માટે વહાણ ખરીદવા અથવા બાંધવાના ઉપર.[૮]

૧. ૧૮૯૭નો કાયદો અને તે પછીના ઠરાવોમાં પણ પ્રસ્તુત. ૨. ૧૮૯૭નો કાયદો ૪(૨) ૩. ૧૯૧૨નો કાયદો ૫(૧૧) ૪. ૧૯૧૨નો કાયદો ૧૦(૧૧) ૫. ૧૯૧૨નો કાયદો ૧૦(૪) ૬. ૧૯૧૨નો કાયદો ૧૦(૬) ૭. ૧૯૧૨નો કાયદો ૧૦(૧૫) ૮. ૧૯૧૨નો કાયદો ૧૦(૧૭).

(એફ) મહેકમ સાધનો અને કારખાના બધાનું મળીને કુલ ખર્ચ રૂા.૨૦,૦૦,૦૦૦થી વધુ પડતું હોય તેવું સિંચાઇ અથવા જાહેર કામનું બાંધકામ જેનું ભારણ સામાન્ય.

મહેસૂલ ઉપર પડતું હોય. જો કે તેને મંજૂર કરાયેલા ખર્ચ કરતાં ૧૦% વધારાનું ખર્ચ કરવાની સત્તા પ્રાંતીય સરકારને આપવામાં આવી હતી. જો કે તેમાં શરત એ હતી કે મહેકમ, સાધનો તથા કારખાનાંનો કુલ મળીને રૂા. $1\frac{1}{2}$ લાખથી વધવો જોઈએ નહીં.[1]

પ્રાંતીય ખર્ચના વિષયોની બાબતમાં જે મર્યાદાઓ મૂકવામાં હતી તેમાં એવું નકકી કરવામાં આવ્યું હતું કે જાહેર નાણાના ખર્ચ માટે બધી જ સત્તાઓની બનેલી સમિતિની ચર્ચાને પરિણામે સામાન્ય શરતો એવી કરવામાં આવી હતી કે, જાહેર જનતાના લાભાર્થે પ્રાંતીય સરકારોને એવો કોઇ અધિકાર નથી કે જાહેર નાણામાંથી તેઓ નીચેની બાબતો ઉપર ખર્ચ કરી શકે જેમાં નીચે દર્શાવેલને ફાયદો થાય.

(૧) હિંદ સરકારે લીધેલા કોઈ નિર્ણય આપવા તેણે પાસ કરેલા કોઈ કાયદા અન્વયે કોઈ વ્યક્તિ કે સંસ્થા અથવા ખાનગી વ્યક્તિઓ આવતી હોય તે સિવાયના નામે.[2]

(૨) પુનરૂત્પાદકીય ન હોય તેવા વાર્ષિક રૂા.૧૦,૦૦૦થી વધુની વાર્ષિક અને તે સિવાય વાર્ષિક રૂા.૫૦,૦૦૦ની દેશી રાજ્યોને તેમના પ્રોજેક્ટો માટેની જોગવાઈ.[3]

(૪) બજેટને લગતા કાયદાઓ :

શ્રી વિલ્સને ૧૮૬૦માં પ્રથમવાર હિંદમાં લાગુ કરેલા બજેટના સામાન્ય નિયમો,[4] જે મુજબ તેઓ તેમનું બજેટનું અંદાજપત્ર હિંદ સરકારને સુપ્રત કરવા બંધાયેલા હતા અને ગ્રાન્ટમાં ફેરફાર કરવાના નીતિનિયમનો જેમાં સમાવેશ થયેલો હતો તે ઉપરાંત, પ્રાંતીય સરકારો ઉપર બંધન મૂકવામાં આવ્યું હતું કે હિંદ સરકારનું પૂર્વ મંજૂરી સિવાય :

(૧) તેમનું શાહી ખજાનામાં જમા પડેલું ભંડોળ ખલાસ કરી શકે નહિ.

---

૧. ૧૯૧૨નો કાયદો ૧૦(૧૮) ૨. ૧૮૭૭નો કાયદો ૧૦ અને તે પછીના ઠરાવોમાં પ્રસ્તુત. ૩. ૧૯૧૨નો કાયદો ૧૦(૧૩) ૪. ૧૮૯૨નો કાયદો ૧૧, ૧૮૯૭નો કાયદો ૧૩ અને ૧૯૧૨નો કાયદો ૧૯.

૧૯૮૭ પહેલાં પ્રાંતીય સરકારો તેમના અંદાજપત્ર દ્વારા તેમના સમગ્ર ભંડોળને મેળવી લેવા શક્તિમાન હતાં. પણ તે પછી અમલમાં આવેલા કાયદા અને પ્રાંતીય સરકારો દ્વારા જ ઘડાયેલા કાયદાઓ પ્રમાણે, દરેક સમયે શાહી તિજોરીમાં પ્રાંતીય સરકારોનું એક ચોક્કસ નાણા ભંડોળ રહેવું જોઈએ તેમ ઠરાવવામાં આવ્યું. આ નાણા ભંડોળની રકમ, પતાવટો જેમ જેમ થતી ગઈ તેમ તેમ બદલાતી રહી.

(૨) તેમનું અંદાજપત્ર ખાધવાળું હોવું જોઈએ નહિ. એટલે કે વાર્ષિક આવક કરતાં વાર્ષિક ખર્ચનું પલ્લું વધવું જોઈએ નહિ.

આ કાયદાનું[૧] કડકપણું થોડુંક હળવું કરવામાં આવ્યું. જેથી હિંદ સરકારને ખાત્રી થાય કે આપેલાં કારણો વ્યાજબી છે અને ફરી ઉત્પન્ન થાય તેવી ધારણા નથી[૨] તો ખાધવાળા બજેટને મંજૂરી માટે કોઈપણ પ્રાંત રજૂ કરી શકે. પણ આ સાથે એ શરત હતી કે આવા બજેટને તો જ મંજૂરી મળી શકે. જો હિંદ સરકારને ખાત્રી થાય કે સમગ્રતયા પ્રાંતના ભંડોળને પાછળથી સાચવવામાં આવશે અને વધારાનાં નાણાની જોગવાઈ માટે પ્રાંત તે માટે નક્કી થાય તે વ્યાજ અને તેના નક્કી થાય તે પ્રમાણેના હપ્તામાં ચુકવણી કરવાની ક્ષમતા ધરાવે છે. જો આ બાબતોમાં હિંદ સરકારને સંતોષ થાય તો જ કાયદામાં કરાયેલી જોગવાઈનો ઉપયોગ કરી શકાય.[૩]

(૩) હિંદ સરકાર દ્વારા મંજૂર કરાયેલા તે વર્ષના ખર્ચમાં, કોઈપણ વિભાગ અથવા ખાતામાં વધારો થવો જોઈએ નહિ.

ખર્ચમાં કોઈપણ પ્રાંતને વધારો કરવાની ત્યારે જ સત્તા મળતી હતી કે જો તેને સુપ્રત કરેલ નાણાની જોગવાઈઓમાં આવકના કોઈપણ સાધનમાં વધારો કરી ખર્ચ અને આવક વચ્ચે સમતુલા જાળવવાની ક્ષમતા ધરાવતો હોય.[૪] યોગ્યતા સિદ્ધ કરવાના પ્રાંતોના અધિકારો ઘણા જ વિસ્તૃત હતા. તેના બજેટમાં સમાવિષ્ટ પ્રાંતીય ખર્ચ માટે ગ્રાન્ટનો પુનઃ વિનિયોગ કરી શકતું હતું.

સમગ્ર રીતે પ્રાંતીય, અથવા મુખ્ય વિભાગોના વર્ગીકરણથી અથવા ગૌણ વિભાગોના વર્ગીકરણથી આ હેતુ સિદ્ધ થઈ શકતો હતો. શરત માત્ર એટલી હતી કે પ્રાંતીય ખર્ચના કુલ આંકડામાં વધારો થવો જોઈએ નહીં.[૫]

---

૧. ૧૮૯૨નો કાયદો ૮. ૨. ૧૯૧૨નો કાયદો ૨૧. ૩. ૧૯૧૨નો કાયદો ૨૧ અને ૨૨.
૪. ૧૯૧૨નો કાયદો ૨૪. ૫. ૧૯૧૨નો કાયદો ૨૫(૧).

(૫) હિસાબ અને હિસાબની તપાસણીના નિયમો

જો કે પ્રાંતોને તેમના બજેટની મર્યાદાઓમાં રહીને બાંધછોડ કરવાની નોંધપાત્ર પ્રમાણમાં સત્તાઓ આપવામાં આવી હતી તેમ છતાં તેમણે કરેલા ખર્ચ અને તેની તપાસણીનું બંધન તેમના ઉપર મૂકવામાં આવ્યું હતું. આ બાબતમાં નોંધપાત્ર બીના જો કોઈ હોય તો તે એ હતી કે આ હિસાબ અને તેની તપાસણીની શરત એવી હતી કે પ્રાંતો તેમની ધારાસભાઓને જવાબદાર નહોતા પણ આ શરત તેમણે હિંદ સરકાર સમક્ષ પૂરી કરવાની હતી, હિંદ સરકારે તેમને નાણાકીય લાભો આપ્યા હતા. વધુમાં હિંદ સરકારે પ્રાંતોને એવી છૂટ પણ નહોતી આપી કે જેને આધારે પ્રાંતો તેમની મરજી મુજબ તપાસણી અધિકારીની નિમણૂંક કરે. તેથી ઉલટું જુદા જુદા શહેરો અને કેન્દ્રોમાં જઈ અને તેમની ફરજ સંભાળી શહેરો માટે હિંદ સરકારે કેટલાક શાહી અમલદારોને આ સત્તા આપી હતી. જેઓનું મુખ્ય કાર્ય ઉપર દર્શાવેલા કાયદાઓના સંદર્ભમાં પ્રાંતીય સરકારોની કાર્ય પદ્ધતિ અને વહીવટની ટીકાત્મક આલોચના કરવી અને તેમને માર્ગદર્શન આપવું તે હતું. તેમનું કાર્ય વધુ સફળ બને તે માટે પ્રાંતીય સરકારોને સૂચના આપવામાં આવી હતી કે :

(૧) જાહેર નાણાના[૧] હિસાબમાં કોઈપણ જાતનો ફેરફાર કરવો નહિ અથવા બે કે તેથી વધુ વિભાગોમાં હિસાબોની વહેંચણી કરવી નહિ. આ બધી જ બાબતોમાં શાહી સરકારના હિસાબ તપાસણી અધિકારીનો નિર્ણય તેમને બંધનકર્તા રહેશે.[૨]

(૨) પ્રાંતીય સરકારના હિસાબ અને ખર્ચની બાબતમાં શાહી તપાસણી અધિકારીએ લીધેલા વાંધા, તેના મૂળસ્વરૂપમાં, પ્રાંતીય સરકારે તેના ખુલાસા સાથે હિંદ સરકારને આગળની કાર્યવાહી માટે મોકલવા.

પ્રાંતીય સરકારની નાણાકીય બાબતો ઉપર આવી મર્યાદાઓ અને પ્રતિબંધ હતા. આ શરતો ઉપરાંત પ્રાંતીય સરકારો તેમને મળેલા કાર્યક્ષેત્રમાં રહીને આખું માળખું તૈયાર કરવા માટે સ્વતંત્ર નહોતી કારણ કે હજી સુધી કોઈપણ વિભાગમાં સર્વેક્ષણ કરવું અને તેના ખાતાઓની તપાસણી કરવી તે બાબતોનો

---

૧. ૧૮૯૭નો કાયદો ૧(એ) અને તે પછીના ઠરાવોમાં પ્રસ્તુત. ૨. ૧૮૯૭નો કાયદો ૪(૨). ૩. ૧૯૧૨નો કાયદો ૩૦ અને. ૩૧. ૪. ૧૮૭૭નો કાયદો ૫, ૧૮૯૭નો કાયદો ૧૫ અને ૧૯૧૨નો કાયદો ૬ અને ૭.

અધિકાર કાઉન્સિલના ગવર્નર જનરલને હતો. અને પ્રાંતીય સરકારોએ આ ગવર્નર જનરલને તેમના નાણાકીય અને કાયદાકીય તંત્ર વિષે જાગૃત રાખવાના હતા તેથી તેઓ તેમની શાહી સરકાર સ્થાપવાની કામગીરી, શાંતિ અને વ્યવસ્થા જાળવવાની કામગીરી યોગ્ય રીતે કરી શકે. પ્રાંતોની નાણાકીય સ્વતંત્રતા ઉપર આ બધાની સામાન્ય અસરોને ભાગ્યે જ છૂપાવી શકાય. આમ આ બધી પ્રક્રિયાને અંતે પણ, જે મર્યાદાઓએ સમગ્ર તંત્રને લગભગ મૃતઃપ્રાય બનાવી દીધું તે યોગ્ય જ છે. અને તેની માઠી અસરો નોંધમાં લેવા જેવી નથી તેમ માનનાર વ્યક્તિ ખરેખર અભેદ્ય મન જ ધરાવે છે તેમ માન્યા સિવાય છૂટકો નથી અને એટલું યે પૂછવાની જેને તમા નથી કે છેવટે આ ભ્રમ ઊભો કરનાર વ્યવસ્થાના ફાયદાનું સ્વરૂપ કેવું છે ?





# પ્રાંતીય નાણાતંત્રનું સ્વરૂપ

છેલ્લે એક પ્રશ્ન પૂછાવાનો ખૂબ જ સ્વાભાવિક છે. ''બ્રિટિશ હિંદમાં જૂની પદ્ધતિને પરિણામે કેન્દ્ર અને પ્રાંતીય સરકારો વચ્ચે કેવા સંબંધો હતા ?'' તેનો જવાબ જો ન જડે તો પ્રાંતીય નાણાતંત્રનો ગમે તેટલો ઊંડાણથી અભ્યાસ કરવામાં આવે, તે અધૂરો જ ગણાશે. પ્રાંતીય નાણાતંત્રની ટીકાત્મક આલોચનાના ન્યાયીપણા માટે અને તેની દરખાસ્ત માટે આ પ્રશ્ન ખૂબ જ મહત્વનો છે. એટલું જ નહિ આ બાબતે કોઇ પણ મુદ્દાના તલસ્પર્શી અભ્યાસ માટે આ પ્રશ્ન ખૂબ જ વજન ધરાવે છે. કમનસીબે તેને જે મહત્ત્વ મળવું જોઈએ તે તેને આપવામાં આવ્યું નથી. અને તેને પરિણામે એક કડવી હકીકત બહાર આવે છે કે કોઈપણ વિષયની ગંભીર ચર્ચા કરવામાં આવી જ નથી. સાથે સાથે બીજી કોઈ બાબતો કરતાં વધુમાં વધુ ગેરસમજો જૂની પદ્ધતિ પ્રમાણે ગોઠવવામાં આવેલા પ્રાંતીય નાણાના બારામાં ઊભી થઈ છે. આટલા માટે જ બ્રિટિશ હિંદમાં સ્થપાયેલી પ્રાંતીય નાણાતંત્રની પદ્ધતિનું સ્વરૂપ કેવું હતું તે જોવું સમજવું અને તેનું વિશ્લેષણ કરવું તે ખૂબ જ જરૂરી છે.

બ્રિટિશ હિંદમાં છે તેવું કેન્દ્ર અને પ્રાંતીય સરકાર વચ્ચે આંતર સંબંધ ધરાવતું શાસનનું માળખું, કેવા પ્રકારનું નાણાકીય માળખું અને નાણાકીય તંત્રના આંતરસંબંધો ધરાવે છે તેનો ક્યાસ કાઢવો ખૂબ જ મુશ્કેલ છે. કારણ કે પ્રથમ નજરે જે દેખાય તે કરતાં ક્યારેક ખરેખર વાસ્તવિક રીતે તેનું સ્વરૂપ તદ્દન જુદું પણ હોય. તેમ છતાં સામાન્ય રીતે એમ માનવામાં આવતું હતું કે હિંદનું તંત્ર પ્રાંતીય અને કેન્દ્રિય સરકાર વચ્ચે, આવકના માર્ગોના વિભાજન ઉપર આધાર રાખતું હતું. જર્મન સામ્રાજ્યમાં હતું. લગભગ તે જ રીતે પ્રાંતો પોતાની પેદાશોમાંથી ચોક્કસ હિસ્સો કેન્દ્રને આપતા હતા. આ માન્યતા અસ્તિત્વ ધરાવતી હતી. આ માન્યતા સાચી અથવા ખોટી હતી તેને હમણાં

બાજુ પર મૂકીએ તો આ માન્યતાને પુષ્ટિ મળે તેવા અસંખ્ય દાખલાઓ પ્રાંતીય અને કેન્દ્ર સરકાર વચ્ચેના સંબંધના ઇતિહાસમાંથી મળી રહે છે. તે હકીકત નિ:શંક છે. આવા અનેક દાખલાઓમાંથી એક તરીકે આપણે કાર્યની વહેંચણીના દાખલાને ટાંકી શકીએ. પ્રાંતીય અને કેન્દ્ર સરકાર વચ્ચે કાર્યભારની જે વહેંચણી કરવામાં આવી હતી તે દર્શાવે છે કે ઉપરની માન્યતા તદ્દન બિનપાયાદાર નથી. ઉપલકીયા દૃષ્ટિથી જોનાર પણ કોઈપણ જાતના અવરોધ વગર જોઈ શકશે કે આ કાર્યભારની વહેંચણીમાં લશ્કરી બાબતો, વિદેશી બાબતો, સામાન્ય કરમાળખુ, ચલણ, દેવું, દાણ, પોસ્ટ અને તારખાતુ, રેલવે, ઓડિટઅને હિસાબને લગતા વિષયોનું નિયમન પ્રાંતીય સરકારો પાસે હતું. જ્યારે કેન્દ્ર સરકાર, ગૌણ આંતરિક વહીવટ, જેવા કે પોલીસ, શિક્ષણ, સ્વાસ્થ્ય, સિંચાઈ, રસ્તા અને બાંધકામ, જંગલ તથા સ્થાનિક સંસ્થાઓના વહીવટનો કબજો સંભાળતી હતી. જો આ હકીકત આપણને એમ માનવા પ્રેરે કે કેન્દ્ર અને પ્રાંતીય સરકારો વચ્ચે કાર્યભારની વહેંચણી કરવામાં આવી હતી તો તેની સાથે બીજા પણ એવા પ્રસંગો અને હકીકતો છે જે આપણને માનવા પ્રેરે છે કે બ્રિટિશ હિંદમાં કેન્દ્ર અને રાજ્ય સરકારો વચ્ચે મહેસૂલની બાબતમાં પણ વિભાજન કરવામાં આવ્યું હતું. આમાંની એક હકીકત તે છે કે મોટાભાગના કરવેરાનું ઉઘરાણું પ્રાંતીય સરકારોના આડતીયાઓ દ્વારા કરવામાં આવતું હતું. રોયલ કમિશન ઓન ઈન્ડીયન એક્સ્પેન્ડીચર પોતાનું અવલોકન રજુ કરતાં કહે છે.''[૧]

''સંયુક્ત સંસ્થાનમાં મહેસૂલનો વહીવટ લંડનના ખજાનાના ચાન્સેલરના તાબામાં રહે તે રીતે કેન્દ્રિત કરવામાં આવ્યો છે. હિંદમાં મહેસૂલની કેટલીક શાખાઓનો વહીવટ કેન્દ્રિત કરવામાં આવ્યો છે. જો કે તે હંમેશાં (હિંદ સરકારના), નાણામંત્રી હસ્તક જ હોય તેમ નથી. જ્યારે બીજીની કેટલીક શાખાઓનું વિકેન્દ્રીકરણ કરવામાં આવ્યું હતું. જમીન મહેસૂલનો સમગ્ર વિભાગ કલકત્તાના કેન્દ્રીય વિભાગની હકૂમતમાં છે. જો કે આ વિભાગ તેના નાણામંત્રીના તાબામાં નહિ પણ ગૃહ અને મહેસૂલ વિભાગ સંભાળતા મંત્રીને

૧. અંતિમ અહેવાલનો ફકરો ૨૫.

હસ્તક છે. તાર ખાતુ જાહેર કામોના મંત્રીને હસ્તક છે, મીઠાંના વેરાના કેટલાક ભાગને ઉઘરાવવાની ફરજ કેન્દ્ર સરકાર નિભાવે છે. અફીણની જકાતનો કેટલોક ભાગ પણ કેન્દ્ર સરકાર જ ઉઘરાવે છે. પોસ્ટ ઓફિસ તથા બીજા મહેસૂલમાં પણ આવી જ વ્યવસ્થા છે. મહેસૂલનો બાકીનો ભાગ પ્રાંતીય સરકારો દ્વારા ઉઘરાવવામાં આવે છે. જ્યારે મહેસૂલના મોટાભાગની બાબતમાં જોઈએ તો પ્રાંતીય સરકારો વહીવટ માટેનાં વિવિધ એકમો જેવી છે અને તેમનું કાર્ય યોગ્ય રીતે થાય તે માટે તેમને સાધન સંપન્ન કરવામાં આવેલ છે.''

આ મંતવ્યને પ્રોત્સાહન આપે તેવી ઘટના તરીકે ત્રીજો મુદ્દો, હિંદનો નાણાકીય હિસાબ સરકારી પ્રકાશનોમાં કેવી વિશિષ્ટ રીતે રજૂ કરવામાં આવતો હતો તે લઈ શકાય. હિંદ સરકારના સર્વસામાન્ય હિસાબો સાથે બીજો એક પૂરક હિસાબ પણ જોડાયેલો, છે જે દર્શાવે છે કે બ્રિટિશ હિંદ જેમાં વહેંચાયેલ છે તેવા પ્રાંતોમાં આવક અને જાવકનું વિભાજન કેવી રીતે કરવામાં આવેલ છે. આ હકીકત કોઈના પણ ધ્યાનમાં આવે તેવી છે. આ રીતે હિસાબની રજૂઆત કરવી નિઃશંકપણે ગેરમાર્ગે દોરનારી છે. પ્રથમ દષ્ટિએ એમ લાગે છે કે આની પાછળનો હેતુ પ્રાંતોની નાણાકીય પરિસ્થિતિ કેવી હતી તે બતાવવાનો હતો. પણ હકીકતમાં મહેસૂલ અને ખર્ચનો આંકડા કે જેમાં વિવિધ પ્રાંતોની ફરજો તથા તેમની માગણીઓનું વિભાજન કરવામાં આવ્યું છે તે વિવિધ પ્રાંતોની ફરજો અને માગણીઓને બિલકુલ દર્શાવતા નથી. પ્રાંતોની નાણાકીય પરિસ્થિતિ દર્શાવવાનું તો દૂર રહ્યું, આ માળખામાં દર્શાવેલા આંકડાઓ તો માત્ર ભૌગોલિક વિભાજનનો જ નિર્દેશ કરે છે અને તે દ્વારા એ દર્શાવવાનો પ્રયત્ન કરે છે કે હિંદ સરકારનું નાણાતંત્રનું કાર્ય કેવી રીતે ચાલી રહ્યું છે. સાથે સાથે તે પણ બતાવવાનો પ્રયત્ન થાય છે કે મહેસૂલ કેવી રીતે એકત્રિત કરવામાં આવે છે અને તેનો ખર્ચ કેવા સ્વરૂપે થાય છે. ''મુંબઈ''એ મથાળા નીચે દર્શાવેલ આવક અને જાવકના આંકડાઓ દર્શાવે છે કે તે જ આંકડાઓ હિંદ સરકારના મુંબઈ ખાતે રહેતા મુખ્ય હિસાબનીશના લખાણોમાં પણ નોંધવામાં આવ્યા છે, અને આ જ હકીકત બીજી પ્રાંતીય સરકારોના બારામાં પણ સાચી છે. જો કે આ આંકડાઓ તો માત્ર ભૌગોલિક દષ્ટિથી હિંદ સરકારની નાણાકીય લેવડ દેવડના આંકડાઓ રજૂ કરે છે. અને તે બાબતમાં પ્રાંતીયતાનો લેશમાત્ર

અંશ જોવા મળતો નથી. તેમ છતાં આ જાતની હિસાબની વ્યવસ્થાનું માળખું એવી છાપ ઊભી કરે છે કે હિંદમાં નાણાની સમગ્ર પદ્ધતિ, મૂળ સ્વરૂપે સમાવાયી હતી.

ઉપર જણાવેલા ત્રણ મુદ્દાઓ દ્વારા બ્રિટિશ હિંદમાં પ્રાંતીય અને કેન્દ્રીય સરકારો વચ્ચે નાણાકીય સંબંધો કેવા હશે તે બાબતે યોગ્ય રીતે વિચારણા કરી સમવાયી તંત્ર કેવું હશે તે સમજવું કોઈપણ વ્યક્તિ સરળ હતું. આ માન્યતા ખૂબ જ ઊંડી અને દ્રઢ હતી તેને પરિણામે એમ માનવામાં આવતું હતું કે હિંદની વ્યવસ્થામાં આવક પેદાશ વચ્ચે વિભાજન આ માન્યતાને લીધે ૧૮૯૨માં રોયલ કમિશન ઓન ઈંડીયન એકસ્પેન્ડીચર અને ૧૯૦૯ના ડીસેન્ટ્રલાઇઝેશન ઇન બ્રિટિશ ઇન્ડિયા આગળ પોતાનું મંતવ્ય રજૂ કરતાં કેટલાક સાક્ષીઓ તો અસમાનતાની ટીકા કરવામાં અને તેને સુધારા વધારા સાથે નવું સ્વરૂપ આપી ન્યાયી પગલું ભરવાના આગ્રહમાં લગભગ આક્રમક બની ગયા હતા. તેમની ધારણાઓ માટે તેમણે ક્યાંય પણ સ્પષ્ટ કારણો આપ્યાં નથી ?[૧] તેમ છતાં તેમની બે દરખાસ્તો છે તે સ્પષ્ટ રીતે દર્શાવે છે કે તેમની માન્યતા આવી હતી. જો તેમણે પ્રાંતો પાસે આવક તથા જાવક માટેનાં સ્વતંત્ર સાધનોની જોગવાઈ હોય માની ન લીધું હોત તો તેઓ તેમની શક્તિ આ રીતે વ્યર્થ વેડફત નહિ અને તેઓ જે માનતા હતા કે આ વિષમતાનું કારણ અસમાન છે જે વિવિધ પ્રાંતોને આપ્યો છે જે તેમની મહેસૂલી આવકમાંથી તેમણે કેન્દ્ર સરકારને મદદરૂપે આપ્યો છે.

કેન્દ્ર અને રાજ્ય સરકાર વચ્ચે નાણાકીય સંબંધો બાબતની તેમની માન્યતા જો સ્વીકારવામાં આવી હોત તો તેમણે કરેલી ટીકાઓ તથા તેમની દરખાસ્તોમાંથી મોટાભાગની બાબતો બિનજરૂરી સાબિત થાત. શાહી હિસ્સા તરીકે અપાયેલા ફાળાને આ દષ્ટિબિંદુથી જોવામાં આવ્યો હોત તો, અને વિવિધ પ્રાંતોના ફાળાને જો સરખાવવામાં આવ્યો હોત તો એક વસ્તુ ચોક્કસ સ્પષ્ટ બનત કે દરેક પ્રાંતમાં એકઠો કરાયેલો ફાળો તે સરેરાશની દષ્ટિએ તો તે જ પ્રાંતની વસતિના પ્રમાણમાં. તેનું મહેસૂલ તથા તેમાંથી અપાતો કેન્દ્ર સરકારને ફાળો તેનું યોગ્ય પ્રમાણ જળવાયું છે.

---

૧.・તેમ છતાં ઇન્ડીયન એકસ્પેન્ડીચર કમિશનનો અહેવાલ ગ્રંથ-૩ પ્ર.૧૮૦૯૪ તથા ડીસેન્ટ્રલાઇઝેશન કમિશન એવિડન્સ ગ્રં.૨ પ્રા.૪૯૭ છે.)

| | કુલ મહેસૂલના પ્રમાણમાં કેન્દ્ર સરકારને સુપ્રત કરવામાં આવેલી ટકાવારી | | | | | સદરના પ્રમાણમાં કેન્દ્ર સરકારને સુપ્રત કરવામાં આવેલી ટકાવારી | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મુખ્ય પ્રાંત | ૧૮૭૧-૨ | ૧૮૮૨-૩ | ૧૮૯૨-૩ | ૧૯૦૪-૫ | ૧૯૧૨-૧૩ | ૧૮૭૧-૨ | ૧૮૮૨-૩ | ૧૮૯૨-૩ | ૧૯૦૪-૫ | ૧૯૧૨-૧૩ |
| બરમાં | .૬૫૫ | .૪૬૪ | .૬૧૫ | .૨૯૭ | .૨૦૪ | .૯ | .૬૯ | ૯.૩ | .૫૫ | .૫૯ |
| આસામ | .૭૨૮ | .૫૭૫ | .૫૯૮ | .૪૯૭ | .૩૮ | ૩.૪ | .૩૯ | .૭ | ૪.૩૭ | ૩.૦૮ |
| બંગાળ | - | .૪૩૮ | .૩૯૦ | .૩૭૬ | - | - | .૭૫ | .૭૫ | .૮૭ | - |
| નૉર્થ વેસ્ટ ફ્રન્ટીયર અને આંધ્ર | .૯૦૩ | .૭૪૬ | .૭૬૧ | .૭૪૨ | - | - | ૧.૫ | ૧.૨૪ | ૧.૪ | - |
| પંજાબ | .૭૬૮ | .૬૪૮ | .૭૨૬ | .૫૧૨ | .૩૯૧ | ૧.૭ | ૧.૫ | ૧.૪ | ૧.૫૭ | ૧.૬૪ |
| મદ્રાસ | .૮૨૮ | .૬૬૪ | .૬૬૭ | .૬૩૮ | ૪૭૯ | ૨.૩ | ૨.૦ | ૨.૩ | ૨.૩૪ | ૧.૭૯ |
| મુંબઈ | .૮૪૫ | .૬૪૮ | .૬૬ | .૬૨૪ | .૫૮ | ૫.૦ | ૪.૧ | ૫.૪ | ૬.૭૫ | ૫.૬ |
| ઉત્તર પ્રાંતો | - | - | - | .૫૬૭ | .૩૮૧ | - | - | - | ૧.૪૮ | .૯૩ |
| બિહાર અને ઓરિસ્સા | - | - | - | - | .૨૨૦ | - | - | - | - | .૧૭ |

ડેસ્સેનીયલ સેન્સસ રિપોર્ટ્સ અને હિંદ સરકારના નાણા તથા મહેસૂલના હિસાબોમાંથી મેળવેલ.

વિભાજિત સદરોની પદ્ધતિને બદલવાની દરખાસ્તના[1] સાપેક્ષ લાભો વિષે ગમે તેમ કહેવું હોય તો પણ આ વ્યવસ્થા એક બુદ્ધિગમ્ય કારણસર કરવામાં આવતી હતી. તે વિષે તો શંકાને સ્થાન નથી. આ વિભાજન તેના સદરોને વિવિધ રીતે કેટલાક ભાગોમાં વહેંચવાની હિમાયત કરતું હતું. (૧) જેમાં પ્રાંતોમાંથી કેન્દ્ર સરકારને આપવામાં આવતા ફાળામાં ત્રણ સ્વરૂપે વિભાજન કરવામાં આવ્યું હતું. (૧) કેટલાંક વર્ષના ગાળામાં જેમાં ફેરફાર થઈ શકે તેવી ચોકકસ રકમ (૨) પ્રાંતીય મહેસૂલ ઉપર ચોકકસ ટકાવારી અથવા (૩) વસતિના ફેરફારના પ્રમાણના સંદર્ભમાં અવારનવાર જેમાં ફેરફાર થઈ શકે તેવો ફાળો. આનો મુખ્ય હેતુ શાહી ખજાનાને પોતાના કાર્યોમાં ખર્ચ કરવાની શક્તિ મળી રહે તે જ મુખ્યત્વે હતો. જેને પ્રાંતીય નાણાતંત્રનો જરા જેટલો પણ ખ્યાલ હોય અને પ્રાંતીય નાણાતંત્રની ટીકાના મુદ્દા જે માણસ જાણતો હોય તે આ દરખાસ્તોની, તેને રજૂ કરનાર માણસો જેટલી જ ગંભીરતાથી નોંધ લેશે તેમ માનવું જરા પણ વ્યાજબી નથી. તેમ છતાં વિચિત્રતા તો એ હતી કે બંનેમાંથી એક પણ પંચે તેની યોગ્યતા તરફ જરાયે સંદેહ દર્શાવ્યો નહિ. રોયલ કમિશન ઑન ડીસેન્ટ્રલાઈજેશને, જો કે ધ્યાનપૂર્વક નહિ

૧. રોયલ કમિશન ઓન ડીસેન્ટ્રલાઈઝેશન (હવેથી આર.સી.ડી.ના ટૂંકાક્ષરી નામથી ઓળખાતો)નો અહેવાલ જુઓ.

જ તેમ છતાં અમુક અંશે એવો સૂર વ્યક્ત કર્યો કે સમાન ફાળો એ વાજબી ફાળો તો નહોતો જ. તેમ છતાં તેણે અથવા રોયલ કમિશન ઑન ઈન્ડિયન ઇક્સપેન્ડીચરે પ્રાંતો માટે વપરાતી ભાષા જેમાં કહેવામાં આવ્યું હતું કે પ્રાંતો તેમને અપાયેલી સેવાઓના બદલામાં તેમનો ફાળો આપે છે, પડકારી નહોતી. આથી એ એકદમ જરૂરી બની જાય છે કે જે દલીલ કરવામાં આવતી હતી કે આ આખી પદ્ધતિ પેદાશથી આવક અને ફાળાના વિભાજનના સિદ્ધાંત ઉપર આધારિત હતી, તેનો ઊંડાણથી અભ્યાસ કરી તેની ચકાસણી કરવી જોઈએ. જ્યાં સુધી એમ માનવામાં ન આવે કે દરેક પ્રાંત પાસે પોતાની કહેવાય તેવી આવક હતી અને તેમને આપવામાં આવેલી જવાબદારીઓ માટે સક્ષમ હતા, ત્યાં સુધી ફાળામાં રહેલી સમાનતાના મુદ્દાની ચર્ચા કરવાનો કોઈ અર્થ રહેતો નથી.

પ્રાંતોને જે મહેસૂલ અને સેવાઓ સુપ્રત કરવામાં આવી હતી તે તેમના હસ્તક હતી તેવું નક્કી કરવા માટે ધોરણ કયું અપનાવવું ? અલબત્ત આ ધોરણ એટલે વહીવટી માળખુ. એટલે કે પ્રાંતને હસ્તક જે કંઈ હતું તે પ્રાંતીય ગણાય તેમ માની શકાય. પણ આ ધોરણ એ અંતિમ ધોરણ ગણી શકાય નહિ. કારણ કે શાસન પદ્ધતિના મૂળ માટે અથવા એક આદર્શ માળખામાં તેનું સ્થાન કેવું હોવું જોઈએ તે વિષે કોઈપણ મંતવ્ય અસ્તિત્વ ધરાવતું હોય, તેમ છતાં અત્યારના સંજોગોમાં મોટાભાગના રાજબંધારણમાં, વહીવટી માળખું એ સામાજિક સેવા કેન્દ્રિત અથવા સેવાઓની કાર્યક્ષમ પદ્ધતિને કેન્દ્રમાં રાખતું નથી પણ સર્વ સામાન્ય કાયદો જ તેના કેન્દ્રમાં હોય છે. આમ બ્રિટિશ હિંદમાં પ્રાંતીય સરકારનું સ્થાન કેવું હતું તે પ્રશ્નનું નિરાકરણ માત્ર કાયદાના સંદર્ભમાં જ આવવું જોઈએ.

મહેસૂલ ઉપર પ્રાંતોને કાયદાકીય હક હતો ? જો કે જેઓ 'પ્રાંતીય મહેસૂલ''ની વાત કરતા હતા તેમના મતે આ શબ્દનો અર્થ કાયદાકીય સંદર્ભે થતો હતો કે નહિ તે બાબત કદાચ નક્કી ન કરી શકીએ તેમ છતાં સામાન્ય સમજ પ્રમાણે તેને કાયદાકીય પીઠબળ હતું તેમ કહેવું એ સત્યથી ખૂબ જ નજીક ગણાશે. પ્રાંતીય સરકારો કે જે આ બાબતમાં સાચું શું છે તે જાણતી હોવી જોઈતી હતી. તેઓ પણ એમ માનતી હતી કે મહેસૂલ બાબતે તેમને હિંદ સરકારે જે સુપ્રત કર્યું છે તે મહેસૂલનો માત્ર ભોગવટાનો હક નહોતો

પણ મહેસૂલ ઉપર નો ખરેખરો હક હતો. પણ હિંદ સરકાર આવા ભ્રામક ખ્યાલોને દબાવવા હંમેશાં તત્પર હતી. એ હકીકત તો દીવા જેવી સ્પષ્ટ છે કે પ્રાંતીય પતાવટોને દર પાંચ વર્ષે પુનર્રચિત કરવામાં આવતી હતી. ભોગવટાનો અધિકાર કાયમીક નહોતો અને હિંદ સરકારને જો યોગ્ય લાગે તો પાંચ વર્ષને અંતે, તે તેને ફરીથી પુનર્જીવિત કરી શકે. આ હકીકત, બંગાળની સરકારના પત્ર નં.૨૮૪ તા.૧૪ જાન્યુઆરી શહેરના પત્રના જવાબમાં લખેલા મુદ્દાઓ વધુ સ્પષ્ટ કરવામાં આવી છે. પત્રનો કેટલોક અંશ નીચે ઉતારવામાં આવ્યો છે :

જેમનું વધુ વિશ્લેષણ જરૂરી નથી તેવા મતભેદ ઘટાડવાના અન્ય જાણીતા હેતુઓના નિવારણ માટે શાહી સરકારે, સ્થાનિક સરકારોને વહીવટમાં કેટલીક ભાગીદારી કરવાની તક આપી. ઉપર છલ્લી ગણતરીથી એવું તારવવામાં આવ્યું હતું કે સમગ્ર આવકના કેટલાક ટકા અને તે આવકમાં થતા વધારાના પ્રમાણમાં આ ટકાવારીમાં પણ વધારો થાય તે પ્રમાણે પોતાની પાસે રાખવામાં આવે તો તેમના તાબાની સેવાઓની ખર્ચ માટે આ નાણું પૂરતું થઈ રહેશે. જ્યારે બાકીનું નાણું સ્થાનિક સરકારોને આપવામાં આવે તો તેમાં પણ જરૂરી ખર્ચને પહોંચી વળશે.. પણ આ પ્રમાણ તેમને હંમેશ માટે બંધનકર્તા રહી શકશે નહિ કારણ કે આ ગણતરી તો ઉપલકીયા ગણતરી જ રહેવાની. અને આવકનાં સાધનોની અણધારી નિષ્ફળતા અથવા ખર્ચમાં વધારાને પરિણામે આ ગણતરી ઊંધી પણ પડી શકે. આ નિષ્ફળતા સમગ્ર આવક ઉપર પણ અસર કરી શકે અને તે આવકમાંથી મળતા ભાગ ઉપર પણ તેની માઠી અસર પડી શકે અને તેની યોગ્યતા તથા સમતુલાની ચકાસણી ક્યાંક અનિવાર્ય બની જાય છે. આ રકમો જતાં કરવાની બાબત તે કંઈક અંશે બંગાળાની કાયમી પતાવટ જેવું જ સ્વરૂપ ધરાવતી હશે.''

જો કે પ્રાંતો દ્વારા આ બાબતમાં ઘેરી ચિંતાની લાગણી પ્રસરતી હતી તેમ છતાં આ સર્વની પુનર્રચનાની પ્રક્રિયા શાહી સરકારના હિતમાં હાથ ધરવામાં આવી હતી. કારણ કે ધારણાઓ તો બધી ઊંધી પડતી હતી અને કાયમી પતાવટમાં અવરોધો આવતા રહેતા હતા કારણ કે હિંદ સરકાર તેના મહેસૂલ ઉપરના હકોની બાબતમાં કોઈ છૂટછાટ મૂકવા માગતી નહોતી. પંચવર્ષીય પતાવટ અંતર્ગત ભોગવટાનો અધિકાર માત્ર પાંચ વર્ષ માટે જ આપવો અને

આ દરમિયાન તેમાં કોઈ મુશ્કેલી ઊભી ન થવા દેવી તેમ નક્કી કરવામાં આવ્યું હતું. પણ સેક્રેટરી ઓફ સ્ટેટની દ્રષ્ટિએ પાંચ વર્ષ દરમિયાન આ છૂટ પણ ભલે ગમે તેટલી કામચલાઉ હોય તેમ છતાં તદ્દન બિનરાજકીય હતી.[1] અને આ હકીકત, હિંદ સરકારે, વાસ્તવમાં ખૂબ જ સરળ અને નામની જ ગણાય તેવી લેવી તથા બીજા હકોને તેનો પ્રાંતીય સરકારો ઉપર નાખેલા હતા. તેને ફરીથી નાથવા માટે અને મહેસૂલના ભોગવટાનો અધિકાર પાછો ખેંચી લેવા માટે કોઈ પગલાં લીધાં નથી. તે ઉપરથી વધુ સ્પષ્ટ બને છે.

કાયમી પતાવટનો અર્થ પણ એવો તો ન જ થઈ શકે કે વિવિધ પ્રાંતોને સુપ્રત કરેલ મહેસૂલ કાયદાકીય દષ્ટિએ કોઈપણ અર્થમાં તેમના હસ્તકનું જ બની જાય. કારણ કે કાયદાની દષ્ટિએ જેમ પ્રાંતીયકરણ કરવામાં આવ્યું છે તેમ મહેસૂલ પણ વાસ્તવમાં તો બંધારણીય દષ્ટિએ હિંદ સરકારને હસ્તક જ ગણાય. હિંદ સરકારે, પ્રાંતોના હિતમાં મહેસૂલની સોંપણી પ્રાંતીય સરકારોને કરી છે કે નહિ તે બાબત શંકાસ્પદ છે. પાર્લામેન્ટરી કાયદા અનુસાર હિંદનું જે મહેસૂલ હિંદ સરકારને સોંપવામાં આવ્યું છે તે હિંદ સરકારના કાયદાના અધિકારોને નીચેના મુદ્દા દ્વારા પ્રતિબંધિત બનાવે છે અને તે મુખ્ય નીચેની કેટલીક બાબતો તેના કાર્યતંત્રમાં આવતી નથી તેવું સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે.

"હિંદ સરકાર (૧૮૩૩ના) આ કાયદાના કોઈપણ ભાગથી જુદો પડે તેને ખોટો પાડે અથવા તેને રદ કરે તેવો કાયદો બનાવી શકાશે નહિ. ત્યારે અને પાર્લામેન્ટની શરતોને તે પડકારી શકશે નહિ." આમાં મહત્વનું એ છે કે આવું કરવા પાર્લામેન્ટના ધારાની જરૂર પડી. પણ હિંદ સરકારે મહેસૂલના ટકાની બાબતમાં કોઈપણ રીતે કાયદાકીય વિભાજન કર્યું નહોતું. આ રીતે અને પોતાના કાયદા પ્રમાણે તેમ કર્યું હોત તો પાછું તેને રદ કરવા પણ તે શક્તિમાન હતી. પ્રાંતીય મહેસૂલના વિભાજનને પરિણામે વિભાજિત માલિકી અસ્તિત્વમાં આવી તેવું પણ કહેવાય નહિ. જો પ્રાંતીય સરકારોને તેમના હસ્તકે આપેલાં મહેસૂલનાં જુદાં જુદાં ખાતાઓમાંથી થતી ઉપજ મેળવવા માટેની છૂટ આપવામાં આવી હોત તો કદાચ પ્રાંતીય મહેસૂલનો તેની પોતાની અસ્કયામત તરીકે કંઈક અર્થ રહેત પણ કાયદામાં જ એવી જોગવાઈ કરવામાં આવી હતી કે પ્રાંતીય સરકારો તેમનાં નાણા શાહી તિજોરી સિવાય બીજે

૧. હિંદ સરકારની રવાનગી નં.૫૧ તા.૧૬ ફેબ્રુ. ૧૮૮૨ અને નં.૨૦૮ તા.૬ જુલાઈ ૧૮૯૨.

ક્યાંય જમા કરાવી શકે નહિ. પરિણામે મહેસૂલનો કબજો સંપૂર્ણપણે હિંદ સરકારના હાથમાં જ રહ્યો. અને પ્રાંતીય મહેસૂલમાંથી જે આવક થતી હતી તેમાંથી વિવિધ પ્રકારના ખર્ચ હિંદ સરકારના અધિકારીઓ દ્વારા જ થવા માંડ્યા તેમ છતાં મૂળ પ્રાંતીય તો કોઇક સ્વરૂપમાં ખપતું હતું જ. પણ આ ભૂલભરેલુ મંતવ્ય માનનીય શ્રી સયાનીએ રજૂ કર્યું છે તે કરતાં વધુ સારી અને સચોટ રીતે કદાચ બીજું કોઈ રજૂ કરી શકે નહિ. એટલું જ નહિ પણ હિંદ સરકારના કાઉન્સિલ હોલમાં બજેટ ઉપર થયેલી ચર્ચામાં એનો જેટલો સર જેમ્સ વેસ્ટ લેન્ડ દ્વારા વિરોધ થયો છે તેવો કદાચ કોઈ બીજું વિરોધ કરી શકે તેમ ન હોતું.તેમાંથી કેટલાક અંશો નીચે ઉતારવામાં આવ્યા છે :

માનનીય શ્રી સયાની કહે છે :

(પ્રાંતીય નાણાતંત્રની) આખી વ્યવસ્થાના પાયાના સિદ્ધાંત તરીકે લાગે તો એ છે કે નાણાની ઉપજ મૂળે તો વિવિધ પ્રાંતો દ્વારા જ કરવામાં આવે છે અને કદાચ તેમના પોતાના ખર્ચને પહોંચી વળવા તે નાણાનું ઉત્પાદન થતું હશે. તેમાં પણ કોઇ શંકા હોઈ શકે નહિ પણ આ નાણા ઉપરનો સંપૂર્ણ કબજો તો કેન્દ્ર સરકારનો જ રહેશે અને તેનો ખર્ચ કેવી રીતે કરવો તેનો મુખત્યાર પણ કેન્દ્રમાં જ રહેશે. આ સમગ્ર રકમમાંથી તેને યોગ્ય લાગે તેટલો ત્યાગ તે પ્રાંતીય સરકારોને દાન તરીકે આપે તે વાત જુદી છે.''

આ આખી દલીલમાંના ટીકાના સૂરને પકડતાં નાણામંત્રી સર જેમ્સ વેસ્ટલેન્ડે તરત જ ઊભા થઈ પડકાર કર્યો કે :

''જો માનનીય શ્રી સયાનીની દલીલનો અર્થ હું બરાબર સમજયો છું તો તેમનો કહેવાનો અર્થ એવો છે કે હિંદ સરકારની વ્યવસ્થા પ્રમાણે પ્રાંતોએ ઊભું કરેલું નાણાનું ભંડોળ ખરેખર પ્રાંતોનું નથી અને આ મહેસૂલમાંથી પ્રાંતો પોતાની મુનસફી પ્રમાણે ખર્ચ કરી શકે નહિ. પણ આ નાણા એક સામાન્ય ભંડોળ ગણાય, જ્યારે સ્થાનિક સરકારો એ તો આ નાણા એકઠા કરવા માટે હિંદ સરકારના એજન્ટ તરીકે જ કાર્ય કરવાનું છે. મને લાગે છે કે આખી પદ્ધતિની ટીકા કરવા માટે તેમણે આ પદ્ધતિની રજૂઆત આવા શબ્દોમાં કરી છે. હવે, હું મારા પોતાના જ, ખૂબ જ હકારાત્મક તેવા વલણ સાથે આખી પદ્ધતિની રજૂઆત કરવા માગું છું. મહેસૂલ સાચુ પૂછો તો હિંદ સરકારનું જ ભંડોળ ગણાય છે અને આ તેનો બંધારણીય અધિકાર છે. હિંદ સરકાર એ

પાર્લામેન્ટના ધારા પ્રમાણે અસ્તિત્વમાં આવેલી સંસ્થા છે અને જો તે ધારાને દષ્ટિ સમક્ષ રાખવામાં આવે તો સ્પષ્ટ સમજાશે કે હિંદનાં નાણા તે હિંદ સરકારનાં જ નાણા ગણાય. અને માત્ર હિંદ સરકારનાં જ નાણા ગણાય આ ભંડોળની બાબતમાં પ્રાંતીય સરકાર જો કોઈ નિર્ણય લે તે નિર્ણયને તેના સંદર્ભે ઉત્પન્ન થતા હિંદ સરકારના હુકમ પ્રમાણે બહાલી મળવી જોઈએ. સ્થાનિક સરકારે તેની બધી જ સત્તાઓ હિંદ સરકાર અને તે સિવાય તેમની પાસે કોઈપણ જાતના નાણાકીય અધિકાર નથી.[૧]''

વળી જો હિંદ સરકાર તથા પ્રાંતીય સરકારો વચ્ચેનો નાણાકીય સંબંધ ઉપજના માર્ગો તથા તેના ખર્ચની બાબતની વહેંચણી ઉપર આધારિત હોત તો એમ સાબિત થાત કે પ્રાંતીય સરકારો જે સેવાઓ આપે છે તે તો તેમની કેન્દ્ર સરકાર તરફની ફરજપાત્ર છે. જો કે એ સત્ય છે કે સમવાયતંત્ર ધરાવતા બીજા આઠ દેશોની જેમ હિંદમાં પણ પ્રાંતીય તથા કેન્દ્ર સરકારો વચ્ચે ફરજોની બાબતમાં કેટલુંક વિભાજન થયેલું હતું પણ સાથે એ પણ યાદ રાખવું ઘટે કે આ વિભાજનને કાયદાનું કોઈ પીઠબળ નહોતું. અને કોઈપણ પ્રાંત ઉપર કાયદાની દષ્ટિએ અમુક ફરજ બજાવવી તેવું બંધન પણ મૂકવામાં નહોતું આવ્યું. પ્રાંતીય દષ્ટિએ જે ફરજિયાત હતું. તેવાં કાર્યો માટે કોઇ બંધન નહોતું. જવાબદારીનો બધો જ ભાર કેન્દ્ર સરકારના ખભા ઉપર હતો અને બીજા કોઈપણ પ્રાંત ઉપર આ ભાર નાંખીને કેન્દ્ર સરકાર આ જવાબદારીમાંથી કદાપી છૂટી શકે નહિ. જો કે પ્રાંતોએ કેટલીક નાણાકીય જવાબદારી ઉપાડી હતી તેણે તેમની પોતાની મુનસફીની બાબત હતી. આ બાબતમાં કોઈપણ દબાણ થઈ શકે નહિ તે તો ૧૮૭૭માં જ્યારે મદ્રાસે આ જાતની જવાબદારી ઉપાડવાની ના કહી ત્યારે સાબિત થઈ ગયું હતું. આમ કાયદાની દષ્ટિએ જ હિંદ સરકાર, હિંદમાંની શાંતિ, વ્યવસ્થા અને સ્વચ્છ સરકાર માટે જવાબદાર હતી. તેની કાયદાકીય જવાબદારીઓને પરિણામે અને તેને મળેલા કાયદાના આધારે જ, હિંદ સરકાર આ બધી જ ફરજો બજાવવા બંધાયેલી હતી.

આમ સાધનો અને ઉપજના વિભાજનની દષ્ટિએ હિંદ સરકારમાં કેન્દ્ર અને પ્રાંતીય સરકારો વચ્ચે ચોકકસ પ્રકારનું વિભાજન અસ્તિત્વ ધરાવતું હતું તેમ માનવું તે ખરેખર ભૂલભરેલું છે. દુનિયાના લગભગ બધા જ દેશોમાં આજકાલ

---

૧. ૧૮૯૭-૯૮ના નાણાકિય સ્ટેટમેન્ટનું પાન ૧૧૦ વગેરે.

ચોક્કસ ક્ષેત્રોમાં કાર્યરત અને ચોક્કસ જાહેર કામો કરતા, આંતર-સંકલિત તંત્રો દ્વારા સરકારો ચાલે છે. અને કોઈપણ બે દેશોની સરખામણી કરવામાં આવે તો આવક તથા જાવક માટેના નિયમો લગભગ સરખા જ જોવા મળશે. પણ આ ઉપરથી એમ માનવામાં આવે કે તેમનાં આંતર- સંબંધોનાં સ્વરૂપ પણ એકસરખાં હતાં તે મોટી ભૂલ ગણાશે. આમ આપણે એ મુદ્દો યાદ રાખવો પડશે કે આ આંતરસંબંધોમાં કયા સંબંધને કાયદાનું પીઠબળ મળેલું છે. એક વસ્તુ સ્વીકારી લેવી પડશે કે આ તંત્રોમાં એક તો સર્વોપરી કાયદો છે અને તે બીજાઓની સરખામણીએ ઈતિહાસના સંદર્ભમાં કોઈપણ પ્રકારના પડકારોને ઝીલવા ઊભો કરી શકે તેવો છે. સમવાયતંત્રમાં પ્રાંતીય સરકારો કાયદાનું બંધારણ તૈયાર કરે છે. તેમનું સ્થાન ખૂબ જ મહત્વનું હોય છે. તેઓ સાર્વભૌમ સત્તાના ઘડવૈયા તથા રક્ષણકર્તા હોય છે. તેમનું અસ્તિત્વ સ્વતંત્ર હોય છે. તેમનાં પોતાનાં સાધનો હોય છે અને તેમાં પોતાના કાર્યો સ્વતંત્ર રીતે પાર પડે છે. જ્યારે બીજો પક્ષ સમવાય સરકાર છે આ રાજ્ય સરકારનું જ પરિણામ છે. આ કેન્દ્ર સરકારને કોઈપણ કાર્યની જવાબદારી અથવા અધિકાર હોતો નથી. જો કે રાજ્ય સરકાર પોતે ન કરી શકે તેવાં કાર્યો કેન્દ્ર સરકારને સોંપે તે વાત જુદી છે. આમ રાજ્ય તથા કેન્દ્ર સરકાર વચ્ચે નાણાની આવક અને ખર્ચની બાબતમાં વિભાજન થયેલું છે તેમ કહેવું કંઈ ખોટું નથી[1] પણ ત્યાં રાજ્યો પાસે તેમનાં સ્વતંત્ર સાધનો છે જેમાં કોઈપણ પ્રકારનો હસ્તક્ષેપ હોતો નથી અને તે સાધનો તેમનાં પોતાનાં છે અને પોતાના હસ્તકની સેવાઓમાં, આ સાધનોમાંથી ખર્ચ કરી, બાકી રહેલી રકમ તેઓ કેન્દ્રને સુપ્રત કરે છે તેમ કહેવું એ કંઈ ખોટું નથી. પણ પ્રાંતીય સરકારોના માળખામાં આ હકીકત બંધબેસતી નહોતી. મહત્ત્વનું સ્થાન તો લેવું દૂર રહ્યું પણ હિંદમાં કાર્યરત વહીવટની વ્યવસ્થામાં પ્રાંતોનું સ્થાન તો ખૂબ જ વામણું હતું. ૧૮૩૩ સુધી રાજ્યોને પોતાના સ્વતંત્ર અધિકારો હતા, અને તે જ સિદ્ધાંતો ઉપર હિંદ સરકાર આગળ ચાલી હોત તો પ્રાંતોની સ્થિતિ, હિંદમાં પણ બીજા સમવાય તંત્રોમાં જેમ પ્રાંતોની સ્થિતિ સારી અને અનુકૂળ છે તેમ કહી શકી હોત. પણ ૧૮૩૩ના શાહી વ્યવસ્થાના ઘડતર સાથે રાજ્યોની સ્થિતિમાં સુધારણાની આશાનું છેલ્લું

૧. જો કે સમવાયતંત્ર હોવું અનિવાર્ય નથી. ઉપજમાંથી આપવામાં આવતા કામો અને સાધનોના વિભાજનને જો કાયદાકીય રીતે પીઠબળ આપવામાં આવે તો આ વિકેન્દ્રીકરણ ઘણું કાર્યક્ષમ સાબિત થઈ શકે.

કિરણ પણ અસ્ત થઈ ગયું. આ ધારા મુજબ પ્રાંતીય સરકારોના સ્વાતંત્રને, અને તેમના અસ્તિત્વને એટલી હદે કચડી નાંખવામાં આવ્યું હતું કે કેન્દ્ર સરકારના સંદર્ભમાં રાજ્યોને જરા સરખી પણ સ્વતંત્રતા મળે તેવું કોઈ નામોનિશાન રાખવામાં આવ્યું નહોતું. આ ધારા પ્રમાણે સમગ્ર દેશનો વહીવટ સંભાળવા માટે હિંદ સરકારને એક માત્ર સત્તા તરીકે બહાલી આપવામાં આવી હતી. કોઈ પણ સરકાર આવડા મોટા દેશનો વહીવટ એકલે હાથે સંભાળી શકે નહિ. તે કારણે કાળક્રમે રાજ્ય સરકારોને કેટલાક અધિકારો અને સત્તાઓ આપવામાં આવ્યા. પણ આ હકીકતથી એવું પ્રતિપાદિત ન થવું જોઈએ કે રાજ્ય સરકારો ''હિંદ સરકારના એજન્ટો'' જેવી હતી. સામાન્ય ભાષાની દૃષ્ટિએ ''પ્રાંતીય'' શબ્દ દબદબાભર્યો અને પ્રતિષ્ઠાવાળો દેખાય છે. પ્રાંતીય મહેસૂલની જમ જ પ્રાંતીય સનદી સેવાઓ, પ્રાંતીય કોર્ટો વગેરેની વાત કરવામાં આવતી હતી અને તેમાંથી સૂર એવો પ્રગટ થતો હતો કે જાણે આ બધી જ બાબતો પ્રાંતોના હસ્તક હતી. પણ ભાષાનો આ પ્રયોગ એક કટાક્ષ હતો. કારણ કે જ્યારે કોઈપણ વ્યક્તિ આ પ્રાંતોના બંધારણ તથા તેની કાયદાની જોગવાઈઓનો તલસ્પર્શી અભ્યાસ કરે તો તેને જણા છે કે પ્રથમ દૃષ્ટિએ કાઉન્સિલ, ગવર્નર, અને સમગ્ર વહીવટીતંત્ર ધરાવતા દેખાતા પ્રાંતો, હકીકતમાં તો બંદૂક નહિ બંદૂકનું ચિત્ર માત્ર છે. તેમને સરકાર કહેવી તે પણ ક્યારેક તો અર્થહીન લાગતું હતું. આમ સામાન્ય રીતે સરકાર પાસે જે સત્તાઓ તથા બંધારણ હોય છે તેમાંનું પ્રાંતીય સરકારો પાસે કંઇ જ નહોતું તેમ સ્પષ્ટપણે કહી શકાય. સમવાયતંત્રના બંધારણની સરખામણીએ હિંદના બંધારણનું માળખું લગભગ તદ્દન ઉલટું હતું. તે તો એવી એક કેન્દ્રીય વ્યવસ્થા હતી જેમાં સાચા અર્થમાં કંઈપણ પ્રાંતીય નહોતું. જે કંઈ પ્રાંતીય લાગતું હતું એ તો શાહીતંત્રનું પ્રાદેશિક પાસુ હતું. આમ ઉપજમાંથી આવતા સાધનોના ફાળા અને કાર્યોની બાબતમાં કેન્દ્ર અને પ્રાંતીય સરકારો વચ્ચે ચોકકસ પ્રકારનું વિભાજન હતું તેમ કહેવું તદ્દન અર્થહીન છે. કારણ કે પ્રાંતો પાસે કાયદાકીય રીતે આવકનાં સ્વતંત્ર સાધનો હતા જ નહિ. આમ તેમના પોતાના જુદા જુદા વિભાગો (જો કે આમ કહેવું એ તો કઈ વાસ્તવિક રીતે તો અર્થ થતો જ નથી) ઉપર ખર્ચ કર્યા પછી બાકીનું તેઓ કેન્દ્ર સરકારને સુપ્રત કરતા હતા તેમ કોઈપણ રીતે કહી શકાય નહિ.

ગયા પ્રકરણમાં જે પ્રતિબંધોની વાત કરી તે પ્રતિબંધો તરફથી જે પરિણામની આશા રાખવામાં આવી હતી તેઓ મૂર્તિમંત થયા હોત અને પ્રાંતીય નાણાતંત્રનું સ્વરૂપ વધુ સ્પષ્ટ બન્યું હોત તો અહીં જેની ટીકા કરવામાં આવી છે તેવી પરિસ્થિતિ ભાગ્યે જ પેદા થાત. આ મર્યાદાઓ અને પ્રતિબંધની નોંધ લીધા વગર પણ દલીલો કરતી કેટલીક વ્યક્તિઓ છે. તેઓની દૃષ્ટિએ આ પ્રતિબંધો લાદવામાં ન આવ્યા હોત તો પ્રાંતીય સરકારનું સ્વરૂપ અત્યારે છે તે કરતાં તદ્દન જુદું હોત અને આ હકીકત દર્શાવે છે કે તેમણે કરેલા પ્રાંતીય વહીવટના અભ્યાસમાં તેમણે આ પ્રતિબંધોની બિલકુલ નોંધ લીધી નથી. નહિ તો તેમના મંતવ્યમાં ક્યાંક તો એનો સૂર નીકળત કે જો પ્રાંતો પાસે આવક-જાવકનાં પોતાનાં સ્વતંત્ર સાધનો હોત તો તેઓ તેમને યોગ્ય લાગે તે પ્રમાણે મહેસૂલમાં ફેરફાર કરી શકાય. તેઓ યોગ્ય લાગે તે સેવામાં ખર્ચ કરી શકત, તેમને યોગ્ય લાગે તેવું બંધારણ અંદાજપત્રનું માળખું રચી શકત અને જરૂર પડે પૂરક ગ્રાન્ટની પણ યોગ્ય પ્રમાણમાં જોગવાઈ કરી શકત પણ તેમને આવી સત્તા ક્યારેય નહોતી. ૧૮૭૦ પછી પણ પ્રાંતીય સરકારોનું માળખું ૧૮૭૦ પહેલાં હતું તેવું જ રહ્યું છે તે માટે પ્રાંતો ઉપર લાદવામાં આવેલા પ્રતિબંધોથી વધુ કોઈ મોટી સાબિતીની જરૂર નથી. સમગ્ર તંત્ર ઉપર કેન્દ્રનો જ સર્વ સત્તા ધરાવતો હક હતો તે બાબત દીવા જેવી સ્પષ્ટ છે.

કેન્દ્ર અને રાજ્ય સરકાર વચ્ચે ઉપજ તથા ખર્ચની બાબતના વિભાજનના મુદ્દા પર આધારિત આંતરસંબંધોનો સિદ્ધાંત યોગ્ય નહોતો તો કયા મુદ્દાને આધારે એમ કહી શકાય કે આ બંનેના સંબંધ કાયદાકીય રીતે યોગ્ય હતો ? આ બધાને જોતાં પણ એટલું જ કહી શકાય કે આવકની સાધન સામગ્રીનો સરવાળો તથા તેના ખર્ચનો સરવાળો આ બંને બાબતોને જ લક્ષમાં રાખી બંને સરકારો વચ્ચે આંતર સંબંધો ગોઠવવા જોઈએ. આમ થાય તો જ આંતરસંબંધોનું માળખું જળવાઈ રહે.

જો કે હિંદ સરકારે જ્યારે સુપ્રત કર્યું ત્યારે મહેસૂલ અને ખર્ચ જ સુપ્રત કર્યું હતું તે માટે મહેસૂલનો અમુક ભાગ જ સુપ્રત કરવામાં આવ્યો હતો ત્યારે એકત્રીત કરાયેલા સરવાળાની વાત કરવી તે ભૂલભરેલું ગણાશે. જો કે આનો જવાબ કઈ મુશ્કેલ નથી. આ પહેલાં એ સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે પ્રાંતીય મહેસૂલમાં સાધનોનું વિભાજન કાયદાકીય રીતે કરવામાં આવ્યું નથી

અને તે વિભાજન હકીકતમાં પણ અસ્તિત્વ ધરાવતું નહોતું. કારણ કે આ પહેલાં જેમ સ્પષ્ટ કહ્યું છે કે આવકનાં બધાં જ સાધનો દ્વારા થતી ઉપજ શાહી તિજોરીમાં જ જમા થતી હતી અને તે પછી જ સરકારી લેવડદેવડ બધા જ વ્યવહારોમાં તેની ચૂકવણી પણ થતી હતી. આમ સ્વાભાવિક રીતે જ, જ્યારે બધી જ આવક એક સ્થળે એકત્રીત થાય છે. ત્યારે, કોઈ પણ જાતની કલ્પનાની યાદ લીધા વિના કહી શકાય કે પ્રાંતોને જે મળતું હતું તે માત્ર મહેસૂલમાંથી જ હતું તેમ નહોતું[1] બધા જ સાધનોમાંથી થયેલી આવકને ભેળવી દેવામાં આવે તે પછી જો પ્રાંતોને આપવામાં આવે તો, પ્રાંતોને ભંડોળમાંથી જ આપવામાં આવે છે તેમ કહેવું વધુ યોગ્ય છે. જોગવાઈ દ્વારા બજેટ, સુપ્રત કરેલ અથવા વિભાજિત મહેસૂલ દ્વારા બજેટ વગેરે કાલ્પનિક શબ્દો છે. આમ પ્રાંતીય નાણાતંત્રમાં જે કંઈ પ્રાંતોને આપવામાં આવતું હતું તે એક ભંડોળ જ હતું. સુપ્રત કરાયેલ પરિસ્થિતિમાં જે ભંડોળ આપવામાં આવ્યું હતું તે નિશ્ચિત આંકડો હતો. અને સુપ્રત કરાયેલી જોગવાઈઓમાં જે કંઈ ફેરફાર કરવામાં આવ્યો હતો તે તેમાંથી થયેલ ઉપજના પ્રમાણમાં નહોતો પણ વિભાજિત મહેસૂલના આધારે ઉત્પન્ન થયેલો ફેરફાર હતો. આ બધામાં મૂળ તો એક જ વસ્તુ હતી, તે ભંડોળમાંથી અપાતો ભાગ માત્ર હતો અને તે ઉપરાંત બીજું કંઈ નહોતું. પ્રાંતીય સરકારોને આપવામાં આવેલી ફરજો પૂરી કરવા હિંદ સરકાર તેને નાણાકીય મદદના સ્વરૂપમાં ખર્ચ કરવા માટે નાણા આપતી હતી તેમ કહેવું પણ ભૂલભરેલું છે. હકીકતમાં તો જાહેર નાણાને એકઠાં કરવાની તથા તે નાણાનું ખર્ચ કરવાની જોગવાઈની સમગ્ર પ્રક્રિયા હિંદ સરકારને હસ્તક જ હતી. પ્રાંતીય નાણાતંત્ર કહેવાનો જો કોઈપણ અર્થ થતો હોય તો તે એટલો જ કે હિંદ સરકારે તેની સાથે તથા નાણાના વહીવટમાં પ્રાંતીય સરકારોનાં ખાતાં રાખેલાં છે. આ ખાતામાં જુદી નોંધ થાય છે તથા

૧. સ્થાનિક સરકારોને સુપ્રત કરાયેલા મહેસૂલના બારામાં ઈંગ્લૅન્ડમાં સ્થાનિક ટેક્સેશન ઉપરના રોયલ પંચ સામે રજૂ કરાયેલા પાર્લામેન્ટના સભ્ય કેપ્ટન પ્રેટીમૅને આ રીતે રજૂ નોંધમાં તેમણે કહ્યું, ''હું નિશ્ચિતપણે માનું છું કે, તમે ચોકકસ સાધનોમાંથી જ શાહી કરના ભાગ તરીકે ચોકકસ ભંડોળ આપો છો તેમ કહી શકો નહિ. એક બાલદી પાણી તળાવમાં નાખી પાછી બાલદી ભરતાં, માણસ કહે છે કે આ પાણી મેં નાખેલું પાણી જ છે, તે બાબતની જેમ આ પણ હાસ્યાસ્પદ છે. વેરા શાહી તિજોરીમાં ભરવામાં આવ્યા છે અને ફાળો શાહી તિજોરીમાંથી આપવામાં આવ્યો છે અને તમે આપેલો ફાળો તેના સાધનોમાંથી થયેલી ઉપજ થઈ. તેમ કહેવું મારી દષ્ટિએ ભૂલભરેલું છે.'' સાબિતીના અહેવાલના ગ્રંથ ૧. ૧૮૯૮ના સી ૮૭૬૩ પ્ર.૯૮૭૩

સુપ્રત મહેસૂલમાં થતા ફેરફારોના પ્રમાણમાં તેના ખર્ચની ફાળવણીમાં પણ ફેરફાર કરવામાં આવે છે અને પ્રાંતીય સરકારો આ રીતે તેમાં નાણા ઉપાડવા સક્ષમ હતી તેટલું જ તારણ આમાંથી નીકળે છે.

આમ મહેસૂલનો બધો જ જથ્થો હિંદ સરકારને હસ્તક જ સંપૂર્ણપણે હતો. આનો અર્થ એટલો જ થયો કે પ્રાંતીય સરકારો હિંદ સરકારને નાણા આપતી હતી તેમ કરવા કરતાં, હિંદ સરકાર તેના ભંડોળમાંથી પ્રાંતીય સરકારોને ખર્ચ કરવા નાણા આપતી હતી તેમ કહેવું જોઈએ. પરિસ્થિતિ આનાથી જુદી હોઈ શકે નહિ. કારણ કે ૧૮૩૩ના કાયદાને યાદ કરીએ તો દેશમાં કાયદો, વ્યવસ્થા અને સ્વચ્છ સરકાર જળવાઇ રહે તેની જવાબદારી સંપૂર્ણપણે હિંદ સરકારની હતી. મોટાભાગની સેવાઓને કેન્દ્ર સરકારને હસ્તક જ હતી તેમ છતાં માત્ર રશિયાને જ યાદ કરીએ અને યુરોપની જેટલી વસતિ અને વિસ્તાર હતો તેની વ્યવસ્થા જાળવવી ક્યારેક અશક્ય બની જતું પરિણામે કેટલીક સેવાઓ પ્રાંતીય સરકારોને હસ્તક સુપ્રત કરવામાં આવી હતી. જોકે તેમાંયે કેન્દ્ર સરકારની દેખરેખ તો હતી જ. પણ આ વિભાજન વધુ અનુકૂળતા માટે કરવામાં આવ્યું હતું. પણ આ બધી જ પ્રક્રિયાનું જો કોઈ નબળું પાસુ હોય તો તે એ હતું કે વહીવટી અને નાણાકીય જવાબદારીઓ એક જ સંસ્થા પાસે હોય તો જ આ કાર્ય સફળતાથી પાર પડી શકે પણ હકીકતમાં આવું હતું નહિ. બીજે પક્ષે વર્ષને અંતે બધી પ્રાંતીય સરકારો તેમણે કરેલા આવા આવતા વર્ષે કરવાના ખર્ચના અંદાજી આંકડા કેન્દ્ર સરકારને સુપ્રત કરતી હતી. જો કે તેમાં ફેરફાર કરવો, વધારો ઘટાડો કરવો અથવા તેને નામંજુર કરવું આ બધા જ પ્રકારના હક્કો કેન્દ્ર સરકારને અબાધિત રીતે મળેલા જ હતા. નાણાકીય જવાબદારી વિનાના પ્રાંતોએ બેફામ માગણીઓ કરવા માંડી કારણ કે હિંદ સરકારને તેની વાસ્તવિક પરિસ્થિતિનો પરિચય નહોતો જેથી આમાંથી કઈ માગણી યોગ્ય છે કઈ અયોગ્ય તે સમજવું મુશ્કેલ થઈ જતું હતું. પોતે ખૂબ છૂટછાટ ન આપી દે અથવા ખૂબ જ કંજૂસ પૂરવાર ન થાય તે ડરથી કેન્દ્ર સરકાર મોટેભાગે પ્રાંતીય સરકારોના ઉડાઉપણાને તાબે થતી હતી પરિણામે ૧૮૫૯માં છેવટે નાણાકીય કટોકટી ઊભી થઈ. આ પરિસ્થિતિના માર્ગ તરીકે પ્રાંતીય નાણાતંત્રની જોગવાઈ કરવામાં આવી જેને પરિણામે કેન્દ્ર સરકારે પ્રાંતો વચ્ચે આંકડાનું વિભાજન કરી. દરેક પ્રાંતને એક રકમ આપવાનું નક્કી કર્યું અને પ્રાંતોએ

તેના બદલામાં કેન્દ્રના પ્રતિનિધિ તરીકે કેટલીક સેવાઓનો વહીવટ સંભાળવો તેમ ઠરાવવામાં આવ્યું.

કેન્દ્ર અને પ્રાંતો વચ્ચેના આ નાણાકીય આંતરસંબંધો ધ્યાનમાં રાખવામાં આવે તો તે માટે તેઓને કોઈ અવકાશ હોઈ શકે નહિ. દરેકે પોતાના કામો, પોતાની શક્તિના પ્રમાણે કરવાના હતા પણ દરેકને મળતી નાણાકીય સહાય, તેણે માગેલા ખર્ચની બાબતમાં યોગ્યતાને લક્ષમાં લઈને નક્કી કરવામાં આવી હતી. સમાનતાનું ધોરણ ખર્ચમાં અપનાવવામાં આવ્યું હતું. અસમાનતાને લીધે આ વ્યવસ્થા અન્યાયી હતી અને દર્શાવવું હોય તો વહેંચણી પણ અન્યાયી હતી તે જણાવવું જોઈએ. અહીં એ પણ બતાવી શકાય કે વિવિધ પ્રદેશોને પોતાના વિસ્તાર અને વસતિના પ્રમાણમાં જુદો જુદો આંકડો મળતો હતો. પણ એ યાદ રાખવું જોઈએ કે આ વહેંચણી એ વિવિધ પ્રાંતો વચ્ચેની હતી તેમ નહિ પણ વિવિધ વિભાગો વચ્ચેની હતી. અને આ વિભાગો પ્રાંતીય સરકારના હોય અથવા કેન્દ્ર સરકારના પણ હોઈ શકે. આને લીધે સમાનતાના ધોરણોને વધુ સારી રીતે અમલમાં મુકી શકાય. કારણ કે વિભાગોની જરૂરતો અને તેના સ્વરૂપ કરતાં વસતિ અને વિસ્તારની દૃષ્ટિએ જરૂરિયાતો જુદા જુદા પ્રકારની હોય તે શક્ય છે. ક્યારેક એવું પણ બને કે વિસ્તારની દૃષ્ટિએ નક્કી કરેલી જરૂરિયાત સદરની દૃષ્ટિએ સંતોષકારક ન પણ હોય. હિંદ સરકારનું મહેસૂલનું વિભાજન દરેક પ્રાંતની જરૂરિયાતોને લક્ષમાં લઈને નક્કી કરવામાં નહોતું આવતું પણ દરેક વિભાગની જરૂરિયાતોને લક્ષમાં લઈને આ વિભાજન કરવામાં આવતું હતું. આમ બીજા કોઈ સિદ્ધાંતને આધારે આ પદ્ધતિની ટીકા અર્થહીન છે.

આ રીતે વાત કરીએ તો પ્રાંતીય નાણાતંત્રને સાચા અર્થમાં વિભાગીય નાણાતંત્ર તરીકે ઓળખવું જોઈએ, જે નાણાકીય વિકેન્દ્રીકરણ અથવા સમવાય નાણાતંત્રથી તદ્દન જુદુ છે. આખી પ્રક્રિયા ઉપરથી ઉપસ્થિત થતા ચિત્રને જોતાં આ માન્યતા અયોગ્ય છે તેમ કહી શકાય નહિ. વિભાગીય નાણાતંત્રની દૃષ્ટિએ જોતાં, રાજ્યના દરેક સદર માટે નાણાના ચોક્કસ ભંડોળની જોગવાઈ કરેલી હોય છે, અને છેલ્લે તેણે તિજોરીમાંથી તેટલી ગ્રાન્ટ માંગવાની હોય છે. આ જ રીતે જે કેટલાક વિભાગો રાજ્યો દ્વારા સંભાળવામાં આવતા હતા તેમને પણ કેટલીક નાણાકીય જોગવાઈઓ આપવામાં આવી હતી અને તેમના ખર્ચને

પહોંચી વળવા ગ્રાન્ટની મર્યાદામાં રહી તેમણે તિજોરીમાંથી નાણા મેળવવાનાં હતાં. આમ પ્રાંતીય નાણાતંત્ર તરીકે ઓળખાતા માળખામાં કંઈ પણ પ્રાંતીય જેવું હતું નહિ. ૧૮૭૦માં જ્યારે પ્રાંતીય નાણાતંત્ર અસ્તિત્વમાં આવ્યું ત્યારે મહેસૂલ, સેવાઓ, સનદી સેવાઓ વગેરે જેમ શાહી હતાં તેમજ ૧૮૭૦ પછી પણ તેના મૂળ સ્વરૂપમાં તો શાહી જ રહ્યાં હતાં. આમ કરવેરા નાખવા તથા તેમાંથી મળતા નાણાનો પોતાની મેળે ઉપયોગ કરવાની બાબતમાં પ્રાંતીય સરકારો જરાયે સ્વતંત્ર નહોતી. તેમણે તો માત્ર જમા ઉધારની નોંધ જ રાખવાની હતી અને તે ઉપરનું નિયંત્રણ પણ કેન્દ્ર સરકારનું જ રહેતું.

આનો અર્થ એ થયો કે પ્રાંતીય નાણાતંત્રના અમલને પરિણામે પણ પ્રાંતો અને કેન્દ્રીય સરકારના નાણાકીય આંતરસંબંધોના સ્વરૂપમાં કોઇ ફેરફાર થયો નહોતો. સાધનોનું એકીકરણ અને પેદાશની દષ્ટિએ વહેંચણીનો ખ્યાલ નવો નહોતો પણ લગભગ ૧૮૩૩થી તે જાણીતો હતો. તે વખતે સ્થપાયેલી શાહી પદ્ધતિનો એ એક નાણાકીય ભાગ હતો. આનું કારણ એ હતું કે પ્રાંતીય નાણાતંત્રને એક સ્વતંત્ર તંત્ર ગણવામાં આવતું હતું તેમ છતાં આ માન્યતા માત્ર ઉપરછલ્લી જ હતી અને પ્રાંતીય નાણાતંત્ર હિંદ સરકારના વહીવટ ઉપર જ આધારિત હતું તે હકીકત હજુ તેના તે જ સ્વરૂપે જળવાયેલી હતી. આ તારણ પ્રથમ દષ્ટિએ એક આશ્ચર્યજનક લાગે તે સ્વાભાવિક છે. આ તારણ સાચું હોવા છતાં એક માન્યતા એવી પણ ઉપસ્થિત થાય છે કે પ્રાંતીય તેમજ હિંદ સરકાર વચ્ચે કંઈક ધારાકીય અને કાનૂની સંબંધો અસ્તિત્વમાં આવ્યા હતા પણ એ પ્રાંતીય સરકાર માત્ર નાણાકીય બાબતો માટે જ જવાબદાર હોય તો શું શાહી સરકાર તેના કેટલાક ખર્ચ ઉપાડવા માટે બંધાયેલી હતી ? અને જો તેમ હતું તો શા માટે ? પ્રાંતીય અને કેન્દ્રીય સરકારો વચ્ચે આ પદ્ધતિના અમલને પરિણામે કોઈપણ પ્રકારનો ફેરફાર થયો નથી તેમ કહેવું વ્યાજબી નથી સાથે આ ફેરફારોને પરિણામે બંનેના સંબંધ બાબતમાં પણ પાયાના ફેરફારો થયા છે તે હકીકતને ધ્યાન બહાર રાખવી તે પણ વ્યાજબી નથી. પ્રાંતીય નાણાતંત્રની શરૂઆતથી ઘણા ફેરફારો થયા પણ તેમાંથી ઓછામાં ઓછા ફેરફારો તો નોંધનીય છે. જે નીચે પ્રમાણે છે :

(૧) ૧૮૭૦ પહેલાં બધી જ સેવાઓમાંથી થયેલી બચત છેવટે હિંદ સરકારને ખાતે જમા થતી હતી. જ્યારે ૧૮૭૦ પછી વર્ષના અંતે બધા જ સદરોમાંથી ખર્ચ પછી બાકી રહેતાં નાણા પ્રાંતીય સરકારોને હસ્તક જ રહેતાં

હતાં અને તે માટે તેમના ભંડોળમાં સાચવી હવે પછી શરૂ થતા વર્ષના ખર્ચમાં તેનો ઉપયોગ કરી શકતી હતી.

(૨) ૧૮૭૦ પહેલાં જુદા જુદા વિભાગો તથા સેવાઓ માટે થવાના અંદાજી ખર્ચ માટે કેન્દ્ર સરકારની મંજૂરી લેવી જોઈતી હતી એટલું જ નહિ પણ હિંદ સરકાર જુદા જુદા સદરો માટે ખર્ચની જે જોગવાઈ કરે તેમાં ફેરફાર કરવાની અત્યંત જરૂર હોય તો પણ પ્રાંતીય સરકાર હિંદ સરકારની પૂર્વ મંજૂરી વગર તેમાં કોઈપણ જાતનો ફેરફાર કરવા સક્ષમ નહોતી. જ્યારે ૧૮૭૦ પછી પ્રાંતીય સરકારો, તેમનો કુલ ખર્ચ શાહી તિજોરીમાં જમા તેમના ભંડોળથી વધી ન જાય તે શરતને આધિન રહીને, તેમને સુપ્રત કરેલી વિવિધ સેવાઓ ઉપર કેટલો ખર્ચ કરવો તે માટે સ્વતંત્ર હતી. શરૂઆતમાં તેમણે કરેલા વિભાજનને તેઓ અમુક સમય પછી પરિસ્થિતિ પ્રમાણે ફેરફાર કરી પુનર્વિભાજિત કરી શકતી હતી.[૧]

પણ કાયદાની દષ્ટિએ તેમના તાબામાં આટલી બધી જ સેવાઓનો વહીવટ તેમણે સક્ષમ રીતે સંભાળવાનો હતો. તે જ રીતે ૧૮૭૦ પછી તો દરેક પ્રાંતીય સરકાર તેમની સેવાઓ અને ખર્ચની બાબતમાં ખૂબ જ સ્વતંત્ર હતી અને તેમને વાર્ષિક ધોરણે કાયદેસર ભંડોળથી વધી ન જાય તે શરતે તેઓ તેમના આંતરિક ખર્ચાઓમાં ગમે તેટલો ફેરફાર કરવા સ્વતંત્ર હતી.

પ્રાંતીય અને કેન્દ્ર સરકારો વચ્ચેનો સંબંધ સ્પષ્ટ રીતે સમજવા હિંદુ સંયુક્ત કુટુંબ વધુ બંધ બેસતું હોય તેમ લાગે છે. ૧૮૭૦ પહેલાં બંને વચ્ચેની સમાનતા લગભગ સરખી જ હતી. હિંદુ કુટુંબની જેમ મિલકત પછી તે હિંદ

---

૧. જો કે તેમને આપેલ ગ્રાન્ટમાં તેઓ ખરેખર ફેરફાર કરી શકતા હતા કે નહી તે બાબત શંકાસ્પદ છે. મદ્રાસના ગવર્નરને તેમના તા.૧૦ ડીસે. ૧૮૭૪ના પત્રના જવાબમાં રસ્તા માટે મંજૂર થયેલી ગ્રાન્ટને શિક્ષણમાં તબદીલ કરવાના પ્રશ્ન અંગે લખ્યું, ''પ્રાંતીય નાણાતંત્રના વહીવટને ધ્યાનમાં રાખતાં આ પ્રમાણેનો ફેરફાર કરવા હું અસમર્થ છું. હું તો એવો મત ધરાવું છું કે જે ખાતાં માટે ખર્ચની જોગવાઈ થઈ હોય તે માટે જ કરવું ને જરૂરી નથી. પણ મિ.સીમનો જે મત છે કે દરેક વિભાગને જાળવવો જોઈએ અને એક વિભાગને જાળવવા બીજાનો ભોગ આપવો જોઈએ તે વ્યાજબી નથી. તેની સાથે હું સંમત થાઉં છું. હિંદના વહીવટ અંગેની બધી જ બાબતો હોમ ડીપાર્ટમેન્ટ તથા હિંદની વિવિધ સરકારો દ્વારા પૂરેપૂરી ચર્ચાયેલી છે. આ ચર્ચાઓ વચ્ચે ક્યાંય પણ એમ માનવામાં નહોતું આવતું કે રસ્તાનું બાંધકામ બંધ કરી દેવું પરિણામે આવો ફેરફાર કરવાની પરવાનગી મારાથી આપી શકાય તેમ નથી.

સરકારની હોય અથવા કોઈ પ્રાંતીય સરકારની હોય, તેનો ભોગવટો દરેક સભ્ય કરી શકતો હતો. આ ભોગવટામાં તેનો પોતાનો ફાળો કેટલો છે તે જોવામાં આવતું નહોતું પણ તેની જરૂરિયાતો કેટલી છે તે જ જોવામાં આવતું હતું. ૧૮૭૦ પછી તેના ચોક્કસ નિયમો બનાવી દરેક પ્રાંતની જરૂરિયાતો પ્રમાણે તેની વહેંચણી કરવામાં આવી. આમ આખું તંત્ર એક સંયુક્ત કુટુંબ જેવું બની ગયું અને તેમાં હિંદ સરકારે દરેક પ્રાંત માટે જુદાં જુદાં ખાતાં ખોલી હિસાબ રાખવા પૂરતી જ જવાબદારી સ્વીકારી જેથી કરીને કોઈપણ પ્રાંત પોતાને માટે મંજૂર થયેલ રકમ કરતાં વધુ ખર્ચ કરી શકે નહિ.

આ પરિણામો ખરેખર આવકારદાયક હતાં ? આને પરિણામે ઉપસ્થિત થયેલી પરિસ્થિતિ માટે વિવિધ મંતવ્યો જોવા મળે છે. પણ આ પરિણામોને જો ૧૮૭૦ પહેલાંના જે બનાવોને લીધે તેને અમલમાં મૂકવી પડી હતી તે પરિસ્થિતિના સંદર્ભમાં મૂલવવામાં આવે તો કદાચ તે માટે રાખેલી અપેક્ષાઓ પ્રમાણેનાં તે પરિણામો નહોતાં તેમ કહી શકાશે નહિ. પણ જ્યારે આ પ્રાંતીય નાણાતંત્રના ટીકાકારોએ એક વાર નક્કી જ કર્યું કે આ પદ્ધતિની ટીકા કરવી અને તે પછી જ તેમણે તેમની ગેરસમજને કારણે કેટલાક મુદ્દાઓ ઊભા કરી ટીકાનું માળખું તૈયાર કર્યું. જો કે આ ટીકાઓ અને ગેરસમજોને દૂર રાખી વિચાર કરીએ કે આ આખી વ્યવસ્થા ઊભી કરવા પાછળનો પ્રાંતીય સરકારોનો હેતુ સ્વાતંત્ર્ય મેળવવાનો હતો અને સ્વાયત્ત સરકારનો હેતુ સ્થિરતા મેળવવાનો હતો. તો આ આખો પ્રયત્ન નિષ્ફળ ગયો છે તેમ આપણે કબૂલ કરવું પડશે. પ્રાંતોને કેટલું સ્વાતંત્ર્ય મળ્યું હતું તે બાબતનુ મૂલ્ય આપણે આ બાબત ઉપરથી જ સમજી શકીશું કે બંગાળના ગવર્નર ૧૮૭૦ પહેલાં એવી પરિસ્થિતિમાં હતા કે,

"જાહેર સેવકના પગારમાં કોઈપણ જાતનો ફેરફાર તેઓ કરી શકતા નહોતા, નવી સ્કૂલ સ્થાપી શકતા નહોતા અને ચોકીદારના પગારમાં એક રૂપિયાનો વધારો કરી શકતા નહોતા ![1] અને મુંબઈના ગવર્નર પણ કાઉન્સિલ ઑફ ઈન્ડિયાની મંજૂરી સિવાય એક તાળુ પણ ખરીદી શકે તેટલા સ્વતંત્ર નહોતા.[2] ૧૮૭૦ પહેલાં હિંદ સરકાર પાસે જે બે વિકલ્પો હતા તેમાં એક હતો પ્રાંતીય

---

૧. કલકત્તા રીવ્યુ. ગ્રંથ-૩ પાન ૧૬૯

૨. ઈસ્ટ ઈન્ડિયા કંપનીની બાબતો ઉપરનો કમિટીનો રીપોર્ટ ૧૮૫૨ ગ્રંથ ૧૦

સરકારો તથા તેમના પ્રદેશના લોકોની માંગને નકારી રોષ વહોરી લેવો અથવા તેનો સંપૂર્ણ સ્વીકાર કરી લેવો અને દેશને દેવાળિયો બનાવવો. આ પરિસ્થિતિમાંથી ૧૮૭૦ પછી છૂટકારો મળ્યો. જો આ હકીકતને ધ્યાનમાં રાખવામાં ન આવે તો ૧૮૭૦ પછી થયેલા સુધારાનું મૂલ્યાંકન સમજી શકાશે નહિ.

આ ફેરફારોને પરિણામે પ્રાંતીય સરકારોને વારંવાર કેન્દ્ર તરફ હાથ લંબાવવો પડતો હતો તેનો અંત આવી ગયો અને તેઓ તેમના ખર્ચ તથા તેના હિસાબોમાં અને વિવિધ સેવાઓની જોગવાઈઓમાં સ્વતંત્ર બની ગયા જ્યારે કેન્દ્ર સરકાર ને પણ વારંવાર પ્રાંતો તરફથી આવતી માંગણીઓને ના કહેવાની તથા તેની ટીકા કરવાની કડવી જવાબદારીમાંથી પણ મુક્તિ મળી ગઈ આમ એને પક્ષે વહીવટ તથા વ્યવસ્થામાં સુધારો થયો. પ્રાંતીય સરકારો તદ્દન સ્વતંત્ર રીતે કાર્ય કરી શકતી નહોતી કારણ કે ગમે તેમ તો પણ તે કેન્દ્ર સરકાર આધારિત હતી. તેમાં રહેલી ક્ષતિઓ તો જ દૂર થઈ શકે જો પ્રાંતીય સરકારોને જુદું માળખું આપવામાં આવે.

પ્રાંતીય સરકારોને કેન્દ્રથી તદ્દન વિમુખ બનાવવી અથવા સ્વતંત્ર બનાવવી શક્ય નહોતી તેમ છતાં તેની ચોક્કસ મર્યાદાઓમાં રહીને પ્રાંતીય સરકારો તેમની ફરજો તથા અધિકારોના વિસ્તારમાં વધારો કરી શકે કે નહિ ? કરી શકે તો કેટલો ? અને જો તેમ થાય તો તે ફાયદાકારક સાબિત થાય કે નહિ ? અને આ બધા ઉપરાંત આવું વિસ્તરણ શક્ય છે કે નહી તે બાબતોનો વિચાર હવે પછીના પ્રકરણમાં કરવામાં આવશે.





# પ્રાંતીય નાણાતંત્રની સત્તામાં વધારો

શરૂઆતમાં ફરિયાદનો એવો સૂર ઉઠતો હતો કે આ વ્યવસ્થાને પરિણામે પ્રાંતીય સરકારોને નુકશાન થતું હતું. આ બાબતના પૂરાવા તરીકે એમ માનવામાં આવતું હતું કે હિંદ સરકાર પોતાને પ્રાંતીય સરકારોની એક માતૃસંસ્થા જાણે છે. આ માન્યતાઓ જાણે કંઈ વાંધાજનક નહોતી પણ આ વડીલપણાના ડોળ નીચે હિંદ સરકાર પ્રાંતીય ખર્ચ તથા તેના વિભાગો માટેની જોગવાઈઓમાં વારંવાર હસ્તક્ષેપ કરતી હતી એટલું જ નહિ આમ કરવાનું કારણ પ્રાંતીય સરકારોના લાભમાં છે તેમ બતાવવાનો દંભ કરતી હતી. હકીકતમાં તો તે પોતાના સ્વાર્થ ખાતર જ આ પગલું ભરતી હતી. પ્રાંતીય સરકારોનો વહીવટ સુધરે તથા તેમની પદ્ધતિમાં વધુ કાર્યક્ષમતા આવે તે બહાનું આગળ ધરવામાં આવતું હતું. શરૂઆતમાં દરેક પ્રાંતને કેટલાં નાણા આપ્યાં એ મુદ્દો મહત્ત્વનો નહોતો પણ હિંદ સરકાર પોતાની તિજોરી ઉપર વધુ ભારણ[1] ન આવે અને વિવિધ પ્રાંતોને સંતોષ આપી શકે તેટલી મર્યાદામાં રહીને જ ગ્રાન્ટ મંજૂર કરવામાં આવતી હતી. જો કે હિંદ સરકારનું આ વલણ પ્રથમ દષ્ટિએ ખૂબ જ આવકારદાયક અને પ્રાંતીય સરકારોના હિતમાં દેખાય છે તેમ છતાં જેમ જેમ સમય વીતતો ગયો તેમ તેમાં ફેરફાર થવા માંડયા અને છેવટે તેનું સ્વરૂપ એવું થયું કે જેમાં,

''મહેસૂલની વહેંચણી, પ્રાંતો તથા હિંદ સરકાર વચ્ચે એવી રીતે થઈ કે જેમાં પ્રાંતીય સરકારની બધી જ જરૂરિયાતો પૂરી થાય અને તેમને ખર્ચ કરવા માટે નાણાનું પૂરતું ભંડોળ મળી રહે. પણ આ વ્યવસ્થામાં ક્યારેક વિશિષ્ટ પરિસ્થિતિ પેદા થાય ત્યારે જરૂર પૂરતા ફેરફાર કરવામાં આવતા હતા. દરેક પ્રાંત પોતાના હસ્તક અવનવી સેવાઓના વહીવટ માટે વધારાની માંગણી પણ કરી શકતો હતો. આ પતાવટની અંદર મુખ્ય મુદ્દો એ ધ્યાનમાં રખાયો

૧. નાણાખાતાના ઠરાવ નં.૪૫૮ તા.૨૮ જાન્યુ. ૧૮૮૧

હતો તે એ હતો કે સૌ પ્રથમ પ્રાંતના ખર્ચને સંપૂર્ણપણે પહોંચી વળવા નાણાની જોગવાઈ કરવી તે પછી બાકી રહેલાં નાણા જ શાહી તિજોરીમાં જમા કરાવવાં.[1]

આ વિભાજનને પરિણામે પ્રાંતીય સરકારોને તેમના કાર્યમાં સરળતા થઈ અને ખર્ચ માટેનાં પૂરતાં નાણાની જોગવાઈઓ થવાથી સેવાઓમાં સુધારો થયો અને હિંદ સરકાર તથા પ્રાંતો વચ્ચેના સંબંધમાં ટીકા કરવા માટે કોઈ અવકાશ રહ્યો નહિ તેમ છતાં પણ કેન્દ્રે પ્રાંતો ઉપર મૂકેલાં કેટલાંક નિયંત્રણોને પરિણામે પ્રાંતીય સરકારોના મનમાં કેટલોક કચવાટ હતો કારણ કે આ નિયંત્રણોને પરિણામે તેમને કામ કરવા માટે પૂરતાં નાણા હોવા છતાં જોઈતું સ્વાતંત્ર્ય ખૂટતું હતું.

એવું કહેવામાં આવતું હતું કે જો પ્રાંતીય સરકારો માની ગઈ હોત અને હિંદ સરકારના કહેવા પ્રમાણે નીચે મુજબના ફેરફાર કરવાની તૈયારી દાખવી હોત કે,

''અમે તમને આપી શકીએ અને તેટલું સ્વીકારી લઈ બાકીની પૂરતી રકમ તમે તમારા પ્રાંતમાં કરવેરા નાખી ઉઘરાવી શકો છો, અને જો આમ કરવામાં આવે તો તમે તમારી સ્થાનિક સેવાઓ વધુ સારી રીતે આપી શકશો. અને આ કરનું માળખું શાહી કરના માળખા કરતાં વધુ સારૂં રહેશે.''

આ જાતનો અધિકાર પ્રાંતીય સરકારોને શા માટે આપવામાં નહોતો આવ્યો તેનું કોઈ દેખીતું કારણ જડતું નથી. કમનસીબી તો એ છે કે હિંદમાં આવેલી અનેક સ્થાનિક સંસ્થાઓને કર નાખવાનો અધિકાર હતો તેઓ તેમની લોન માટે પ્રાંતીય સરકારોને જામીન તરીકે રાખતા હતા અને પ્રાંતીય સરકારો આ જામીનગીરી માટે સક્ષમ પણ ગણાતી હતી. જ્યારે એ જ પ્રાંતીય સરકાર, હિંદ સરકારની દૃષ્ટિએ કર તથા લોન માટે સક્ષમ ગણાતી નહોતી આ કેટલો મોટો વિરોધાભાસ ગણાય.

પ્રાંતીય સરકારો ઉપર પોકળ તથા વહીવટના સંબંધે નિયંત્રણો મૂકવા પાછળનો હેતુ શો હોઈ શકે ? જો કેટલીક સેવાઓનો વહીવટ પ્રાંતીય સરકારોને સોંપાયો હતો, તો પછી જુની નિમણૂકો રદ કરવાની કે નવી ઉભી કરવાની તેમ જ તેમના ખાતાંઓના મહેકમની પુનર્રચના કરવાની બાબતમાં નિયંત્રણો કેમ

૧. નાણા ખાતાનો ઠરાવનં. ૨૭ તા. ૧૮ મે ૧૯૧૨.

મુકાયા ? જો વહીવટ તથા મહેકમના ખર્ચ માટે પ્રાંતીય સરકારો જવાબદાર હોય તો તે ખર્ચમાં તથા મહેકમ તથા વહીવટના માળખામાં પ્રસંગોપાત ઉભા થતા સંજોગોના સંદર્ભમાં ફેરફાર કરવાનો અધિકાર તેમને કેમ ન હોવો જોઈએ ?

જ્યારે દરેક પ્રાંત પોતાના ખર્ચ માટે જવાબદાર હતો અને તે ખર્ચના પ્રમાણમાં નાણાની જોગવાઈ કરવાની જવાબદારી પણ પ્રાંતને શિરે જ હતી ત્યારે તેણે હિંદ સરકારને દરખાસ્ત કરવાની જરૂર શા માટે ઊભી થઇ ? જ્યારે હિંદ સરકાર આ દરખાસ્તમાં કોઈ ફેરફાર કરવા સક્ષમ નહોતી અને પ્રાંતને કોઈ વધારાના ખર્ચની અથવા નાણાની જોગવાઈ કરવા શક્તિ ધરાવતી નહોતી તો આ જાતની દરખાસ્તનો શો અર્થ રહેતો હતો ? વળી જ્યારે દરેક પ્રાંત પોતાની આવકની મર્યાદામાં રહીને જ ખર્ચ કરતો હોય અને ક્યારેક વધારાના નાણાની જરૂર ઊભી થાય ત્યારે તે હિંદ સરકારને પોતાના પ્રાંત ખાતે જમા ભંડોળમાંથી નાણાની જોગવાઈ કરવાની દરખાસ્ત કરે, ત્યારે જો હિંદ સરકાર તેમ કરવામાં અસમર્થ હોય તો આવી દરખાસ્તનો શો અર્થ થઈ શકે ? જો પ્રાંતોને સ્વતંત્ર રીતે કામ કરવાની છૂટ મળે તો તેમના ક્ષેત્રમાં તેઓ યોગ્ય રીતે સુધારણા કરી શકે એ જ હેતુની જો કેન્દ્ર અને પ્રાંતીય સરકારોના વચ્ચેના નાણાકીય સંબંધ માટે અપેક્ષા હોય તો આ જાતનાં નિયંત્રણને પરિણામે તે સિદ્ધ થઇ શકે નહિ તે સ્પષ્ટ દેખાય છે.

પોતાના આવા વલણોના ખુલાસા માટે હિંદ સરકાર પાસે કેટલાક મનઘડંત ખુલાસા હતા. પાછળ જ મર્યાદા માટેના ખુલાસા હિંદ સરકાર એ રીતે ધારે છે કે તેની ક્ષતિ ક્યાંયે દેખાય નહિ અને તેની પાછળ કરેલો તેનો હેતુ બર આવે.[1] તેમના કહેવા પ્રમાણે હિંદની આવક અને મહેસૂલ હિંદ સરકારની માલિકીની બાબત છે. આ આવકનો યોગ્ય ઉપયોગ થાય છે તે બાબતનો સંતોષ તેમને થવો જોઈએ અને તેની ખાત્રી તેમણે પાર્લામેન્ટના સેક્રેટરી ટુ ધ સ્ટેટને કરાવવાની હોય છે. પ્રાંતીય સરકારો જે કંઈ ખર્ચ કરે છે તે યોગ્ય છે તેમાં ક્યાંયે વધુ પડતો અથવા બિનજરૂરી ખર્ચ થતો નથી તથા મહેસૂલની આવકના આંકડા તથા તેના હિસાબો યોગ્ય રીતે જળવાય છે તે પણ હિંદ સરકારે જોવાનું છે ? હકીકતમાં તો જો હિંદ સરકાર તેના કરવેરાના હકકોમાં પ્રાંતો સાથે ભાગીદારી કરે તો તેનો એકહથ્થુ વહીવટ જોખમાયો હોત. જો હિંદ

૧. આના અનુસંધાને સંદર્ભ – રોયલ કમિશન ઓન ડીસેન્ટ્રલાઈઝેશન સામે શ્રી જે. એસ. પેસ્ટને રજૂ કરેલ મીનીટસ ઓફ એવિડન્સ ગ્રંથ ૧૦ પ્રશ્ન ૪૪૮૦૭-૪૫૩૩૫.

સરકાર પ્રાંતીય સરકારો સાથે મહેસૂલ તથા ખર્ચની બાબતમાં અને કરવેરા તથા વહીવટના માળખાના સંદર્ભમાં સાથે મળીને, સરખી જવાબદારીથી કામ કરે તો, શક્ય છે કે તે તેના કરવેરામાં કેટલીક કપાત આવે. કેટલાક કર અયોગ્ય અથવા વધારે[1] પણ છે તેમ સ્પષ્ટ રીતે દેખાઈ જાય અને પ્રાંતીય સરકારોના હસ્તક્ષેપને લીધે તેમાં ફેરફાર કરવાની ફરજ પડે. આ સમગ્ર માળખું, સમગ્ર હિંદના ધોરણે, મહેસૂલ તથા ખર્ચની બાબતે, આ પ્રબંધ જળવાઈ રહેવું જોઈએ તે હિંદ સરકાર માટે ખૂબ જ જરૂરી હતું. કરમાં વધારા કરવાથી અસંતોષ ઊભો થશે અથવા તેમાં કાપ ચૂકવાની ફરજ પડશે તે ભયથી હિંદ સરકાર કોઈ છૂટછાટ આપવા માંગતી નહોતી. હિંદ સરકાર પોતાના કરવેરાના અધિકાર પ્રાંતીય સરકારો પાસે ગીરો મૂકવા નહોતી માગતી કારણ કે તેને ખાત્રી હતી કે જો આમ કરવામાં આવશે તો[2] ભવિષ્યમાં પ્રાંતીય સરકારો પાસેથી નાણા મેળવવાની બાબત વધુ મુશ્કેલ બની જશે અને ભૂતકાળની સરકાર પોતાના કેટલાક હેતુઓ બર લાવવાની ઉતાવળમાં આવું ખોટું પગલું ભરી બેઠી હતી તેનું પુનરાવર્તન થવું જોઈએ નહિ.''

વળી કરની ક્ષમતાની જેમ હિંદમાંનુ લોનનું માળખું પણ એટલું જ મર્યાદિત હતું. તેથી,

''જો થોડી બાલદીઓ એક જ કૂવામાંથી પાણી મેળવતી હોય અને તેને પરિણામે કૂવાનું પાણી ખૂટી જવાનો ડર હોય તો કૂવાના માલિકે સ્વાભાવિક રીતે જ તેમાં ફેરફાર કરી નિયંત્રણો લાદવાં જોઈએ.''[3]

હિંદ સરકારે પ્રાંતીય સરકારોને તેમના નાણાતંત્ર તથા બીજી બાબતોમાં છૂટ ન આપી અને કેટલાક પ્રતિબંધો મૂક્યા તેના ખુલાસા તરીકે વિવિધ પ્રકારનાં કારણો આપવામાં આવ્યાં છે. જો સનદી અને બીજા કર્મચારીઓના વેતનના બારામાં પ્રાંતોને છૂટ આપવામાં આવે તો શક્ય છે કે પ્રાંતો પોતાની મરજી પ્રમાણે તેમના પગાર અને વળતરમાં, વધારો અથવા ઘટાડો કરે. પરિણામ એ આવે છે કે એક જ પ્રકારના કાર્ય માટે જુદા જુદા પ્રદેશોમાં

૧. ૧૮૭૦ અને ૧૮૭૯ વચ્ચે જ્યારે પ્રાંતોને કરવેરા બાબતે સ્વાતંત્ર્ય આપવામાં આવ્યું ત્યારે તેમણે લેવીના સ્વરૂપે જમીનનો સ્વીકાર કર્યો.

૨. (રોયલ કમીશન ઓન ડીસેન્ટ્રલાઈઝેશન R.C.D.)

૩. ઈન્ડિયન કોન્સ્ટિટ્યુશનલ રીફોર્મ ઉપરના રિપોર્ટ તરીકે ઓળખીશું.

જુદા જુદા ધોરણે વેતન ચૂકવાય. વળી તેમને જો મહેકમમાં ફેરફાર કરવાની પરવાનગી આપવામાં આવે તો તેમને પોતાની મુનસફી પ્રમાણે તેમાં વધારો કરે પરિણામ એ આવે કે કેન્દ્ર સરકાર ઉપર બિનજરૂરી નાણાકીય ભારણ વધી જાય. આ બધાને લીધે જે સ્પષ્ટ અસર થાય તે એ કે કેન્દ્ર સરકારના નાણાતંત્રને તથા વહીવટને પ્રતિકૂળ પરિસ્થિતિનો સામનો કરવો પડે, પ્રાંતીય સરકારોમાં ક્યાંય પણ એકસૂત્રતા જળવાય નહિ અને સમગ્ર દેશમાં એક પ્રકારની અંધાધૂંધી ફેલાય. આમ જોઈએ તો સમગ્ર દેશના નાણાતંત્ર અને વહીવટમાં એક વ્યવસ્થા જળવાઇ રહે તે જોવાની જવાબદારી તો શાહી સરકારની હતી જ એટલે આ ફરજ તે યોગ્ય રીતે નિભાવવા માટે હિંદ સરકારે પ્રાંતો ઉપર નિયંત્રણો મૂક્યાં તે વ્યાજબી જ હતાં તેમ માનવામાં આવતું હતું.

આવક અને જાવકના હિસાબો બનાવવાની બાબતમાં જે નિયંત્રણો મૂકવામાં આવ્યા હતા તે માટે વિવિધ પ્રકારનાં કારણો રજૂ કરવામાં આવતાં હતાં. આ માટેનો હેતુ તો જો કે પ્રાંતો માટેના પક્ષમાં જ હતો કે પ્રાંતોનો વહીવટ બરાબર ચાલે તથા તેમની આવક અને ખર્ચમાં મુશ્કેલીઓ ઊભી ન થાય તે જોવાનો જ ઉદ્દેશ્ય હતો[1] આ પ્રકારની ચકાસણીને ત્રણ સદરોમાં વહેંચવામાં આવી હતી. (૧) હિંદના નાણાના એક ભાગ તરીકે પ્રાંતોના હિસાબોમાં આવક જાવકની નોંધ (૨) આવક જાવકના હિસાબોનું વિભાજન અને (૩) સંયુક્ત ભંડોળની રચના. આ વિભાજનમાં પ્રથમ બેનો હેતુ એવો હતો કે જેથી પ્રાંતો પોતાના ખર્ચમાં વધુ પડતો ખર્ચ બતાવે નહિ અને તેમની આવકના જે સાચા આંકડાઓ હોય તે દર્શાવે. સામાન્ય રીતે એવું બનતું હતું કે પ્રાંતો તેમની આવકના આંકડાઓ હકીકતમાં જેટલી આવક થતી હતી તે કરતાં ઘણા ઓછા બતાવતા હતા. જ્યારે ખર્ચની બાબતમાં તેનાથી ઉલટી પ્રક્રિયા થતી હતી અને વાસ્તવમાં જેટલો ખર્ચ થતો હતો તે કરતાં ઘણો વધારે ખર્ચ બતાવવામાં આવતો હતો.[2] આનો તાત્કાલિક પડઘો એ પડ્યો હતો કે કેન્દ્ર પાસે નાણાની જે માંગણી થતી હતી તેમાં ઘણી માંગણી વધુ પડતી હતી. આ પરિસ્થિતિને રોકવા કેન્દ્ર સરકારે હસ્તક્ષેપ કરવાની અને નિયંત્રણો લાદવાની જરૂર ઊભી થઇ. આ નિયંત્રણો સાથે શાહી ફરમાન અનુસાર માંગણી વખતે ખર્ચ માટે

૧. આર.સી.ડી. મીનીટ્સ ઓફ એવીડન્સ ગ્રંથ ૧૦ પ્રશ્ન ૪૪૯૮૧.

૨. આર.સી.ડી. મીનીટ્સ ઓફ એવીડન્સ ગ્રંથ ૧૦ પ્રશ્ન ૪૪૮૬૩.

માત્ર એવી જ બાબતો દર્શાવવાની મંજૂરી આપવામાં આવી જે માટે પહેલાંથી મંજૂરી મેળવેલી હોય. તે સિવાયની બાબતોને બજેટમાં ઉમેરવી નહિ તેવો આદેશ આપવામાં આવ્યો. પણ આ બધા ઉપરાંત નિયંત્રણો માટેનો ખૂબ હેતુ તો હજુ જુદો જ હતો. જો પ્રાંતોને પોતાની મરજી પ્રમાણે વર્તવાની છૂટ આપવામાં આવે તો કેન્દ્ર સરકારની તિજોરીનું તળિયું દેખાય. કારણ કે કેન્દ્ર માટે આવકનું સાધન પ્રાંતો સિવાય તો બીજું કંઈ હતું જ નહિ જેથી આ નિયંત્રણો દ્વારા કેન્દ્ર સરકાર એક સંયુકત ભંડોળ ઊભું કરી શકે એટલું જ નહિ પણ એ ભંડોળને સાચવી શકે એ જ મુખ્ય હેતુ હતો.

આ બધા નિયંત્રણો પાછળનો હિંદ સરકારનો હેતુ પ્રાંતોના કે દેશના હિતનો હતો તેમ માનવું તે ભૂલભરેલું છે. તેનો હેતુ તો કેન્દ્ર સરકાર તથા શાહી તાજને સદ્ધર બનાવવાનો હતો. પ્રાંતોની નાણાકીય સદ્ધરતા અને તેમની સિલક તે પ્રાંતોની માલિકીની નહોતી. જો પ્રાંતો એમ માને કે તેમને મળેલી આવકમાંથી, પ્રાંતો માટે ખર્ચ કરતાં ચોકકસ ભંડોળ વધે છે તો તે ભંડોળ પ્રાંત પોતે જ પોતાના વિસ્તારના કલ્યાણકારી કાર્યોમાં વાપરી શકે તો કેન્દ્ર સરકારને કોઈપણ પ્રકારનું મળતર રહે નહિ. છેવટે તો પ્રાંતોની જે મિલકત અને આવક હતી એ કેન્દ્ર સરકારની જ હતી અને કેન્દ્ર સરકારે સમગ્ર દેશનો વહીવટ તેમાંથી ચલાવવાનો હતો. પરિણામે જો પ્રાંતોને વધુ પડતી છૂટછાટ આપવામાં આવે તો આ ધાર્યું પરિણામ મેળવી શકાય નહિ. પ્રાંતના નાણા ઉપર પ્રાંતનો જ અધિકાર છે એ માન્યતા શાહી પદ્ધતિના માળખામાં બંધબેસતી નહોતી તેમાંયે એ વધુ પડતા ખર્ચને પરિણામે પ્રાંતોના નાણાકીય પરિસ્થિતિ ડામાડોળ ન થઈ જાય અને તેને કેન્દ્ર પાસેથી એકાએક નાણાની જરૂર પડે તો કેન્દ્ર સરકારે તેને અને તે વિસ્તારના લોકોને બચાવવા માટે નાણા પૂરા પાડવાં જ જોઈએ.[1] હવે જો કેન્દ્ર સરકાર પાસે પોતાનું કંઈ ભંડોળ ન હોય તો આવી પરિસ્થિતિને પહોંચી વળવામાં તે નિષ્ફળ જાય.

નિયંત્રણો માટેના આ બધા ખુલાસા અને આપેલાં કારણો પ્રથમ દષ્ટિએ ખૂબ જ વ્યાજબી અને ન્યાયપૂર્ણ દેખાય છે અને જો તેમણે તેમનો હેતુ સિદ્ધ કર્યો હોત તો આ નિયંત્રણોમાં કંઈ ખોટું હતું નહિ. પણ રાજ્ય સરકારોના મતે[2] આ નિયંત્રણોને પરિણામે કેટલીક અનિચ્છનીય પરિસ્થિતિનું સર્જન થયું

૧. આર. સી. ડી. મીનીટ્સ આફ એવીડન્સ ગ્રંથ-૧૦ પ્રશ્ન ૪૪૮૬૫

૨. આ બાબતમાં મુંબઈ સરકારનો વિકેન્દ્રીકરણ ઉપરનો આર.સી. ડી. મિનીટ્સ 9 ગ્રંથ ૮ પરિચ્છેદ ૨ જોવાની ભલામણ છે.

હતું. પ્રથમ તો દરેક રાજ્ય શાસનનું વલણ, સમગ્ર જગતમાં વિકેન્દ્રીકરણ તરફનો ઝોક દર્શાવે છે. રાજ્યો પોતે જ પોતાની આવક જાવક તથા પ્રજાની સુખાકારી માટે જવાબદાર છે. જો તેમની કાર્યપ્રણાલીમાં હસ્તક્ષેપ કરવામાં આવે તો શકય છે કે તે કાર્ય યોગ્ય રીતે થઈ શકશે નહિ. રાજ્યના અમલદારો અને કર્મચારીઓ પ્રજા સાથે સીધા સંપર્કમાં હોય છે. આ પ્રજા અને વિસ્તારના પ્રશ્નો વિષે, કેન્દ્રમાં બેઠેલા મોટો પગાર મેળવતા ધોળા હાથીઓ કરતાં તે જ વિસ્તારના રાજ્યના કર્મચારીઓ જ વધુ વાકેફ હોય તે દિવા જેવી બાબત છે. આ પ્રશ્નોનો નીવેડો કેવી રીતે લાવવો અને સમસ્યાના ઉકેલ માટે કયા માર્ગો ઉપલબ્ધ છે તે બાબતની જાણકારી, પ્રજાના સંપર્કમાં રહેતા માણસો જ વધુ સારી રીતે જાણી શકે. જો તેમને બદલે આ જવાબદારી કેન્દ્રને સોંપવામાં આવે તો પ્રશ્નોના ઉકેલને બદલે તેમાં વધુ ગુંચવણ ઉત્પન્ન થાય. દરેક રાજ્યના પ્રશ્નો તેના વિસ્તાર અને પ્રજાના સંદર્ભમાં વિશિષ્ટ પ્રકારના હોય છે. હવે જો વિવિધ રાજ્યોના પ્રશ્નોનો ઉકેલ કેન્દ્રે કરવાનો હોય તો સ્વાભાવિક છે કે દરેક રાજ્ય માટે તે જુદા જુદા માર્ગો અપનાવશે નહિ અને અપનાવી શકે પણ નહિ. કારણ કે જો એમ કરે તો તેનું કાર્ય કયારેય પુરૂં થાય નહિ. પરિણામે તેણે તો એક સર્વસામાન્ય પદ્ધતિઓનો અમલ કરવો પડે. એની અસર શું થાય ? બધા રાજ્યોને એક જ લાકડીથી હાંકતા પ્રશ્નોનું નિરાકરણ તો દૂર રહ્યું પણ તેની સમસ્યાનો ગુણાકાર થશે અને સમગ્ર તંત્રમાં તેમજ દેશમાં વહીવટને નામે અંધાધૂંધી ઉત્પન્ન થશે અને વળી કેન્દ્ર સરકાર, પ્રાંતોના પ્રશ્નોથી પૂરેપૂરી વાકેફ ન હોય તે સ્વાભાવિક છે જો કે એનો અર્થ એવો નથી કે કેન્દ્રીય અધિકારીઓ સક્ષમ નથી. પણ માહિતીને અભાવે તેઓ કામ કરવા શકિતમાન નથી. કેન્દ્ર સરકારના કહેવા પ્રમાણે કેન્દ્રમાં બેઠેલી વ્યકિતઓ રાજ્યના કામદારો કરતાં ઘણી વધારે આવડત અને હોંશિયારીવાળી હતી. પણ તેનો કોઈ અર્થ હતો નહિ.*

ઉપરની દલીલના જવાબમાં હિંદ સરકારનું કહેવું હતું કે રાજ્યો ઉપરનું કેન્દ્રનું નિયંત્રણ માત્ર તરંગો કે કલ્પનાનું પરિણામ નહોતું પરંતુ અત્યંત

★ આ બાબતમાં શ્રી બી.સી. લેગનનું એવું સૂચન હતું કે રાજ્ય અને કેન્દ્ર સરકારના વિભાજનની જગાએ નવાં સ્વરૂપે તેને એ રીતે સ્વીકારી શકાય કે દરેક રાજ્યનો એક સેક્રેટરી કેન્દ્રમાં રાખવો અને તે રાજ્યને લગતા પ્રશ્નો આ સેક્રેટરીને સુપ્રત કરવા. દા.ત. મુંબઈ રાજ્યનો સેક્રેટરી ફોર ધ સ્ટેટ ઓફ બોમ્બે, મુંબઈને લગતા અને તે જ રીતે છ પ્રાંતોના દરેક સેક્રેટરી પ્રશ્નોનું નિરાકરણ કરે. સંદર્ભ આર. સી. ડી. મિનીટ્સ ઓફ એવિડન્સ ગ્રંથ ૮. પ્રશ્ન ૩૫૫૨૧.

અનિવાર્ય એવા સંજોગોનું પરિણામ હતું અને આ સંજોગોનો સામનો કરવા રાજ્યો ઉપર નિયંત્રણો સિવાય બીજો કોઈ ઉપાય નહોતો. આ સાથે એમાં કેટલાંક સૂચનો કરવામાં આવ્યાં હતાં તે દ્વારા રાજ્ય સરકારો ઉપરનાં નિયંત્રણોને હળવાં કરવામાં આવે અને તેમને વધુ છૂટછાટ મળે. હિંદ સરકારે પોતાના નિયંત્રણો માટે આપેલ દલીલો તદ્દન કાઢી નાખવા જેવી નહોતી. હિંદ વતી તે પાર્લામેન્ટને જવાબદાર હતી. અને હિંદમાં થતી બધી જ ઉથલપાથલનો છેવટનો ખુલાસો તો કેન્દ્ર સરકારે જ આપવાનો હતો. આવા સંજોગોમાં તે રાજ્યો ઉપર નિયંત્રણ લાદે તે ગેરવ્યાજબી ન કહેવાય. પણ તે સામે દલીલ મૂકી શકાય કે રાજ્યો તરફ પણ હિંદ સરકારની કોઈ જવાબદારી હતી. જો પાર્લામેન્ટની જવાબદારી પૂરી કરવા તે રાજ્યો ઉપર કડક નિયંત્રણો મૂકે તો શક્ય છે કે રાજ્યોનાં રાબેતા મુજબ ચાલતાં કાર્યોમાં અવરોધ ઉભો થાય અને અવરોધ ઊભો થયો તેને લઈને કેન્દ્રે રાજ્યોને છૂટછાટ આપવા કેટલાંક સૂચનો અને દરખાસ્તો આપી :

(૧) વેરાની બાબતમાં છૂટછાટ

(૨) ખર્ચની બાબતમાં છૂટછાટ

(૩) રાજ્યો તેમના ભંડોળમાંથી વધારાનું કેટલુંક ખર્ચ કરી શકે.

(૪) પ્રાંતીય અને કેન્દ્રીય બજેટનું વિભાજન

(૫) આગોતરી મંજૂરી વગર રાજ્યો પોતાના બચતના ભંડોળમાંથી રાજ્યમાં જ ખર્ચ કરી શકે.

જો કે આ દરખાસ્તો અને સૂચનો રજૂ કરતાં પહેલાં હિંદ સરકારે કેટલાંક અનિચ્છનીય પરિણામો તરફ નિર્દેશ કર્યો હતો. એક ચેતવણી એ હતી કે આ જાતની છૂટછાટથી રાજ્ય સરકારોના નાણાતંત્રમાં ખળભળાટ મચી જશે અને તેઓ અવિચારી ખર્ચ કરીને રાજ્યની નાણાકીય પરિસ્થિતિને જોખમમાં મૂકી દેશે. તેને બદલે કેન્દ્ર સરકાર આ રાજ્યો માટે કેટલાક નવા કરવેરા નાખી ઉપજનું સાધન ઉભુ કરી શકે અને તેને ક્યા માર્ગે કેવી રીતે ખર્ચવુ તેનું પણ દર્શન આપી શકે. આ સાથેની દલીલ તરીકે જણાવી શકાય કે જે કર્મચારીઓ રાજ્ય અને કેન્દ્રની નોકરીમાં હતા. (૧) હિંદી સનદી સેવાઓ એ વિભાગમાં આવતા અમલદારોની નિમણૂંક ઇંગ્લૅન્ડમાં થતી હતી અને તેમાં હિંદીઓ પણ નોકરી મેળવી શકતા હતા.

(૨) પ્રાંતીય અથવા ગૌણ સનદી સેવાઓ આની પરીક્ષાના હિંદમાં જ લેવાતી હતી અને તે સ્પર્ધા માત્ર હિંદવાસી અથવા હિંદનું નાગરિકત્વ ધરાવનાર માટે જ અનામત હતી દરેક પ્રાંતને કેટલીક ગૌણ સનદી સેવાનો ક્વૉટા આપવામાં આવ્યો હતો. તેઓ તેમની જરૂરિયાત પ્રમાણે યોગ્ય માણસોની વરણી કરતા હતા. એ વરણીમાં ખાસ ધ્યાન રાખવામાં આવતું કે પ્રાંતના પ્રશ્નો તથા પરિસ્થિતિને પહોંચી વળવાની ક્ષમતા આવનાર વ્યક્તિમાં કેટલી છે. આ વ્યક્તિનો સમગ્ર લાભ પ્રાંતને જ મળવાનો હોવાથી તેના પગાર અને ભથ્થાઓનું ખર્ચ પ્રાંતોને ખાતે પડતું હતું. એટલું જ નહિ પણ તેની નિમણૂંકની સત્તા પણ પ્રાંતને જ આપવામાં આવેલી હતી. હિંદ સરકાર જ્યારે એમ માને કે આ નિમણૂંકની સત્તા પ્રાંતોને આપવી તે અમુક અંશે જોખમકારક બનશે તો તે માન્યતા પ્રાંત માટે ખૂબ જ દયાજનક અને કંઈક અંશે અપમાનજનક ગણાશે.

હવે પછીનું જે હિંદ સરકારનું સૂચન હતું તે એવું હતું કે કેન્દ્ર સરકારે તેના હિસાબો અને ખર્ચના આંકડાઓ પ્રકાશિત કરવા તેમાં પ્રાંતોના ખર્ચને બતાવવાની જરૂર નથી. આ દરખાસ્ત ખૂબ જ ગેરમાર્ગે દોરનારી હતી. કારણ કે આ પ્રક્રિયાથી પ્રાંતની પ્રજા તેના પોતાના હિસાબોની જાહેરાતથી વંચિત રહી જાય એટલું જ નહિ તેને પોતાના આવક તથા જાવકના સ્વરૂપનો ક્યારેય અંદાજ આવે નહિ પરિણામે હવે પછીના આયોજનમાં તેને કોઈ દોરવણી મળે નહિ અને શક્ય છે કે ભૂતકાળમાં થયેલી ભૂલોમાં વધારો થાય[1] હવે જો ઉપર પ્રમાણેની દરખાસ્તને સ્વીકારવામાં આવે તો એનો અર્થ એવો થયો કે હિંદ સરકાર હિસાબ અને આવક જાવક કરતાં વહીવટને વધુ મહત્ત્વ આપે છે અને જો આ પરિસ્થિતિ હોય તો તે સમયની કિંમતનો અભ્યાસ કરનાર આંકડાશાસ્ત્રના વિદ્યાર્થીને ખૂબ જ અન્યાય થયો કહેવાય. જો કે આ દરખાસ્ત કંઇ તદ્દન નવી નહોતી. તેનો માત્ર ૧૮૭૧ અને ૧૮૭૭નું રૂપાંતર માત્ર હતું. તેના સ્વરૂપમાં થોડાક ફેરફાર કરવામાં આવ્યા હતા એટલું જ બાકી તેનું કલેવર તો એનું એ જ હતું. પ્રાંતીય આયોજન તો પ્રાંતોના હિસાબી અધિકારીઓ દ્વારા જ તૈયાર કરવામાં આવ્યું હતું અને તેની માત્ર માહિતી, જાણ સારૂ, હિંદ સરકારને સુપ્રત કરવામાં આવી હતી. હિંદ સરકાર આ માહિતી માત્ર જાણી શકે એટલું જ આમાં અભિપ્રેત હતું. તે આ માળખામાં કોઈ ફેરફાર સૂચવી શકે નહિ. આ જાતની વ્યવસ્થા હોવા છતાં કોઈપણ પ્રકારની મુશ્કેલી દેખાતી નહોતી પરિણામે આ વ્યવસ્થા યોગ્ય જ હતી તેમ માનવામાં કોઈ અવરોધ નથી આવતો.

---

૧. આર.સી.ડી. મિનીટ્સ ઑફ એવીડન્સ ગ્રંથ ૧૦ પ્રશ્ન ૪૪૮૪૪, ૪૫૧૭૯-૧૮૦.

આ પછીનો બીજો વાંધો હિંદ સરકારને ખાતાંઓના વિભાજન બાબતના વહીવટનો હતો. આવક અને જાવકનાં ખાતાંઓનું વિભાજન કરવામાં તેને પરિણામે પ્રાંતોને પોતાના સદરોમાં ફેરફાર કરવાનો પૂરેપૂરો અવકાશ રહે અને પોતાના પ્રાંતની આવક તથા ખર્ચનો તાળો મેળવવામાં તેઓ જરૂર પ્રમાણે વ્યવસ્થામાં ફેરફાર કરી શકે[1] આ વ્યવસ્થામાં પ્રાંત પોતે જ પોતાની આવક અને ખર્ચ માટે સંપૂર્ણપણે જવાબદાર હતો. તેની વ્યવસ્થાને પરિણામે જો કોઈ મુશ્કેલી ઊભી થાય તો તેનો માર્ગ કાઢવા માટેની જવાબદારી પણ પ્રાંતની જ હતી અને પ્રાંતોએ પોતાનો વહીવટ એ રીતે કરવાનો હતો કે રાજ્યમાં આવતી અણધારી આફતો અને પ્રતિકૂળ સંજોગોનો સામનો કરવા માટે રાજ્યનાં જ સાધનોનો ઉપયોગ કરવો. ટૂંકમાં આવક અને ખર્ચના વિભાજનની પદ્ધતિને પરિણામ દરેક રાજ્ય સ્વઆધારિત એકમ બને તેવો હેતુ આ પાછળનો હતો. હિંદ સરકારને જે વાંધો હતો અને એ હતો કે રાજ્યો તેમના ખર્ચની બાબતમાં યોગ્ય સંભાળ રાખશે નહિ.[2] જો કે હિંદ સરકારનો આ વાંધો યોગ્ય નહોતો. કારણ કે જો પ્રાંતને પોતાનો વહીવટ પોતે જ કરવાનો હોય અને આવક-જાવક માટેની સંપૂર્ણ જવાબદારી પોતાની જ હોય તો જાવક એટલે કે ખર્ચની બાબતમાં તે અવિચારી પગલાં ભરશે અથવા બેજવાબદારી દાખવશે તેમ માનવું અસ્વાભાવિક છે. જે વ્યક્તિઓ નાણા ઉઘરાવવાના કાર્યમાં રોકાયેલ હતી તે સક્ષમ હતી અને ક્યારેક એવું શકય હતું કે વ્યક્તિઓ દેશ અથવા રાજ્યનું હિત જોવાને બદલે પોતાના સ્થાપિત હિતોને ધ્યાનમાં રાખી નાણા ઉઘરાવવાનું કાર્ય કરે. પણ આવા સંજોગોમાં તે વ્યક્તિઓ ઉપર ચાંપની નજર રાખી કાં તો તેમને તે સ્થાનેથી બદલી દેવાની અથવા ભવિષ્યમાં તેઓ આ જાતનું વર્તન ન કરે તે જોવાની સત્તા રાજ્યોને હતી જ.[3] ક્યારેક આવી વ્યક્તિઓને લીધે નાણા ઉઘરાવવાની વ્યવસ્થામાં કેટલીક મુશ્કેલીઓ ઊભી થતી હતી.

આમાં ખાસ કરીને રાજ્ય સરકારો એ કેન્દ્રને વેરો ભરવાની બાબતે દાખવેલી કુખ્યાત અનિચ્છાને નોંધી શકાય.[4] આ બાબતમાંના બીજા વાંધા તરીકે એ મુદ્દો લઈ શકાય કે પોતાના વેરામાંથી જો પ્રાંતીય સરકાર હિંદ સરકારને ભાગ આપે તો હિંદ સરકાર એક પેન્શન મેળવનાર ઘટક હોય તેવું ચિત્ર ઉપસ્થિત થાય આમાં નાણા મેળવવાની બાબતમાં કોઈ ફેર પડતો નથી. તે તો પહેલાંના જેવું જ છે પણ હિંદ સરકાર પ્રાંતીય સરકારો ઉપર આધારિત બની જાય

---

૧. આર.સી.ડી. મિનીટ્સ ઓફ એવીડન્સ ગ્રંથ ૮ પ્રશ્ન ૩૫૨૨૫-૨૮.

૨. આર. સી. ડી. મિનીટ્સ ઓફ એવીડન્સ ગ્રંથ ૪ પ્રશ્ન ૧૫૧૦૦, ૧૬૩૯૧.

૩. આના અનુસંધાને પ્રો. ઉર્વલનું ''ધી ફી સીસ્ટમ'' જુઓ.

૪. આર.સી.ડી. મીનીટસ ઓફ એવીડન્સ ગ્રંથ ૧૦ પ્રશ્ન ૪૪૮૬૬.

કારણ કે સમગ્ર દેશ તો પ્રાંતીય સરકારોના હસ્તક હોય અને હિંદ સરકારે તો માત્ર મદદ માટે તેની સાથે મીટ માંડવાની રહે.

પ્રાંતીય અને કેન્દ્રીય સરકારોની સહિયારી તિજોરીની બાબત હિંદ સરકાર માટે કોઈ ખૂબ વાંધાજનક બાબત નહોતી. પ્રાંતીય સરકારોની પોતાની આવક તથા ખર્ચનો હિસાબ પોતે જ રાખવાનો હતો અને કેન્દ્રમાં તેણે પોતાનો જ હિસ્સો અલગ રાખવાનો હતો જે તેને જ્યારે જરૂર પડે ત્યારે ઉપયોગમાં લઇ શકાય તેમ હતું. એક રીતે જોઈએ તો પ્રાંતીય સરકારની આ અનામત કેન્દ્ર પાસે ગણાય. જેનું રક્ષણ કરવું અને જરૂર પડયે પ્રાંતોને તે ઉપલબ્ધ કરી આપવું તેટલું જ કાર્ય કેન્દ્રનું હતું. આને પરિણામે ખર્ચમાં કરકસર થાય, હિસાબો વધુ સ્પષ્ટ બન્યા અને આવકનાં સાધનો કયાં કયાં છે તેવાં પ્રસંગોપાત કેટલી અને કયા કારણોસર વધઘટ થાય છે તેનું ચિત્ર પણ સ્પષ્ટ બન્યું. પ્રાંતો એ પોતાના જુદા નાણાતંત્રની કયારેય માંગ કરી નહોતી કારણ કે તેમને ખાત્રી હતી કે આવી માંગ, કેન્દ્ર સરકાર, બંધારણની રૂએ ક્યારે પણ મંજૂર કરશે નહિ. તેમની જે માહિતી હતી તે એ હતી કે તેમને મળેલા ભંડોળમાંથી અમુક ચોકકસ હિસ્સાનું ખર્ચ કરવા માટે તેમને છૂટ હોવી જોઈએ[1] અને તે માટે કોઈપણ જાતની પૂર્વ મંજૂરીની જરૂર હોવી જોઈએ નહિ.

આમ, સમગ્ર દષ્ટિએ જોતાં પ્રાંતીય વહીવટ અને કાર્ય પદ્ધતિને બંધારણને નામે ખોટી રીતે મર્યાદામાં મુકી દેવામાં આવ્યા હતા. જો પ્રાંતોને યોગ્ય છૂટછાટ આપવામાં આવી હોત અને તેમની કાર્યપદ્ધતિને વધુ પડતી મર્યાદાઓમાંથી મુક્ત રાખવામાં આવી હોત તો શકય છે કે સમગ્ર તંત્ર ખૂબ જ કાર્યક્ષમ રીતે વહીવટ સંભાળી શકત અને તેને પરિણામે પ્રજા તથા સરકારના ભવિષ્યનું સારા પ્રમાણમાં ઘડતર થાત. પણ આ બંધનો લાદવા પાછળનો હેતુ જો કે બીજો જ હતો તેમ છતાં દેખીતી રીતે એમ કહેવામાં આવતું હતું કે જો તંત્રને યોગ્ય રીતે ચલાવવું હોય તો આ જાતનાં બંધનો અત્યંત જરૂરી હતાં. અને તે માટે જ તેની જોગવાઈ બંધારણમાં કરવામાં આવી હતી.

પણ સંયુક્ત જવાબદારીનાં જે દૂષણો હતાં અને નિયંત્રણોને પરિણામે જે ગંભીર પરિસ્થિતિ ઊભી થઇ હતી તેને નિવારવા માટે આવી વ્યવસ્થાને ધરમૂળથી બદલવાની તાતી જરૂર ઊભી થઇ હતી અને તેના પ્રત્યાઘાત રૂપે ૧૮૭૦માં જેનો સદંતર ઈન્કાર કરવામાં આવ્યો હતો તે ત્રીજું પરિબળ સ્વીકારવામાં આવ્યું અને તેના મહત્ત્વને સ્વીકારી તેના સૂચનો તથા દરખાસ્તો મુજબ ફેરફાર કરવામાં આવ્યા. આ પરિબળ હવે પછીના રાજશાસનમાં ખૂબ જ મહત્ત્વનો ભાગ ભજવવાનું છે.

આ પરિબળને લઈને કેવા ફેરફાર થયા તથા તે ફેરફારોને લીધે સમગ્ર ચિત્ર કેવું બદલાતું તેનો તલસ્પર્શી અભ્યાસ હવેના ભાગમાં કરવામાં આવશે.

---

૧. એજન પ્રશ્ન ૪૪૯૦૦.

☐

# ભાગ-૪

## હિંદ સરકારના ૧૯૧૯ના કાયદા હેઠળનું પ્રાંતીય નાણાતંત્ર

# ૧૦

# પુનર્રચના માટેની જરૂરિયાત

પ્રમુખ પદ્ધતિ અને પાર્લામેન્ટરી શાસન પદ્ધતિની બંને સરકારો પરસ્પર વિરોધી સ્વરૂપ ધરાવતી હોય છે.[૧] આમાં પાર્લામેન્ટરી સરકાર વધુ સક્ષમ ગણાય છે.[૨] બીજી કોઈપણ સરકાર લોકોની સરકાર ગણાય તેમાં પાર્લામેન્ટરી સરકાર વધુ પ્રતિનિધિત્વ ધરાવે છે તેમાં શાસનના વિવિધ ખાતાઓના વહીવટનું માળખું વધુ સારી રીતે ગોઠવાયેલું હોય છે. આ એક જ શાસન પદ્ધતિ એવી છે જેમાં સનદી અધિકારીઓ તથા જવાબદાર અમલદારો પોતાની જવાબદારી યોગ્ય રીતે સમજી તેમને સોંપેલાં કાર્યો સારી રીતે કરી શકે છે. આ શાસન પદ્ધતિમાં વહીવટી કાર્ય સારૂ થવું જોઈએ એટલું જ નહિ પણ સરકારનું સમગ્ર માળખું ખૂબ જ યોગ્ય રીતે ગોઠવાયેલું હોય છે પરિણામે તેમાં કામ કરતા માણસો ખરેખર સરકારના પ્રતિનિધિઓ તરીકે કાર્ય કરતા હોય છે કોઈપણ કાર્યકર પોતાના કાર્યમાં જરા પણ ઊણો ઉતરે તો તેને ચેતવણી આપવી અથવા અમુક હદથી વધુ પ્રમાણમાં કાર્યની શિથિલતા જણાય તો તે કર્મચારીને શિક્ષા કરવાની જોગવાઈ પણ પાર્લામેન્ટરી શાસન પદ્ધતિમાં હોય છે. પાર્લામેન્ટરી સરકાર એક દૃષ્ટિએ જોઈએ તો પ્રાચીન પ્રણાલી ગણાય તેમ છતાં બ્રિટનના બંધારણમાં તેનું જે વર્ચસ્વ તથા મહત્ત્વ દેખાય છે તે ઉપરથી તેની કાર્યક્ષમતાનો અંદાજ આવી શકે છે.

જો અમલદારી તંત્ર અને ધારાકીય માળખું પાર્લામેન્ટરી શાસન પદ્ધતિનું અભિન્ન અંગ ગણાતા હોય તો હિંદમાં ૧૮૫૩થી પાર્લામેન્ટરી સરકાર જેવી જ સરકાર અસ્તિત્વ ધરાવે છે તેમ કહી શકાય. બ્રિટિશ હિંદમાં સારી સરકાર ચલાવવા કાયદો ઘડવા અને અમલ કરવા અધિક (એટલે કે ધારાકીય) સભ્યો અને સામાન્ય (એટલે કે વહીવટી) સભ્યો મળીને ધારાસભા બનાવવાની

---

૧. સંદર્ભ : ધ અમેરિકન કોમનવેલ્થ – લેખક જેમ્સ બ્રાઈસ, ૧૯૧૦, ગ્રંથ-૧

૨. સંદર્ભ : ધ ગવર્નન્સ ઓફ ઈંગ્લૅન્ડ – લેખક સર સિડની લૉ, ૧૯૧૪, પ્રકરણ ૩, અત્રતત્ર.

બંધારણીય જોગવાઈ હોય તો તે આવી જ લાક્ષણિક્તા છે. તેમ કહેવું અયોગ્ય નહિ લેખાય.[૧]

વ્યવસ્થિત અને સારા વહીવટ માટે આ સરકાર વધુ સક્ષમ હતી તેવું બ્રિટિશ હિંદની સરકારના વહીવટ ઉપરથી લાગ્યા વગર રહે નહિ. પણ બીજા દેશોમાં જે પાર્લામેન્ટરી સરકાર છે તેની સાથે સરખામણી કરતાં કેટલીક આશ્ચર્યજનક હકીકતો જાણવા મળે છે. હિંદી શાસનમાં કાયદાની દૃષ્ટિએ એક પ્રકારનું શાસન ચાલતું હતું અને વાસ્તવિક દૃષ્ટિએ જોતાં હકીકતમાં તે બીજા જ સ્વરૂપે ચાલતું હતું. બીજા દેશોમાં ધારાકીય અગ્રણીઓ આગળ અમલદારો કેટલીક બાબતોમાં બાંધછોડ કરે છે અને અમુક સંજોગોમાં તેમના આદેશનું પાલન કરી શરણાગતિ સ્વીકારે છે. જ્યારે હિંદમાં ધારાકીય અગ્રણીઓએ આ જાતની શરણાગતિ સ્વીકારવી પડે છે[૨] અને તેમનું અસ્તિત્વ અમલદારોના એક પડછાયા માત્ર જેવું જ છે તેમ સ્પષ્ટ રીતે દેખાય છે. અગ્રણીઓ તનતોડ પ્રયત્ન કરે તેમ છતાં અમલદારો જાહેર સેવાના કાર્યોમાં એટલી જ નિષ્કાળજી દર્શાવે છે.

કમનસીબ બાબત તો એ હતી કે સુધારા વધારા વારંવાર ધારાકીય અગ્રણીઓ પાસેના માંગવામાં આવતા હતા પણ તેનું પરિણામ એક માત્ર હતું અને તે સુધારા વધારાની દરખાસ્તોનો અસ્વીકાર.

હિંદની પાર્લામેન્ટરી સરકાર શા માટે આવી ક્ષતિનો ભોગ બનેલી હતી તેના કારણો શોધવામાં આવે તો જણાશે કે આ પાર્લામેન્ટરી સરકાર માત્ર

૧. સંદર્ભ : પુનર્રચનાની લોર્ડ મિન્ટોની ૧૯૦૮ની દરખાસ્ત ઉપર પ્રખ્યાત ધારાશાસ્ત્રી સર ભાસ્કર આયંગરની નોંધ.

૨. શ્રી એન.સી.કેલકરના ''હિંદી હોમરૂલ માટે સમર્થન'' પા.૮૧માંથી લીધેલો નીચેનો કોઠો આ ઉદાહરણ પુરૂં પાડે છે.

| લેજીસ્લેટીવ કાઉન્સિલ | ઠરાવ રજૂ કર્યા | ઠરાવ પાછા ખેંચ્યા | ઠરાવો નામંજૂર થયા | ઠરાવો સ્વીકારાય |
|---|---|---|---|---|
| સૂપ્રીમ | ૩ | ૨ | ૧ | ૦ |
| મદ્રાસ | ૩૨ | ૨૬ | ૬ | ૦ |
| બંગાળ | ૩૮ | ૨૬ | ૧૨ | ૦ |
| ઉત્તર પ્રાંતો | ૨૨ | ૧૦ | ૧૨ | ૦ |
| બિહાર અને ઓરિસ્સા | ૫ | ૫ | ૦ | ૦ |
| મધ્ય પ્રાંતો | ૪ | ૨ | ૨ | ૦ |

નામની જ પાર્લામેન્ટરી હતી અને તેના અમલદારો પાર્લામેન્ટના કોઈ નીતિનિયમને બદલે પોતાના વ્યક્તિગત હેતુઓ તથા બ્રિટનને લક્ષમાં લઈને નિર્ણયો લેવામાં માનતા હતા. પરિણામે પાર્લામેન્ટરી માળખું તો માત્ર નામનું જ રહ્યું હતું જ્યારે તેમાં થતી કાર્યવાહીનું સ્વરૂપ તો તદ્દન જુદા જ પ્રકારનું હતું. આ અમલદારોને તેમની કાર્યપદ્ધતિ માટે જરાયે ક્ષોભ થતો નહોતો એટલું જ નહીં પણ તેમને તેમના કાર્ય માટે કોઈ પગલાં ભરશે અથવા તેમને પોતાના ભૂલભરેલા પગલાં માટે કોઈ શિક્ષા કરવામાં આવશે તેવો ડર ક્યારેય લાગતો નહોતો. આ પાર્લામેન્ટ સાચા અર્થમાં તો પાર્લામેન્ટ હતી નહિ. તેના જેવો કોઈ હાથવગો દાખલો જોઈતો હોય તો તે ૧૭૮૨થી ૧૮૦૦ વચ્ચે આઈરીશ પાર્લામેન્ટનો આપી શકાય. તેને બ્રિટનની પાર્લામેન્ટ તરીકે પણ ઓળખવામાં આવે છે. આઈરીશ ધારાસભાએ અમલદારોની નિમણૂંક કરવી જોઈએ તેના બદલે આ અમલદારોની નિમણૂંક ઈંગ્લીશ મિનિસ્ટ્રીની સલાહ પ્રમાણે તાજ દ્વારા થતી હતી અને તે જ રીતે હિંદમાં પણ અમલદારની નિમણૂંક સેક્રેટરી ઑફ સ્ટેટની દરખાસ્ત અને સલાહ મુજબ તાજ દ્વારા કરવામાં આવતી હતી. આ સેક્રેટરી કોઈપણ રીતે ધારાસભાને જવાબદાર નહોતો.

એ વાત ખરી કે અમલદાર સેક્રેટરી ટુ ધ સ્ટેટ ઓફ ઈન્ડિયાને અને તે રીતે બ્રિટિશ પાર્લામેન્ટને જવાબદાર હતો તેમ છતાં શ્રી ફીશર[1] કહે છે કે એ હકીકત ભૂલાવી ન જોઈએ કે

''હિંદની બાબતોના વિકાસ, ચર્ચા તથા સુધારા વધારાનું તંત્ર હિંદ સરકારને હસ્તક છે. દરખાસ્ત સેક્રેટરી ટુ ધ સ્ટેટ ઓફ ઈન્ડિયા દ્વારા પાર્લામેન્ટમાં આવે છે અને જો આ સેક્રેટરી શક્તિશાળી હોય તો સમગ્ર પાર્લામેન્ટને પોતાના મતમાં મેળવી શકે તેવી બધી જ શક્યતાઓ છે તેમ છતાં આખરી શબ્દ તો હિંદમાં બેઠેલા અમલદારનો જ રહેવાનો. આ અમલદારશાહી દ્વારા થતા વિરોધને સેક્રેટરી ટુ ધ સ્ટેટ ઓફ ઈન્ડિયા કોઈપણ રીતે નકારી શકે નહિ.''

વાસ્તવિક રીતે જોઈએ તો સેક્રેટરી કોઈપણ રીતે અમલદારની વિરોધમાં જવા અથવા અમલદારની દષ્ટિએ હિંદની પ્રજા માટે અનુકૂળ ન હોય તેવું પગલું ભરવા માટે ઈચ્છા ધરાવતો નહોતો.[2]

---

૧. ધ એમ્પાયર એન્ડ ધ ફ્યૂચરમાં શ્રી.એ.એચ.એલ. ફીશર શાહી વહીવટ ઉપર ૧૯૧૬ પાન.૬૮.

૨. માત્ર બે જ બાબતોમાં સેક્રેટરી ઓફ સ્ટેટને અમલદારની વિરૂદ્ધમાં જવું પડયું હતું. (૧) પંજાબ ડ્રેઈનેજ એન્ડ કેનલ ઍક્ટ અને (૨) હિંદનો ૧૮૭૫નો ટેરીફ એક્ટ. બીજો મુદ્દો દેખીતી રીતે જ હિંદના હિતો જાળવવાના પક્ષમાં હતો.

બ્રિટિશ પાર્લામેન્ટના એજન્ટો જે હિંદની સરકારના સભ્યો પણ ગણાતા હતા તેમાંથી કોઈપણ સભ્યે હિંદની કારોબારીના સભ્યની કાર્યપ્રણાલીને ચિંતાની દૃષ્ટિએ ભાગ્યે જ જોઈ હતી.[૧]

જો કે ૧૯૧૯માં જ્યારે આ પગલું ભરવામાં આવ્યું ત્યારે તો ઘણું મોડું થઈ ગયું હતું અને નાણા તથા વહીવટની દૃષ્ટિએ ઘણું મોટું નુકશાન થઈ ગયું હતું. તેમ છતાં આ પગલાંથી ૧૯૧૯ પછી તેનું નુકશાન અટકી ગયું. જો કે બીજે પક્ષે હિંદના વહીવટમાં આ રીતનો હસ્તક્ષેપ કરવો તે કેટલીક બાબતોને ધ્યાનમાં આપવામાં આવે તો ઈચ્છનીય પણ નહોતું[૨] એક બાજુ તો હકીકત હતી કે કંપની સરકારના હસ્તક હિંદનો વહીવટ હતો તે કરતાં, તે વહીવટ જ્યારે તાજના હાથમાં આવ્યો ત્યારથી હિંદમાંનો રસ તો નોંધપાત્ર રીતે ઓછો થઈ ગયો હતો. આ બાબતે કોઈ શંકાને સ્થાન નથી. એટલું જ નહિ પણ હિંદ સાથેનો બ્રિટીશ પાર્લામેન્ટનો વહેવાર તદ્દન ખરાબ થઈ ગયો હતો તેમ પણ કહેવામાં વાંધો નથી.[૩]

આ બધા ઉપરથી એટલું તો સ્પષ્ટ છે કે હિંદમાં કારોબારીનો સભ્ય બ્રિટનની પાર્લામેન્ટથી તદ્દન સ્વતંત્ર અને પોતાના કાર્યોમાં કોઈપણ જાતના નિયંત્રણ વગરનું અસ્તિત્વ ધરાવતો હતો.[૪] હવે આ કારોબારી સભ્ય પોતાનું કાર્ય કેવી રીતે અને કયા સિદ્ધાંતોને આધારે કરતો હતો તે જોવું જોઈએ કારણ કે તે એક ગુંચવાડા ભરેલો પ્રશ્ન છે.

---

૧. સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઈન્ડિયાનો પગાર તો હિંદના મહેસૂલમાંથી ચૂકવાતો હતો તેમ છતાં તેની પ્રવૃત્તિની સંસદમાં ક્યારેય સમીક્ષા થતી નહોતી. ૧૮૭૩માં શ્રી આર.એન.કોપલરનું માનવું હતું કે આ જાતની નિષ્કાળજી કદાચ દેશને અંધાધૂંધી તરફ દોરી જાય અને તેથી આવી પરિસ્થિતિને અટકાવવા માટે અવારનવાર તેના વિકાસ અને કાર્ય પ્રણાલીને ચકાસવી જોઈએ. ૧૮૮૩માં ફરીથી શ્રી ફોવલર આજ મુદ્દો આગળ ધરી પ્રયાસ કર્યો કે પરિસ્થિતિમાં કંઈક ફેરફાર થાય. ૧૯૧૯માં સેક્રેટરી ઑફ ધ સ્ટેટ ફોર ઈન્ડિયાનો પગાર જ્યારે બ્રિટિશ વર્ગમાંથી ફાળવવાની શરૂઆત કરવામાં આવી ત્યારે ઉપરની ચકાસણી કરવાની જરૂર પડી પણ તે પહેલાં જ્યારે શ્રી ફોવલર સેક્રેટરી ઑફ સ્ટેટ ફોર ઈન્ડિયા હતા અને વારંવાર ટકોર કરી કે ચકાસણી થવી જોઈએ તેમ છતાં પણ તેમના મતને જરા પણ મહત્વ આપવામાં આવ્યું નથી કારણ કે તેમનો પગાર બારોબાર હિંદના નાણાખાતામાંથી આપવામાં આવતો હતો.

૨. લેંકેશાયરના સંદર્ભમાં હિંદની જકાતનીતિને વખોડતા આમ સભાના ઠરાવો જોવા ભલામણ છે.

૩. ઈસ્ટ ઈન્ડિયા કંપનીને લીઝ આપતા પહેલાં ઘણી જ ત્રાસદાયક અને કષ્ટજનક તપાસણીઓ કરવામાં આવતી હતી જેથી કંપનીનો ઉત્સાહ લગભગ મરી પરવારે તેવો પ્રયત્ન કરવામાં આવતો હતો. આ એક નોંધપાત્ર હકીકત હતી.

૪. એક પાર્લામેન્ટે ભારતની કારોબારીને અદાલતી સકંજામાં રાખી હતી. બીજી પાર્લામેન્ટે કારોબારીને અદાલતી અને ધારાકીય અંકુશોમાંથી મુક્ત કરી હતી. એક પાર્લામેન્ટે હેસ્ટિંગ્સ પર કામ ચલાવ્યું હતું તો બીજી પાર્લામેન્ટે જનરલ ડાયરને ટેકો આપ્યો હતો.

આ પ્રશ્નના જવાબમાં માત્ર એટલું જ કહેવું પૂરતું છે કે હિંદની કારોબારી એ વિકાસને ભોગે વ્યવસ્થા જાળવી છે અને તેની માઠી અસર ન્યાય તેમજ નાણાતંત્ર ઉપર ઘણી જ વિશાળ સ્વરૂપે જોવા મળે છે તે એક દુઃખદાયક હકીકત છે.

હિંદમાં અસ્તિત્વ ધરાવતા અનિષ્ટોનો વિચાર કરીએ અને જગતના બીજા દેશો સાથે તેની સરખામણી કરીએ તો ભાગ્યે જ કોઈ એવો દેશ મળશે જ્યાં હિંદ જેટલાં અનિષ્ટો જોવા મળશે.[1] કાયદો એક એવું સાધન છે જેના દ્વારા સમાજ પોતાના સંરક્ષણ માટે વખતો વખત પોતાના દૂષણો સુધારે છે પરંતુ, મોટે ભાગે તો સૌથી જીવલેણ ચરિત્ર ધરાવતા વૈયક્તિક કાયદાના શાસનને નાગરિકોના સામાજિક સંબંધો પર રાજ કરવાનો છુટો દોર અપાયો છે અને તેમાં બહુ જ થોડા અપવાદો છે. (૪) તેમ છતાં એ હકીકત છે કે પ્રબુદ્ધ નાગરિક મતે ઘણા સમય પહેલાંથી આ દૂષણો સામે અવાજ ઉઠાવ્યો છે. (૫) વૈયક્તિક કાયદાની જાળવણી માટે કારોબારીને એટલો બધો ધાર્મિક આદર રહ્યો છે કે કારોબારી સભ્યોએ તો માત્ર તેના મૂક સાક્ષી બનીને જોઈ રહેવા સિવાય બીજી કોઈ ફરજ બતાવી હોય તેવું દેખાતું નથી. ઓછા વત્તા પ્રમાણમાં આ સભ્યો રૂઢિવાદીઓ જ હતા.[2] આધુનિક કાયદાની બૌદ્ધિક જોગવાઇઓ સાથે જ્યારે પણ જરી પુરાણી, પ્રાચીન કાનુન-સંહિતાના બુદ્ધિહીન ચુકાદાઓ સંઘર્ષમાં ઉતરે ત્યારે કારોબારીએ જરીપુરાણા કાયદાઓ બચાવવાની કાળજી રાખી છે. અને તેમના મંતવ્યો જ આવરી લઈ તથા તેને પ્રજા ઉપર ઠોકી બેસાડવા તેવું દઢપણે માનતા હતા. ખેતી,[3] વેપાર,[4] ઉદ્યોગ[5] તથા બીજા પાસાઓને જોતાં કારોબારીના સભ્યો તો માત્ર તેમાંથી વધુમાં વધુ વળતર કેવી રીતે મળી શકે તેના ઉપર જ ધ્યાન કેન્દ્રિત કરતા હતા.[6] આ બાબતોના

---

૧. ૧૮૨૯ નો સતી પ્રતિબંધક ધારો, ૧૮૪૩ નો ગુલામી પ્રતિબંધક ધારો, ૧૮૫૦ ધર્મ કે જાતિ ગુમાવવાને પરિણામે મિલકત કે હક નાબુદી અટકાવતો ધારો, ૧૮૫૬ હિન્દુ વિધવાને પુનઃલગ્નની સત્તા આપતો ધારો, ૧૮૬૬ છૂટાછેડા મેળવવા ખ્રિસ્તી થવાની દેશીઓને રજા આપતો ધારો, ૧૮૭૧ (અકુદરતી પ્રથા અંગે) અને ૧૮૭૨ (લગ્નપ્રથા અંગે) ના કાયદા.

૨. ૧૭૭૨ના વોરન હેસ્ટિંગ્સના સુધારા અને ઈસ્ટ ઈન્ડિયા કંપનીનો ૧૭૮૦નો કાયદો

૩. ૧૮૬૨નો કાયદો ૧૦ તથા ૧૮૮૨નો કાયદો ૪ તથા ૨ જોવો.

૪. બંગાળનો ૧૮૫૯, ૧૮૬૮, ૧૮૮૧ અને ૧૮૮૫નો ગણોતધારો, ૧૮૬૮નો આંધ્રનો ભાડાનો કાયદો, ૧૮૭૯નો મુંબઈનો દાખલનો ખેતીવાડીની શરતનો કાયદો તથા ૧૮૮૩નો કેન્દ્રીય પ્રાંતોનો ગણોતધારો જોવો.

૫. ૧૮૮૧ સુધી કારખાનાનો કાયદો હિંદમાં નહોતો. ૧૮૮૧માં આનો સુધારો ૧૯૧૧માં છે તેનું નવું સ્વરૂપ અપાયું. જેમાં કારખાનાના કાયદાઓનો સમાવેશ થાય છે.

૬. હિંદના અર્થશાસ્ત્રનો અભ્યાસ કરનાર જોઈ શકશે કે આમાં હિંદના મજૂરના શોષણનો સંદર્ભ છે.

વિકાસ અને જાળવણી માટે થતી વિવિધ પ્રકારની માગણીઓ તરફ તો જરાયે ધ્યાન દેવામાં આવતું નહોતું.

હિંદમાંના કરવેરાના માળખાની વ્યવસ્થાના જ એવી હતી કે તેમાં આમ લોકોનો સમાવેશ થાય જ્યારે સમાજનો એક વિશિષ્ટ વગ ધરાવતો, સાધન સંપન્ન વર્ગ તેમાંથી તદ્દન બાકી રહે તેવો વ્યવહાર ગોઠવવામાં આવ્યો હતો. વળી આમ થવા પાછળનો હેતુ, હિંદનું વધુમાં વધુ શોષણ કેવી રીતે થઈ શકે તે જ હતો અને તેને પરિણામે સામાન્ય સમાજને ગમે તેટલું સહન કરવાનું આવે તો પણ તેને ગણકારવામાં પણ આવતું નહિ. પરંતુ આડકતરા વેરાના ચોક્કસ પ્રકારો લાદવા સામે એક ચોક્કસ સિદ્ધાંત પણ છે. જાહેર નાણાતંત્રના વિદ્યાર્થીઓ કબુલ કરશે કે ગરીબ પ્રજા પર ઝીંકાતા ભારે કરવેરાનો બોજો ઉઠાવવા ગરીબો સક્ષમ બની શકે એ પ્રમાણે કરવેરા નંખાવા જોઈએ. જ્યારે આવા વેરા સંપન્ન વર્ગની સગવડો ઉપર પડે છે ત્યારે તેઓ તેમની ખરીદીને અંકુશમાં રાખીને વેરાનો બોજો ખાળી શકે છે. પરંતુ જ્યારે આ વેરા ગરીબવર્ગની જરૂરિયાતો પર નંખાય છે ત્યારે આવું અનુકૂલન શક્ય નથી. જ્યારે પ્રજા તરફથી આક્રોશ ઉત્પન્ન થાય કે કરવેરાનું ભારણ અસહ્ય છે. ત્યારે તપાસ કરવામાં આવતી કે આ આક્રોશનું કારણ શું છે. કારણો ગમે તે હોય પણ આક્રોશને દબાવી દેવા કરવેરાને વધુ કડક અને વિસ્તૃત બનાવવામાં આવ્યા હતા. મીઠાં ઉપરનો કર એ આનો જવલંત દાખલો છે. હિંદમાં મીઠાં ઊપર નાંખવામાં આવેલા કરનું ખતરનાક ચરિત્ર હિંદની મહેસૂલ પદ્ધતિમાંથી આ કરને નાબૂદ કરવા માટે પર્યાપ્ત હતું. પરંતુ કારોબારીએ આ વેરો નાબૂદ કરવાની માંગણીને ફગાવી દીધી હતી એટલું જ નહીં જ્યારે જ્યારે પણ ખાદ્ય પડી ત્યારે મહેસૂલના અન્ય સ્રોત ઉભા કરવાના બદલે મીઠાં પરનો વેરો વધાર્યો હતો. ૧૮૮૬માં અમુક ઉદાહરણ આપતાં કહી શકાય કે બ્રિટિશ સરકારે પણ સ્વીકાર્યું[૧] હતું કે

''મારી દષ્ટિએ એક હકીકત જેને ગમે તેટલા પ્રયત્નો કરવામાં આવે તેમ છતાં ભૂલી શકાય તેમ નથી એટલું જ નહિ પણ આ શાસન ઉપરનો એક નામોશીભર્યો દાગ છે તે હકીકંત એ છે કે હિંદની પ્રજામાંથી જે માણસો પાસેથી વધુમાં વધુ કર ઉઘરાવવામાં આવે છે. તે ઓછામાં ઓછો રક્ષિત છે

૧. ૧૮૮૬ની ૪ જાન્યુ. સર એ. કોલ્વીન દ્વારા અપાયેલા કાયદાના સુધારા વધારાની બાબતમાં બોલવામાં આવેલા ભાષણના અંશો.

જ્યારે ખાસ વર્ગ જેને વધુમાં વધુ રક્ષણ અને સગવડો આપવામાં આવે છે તેને આ કરવેરાના માળખામાંથી તદ્દન બાકાત રાખવામાં આવે છે.''

૧૮૮૭-૮૮માં કારોબારી સભ્યોએ તેમના પોતાનાં મંતવ્યોને એક તરફ મૂકીને મીઠાંનો વેરો વધારી દીધો. જો કે બીજી કોઈ કરકસરને કારણે નહિ પણ બર્માની જીતને પરિણામે થયેલા અઢળક ખર્ચને પહોંચી વળવા બંગાળના જમીનદારો, આસામના ચાના બગીચાના માલિકો,અવધના તાલુકદારોને આવરી લેતું કર માળખું અમલમાં આવ્યું. ૧૮૮૬માં તેમને તેમની શક્તિ મુજબ કર ભરવાની ફરજ પાડવામાં આવી.

મીઠાં ઉપરનો કર એ જ અન્યાયી અને અસમાન હતો એવું નથી. જમીન મહેસૂલ પણ આવું એક ઉદાહરણ છે. કેટલાક કિસ્સાઓમાં કરની રકમ જ નક્કી કરવામાં આવતી હતી અને ઉપજ કેટલી થાય છે તેનો કોઇ ખ્યાલ રાખવામાં આવતો જ નહોતો. પરિણામે ઉપજમાં ક્યારેક ઘટાડો થાય તેમ છતાં સરકારને ભરવાની કરની રકમમાં તો બિલકુલ ઘટાડાનો અવકાશ નહોતો એટલું જ નહીં. જ્યારે ઉપજમાં ઘટાડો થાય અને કર ભરનાર વ્યક્તિ ધોરણ મુજબ કર આપવા શક્તિમાન ન હોય ત્યારે તેના ઉપર બળજબરી કરવામાં આવતી અને પુષ્કળ ત્રાસ ગુજારવામાં આવતો. અને છેવટે કરની રકમ તો કોઈપણ ભોગે વસુલ કરવામાં આવતી. આ બાબતમાં ક્યારેક પુનર્વિચારણા કરવામાં આવતી. પણ તેનો હેતુ એ નહોતો કે ઓછી ઉપજવાળાને રાહત રહે. પણ જ્યારે સમગ્ર વર્ગમાંથી થોડાકની ઉપજમાં વધારો થાય તો તેના પ્રમાણમાં કરની રકમમાં વધારો કરવા આ પુનર્વિચારણા થતી. એ બાબત તદ્દન ભૂલાઈ જતી કે કર ભરનાર, વસ્તુઓ નહિ પણ વ્યક્તિઓ[1] છે. ખેડૂતો ઉપરનો વેરો તો ખૂબ જ અન્યાયી હતો. વ્યક્તિ કેટલી જમીનમાં ખેડ કરે છે તેને મહત્ત્વ આપવામાં આવતું નહોતું. માત્ર તે ખેડ કરે છે તેટલું જાણવું જ પૂરતું હતું. પરિણામે એક વીઘામાં ખેતી કરનાર અને ૧૫૦ હેક્ટરમાં ખેતી કરનાર બંને ખેડૂતોને એક જ લાકડીથી હાંકવામાં આવતા હતા. પરિણામ એ આવતું કે નાનો ખેડૂત વધુ અને વધુ પિસાતો. જ્યારે વધુ જમીન ધરાવનાર વધુ અને વધુ સંપત્તિવાન બનતો જતો હતો. આમ ખેડૂતોમાં પણ અંદરો અંદર બે ભાગ પાડી દેવામાં આવ્યા અને બંને વચ્ચેની ખાઈ ઉત્તરોત્તર વધતી જ ગઈ.

---

૧. શાહી અને સ્થાનિક કર વ્યવસ્થા ઉપર તો પ્રો.કેનની ટીકા ૧૮૯૯ના ''શાહી અને સ્થાનિક કરવેરા'' પાન-૧૬૦.

જો આ રીતે એકઠી કરાયેલી રકમ પ્રજાની સુખાકારી તથા વિકાસ ઉપર ખર્ચવામાં આવી હોત તો તેનો થોડોક ફાયદો થાત પણ એ વસ્તુ થઈ શકી જ નહિ.

હિંદની પ્રજામાંથી મળતો નાણાંનો પૂરવઠો ખૂબ જ વિપુલ પ્રમાણમાં હતો. આ ભંડોળનો ઉપયોગ પ્રજા માટે શા માટે કરવામાં ન આવ્યો અને તો પછી એ નાણાં ક્યાં ગયાં તે પ્રશ્નના જવાબમાં કહી શકાય કે પોલીસ, વહીવટ તથા મહેકમ જેવાં સરકારને ટકાવી રાખનારાં ખાતાઓમાં જ તેમનું ખર્ચ થતું હતું. જ્યારે શિક્ષણ, સ્વાસ્થ્ય અને જાહેર કાર્યો જેવા પ્રજાને લગતાં કાર્યો માટે તો કોઈપણ પ્રકારની જોગવાઈ કરવામાં આવી નહોતી. જ્યારે જ્યારે પ્રજા તરફથી ખૂબ જ ઉહાપોહ થતો અને જ્યારે જ્યારે કારોબારી સભ્યોને લાગતું કે થોડાક પૈસા પ્રજા ઉપર ખર્ચવામાં આવશે તો આ ઉહાપોહ શાંત થશે ત્યારે જ ખૂબ જ થોડાં નાણાંનો આ બાબતો ઉપર ખર્ચ થતો હતો. એ પ્રશ્ન પૂછી શકાય કે આટલી સાર્વભૌમ કારોબારી શા માટે પ્રગતિની વિરૂદ્ધમાં કામ કરતી હતી ? જવાબ એ છે કે એક બેજવાબદાર સરકાર ગમે એટલી સાર્વભૌમ હોય તો પણ પ્રગતિ માટે અસમર્થ છે કારણ કે તેની સાર્વભૌમ સત્તાના અમલ આડે બે ગંભીર મર્યાદાઓ[1] આવે છે. એક તો તેની પોતાની આંતરિક મર્યાદા છે. સત્તામાં બેઠેલા લોકોના ચરિત્ર, હેતુઓ અને હિતોથી આ મર્યાદા નક્કી થાય છે.

મુસ્લિમોનો નાશ સુલતાન દ્વારા શા માટે નથી થતો ? પોપ કેથોલિક સંપ્રદાય ઉપર પ્રતિબંધ શા માટે લાદી શકતા નથી ? બ્રાહ્મણો વર્ણવ્યવસ્થાનો વિરોધ કેમ કરતા નથી ? બ્રિટીશ સંસદ વાદળી આંખવાળા બાળકોને અવૈદ્ય કેમ જાહેર કરતી નથી ? તેના જવાબમાં એમ કહેવું કે તે પરિસ્થિતિની જરૂરિયાત છે તો તે વ્યાજબી નથી પણ આ બધું તેમના સ્વભાવગત લક્ષણોનું પરિણામ છે તેમ કહેવું વધુ વ્યાજબી છે. કારોબારીના સભ્યોને આ બાબતે કોઈ વસ્તુ વ્યક્તિગત રીતે સ્પર્શતી નહોતી.[2] આ કારોબારી હિંદી સમાજમાં

---

૧. લૉ ઓફ ધ કોન્સ્ટિટ્યૂશન- લેખક એ. વી. ડાઈસી ૧૯૧૫ પાન ૭૪-૮૨. ૧. આ કારોબારીના સભ્યોને હિંદ સાથે કોઈ આત્મીયતાનો સંબંધ નહોતો કારણ કે તેઓ મોટે ભાગે હિંદી નહોતા. હિંદની સનદી સેવાઓમાં જેની નિમણૂંક થતી હતી તેઓ બધા જ બ્રિટિશ નાગરીકત્વ ધરાવતા હતા અને વારંવાર કરવામાં આવેલા કાયદાઓ અનુસાર હિંદમાંની સનદી સેવાઓમાં અનિવાર્ય રીતે બ્રિટનની જ વ્યક્તિ હોવી જોઈએ છે તેવું નક્કી કરવામાં આવ્યું હતું. એટલું જ

કામ કરતા જીવંત પરિબળો સાથે સહાનુભૂતિ ધરાવી શકે તેમ નહોતી. આ સમાજની જરૂરિયાતો, પીડાઓ, આકાંક્ષાઓ અને ઈચ્છાઓ સાથે કારોબારીને નહાવા નીચોવાનો પણ સંબંધ નહોતો. તેથી તે શિક્ષણના કામને આગળ વધાવતી નહોતી, સ્વદેશીનો વિરોધ કરતી હતી અને રાષ્ટ્રવાદની બૂ જેમાં પણ આવે તે તમામ ચીજોને ડામી દેતી હતી.

આ માટેનું બીજું કારણ એ હતું કે ઈંગ્લેન્ડનો પ્રજાજન જે હિંદમાં કારોબારી સભ્ય તરીકે કાર્ય કરતો હોય તે હિંદના સ્વાસ્થ્ય અને વિકાસના કાર્યોમાં વ્યક્તિગત રસ ધરાવે તો તેનો મોટાભાગનો સમય અને શક્તિઓ હિંદ માટે વાપરવાં પડે. તેનો પ્રત્યાઘાત એ પડે કે તેના દેશ માટે તે કંઈ જ કરી શકે નહિ. આથી તેવા હિંદ માટેના વિધાયક વલણના પડઘારૂપે ઈંગ્લૅન્ડ માટે તે એક દૃષ્ટિએ જોઈએ તો વફાદાર નથી તેમ સાબિત થાય. કારણ કે તેની નિમણૂંક હિંદની સેવા માટે કરવામાં આવી નહોતી પણ હિંદમાં રહીને, હિંદમાંથી જ સાધનો ઉત્પન્ન કરીને, ઈંગ્લૅન્ડની સેવા કરવાની હતી. તેનું સાધ્ય ઈંગ્લૅન્ડ હતું તે માટેનું સાધન ભલે હિંદ હોય. આમ આ કારોબારીના સભ્યની નિપૂણતા, કુશળતા, અને દેશપ્રેમ વધુમાં વધુ ત્યારે જ ખરા કહેવાય જ્યારે તે ઈંગ્લેન્ડ માટે પૈસા વધુમાં વધુ પૈસા એકઠા કરે અને સ્વાભાવિક છે કે. આ માટે તેણે હિંદમાંથી ચૂસણનીતિ દ્વારા જ વધુમાં વધુ નાણા એકઠાં કરવાં પડે.

---

નહિ પણ અવારનવાર બનાવેલા નવા કાયદાઓ દ્વારા હિંદીઓને આ લાભ આપવામાં આવે તેવી જોગવાઈઓ કરવાના પ્રયત્નો કરવામાં આવ્યા પણ તેનું કંઈ નક્કર પરિણામ આવ્યું નહિ. તેમાં એક વસ્તુ થઈ કે કેટલીક સનદી સેવાઓમાં ગૌણ ગણાતી નિમણૂંકોમાં ક્યાંક ક્યાંક હિંદીઓને પ્રવેશની જોગવાઈ કરવામાં આવી પણ તેમાંયે કેટલાક વાંધાઓ હતા. મુખ્ય બાબત એ હતી કે આ સનદી સેવાઓ માટેની પરીક્ષા ઈંગ્લૅન્ડમાં લેવામાં આવતી હતી. જેથી કરીને નાના ધર્મ અને બીજી ધાર્મિક મર્યાદાઓને લઈને જવલ્લે જ કોઈ હિંદી આ સાહસ કરી શકતો. પરિણામે આ કારોબારી સભ્યો હિંદ માટે નિકટતાનો સંબંધ ધરાવે તેવી શક્યતા હતી. (લૉઝ ઑફ ઈંગ્લેન્ડ - ગ્રંથ-૧૦ પાન ૫૮૮-૮૯)

## ખર્ચની ટકાવારી

(વેપાર વાણિજ્ય એટલે કે પોસ્ટ, ટેલિગ્રાફ, રેલ્વે અને સિંચાઈને બાદ કરતા)

હજાર રૂપિયામાં

| સમયગાળો | જિલ્લા વહીવટી તંત્ર | જંગલ | અફીણ સહિતના અન્ય વિભાગો | દેવા સેવાઓ | મુલકી ખાતા | મુલકી દરો | મુલકી કાર્યો | લશ્કર | દુકાળ રાહત અને વીમો | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૮૭૭-૮૦ થી ૧૮૮૧-૮૨ | ૫.૨ | ૦.૮ | ૫.૬ | ૮.૯ | ૧૮.૭ | ૬.૮ | ૫.૮ | ૩૯.૨ | ૨.૬ | ૯૩.૬ |
| ૧૮૮૨-૮૩ થી ૧૮૮૫-૮૭ | ૬.૦ | ૧.૨ | ૬.૬ | ૮.૨ | ૨૧.૪ | ૭.૫ | ૭.૬ | ૩૫.૬ | ૨.૩ | ૯૬.૪ |
| ૧૮૮૭-૮૮ થી ૧૮૯૧-૯૨ | ૬.૦ | ૧.૩ | ૫.૪ | ૭.૬ | ૨૨.૧ | ૭.૫ | ૭.૩ | ૩૭.૭ | ૨.૮ | ૯૫.૭ |
| ૧૮૯૨-૯૩ થી ૧૮૯૬-૯૭ | ૬.૧ | ૧.૩ | ૪.૯ | ૬.૪ | ૨૨.૫ | ૮.૪ | ૬.૯ | ૩૮.૫ | ૧.૬ | ૯૬.૬ |
| ૧૮૯૭-૯૮થી ૧૯૦૧-૦૨ | ૫.૮ | ૧.૪ | ૫.૫ | ૪.૩ | ૨૨.૬ | ૭.૮ | ૬.૮ | ૩૫.૨ | ૪.૮ | ૯૪.૨ |
| ૧૯૦૨-૦૩ થી ૧૯૦૬-૦૭ | ૫.૯ | ૧.૬ | ૮.૨ | ૩.૧ | ૨૩.૨ | ૭.૩ | ૯ | ૩૧.૧ | ૧.૮ | ૯૭.૨ |
| ૧૯૦૭-૦૮ થી ૧૯૧૧-૧૨ | ૬.૩ | ૧.૮ | ૭.૧ | ૩.૫ | ૨૫.૭ | ૭.૭ | ૮.૫ | ૩૫.૬ | ૨.૧ | ૯૮.૩ |
| ૧૯૧૨-૧૩ થી ૧૯૧૬-૧૭ | ૬.૦ | ૧.૯ | ૬.૨ | ૨.૧ | ૨૮.૨ | ૭.૩ | ૯.૩ | ૩૫.૧ | ૧.૫ | ૯૭.૬ |

બ્રિટીશ ઈન્ડીયાના ફાઈનાન્સિયલ સ્ટેટીસ્ટિકસના ૧૯૨૦ના ગ્રંથ ૨ પાન ૭નો ઉતારો.

સીઝર રોમની સેવાની કિંમત ઓછી આંકી શકે નહિ તે જ રીતે અંગ્રેજો પોતાના દેશબાંધવોની સેવામાં પાછી પાની ન કરે તે સ્વાભાવિક છે અને તે કરવામાં બીજી પણ મુશ્કેલીઓ હતી. હિંદી પ્રજામાં પ્રચલિત રિવાજો સામે વિરોધ કરવો એ કંઈક અંશે જોખમકારક હતું. સતીની પ્રથા સામેનો વિરોધ અથવા એકપત્નીત્વના ફેલાવા માટેનો આગ્રહ હિંદની પ્રજાને ગળે ઉતરી શકે તેમ નહોતાં. અને તે બાબતોનો જોરજુલમથી અમલ કરવા જતાં આખો જનસમુહ સરકારનો વિરોધી થઈ જાય તે ખૂબ જ સ્વાભાવિક હતું. આમે ય આ સમગ્ર પ્રજાને સરકારની કાર્યપ્રણાલી તરફ રોષ હતો તેમાં આવાં વિકાસનાં પગલાં ભરવાથી વધારો થાય. માટે આ વિકાસનાં પગલાં ઈચ્છનીય નહોતાં. વળી બ્રિટનથી આવેલ કારોબારીના સભ્યની નોકરી જ્યારે અહીં થોડા સમય માટે હોય, તેનો હેતુ ઈંગ્લેન્ડને વફાદાર રહેવાનો હોય અને વધુમાં વધુ તેણે પોતાનું હિત જાળવવાનું હોય ત્યારે જે પ્રજા સાથે નહાવા નીચોવાનો સંબંધ ન હોય તેના માટે ઉપાધિ વહોરી લેવાનું કોઈપણ રીતે વ્યાજબી ગણી શકાય નહિ. હિંદની પ્રજાએ આ જાતની સરકારના શાસનમાં,

"અનુભવ્યું કે ભૂતકાળમાં, મુસ્લિમો જેવા બીજા પરદેશીઓની હકૂમતમાં જે કડવા અનુભવો અને ત્રાસ તથા વંચિતતાના અનુભવો કર્યા હતા તેમાં અને અંગ્રેજોના આ શાસનમાં પાયાની દ્રષ્ટિએ જોઈએ તો કોઈ તફાવત દેખાતો

નથી.[૧] જેમ ચીનના દરજીને એક જૂના કોટ જેવો કોટ સીવવાનું કહેતાં તેણે જૂના કોટનાં થીંગડાં, ચીરા વગેરે પ્રમાણે જ નવામાં પણ આબેહૂબ નકલ કરી તેમ અંગ્રેજોનું શાસન પણ જૂના શાસનના જેટલી જ મર્યાદાઓ, ત્રાસ તથા જોર જુલમ ધરાવતું હતું અને નવા કોઈ સુધારો તેમાં જોવા મળતો નહોતો. જો કોઈ સુધારો કહેવો હોય તો એમ કહી શકાય કે શોષણ અને ત્રાસના સ્વરૂપમાં ફેરફાર થયો. અંગ્રેજોએ તેમના પુરોગામીઓની આખી વ્યવસ્થાને તેના યથાસ્થાને જાળવી રાખી હતી.[૨]

આ બધું હોવા છતાં આખી વ્યવસ્થામાં કેટલોક વિકાસ થયો હતો તે બાબતને અવગણી શકાય નહિ. દુનિયાના કોઇ પણ લોકો શાંતિ અને કાયદાના લાભોથી લાંબો સમય વંચિત રહી શકે નહીં. લોકો કંઈ મૂંગા પુતળા નથી. એ માનવું મુર્ખતાભર્યું છે કે લોકો એ વહીવટી તંત્રની યાવદચંદ્રદિવાકરૌ તરફેણ કરશે કારણ કે એ વહીવટીતંત્રે એમના રસ્તા સુધાર્યા; વધુ વૈજ્ઞાનિક સિદ્ધાંતોના આધારે નહેરો બનાવી; એમના યાતાયાતને રેલ્વે નાંખીને સુગમ બનાવ્યો; ઘોડેસવારીથી એમના પત્રો અને લાઇટ્નીંગ કોલથી એમના સંદેશા પહોંચાડ્યા, એમના ચલણને અને તોલમાપને સુધાર્યા; ભૂગોળ, ખગોળ અને તબીબીશાસ્ત્ર વિષેના એમના ખ્યાલોને આધુનિક બનાવ્યા; અને તેમના આંતરિક સંઘર્ષો અટકાવ્યા. ગમે એટલી ધીરજવાળા લોકો પણ વહેલા કે મોડા એવી સરકારની માંગ કરવાના જે સરકાર કાર્યક્ષમતાનું એક એંજિન માત્ર જ ન હોય.

પ્રતિનિધિ સરકારના પશ્ચિમી વિચારોની અસર હેઠળ હિંદી લોકો પણ સરકારના સ્વરુપમાં પરિવર્તન માટેની માંગ કરી રહ્યા હતા, સંસદીય કારોબારી સાથેની સંસદીય પદ્ધતિની સરકાર – આ લક્ષ્ય તેમણે નક્કી કર્યું હતું.

હિંદના લોકોએ પોતાનું લક્ષ્ય હાંસલ કરવા શરૂ કરેલું લોકપ્રિય આંદોલન સમયાંતરે એટલું વ્યાપક બન્યું કે હિંદની કારોબારી અંગે ગંભીર ચર્ચા થવા માંડી. દેશની સરકાર કઈ રીતે ચલાવી જોઈએ ? બળથી કે સંમતિ થી. સત્તા ક્યારેક એના ભારથી જ તૂટી પડતી હોય છે. અને જ્યારે તે લોકોનો વિશ્વાસ જીતવામાં નિષ્ફળ જાય છે ત્યારે તે બળનો આશરો લે છે. હિંદની કારોબારીએ પણ અદ્દલ આવો જ

૧. બર્મામાં ચૂંટણીનો વેરો ચાલુ જ રાખવામાં આવ્યો હતો કારણ કે તેને જીતવામાં આવ્યું ત્યારે તે વેરો અમલમાં હતો.

૨. નોકરશાહી સરકાર, બેનાર્ડ હાઉટન.

માર્ગ અખત્યાર કર્યો. પ્રીવેન્ટીવ કાયદાઓ થકી ગુનાઓ અટકાવવા કારોબારીએ ફોજદારી અને દંડ સંહિતા તો ક્યારની રચી કાઢી હતી. એટલાથી તેને સંતોષ ન હોતો. એણે ભારતીય કાયદાના ગ્રંથને એવા દમનકારી કાયદાઓની શ્રેણીથી ખરડ્યો, જેનો જોટો વિશ્વના કોઈ પણ ભાગમાં જડે તેમ નહોતો. ૧૯૦૮ ના ક્રિમિનલ લૉ એમેન્ડમેન્ટ એક્ટ ૧૪એ મેજિસ્ટ્રેટને આરોપીની કે તેના કાનુની પ્રતિનિધિની ગેરહાજરીમાં એકતરફી તપાસ કરવાની અને જ્યુરી વગર કેસ ચલાવવાની સત્તા આપી. આજ કાયદાની બીજી જોગવાઈએ કાયદો અને વ્યવસ્થાની જાળવણીમાં હસ્તક્ષેપ કરતા કોઈપણ મંડળને ગેરકાનુની ઠેરવવાની કારોબારીને સત્તા આપી. સ્ટેટ પ્રીઝનર્સ[1] રેગ્યુલેશન્સ એન્ડ એક્ટ્સ[2] દ્વારા કારોબારીને હેબિયસ કોર્પસ કાયદો અનિશ્ચિત મુદ્દત સુધી સ્થગિત રાખવાની ને જેની સામે કોઈ પુરાવો ન હોય તેવી વ્યક્તિને માત્ર સંદેહના આધારે અટકમાં લેવાની સત્તા મળી.[3] જ્યારે બીજા એક કાયદાએ[4] કારોબારીને કોઈ પણ વિસ્તારમાં માર્શલ લૉ જાહેર કરવાની અને એ વિસ્તારોને નાગરિક અદાલતોને સ્થાને લશ્કરી અદાલતોના અધિકાર ક્ષેત્ર હેઠળ આણવાની સત્તા આપી. ૧૯૧૦ના હિંદી પ્રેસ કાયદાએ અખબારોના મોંઢે જાળી બાંધી. આ કાયદાની જોગવાઇ એટલી બધી વ્યાપક હતી કે હાઇકોર્ટના એક વિજ્ઞાન ન્યાયમૂર્તિ ના અભિપ્રાય મુજબ "એક કપટી દિમાગ આનો વ્યાપ કેટલી હદ સુધી વધારે તે સમજવું અઘરું હતું." અને ત્યાં સુધી કે "પ્રશિષ્ટ ગણાતું સાહિત્ય પણ નિઃસંદેહ પણે તેના સકંજામાં આવી જાય."

નોકરશાહીના ત્રાસ અને ધરમધક્કાને પરિણામે પ્રજા ત્રાસ પામી ગઈ હતી અને આ નોકરશાહીના વિકલ્પે બીજી કોઈ પદ્ધતિનો સ્વીકાર કરવા તલપાપડ હતી. જો કે આ ઉહાપોહ અને અજંપાનું કંઈ ખૂબ મોટું પરિણામ તો આવ્યું જ નહિ તેમ છતાં પ્રજાનો અવાજ ધીમે ધીમે બુલંદ થતો ગયો અને તેને લીધે નોકરશાહીમાં પ્રજાના માનવીઓનો કંઈક અંશે સમાવેશ કરવો તેવું વલણ સપાટી ઉપર આવવા માંડ્યું.

આ પરિસ્થિતિને પહોંચી વળવા કેવો પ્રયત્ન કરવામાં આવ્યો ? અંગ્રેજો

---

૧. ૧૮૧૮નો બંગાળ ધારો-૩ રેગ્યુલેશન ૧૮૨૭નો મુંબઈ રેગ્યુલેશન ૨૫; ૧૮૧૯ મદ્રાસનો રેગ્યુલેશન-૨

૨. ૧૮૫૦નો કાયદો ૨૫ અને ૧૮૫૮નો કાયદો ૩

૩. એન. ઘોષ,તુલનાત્મક વહીવટી કાયદો ૧૯૧૮, પાન ૪૮૦

૪. ૧૮૫૭નો કાયદો ૯

હિંદમાં સેવાર્થે નહોતા આવ્યા. તેમનો હેતુ તો સ્પષ્ટપણે વાણિજ્ય વેપારનો હતો અને તે માટેનું સાધન માત્ર શાસન હતું કારણ કે શાસન સત્તાથી જ તેઓ મન માન્યું ભંડોળ ઊભું કરી શકે અને આમ પ્રજાને ચૂસવાનું ચાલુ રાખી શકે. ચૂસણનીતિ કોઠે પડી ગઈ હોય, સત્તાનો દોર જો ચૂસણખોરોના હાથમાં હોય તો તેઓ સત્તા ક્યારેય છોડે નહિ અને પ્રજાની ચીસોને સાંભળી શકે નહિ.

આ બધા જ કાયદાઓ અને તેની જોગવાઈઓને પરિણામે હિંદનો સામાન્ય પ્રજાજન સરકારમાં પોતાની ભાગીદારી, ન્યાય કે કરવેરાના માળખામાં થતા અન્યાયને દૂર કરવાની કોઈપણ આશા રાખી શકે નહિ.[૧] આ જોગવાઈઓની સત્તાનો કોઈ અંત નહોતો.

જાહેર સભાઓના અધિકારને છીનવી લેવામાં આવ્યો હતો. કારોબારીના સભ્યને કોઈપણ મિટીંગ અથવા સભાને વેરવિખેર કરી નાખવાનો ખાસ અધિકાર આપવામાં આવ્યો અને આ અધિકારના ન્યાયીપણા માટે કહેવામાં આવ્યું કે જાહેર પ્રજાના હિતમાં આવી સભાઓ હિતાવહ નથી. આ બહાના નીચે પ્રજામતને કચડી નાખવામાં આવ્યો.

આ પ્રવૃત્તિ ચલાવતી વખતે કારોબારીના સભ્યોને ક્યારે પણ મહત્વના નિયમો કે અભ્યાસનો અવાજ રોકી શકયો નહોતો[૨] કારણ કે તેમનું મંતવ્ય એવું હતું કે[૩] તેઓ સેવાનું કાર્ય કરી રહ્યા છે અને તેમની ફરજ બજાવી રહ્યા છે. કર્તવ્ય પાલનના આ ઉત્સાહથી તેમને ક્યારે પણ અફસોસ કે દિલગીરીનો વિચાર આવતો નહોતો.[૪] તેમના દેશહિતને તથા તેમના વ્યક્તિગત ભલાને ધ્યાનમાં લઈને તેઓ આ કાર્ય કરતાં હોવાથી તેમને તેમના કાર્યથી સંપૂર્ણ સંતોષ હતો.[૫] જે અધિકારીઓ અને સૈનિકોએ હુલ્લડો તથા તોફાનને કચડી નાખવામાં પાંચ પચ્ચીસ માણસોને મારી પણ નાખ્યા હોય તો તેમના ઉપર કાયદાની દૃષ્ટિએ કોઇ કામ ચલાવવાની અથવા તેમને સજા કરવાની કોઈ

---

૧. સર લૉરેન્સ જેકીન્સના re mahomadali I.L.R. ૪૦ કલકત્તા ૪૬૬ (૧૯૧૩)માંથી એન ઘોષ દ્વારા પાના ૫૬૭ ઉદ્ધૃત

૨. ક્રિમિનલ પ્રોસિજર કોડના પરિચ્છેદ ૧૦૮, ૧૪૪ અને I.P.C.ના પરિચ્છેદ ૧૨૦ એ, ૧૨૪ એ, અને ૧૫૩ એ પ્રમાણે.

૩. એન.ઘોષ એજન પાન ૬૦૧.

૪. C.P.C.ના ૧૮૯૮ના ધારા ૫.પ્રકરણ ૯ની કલમ ૧૨૮, ૧૩૦ અને ૧૩૨.

૫. એજન કલમ ૧૯૭

જોગવાઈ નહોતી. કારણ કે એવો પ્રશ્ન ઉપસ્થિત થયો નહોતો કે તેમણે કરેલું કાર્ય એ અન્યાયી અથવા ગેરકાનૂની હતું. આમ આ પગલાંને લીધે સમગ્ર પ્રજાનો અવાજ કચડાઈ ગયો એટલું જ નહીં પણ એક જબરદસ્ત ભયનું મોજું ફરી વળ્યું જેની અસર નીચે કોઈપણ પ્રજાજન આવો વિરોધ કરવાનો વિચાર સુદ્ધાં કરતાં ડરવા લાગ્યો. પણ જેમ બર્ક જણાવે છે[1] તેમ ઈતિહાસમાં ડોકિયું કરતાં સમજાય છે કે બળ એ કોઈપણ પ્રજા ઉપર અથવા દેશ ઉપર શાસન ચલાવવા માટેનું યોગ્ય સાધન નથી. તેમના શબ્દો :

''ફક્ત બળનો ઉપયોગ કામચલાઉ હોય છે. એક ક્ષણ માટે તે કોઈને તાબે રાખી શકે. પણ ફરીથી તાબે રાખવાની જરૂરિયાત ટાળી ન શકે. નિરંતર જિતાયેલું રાષ્ટ્ર પણ બળને તાબે ન થાય. બળ સામેનો બીજો વાંધો છે તેની અનિશ્ચિતતા. બળ હંમેશા આતંકમાં પરિણમતું નથી. અને શસ્ત્ર સરંજામ એ કોઈ વિજય નથી. જો તમે સફળ ન થાવ તો તમારી પાસે કશું જ બચતું નથી. કેમકે સમજાવટ નિષ્ફળ જાય ત્યારે બળનો આધાર લેવો પડે અને બળ નિષ્ફળ જાય ત્યારે સમજાવાની કોઈ આશા બચતી નથી. સત્તા ક્યારેક ભલાઇથી ખરીદી શકાય છે. પણ આ સત્તા કંગાળ અને પરાજિત હિંસાના જોરે ક્યારેય ભીખમાં માંગી શકાતી નથી. બળ સામે બીજો વાંધો એ છે કે તમે જે હેતુ સાચવવા માંગો છો એને જ કદાચ હાનિ પહોંચાડશો. અને લોકોની જે વફાદારી જીતવા તમે લડો છો એ ચીજ તો સંઘર્ષમાં ઘસાયેલી, ડુબેલી અને ચીંથરેહાલ થયેલી હોય છે....''

હિંદની કારોબારીએ ઘણા લાંબા સમયથી 'સંમતિ દ્વારા ચાલતી સરકાર'ને રાજકીય ડહાપણના એક સિદ્ધાંત તરીકે અપનાવી હતી. અને બંધારણ લોક-લાગણીનો પડઘો પાડે છે તેવું બતાવવા વખતોવખત બંધારણમાં ખુલ્લેઆમ ફેરફારો કરવામાં આવ્યા હતા. પરિણામે થોડાક સમય પૂરતી હિંદની કારોબારી અને ધારાસભ્યો વચ્ચે આશ્ચર્યજનક એકમતી જોવા મળી. લોકોને વગર કેસે જેલમાં ધકેલવાના દમનરાજને હિંદની ધારાસભાનું મહદ્‌અંશે પીઠબળ સાંપડ્યું હતું. સંમતિ કે સમજાવટની સરકાર એક મહોરુ હતી. વખતોવખત હિંદની ધારાસભાના બંધારણમાં થયેલા ફેરફારોનું પૃથક્કરણ સ્પષ્ટપણે દર્શાવે છે કે આ ફેરફારોનો હેતુ ધારાસભાને કારોબારીનું પ્યાદુ બનાવવાનો હતો. કારોબારી થી (૧)

---

૧. 'અમેરિકા સાથે સમાધાન' પ્રવચનમાંથી.

અલગ[૧] એવી ધારાસભા ૧૮૫૩માં અસ્તિત્વમાં આવી.[૨] પણ,[૩] ૧૮૬૧માં ધારાસભાના માળખાને બદલવામાં આવ્યું. આ ફેરફાર માટે એ દલીલ કરવામાં આવી હતી કે ધારાસભા હિંદના લોકોની[૪] પ્રતિનિધિ સભા નથી. તેના સભ્યો કેટલીક પ્રાંતીય સરકારોનું પ્રતિનિધિત્ત્વ કરતાં અધિકારી વર્ગમાંથી આવતા હતા. ધારાસભાને લોકોની પ્રતિનિધિ બનાવવા માટે ૧૮૬૧ના કાયદામાં એવો નિર્દેશ આપવામાં આવ્યો હતો કે કારોબારીની સૂચનાથી ગવર્નર જનરલ પ્રજામાંથી ધારાસભાના સભ્યોને નીમશે. ધારાસભાની રચનામાં થયેલા આ પરિવર્તનો તેને મુક્ત બનાવવાની દિશામાં હતા. પરંતુ ધારાસભાને પ્રતિનિધિ બનાવવાના આ વલણની સાથે સાથે તેને કારોબારીની જેમ શક્તિશાળી બનાવવાનું વલણ જોવા મળતું હતું માટે એનાથી તદ્દન ઉલ્ટું જ બન્યુ. ધારાસભાએ પ્રતિનિધિ ચરિત્ર મેળવ્યું પણ નિયંત્રણ શક્તિ ગુમાવી. ૧૮૫૬ના કાયદામાં ૧૮૬૧ના કાયદા કરતા વધારે વ્યાપક સત્તા ધારાસભાને મળી હતી. ૧૮૫૩ના કાયદા હેઠળ હિંદની ધારાસભાએ ઈંગ્લેન્ડની આમસભાની કાર્યવાહીઓનું અનુકરણ કર્યું હતુ અને કાયદો ઘડવાની જેવી સરળ અને નિર્ભેળ બાબતો જ નહીં બલ્કે વહીવટીતંત્રને લગતી બાબતો પણ હાથ ધરી હતી. સર સી ઈલ્બર્ટના શબ્દોમાં કહીએ તો, ધારાસભ્યોએ કારોબારી સરકારના પગલાઓની યોગ્યતા ચર્ચવામાં અને પ્રશ્નો પુછવામાં સ્વતંત્રતાનું ત્રાસદાયક પ્રમાણ દાખવ્યું હતું. ગોટાળા અને ફરિયાદોની તપાસ કરવામાં, સ્થાનિક વહીવટીતંત્ર પાસેથી અહેવાલો મંગાવવામાં, જાહેર હિતના પ્રશ્નો ઉપર લાંબી ચર્ચા કરવામાં, કારોબારી સરકારથી સ્વતંત્રપણે પ્રસ્તાવો અને ઠરાવો દાખલ કરવામાં આ ધારસભા પોતાને સક્ષમ ગણતી હતી. એક રવાનગીમાં લોર્ડ કેનિંગે દર્શાવ્યું હતું કે ધારાસભાએ આમ સભાની કાર્યવાહીનું અત્યંત અનુકરણ કર્યું હતું. કાઉન્સિલમાં ઉપસ્થિત એક ડઝન જેટલા સદગૃહસ્થોની

૧. ૧૮૩૩ સુધી કારોબારી એ જ ધારાસભા ગણાતી પણ તે પછી તેમાં એક મહત્વનો સુધારો કરવામાં આવ્યો. ૧૮૩૩માં કારોબારીમાં એક કાયદાસભ્ય ઉમેરવામાં આવ્યો. જેનું કાર્ય તો કાયદા બનાવવામાં કાઉન્સિલને મદદ કરવા પૂરતું મર્યાદિત હતું. ૧૮૫૩ના કાયદાથી તેને પણ કાઉન્સિલમાં સમાવી લેવામાં આવ્યો.

૨. C.૯૫ વિક્ટોરીયા ૧૬ અને ૨૭

૩. C.૯૭ વિક્ટોરીયા ૨૪ અને ૨૫

૪. હિંદ સરકારની કારોબારી સભાના સભ્યો ઉપરાંત ૧૮૫૩ના ધારાથી સૂપ્રીમ લેજીસ્લેચરમાં બંગાળની હાઈકોર્ટના ૨ ન્યાયમૂર્તિઓ અને બંગાળ સરકારના ૪ અધિકારીઓને નિમવામાં આવ્યા, આ ઉપરાંત મુંબઈ અને મધ્ય પ્રાંતોના સભ્યો તો તેમાં હતા જ.

કામગીરીને વ્યવસ્થિત કરવા ૧૩૬ જેટલા સ્થાયી હુકમો હતા. ટૂંકમાં, સર લોરેન્સ બીલના શબ્દોમાં આ આદેશોએ રાષ્ટ્રના વિશાળ અન્વેષણનું ચરિત્ર ધારણ કર્યું હતું. ૧૮૫૩ના કાયદાએ રચેલી ધારાસભાની આ ગંભીર ક્ષતિ (!!) ગણાઇ હતી. કારોબારીની સર્વોચ્ચતા જાળવી રાખવા તેમા સુધારો કરવો અત્યંત જરૂરી મનાયો. ધારાસભાના બિનલોકપ્રિય ચરિત્રનું બહાનું તેના પુનઃગઠન માટે આગળ ધરાયું. ૧૮૬૧ની દંભી પ્રતિનિધિ પ્રથા હેઠળ ધારાસભા કારોબારીના હાથમાં ગુંગી ગુડીયા જેવી હતી. નિયુક્ત સભ્યોથી બનેલી ધારાસભામાં મતવિભાજન પણ આનાથી દોરવાયું હતું. દરેક ધારાસભામાં કોઈ પણ વ્યક્તિ જો વારસાગત અધિકાર ધરાવતી ન હોય તો આધુનિક પરિભાષા મુજબ કહીએ તો મેન્ડેટ દ્વારા જ તે બેસવો જોઈએ. જે સત્તા તેને સભ્યપદ આપે તેના તરફથી તેને મેન્ડેટ મળે છે. સત્તાવાર તેમજ બિનસત્તાવાર, નિયુક્ત સભ્યો કારોબારી થકી ધારાસભામાં આવતા હોવાથી જ્યારે પણ મતવિભાજન થાય ત્યારે તેઓ કારોબારીને ટેકો આપવા બંધાયેલા હોય છે કારોબારી હંમેશા નિયુક્ત સભ્યોનું સત્તાવાર જુથ ધરાવતી હતી. જ્યારે નિયુક્ત બિનસત્તાવાર સભ્યો સ્વતંત્ર નહોતા, એમણે મોટે ભાગે કારોબારીને અનુસરવું પડતું અને તેઓ સ્વતંત્ર હોય તો પણ કારોબારીની ઉપરવટ જઈ શકતા નહોતા. કારોબારીને તેની ઇચ્છા વિરુદ્ધ કંઈ પણ કરાવવા માટે ધારાસભા અશક્તિમાન હતી. ૧૮૫૬થી ૧૮૬૧ દરમિયાન ધારાસભા ધારાકીય તેમ જ વહીવટી પ્રશ્નો હાથ ધરતી હતી. ૧૮૬૧થી ધારાસભા માત્ર ધારાકીય હેતુઓ માટે જ મળવા માંડી. આ મર્યાદાને પરિણામે ધારાસભાને પ્રશ્ન પુછવા સામે કે ઠરાવ પસાર કરવા સામે કે બજેટ વખતે મત આપવા સામે પ્રતિબંધ આવ્યો પોતાના અસ્તિત્વના ૩૦ વર્ષ દરમિયાન ધારાસભાએ ૧૬ કરતા વધુ વખત વાર્ષિક બજેટની ચર્ચા પણ કરી નહીં અને તે પણ એટલા કારણસર કે કેટલાક નવા કર-વિધેયકો પસાર થવાના હતા અને જે કારોબારી બિન-નિયુક્ત સત્તાવાર સભ્યોની મદદથી હંમેશા પસાર કરાવતી હતી. વાર્ષિક નાણાકીય નિવેદનની ચર્ચા કરવાનો અને પ્રશ્નો પુછવાનો અધિકાર ધારાસભાને ૧૮૯૨ના ઇન્ડિયન કાઉન્સિલ્સ એક્ટ હેઠળ મળ્યો હતો. પરંતુ, ૧૮૫૩ના કાયદા હેઠળ ધારાસભા જે સત્તા અને વર્ચસ્વ ભોગવતી હતો તે ૧૮૯૨ પછી પુનઃ પ્રાપ્ત થયા કે કેમ એ શંકાસ્પદ બાબત હશે.

લોર્ડ મોર્લેના સુધારા પણ કારોબારી ઉપર ધારાસભાનું વર્ચસ્વ સ્થાપવામાં ઉણાં ઉતર્યા હતા. ૧૯૦૯માં એમણે દાખલ કરેલા સુધારાઓએ ધારાસભાની રચનાના આધાર તરીકે ચુંટણીના સ્થાને નિયુક્તિનો સિદ્ધાંત અમલમાં મુક્યો હતો આ જ સમયે ધારાસભાની કાર્યવાહી ઉદાર બનાવવામાં આવી જે અન્વયે સભ્યોને પૂરક પ્રશ્નો પુછવાની, નાણાકીય નિવેદનો અને જાહેર હિતને લગતી બાબતો ઉપર ઠરાવ મુકવાની છૂટ આપવામાં આવી. પરંતુ, એક નાનકડું વિશ્લેષણ પણ એ દર્શાવવા પુરતું છે કે કારોબારીની સર્વોચ્ચતાને હાની પહોંચાડ્યા વિના ધારાસભાને મોકળાશ આપવાનો જુનો પ્રયાસ માત્ર હતો. કારોબારીની સર્વોચ્ચતા[1] બે રીતે જળવાઈ હતી. (૧) ધારાસભામાં સરકાર-નિયુક્ત અધિકારીઓની કાયમી બહુમતી દ્વારા (૨) કાર્યવાહીના નિયમોના નિયંત્રણ દ્વારા. ૧૮૯૨ના કાયદાએ[2] ધારાસભાની રચના માટે ચુંટણીને આધાર બનાવી હતી તેમ છતાં ચુંટાયેલા સભ્યો લઘુમતીમાં હતા. તેથી તેઓ જેમનું પ્રતિનિધિત્વ કરતા હતા તેમની ઇચ્છાઓને વાચા આપી શકતા નહોતા. કારોબારી રજા આપે તો જ તેઓ ઠરાવો મૂકી શકતા[3] હતા. તેના પર અમલ કરવા કારોબારી બંધાયેલી નહોતી. આ પ્રસ્તાવો માત્ર ભલામણોની ગરજ સારતા હતા. આ સીધેસીધી મોરચાબંધીએ કારોબારી અને ધારાસભાના ચુંટાયેલા સભ્યો વચ્ચે કડવાશ જમાવી. એક ચોક્કસ અર્થમાં ૧૯૦૯નો સુધારો તડજોડનો ખરાબ નમુનો હતો. ૧૯૦૯ પહેલાં કોઈ પણ સંઘર્ષ ધારાસભાની બહાર વ્યક્ત થતો હતો કેમકે, ચુંટણી અને કાર્યવાહીના નિયમોએ ધારાસભાનું મોંઢું બંધ કરી દીધું હતું. ધારાસભા કોઈ અડપલું કરી શકે એમ નહોતું. ૧૯૦૯ના સુધારામાં ધારાસભાને સ્વતંક્ષ બનાવવાનો તેમ જ સાથે સાથે તેનું મોંઢુ

---

૧. લોર્ડ મોર્લે આઈરીશ પ્રજા માટે સ્વરાજ્યના હિમાયતી હતા અને સ્વાતંત્ર્ય તેમને મન દરેક પ્રજાનો હક હતો. તેઓના શબ્દો હતા. ''જો મને આ સત્તા ભોગવવા માટે એક પૂરી જીંદગી તો શું આખી દસ જીંદગીઓ થાય તેમ છતાં હું હિંદ પાર્લામેન્ટરી સરકારની ક્યારે પણ તરફેણ કરીશ નહિ કારણ કે આ તરફેણ કરવામાં આવે તે તો માત્ર સૈદ્ધાંતિક છે અને ઠગારી છે.

૨. ૧૮૬૧ અને ૧૮૯૨ના ધારાઓમાં કોઈ મૂળભૂત તફાવત નહોતો. પહેલા ધારા પ્રમાણે કારોબારી પોતાને ગમે તને નોમીનેટ કરી શકતી હતી. જ્યારે બીજા ધારા પ્રમાણે તેણે નોમીનેટ કરવા માટે કોઈપણ સભ્યનું નામ પ્રથમથી આવવું જોઈતું હતું. આ બાબત કાગળ ઉપર હોવા છતાં તેનો અમલ અણીશુદ્ધ રીતે થતો હતો તેમ કહેવા કોઈ પુરાવો નથી.

૩. વાઈસરોય આમ તો સમગ્ર તંત્રના ઉપરી ગણાય પણ તે કારોબારીની સલાહ પ્રમાણે જ કારભાર ચલાવી શકે.

બાંધવાનો પ્રયાસ થયો. આ ચાલાકી ભર્યા પ્રયાસે કારોબારી તેમ જ તેના વિરોધી લોક-પરિબળો વચ્ચેના ઊંડા ધુંધવાટને બહાર લાવવાનું જ કામ કર્યું પ્રો. રેડલીચના શબ્દોમાં કહીએ તો સંસદીય યંત્રમાં અને તેથી કરીને રાજ્યના સમગ્ર માળખામાં પ્રવર્તતા તનાવનું એ રાજકીય દબાણ માપક હતું.[1] એ શક્ય છે કે આ દબાણ માપક કયાં તો ખરાબ રીતે બનાવવામાં આવ્યું હશે અથવા તો એવું બગડ્યું હશે કે જેથી વાસ્તવિક તનાવના ખોટા આંક દર્શાવતું હોય. એમાં કોઈ જ શંકા નથી કે ભારતના કિસ્સામાં કારોબારીએ ધારાસભાની ચુંટણી અને કાર્યવાહી પદ્ધતિમાં ખાસ કરીને ૧૯૦૯માં દાખલ કરેલા ફેરફરોએ રાજકીય યંત્રની વરાળના ખતરનાક દબાણને છુપાવ્યું હતું. જેથી પરિસ્થિતિનો સાચો ખ્યાલ આવતો નહોતો. જ્યાં સુધી ધારાસભા કારોબારીના આદેશો સીધેસીધા મેળવતી હતી. ધારાસભાના સભ્યો નિયુક્ત હતા. ત્યાં સુધી કરામત બરોબર ચાલી. જનતાનો આદેશ ધરાવતા ચુંટાયેલા સભ્યોના પ્રવેશ સાથે કરામતની નિષ્ફળતા નજરે ચડી. ચુંટાયેલા સભ્યોનો માનભંગ થવાથી તેઓ કાર્યપ્રણાલીના આધારરૂપ મહાન બુનિયાદી સિદ્ધાંતોને, પડકારવા માંડયા હતા, જો કોઈ પક્ષ સભ્યો વચ્ચેની અસમાનતાની, કાર્યવાહી હાથ ધરવાના નિયમો અંગે, વાણી સ્વાતંત્ર અંગે કે બહુમતી સિદ્ધાંતો અંગે ફરિયાદો કરતો હોય તો રાજ્યના જીવનમાં કેટલીક ગંભીર ક્ષતિઓ હોવાની ભયજનક ચેતવણી છે. જ્યારે આવો સંઘર્ષ પેદા થાય ત્યારે એક રાજકીય મુત્સદ્દીએ એ નક્કી કરવાનું હોય છે કે તેણે પ્રતિનિધિસભાની કાર્યવાહીમાં સુધારો કરવાનો છે કે રાજ્યના સંઘટનમાં સુધારો કરવાનો છે.

જ્યારે એક તરફ ધારાસભામાં વાંઝિયો વિરોધ વધતો જતો હતો ત્યારે ધારાસભાની બહાર લાગણીઓનું ઘોડાપુર ઉમટ્યું હતું. શિક્ષિત હિંદીઓના દિલોદિમાગમાં રાષ્ટ્રીય સભાનતાની લાગણી અને રાજકીય સત્તા માટેની ઝંખના બળવત્તર બની રહી હતી. કારણ કે સમિત સત્તા ધરાવતી ધારાસભા નબળા સેફ્ટી વાલ્વ જેવી જણાઈ હતી. આ સમજણ પાકી થતાં જે લોકો રાષ્ટ્રના રાજકીય નવનિર્માણના વિચારોને તિલાંજલી આવી ચૂક્યા હતા તેઓ એ બાબતે સંમત થયા કે કાર્યપદ્ધતિમાં સુધારો માત્ર કરવામાં કોઈ શકરવાર નથી. બંધારણનો સુધારો જ રાજ્યને અરાજકતામાંથી બચાવી શકશે.

---

૧. પાર્લામેન્ટરી પ્રોસીજર, લેખક સી.રેડલીશ ગ્રંથ-૩ પાન ૧૯૮.

હિંદના બંધારણમાં પરિવર્તન માટે સુચવાયેલા સુધારાઓમાં, અલબત્ત, ઠીકઠીક વૈવિધ્ય હતું. એક યોજનાની યહીં નોંધ લઈ શકાય. હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસ અને મુસ્લિમ લીગે મુકેલી યોજના ટુંકમાં કોંગ્રેસ-લીગ યોજના તરીકે ઓળખાઈ હતી. આ યોજનાએ કેન્દ્રીય ધારાસભામાં ચુંટાયેલા સભ્યોની ચાર-પંચમાંશ બહુમતી માટે માંગ કરી હતી. કારોબારીમાં અડધો અડધ સભ્યો હિંદી હોદ્દા જોઈએ એવી પણ માંગ હતી. ધારાસભાને સંપુર્ણ નાણાકીય, ધારાકીય સત્તા મળવી જોઈએ. પ્રસ્તાવોના સ્વરૂપમાં પસાર થયેલી તેની ભલામણો કારોબારીને બંધનકર્તા હોવી જોઈએ. હિંદના લોકો વતી "હિંદના અગ્રણી રાજકીય સંગઠનોના દાવાઓની આ સૌથી અદ્યતન, સૌથી સંપુર્ણ અને સૌથી સત્તાવાર રજુઆત" હતી, પરંતુ, જ્યારે આપણે આ યોજનાનું વિષ્ણેષણ કરીએ છીએ ત્યારે તેમાં હિંદના રાજકારણીઓની રાજકીય બુદ્ધિમત્તાનો કંગાળ ચિતાર મળે છે. આ યોજના બ્રિટિશ હિંદમાં જવાબદાર સરકારની રચના માટે ઘડી કાઢવામાં આવી હતી. પરંતુ હકીકતમાં જવાબદાર સરકારનો એ કોઈ માપદંડ નહોતો એટલું જ નહીં સુશાસન તરફ લઈ જવા માટે પણ તે પર્યાપ્ત નહોતી. ધારાસભા ઇચ્છે ત્યારે તેને કારોબારી રચવાની કે તેનું વિસર્જન કરવાની સત્તા હોવી જોઈએ એના અંગે યોજનાએ કોઈ ફોડ પાડ્યો નહોતો. જો તેણે એવી માંગણી કરી હોત તો આ યોજના જવાબદાર સરકાર માટેની યોજના બની હોત. જેને ગબડાવી ના શકાય તેવી કારોબારીને ધારાસભાના આદેશો પ્રમાણે રાષ્ટ્રનું વહીવટીતંત્ર ચલાવવાની ફરજ પાડવાનું યોજના જણાવતી હતી. આ યોજના લોર્ડ મોર્લેના સુધારાનું વ્યાપક સ્વરૂપ હતી. લોર્ડ મોર્લેએ શાસનમાં હિંદી તત્ત્વ દાખલ કર્યું હતું જેથી સરકારની ધારાકીય પાંખ ઉપરાંત કારોબારીમાં પણ હિંદી અભિપ્રાય અને હિંદી સલાહનું વજન પડે જેમણે કોંગ્રેસ-લીગ યોજના ઘડી હતી તેમણે તો કારોબારી અને ધારાસભામાં ફક્ત હિંદી તત્ત્વ વધાર્યું હતું અને કેટલીક જોગવાઈઓ ઉમેરી હતી જેથી સલાહને અંકુશમાં બદલી શકાય. પણ એમને એ બાબતનો ખ્યાલ નહોતો કે કારોબારી ધારાસભાનું કહ્યું ન કરે તો શું થાય. આ યોજનાનું હાદ એક જ હતું વિભાજીત આદેશ સાથેની

★ ઈસ્ટ ઈન્ડિયા કોન્સ્ટિટ્યૂશનલ રિફોર્મ્સના ૧૯૧૮ના ૯૧૭૮ના પાના ૯૮નો સંદર્ભ.

કારોબારી જે કાયદેસર સંસદને અને વહેવારમાં ચુંટાયેલી ધારાસભાને જવાબદાર હોય. એ દેખીતું છે કે આદેશોના આવા વિભાજને કારોબારીને હટાવવાની સત્તા વગર પણ તેને કુંઠિત કરવાની તાકાત ધારાસભાને આપી હોત. વિવાદના સમયે ધારાસભાને બદલવાના કોઈ પણ બંધારણીય માર્ગો સિવાય પણ મતદારો સમક્ષ જઈને સરકારને ફરજ પાડી શકાઇ હોત. હિંદના બંધારણને સુધારવાના અગાઉના તમામ પ્રયાસોની જેમ આ યોજના પણ ખોટી હતી. કારણ કે વિવિધ સત્તાઓને જવાબદાર અને તેમની પાસેથી આદેશો મેળવતા કારોબારી અને ધારાસભા તેમાં હતા. એ યોજના ખોટી હતી કારણ કે વિવાદના સમયે બે આદેશો એકબીજા સાથે અસંમત પણ થઈ શકે એ શક્યતાને તેણે નજરઅંદાજ કરી હતી એક બિન-સંસદીય કારોબારીમાં સંઘર્ષ અનિવાર્ય હતો. સંસદીય કારોબારી સાથેની સંસદીય સરકાર એ જ એનો ઉકેલ હતી.

આ જ દષ્ટિબિંદુથી જોતાં ૨૦મી ઓગસ્ટ ૧૯૧૭ની જાહેરાત હિંદના બંધારણના વિકાસમાં એક સિમાચિહ્ન છે. એ દિવસે આમ સભામાં હિંદ માટેના પ્રધાને જાહેર કર્યું હતું-

''નામદાર સરકારની, હિંદ સરકાર સાથે સંપૂર્ણ એકમતી ધરાવતી, નીતિ બ્રિટિશ સામ્રાજ્યના અંતર્ગત ભાગ તરીકે હિંદમાં જવાબદાર સરકારના પ્રગતિશીલ અમલીકરણના દષ્ટિકોણ સાથે વહીવટીતંત્રની દરેક શાખામાં હિંદીઓની વધતી સામેલગીરી અને સ્વ-નિર્ભર સંસ્થાઓના ક્રમિક વિકાસની છે તેમણે નક્કી કર્યું છે કે આ દિશામાં ગણનાપાત્ર પગલાં બનતી ત્વરાએ લેવામાં જોઈએ...

''હું એટલું ઉમેરીશ કે આ નીતિ એક પછી એક તબક્કાઓ દ્વારા જ આગળ ધપાવી શકાય. હિંદના લોકોના વિકાસની જવાબદારી જેમના શિરે છે તેવા બ્રિટિશ અને હિંદ સરકારે દરેક પગલાનો સમય એ પ્રમાણે નક્કી કરવો પડશે અને તેમણે જેમના શિરે સેવાઓની નવી તકો થોપાયેલી છે તેમના સહકારથી આગળ વધવું પડશે જેથી તેમની જવાબદારીની ભાવનામાં વિશ્વાસ જગાવી શકાય.

આ પરિવર્તન સમગ્ર શાસન માટે એક મહત્ત્વનો મુદ્દો હતો કારણ કે

હવેથી નવો ઈતિહાસ શરૂ થવાનો છે. આ ફેરફારને પરિણામે ધારાસભા સરકાર બનાવી શકે અને સરકારનો અંત પણ લાવી શકે તેવી જોગવાઈ કરવામાં આવી હતી. આ જોગવાઈઓ માટે તું ને દબાણ હતું તે કારોબારી અથવા ધારાસભાની અંદર જે ત્રુટિઓ હતી તેને ગણાવી શકાય નહિ પણ આ ત્રૂટીઓને પરિણામે જે સમગ્ર તંત્ર શિથિલ થઈ ગયું હતું અને પ્રજાના અવાજને તેમાં કોઈ ગુંજાઈશ રહી ન હતી ત્યારે આવી કફોડી પરિસ્થિતિ ઉત્પન્ન થઈ. આમ ૧.૯૧૯નો કાયદો એ પ્રજાના અવાજનો જ પડઘો છે એમ કહી શકાય.

હવેના બે પ્રકરણોમાં પરિવર્તનનું સ્વરૂપ તેનાં કારણો અને તેના ફલક વિષેની વાત કરીશુ.



# ૧૧

# ફેરફારનું સ્વરૂપ

૧૯૧૭ના ઓગષ્ટની ૨૦ તારીખે જાહેર કરવામાં આવ્યું કે સમગ્ર તંત્રમાં પાયાના ફેરફારો કરવામાં આવશે. અને આ ફેરફારોની શક્યતા, તેનું સ્વરૂપ તેનાં વિવિધ ક્ષેત્રો વગેરેને ઊંડો અભ્યાસ કરવા માટે મોન્ટેગ્યુ- ચેમ્સફર્ડની એક સમિતિ નીમવામાં આવી આ સમિતિએ સમગ્ર તંત્રની ઝીણવટભરી તપાસ કરી તેનો ઊંડો અભ્યાસ કર્યો અને તારવ્યું કે ધારાસભા તથા કારોબારીની અંદર થયેલા સંઘર્ષને પરિણામે આખું તંત્ર વેરવિખેર થઈ ગયું છે અને કારોબારીએ પોતે કેટલાક એવાં પગલાં ભર્યાં છે કે જે હિંદ તથા બ્રિટન બંને માટે શાપરૂપ સાબિત થઈ શકે. તેમ છતાં સમયસરના આ સુધારાના પ્રસ્તાવને લઈને તે નુકશાન નિવારી શકાશે તેવી આશા હતી. આ સમિતિને આદેશ આપવામાં આવ્યો હતો કે તેણે સમગ્ર કાર્યવાહી એ રીતે કરવાની છે કે હિંદના શાસનમાં સુધારો થાય તથા હિંદીઓને કારોબારમાં ભાગ લેવાનું મળે. તે સાથે તેમના દેશની જે કંઈ મર્યાદાઓ છે તે વિષે પણ તેઓ જાગૃત બને. આ બાબતોનો ખ્યાલ રાખીને સમિતિએ કાર્ય કરવાનું છે. સમિતિએ પોતાના અભ્યાસને પરિણામે ઠરાવ્યું કે સુધારા તથા જવાબદારી[1] આ બંને વસ્તુઓને સાથે મુકવામાં આવે તો જવાબદારીઓ પહેલાં આવે છે અને એ જવાબદારીનું પાલન યોગ્ય રીતે થાય તો જ સુધારાની શક્યતા ઉભી થાય છે.

આ મંતવ્યને લક્ષમાં રાખીને નક્કી કરવામાં આવ્યું કે એવી સરકારની રચના થવી જોઈએ જેમાં પ્રાંતીય સરકારોને પોતાની રીતે કાર્ય કરવાની છૂટ રહે સાથે સાથે તે કેન્દ્ર સરકારને પણ જવાબદાર રહે જેથી કરીને સમગ્ર દેશનું તંત્ર એકસૂત્રતાથી બંધાઈ રહે. ૧૯૦૯ના મોર્લે મિન્ટોના સુધારા અને આ સુધારામાં વાસ્તવિક દષ્ટિએ કોઈ તફાવત નથી. આ વ્યવસ્થામાં કારોબારીના કેટલાક સભ્યોને ધારાસભાના કાયમી સભ્યો તરીકે નિમવામાં આવ્યા હતા.

---

૧. હિંદ સરકારનો ખરડા પા-૨૦૩. ૧૯૧૯ ઉપરનો જોઈન્ટ સિલેક્ટ કમિટિનો રિપોર્ટ.

પ્રથમ તબક્કે ધારાસભા પોતાના ખરડાઓને બહાલી આપે તે પછી કારોબારીના આ સભ્યો તેને મંજૂર કરે તેવું નક્કી કરવામાં આવ્યું હતું. સ્થાનિક સરકાર (૧) સરકારી લોન (૨) કરવેરાના માળખામાં ફેરફારની દરખાસ્ત તથા (૩) સ્થાનિક સરકારને વધારાની ગ્રાન્ટ માટેની દરખાસ્ત રજૂ કરી શકે. સ્થાનિક સરકાર પોતાના ખર્ચ તથા આવકનું એક અંદાજપત્ર કેન્દ્ર સરકારને રજૂ કરે અને કેન્દ્ર સરકાર તેમાં યોગ્ય લાગે તેવા ફેરફાર કરી તેને મંજૂરીની મહોર મારી આવું રાજ્ય સરકારને મોકલે આ રીતે રાજ્ય સરકારનો વહીવટ ચાલતો હતો. આ પ્રક્રિયામાં નાણાખાતાંનો કારોબારી સભ્ય પોતાની આગળ રજૂ થયેલી દરખાસ્તો ઉપર વિચાર કરે અને તેમાં તેને લાગે તેવા યોગ્ય ફેરફાર કરે. સાથે પોતે કરેલા ફેરફારો માટે કારણો પણ આપે તે પછી આ દરખાસ્ત રાજ્ય સરકારની પાસે મોકલવામાં આવે. આ દરખાસ્તમાં બે પ્રકારની વિગતોનો સમાવેશ થતો હતો. ફરજીયાત અને કરમુક્ત હોય તેવી વિગતો જ્યારે આ બધી જ વિગતો રાજ્ય સરકારની પ્રાંતીય ધારાસભા પાસે જ હતી ત્યારે તે કમિટી તો માત્ર ફરજીયાત ન હોય તેવી બાબતો ઉપર જ વિચાર કરતી હતી. બીજી બાબતો વિષે તેણે વિચાર કરવાનો નહોતો. જ્યારે પ્રાંતીય સરકારની દરખાસ્તો તેના તબક્કે મંજૂર થઈ જાય ત્યારે તેને કેન્દ્ર આગળ રજૂ કરવામાં આવતી હતી અને કેન્દ્ર ઉપર જણાવેલી પ્રક્રિયામાં પસાર કરી તે દરખાસ્તોને બહાલી આપે અથવા તેમાં સુધારા વધારા સૂચવે આ જાતની વ્યવસ્થા નક્કી કરવામાં આવી હતી.

આ જાતના ફેરફારો કરવામાં આવ્યા અને રાજ્ય તથા કેન્દ્ર સરકારની ધારાસભાઓમાં જવાબદારી વહેંચી દેવામાં આવી તથા રાજ્ય સરકારને તેના અધિકારો આપવામાં આવ્યા તે ઉપરથી એવું માનવું જોઈએ નહિ કે રાજ્ય સરકાર, કેન્દ્ર સરકાર કરતાં ઓછી જવાબદાર છે. આ સુધારાઓથી તો ઉલટાનું રાજ્ય સરકાર વધુ જવાબદાર સાબિત થાય છે.

આ સુધારાઓ પ્રથમ દ્રષ્ટિએ ખૂબ જ આવકારદાયક તથા લાભકર્તા લાગે છે કારણ કે રાજ્ય સરકારને આમાં સ્વાતંત્ર્યનો અવકાશ છે. સાથે સાથે કેન્દ્રમાં પણ ધારાસભાને કેટલાંક વધારાના અધિકારો મળ્યા જેને પરિણામે કારોબારીની જે સર્વોપરીતા હતી તેની સાથે ધારાસભાને પોતાની રીતે કાર્ય કરવાની છૂટ પણ મળે તેવી શક્યતા હતી. પણ હકીકતમાં આ સુધારાઓને પરિણામે કોઈ

પાયાનો ફેરફાર થયો નહોતો. રાજ્યની ધારાસભાને ફરજીયાત ન હોય તેવી બાબતો ઉપર વિચાર કરી નિર્ણય લેવાનો હતો તેવી જોગવાઈ હતી પણ આ અધિકારનો ઉપયોગ થઈ શકે તેવું કોઈ વાતાવરણ સમગ્ર તંત્રમાં ઊભું કરવામાં આવ્યું નહોતું. તેથી ઉલટું એક અથવા બીજા કાયદા દ્વારા એવી જોગવાઈ કરવામાં આવી હતી કે આ જાતનું કાર્ય રાજ્યની ધારાસભા સમક્ષ આવે જ નહિ અને જો આવે તો તેમાં ધારાસભા માટે કંઈ કરવાનું બાકી રાખવામાં આવ્યું ન હોય તે જાતની શરતો મૂકવામાં આવી હોય. કારણ કે બજેટ કમિટિને એટલો હક હતો કે તે મરજીયાત બાબતને ફરજીયાત બાબતમાં ફેરવી શકે. અને જે બાબત વિષે રાજ્ય અને ખાસ તો કારોબારી ઈચ્છતી હોય કે ધારાસભા પ્રદર્શિત કરે નહિ તેવી બાબતો જો, તેના મૂળ સ્વરૂપે પણ મરજીયાત હોય તો પણ તેને ફરજીયાતમાં બદલવા સક્ષમ હતી. પરિણામે રાજ્યની ધારાસભા તો માત્ર કાગળ ઉપરની જ સંસ્થા હતી અને તેનું કોઈપણ પ્રકારનું મહત્ત્વ હતું નહિ. આ ઉપરાંત કારોબારી તો સર્વોપરી હતી જ કારણ કે જે બાબતો ધારાસભાએ મંજૂર કરી હોય, પછી તે રાજ્યની ધારાસભા હોય કે કેન્દ્રની. એ બાબતોને બહાલી આપવી કે નહિ તે અંતે તો કારોબારીના હાથમાં હતું. ધારાસભા તો માત્ર ભલામણ જ કરી શકે તેની મંજૂરી અથવા નામંજૂરી એટલે ભલામણ માત્ર. આ ભલામણનો સ્વીકાર કરવો જોઈએ તેવું કોઈપણ બંધન કારોબારીના સભ્યોને નહોતું. આમ કારોબારીની સર્વોપરીતાને કોઈ પડકાર નહોતો એટલું જ નહિ પણ ધારાસભા એ તો માત્ર ખાધનું સ્વરૂપ જ ધરાવતી સંસ્થા હતી અને લોકોને એક દૃષ્ટિએ જોઈએ તો મૂર્ખ બનાવવા માટે જ તેની રચના કરવામાં આવી હતી. એટલું જ નહિ પણ કારોબારીના સભ્યની સ્વતંત્રતા અમર્યાદિત હતી. ધારાસભાની કોઈપણ દરખાસ્ત અથવા ભલામણને તે રદ કરી શકતા હતા અને તેમણે બહાલી આપેલ કોઈપણ મુદ્દાને સરકારે ફરજીયાત રીતે સ્વીકારવો પડતો હતો. એટલે કે કારોબારી સાચા અર્થમાં સર્વોપરી સંસ્થા હતી અને તે કેન્દ્ર સરકારની પણ ઉપરવટ જઈ શકતી હતી. કારણ કે તેણે મંજૂર કરેલ મુદ્દાને જે કેન્દ્ર સરકાર પણ નામંજૂર કરે તો તેનો કંઈ અર્થ નહોતો પણ કારોબારી નામંજૂર કરે તો કેન્દ્ર સરકાર તેનો સ્વીકાર કરી અમલ કરી શકે નહિ. આ જાતના માળખાને લીધે પહેલાની સરકાર અને પુનર્રચના પછીની સરકાર વચ્ચે જોવા જઈએ તો કોઈ પાયાનો તફાવત નથી.

જે કોઈ તફાવત દેખાય છે તે પણ કાગળ ઉપરનો અને સૈદ્ધાંતિક છે જ્યારે તેના અમલની વાત આવેલી ત્યારે પહેલાંનું જ માળખું જોવા મળે છે.

કેન્દ્ર સરકાર અને વિવિધ પ્રાંતીય સરકારો વચ્ચે ચોક્કસ બાબતોની સ્પષ્ટતા કર્યા સિવાય કોઈપણ જાતની જવાબદાર સરકારની સ્થાપના થઈ શકે નહિ. ૧૯૧૯ના ધારા પછી પ્રાંતીય તથા કેન્દ્ર સરકાર વચ્ચેના સંબંધમાં કોઈ ખાસ ફેર પડયો નહોતો. પ્રાંતીય સરકાર કેન્દ્ર સરકારના તાબાની સરકાર જ ગણાતી હતી. એટલું જ નહીં પણ પ્રાંતીય સરકાર કેન્દ્ર સરકારની[1] મંજુરી સિવાય કોઈપણ પગલું ભરવા શક્તિમાન નહોતી. આ તાબેદારી ત્રણ બાબતોમાં સ્પષ્ટ દેખાતી હતી. ધારાકીય, નાણાકીય તથા વહીવટી બાબતોમાં કેન્દ્ર, રાજ્ય સરકાર ઉપર સરસાઈ ભોગવતું હતું અને રાજ્ય સરકાર કોઈપણ પગલું પોતાની મરજીથી ભરી શકતી નહોતી. કરવેરાની બાબતમાં, કોઈપણ નવા કર નાખવા માટે રાજ્ય પાસે સ્વતંત્રતા નહોતી. અને આવી કોઈપણ દરખાસ્ત જ્યારે કેન્દ્રની બહાલી મળે ત્યારે જ અમલમાં આવી શકતી હતી. કેન્દ્ર સરકાર આ રીતે ધારાકીય, નાણાતંત્રમાં તથા વહીવટમાં સરસાઈ ભોગવતી હતી. મહેસૂલ તથા ખર્ચ ઉપરનું નિયંત્રણ લાદવાનો વિચાર પાર્લામેન્ટના ધારામાંથી લેવામાં આવ્યો હતો. આ ધારામાં એવી જોગવાઈ હતી કે મહેસૂલ તથા ખર્ચની રાજ્યની બાબતોની સંપૂર્ણ દરખાસ્ત કેન્દ્ર સરકાર આગળ મૂકવામાં આવે અને કેન્દ્ર તેને બહાલી આપે ત્યારે જ તેને રાજ્ય સરકાર અમલમાં મૂકી શકે.[2] આ જોગવાઈ પાછળનો હેતુ એવો હતો કે રાજ્યની આવક તથા જાવક ઉપર સંપૂર્ણપણે કેન્દ્રનો કબજો રહે અને આવક તથા જાવકની બાબતમાં જ્યારે રાજ્ય, કેન્દ્ર સાથે કોઈપણ પ્રકારનો પ્રતિકાર અથવા દલીલ કરે ત્યારે કેન્દ્ર તેને, પોતાની પાસેની માહિતી દ્વારા યોગ્ય જવાબ આપી શકે. આ જોગવાઈ માટે કેન્દ્ર, રાજ્યની આવક તથા જાવકની સંપૂર્ણ સત્તા પોતાના હસ્તક રાખે તેવી જોગવાઈ હતી.

---

૧. ઈન્ડીયન કોન્સ્ટિટ્યૂશનના રિફોર્મ ઉપરનો રીપોર્ટ. ૧૯૧૮નો સીડી ૯૧૦૯ પ્રકરણ ૫.

૨. તેમ છતાં આ કાયદામાં એક અપવાદ છે અને તે જમીન મહેસૂલ કોઈપણ જાતની ધારાકીય જોગવાઈ વગર નાખવામાં અને વધારવામાં આવતું હતું. કોઈપણ જાતના બાધ વગર લગભગ ૪૦થી ૫૦ ટકા જેટલું જમીન મહેસૂલ કેન્દ્રની ધારાકીય જોગવાઈઓમાંથી બાકાત રાખવામાં આવતું હતું.

નવા કરવેરા માત્ર કાયદાની જોગવાઈઓ અને મર્યાદાઓમાં રહીને જ નાખી શકાય પણ તેમાંય રાજ્ય સરકાર સ્વતંત્ર નહોતી. હિંદ સરકારના કોઈપણ આગોતરા સૂચન અથવા તેની મંજૂરી વગર કાયદાની રૂએ રાજ્ય સરકાર મહેસૂલ નાખી શકતી ન હતી.

''હિંદ સરકારના સમગ્ર હેતુઓ સાથે બંધબેસતા હોય તેવા ગવર્નર જનરલ દાણ, જકાત અથવા પ્રજાના દેવાને લગતા હોય તેવા કોઈપણ વેરા નાખી શકે છે.''

સમગ્ર હિંદની જરૂરિયાતોને પહોંચી વળવા માટેના સમગ્ર હિંદના મહેસૂલનું આ માળખું હતું અને મૂળભૂત કાયદાઓ ઉપરથી ઉપસ્થિત થયેલ આ પેટા કાયદાઓ હતા. રાજ્ય સરકાર પોતાની જરૂરિયાતનો પહોંચી વળવા, અને નવા નવા આકસ્મિક ખર્ચને પૂરો કરવા માટે નવા કરવેરા આપવા સ્વતંત્ર હતી. જેથી કરીને તેણે પોતાના નિભાવ માટે કેન્દ્ર આગળ હાથ લંબાવવો પડે નહિ પણ આ જોગવાઈઓ ઉપર પણ કેટલીક મર્યાદાઓ હતી. તેમણે આ માટેની દરખાસ્ત હિંદ સરકારને કરવાની હતી. અને રાજ્ય સરકારે નક્કી કરેલા, દરખાસ્તમાં મૂકાયેલા કરવેરા, હિંદ સરકારના કરવેરા સાથે તો કોઈ સંઘર્ષ ઊભો નથી કરતા, તે દૃષ્ટિએ તેની ચકાસણી નથી અને જો આ ચકાસણીમાં તે પાર ઉતરે તો જ તેને બહાલી મળતી. એટલે કે જો રાજ્ય સરકારે દરખાસ્ત કરેલા વેરા હિંદ સરકારના વેરા સાથે સંઘર્ષ ઊભો કરતા હોય તો તેમને મંજૂરી મળતી નહિ. કારણ કે હિંદ સરકારના ખર્ચને પહોંચી વળવા આ વેરા જરૂરી હતા અને છેવટે તો હિંદ સરકારનું ખર્ચ એ વિવિધ રાજ્યોનું ખર્ચ છે. આમ રાજ્યો તેમનાં કરવેરા દ્વારા હિંદ સરકારના વહીવટમાં મુશ્કેલી ઊભી કરી શકે નહિ.

કરવેરાના આ કાયદાનું બીજુ એક પાસુ વહીવટી પણ હતું જેમાં એમ નક્કી કરવામાં આવ્યું હતું કે,

''કોઈપણ રાજ્ય પ્રાંતનો ગવર્નર પોતાને મુનસફીથી નવું કાર્યાલય ચાલુ કરી શકે નહિ. નવી નિમણૂંક કરી શકે નહિ. એ નિમણૂંકમાં કોઈપણ જાતનો પગાર વધારો અથવા ભથ્થાનો વધારો કરી શકે નહિ. આ માટે હિંદની કાઉન્સિલના ગવર્નર જનરલની મંજૂરી આવશ્યક હતી.''

હિંદની કાઉન્સિલના ગવર્નર જનરલે હિંદ સરકારને જેવા અધિકાર આપ્યા

હતા કે દ્વારા હિંદ સરકાર પોતાને યોગ્ય લાગે તેવાં સૂચનો રાજ્ય સરકારને કરી શકે અને આ સૂચનો દ્વારા તે હિસાબ, વહીવટ, કાયદો, મહેસૂલ, ખર્ચ વગેરે બાબતોમાં કેટલાંક ધોરણો આપે જેની મર્યાદામાં રહી તે રાજ્ય સરકારે કાર્ય કરવાનું રહેતું. આમ રાજ્ય સરકાર પોતાના ખર્ચ માટેની દરખાસ્ત મૂકે તે પહેલાં કેવા પ્રકારની દરખાસ્ત તે મૂકી શકે તેનું સૂચન પણ તેને મળેલું હોવું જોઈએ. ટૂંકમાં રાજ્ય સરકારને પોતાની આવક જાવક તથા વહીવટ અને ધારાકીય બાબતે દરખાસ્તની મંજૂરી પહેલાં કોઈપણ પગલું ભરવાની છૂટ અથવા સ્વતંત્રતા નહોતી એટલું જ નહિ પણ તે દરખાસ્ત કરવામાં પણ કેટલાક નિયમો અને ધોરણોને લક્ષ્યમાં રાખવા જરૂરી હતા. જો કે રાજ્યમાં આ વેરા પોર્ટ ટ્રસ્ટસ અને મ્યુનિસિપેલિટિઓ પોતાના નિભાવ ખર્ચ માટે કરવેરા નાખે તેમાં હિંદ સરકારને કંઈ વાંધાજનક દેખાતું નહોતું. જો કે તેમણે પણ કેટલીક મર્યાદાઓનું તો પાલન કરવાનું જ હતું. અને આ મર્યાદામાંથી બહાર જઈ તેઓ કોઈપણ જાતના કરવેરા નાખી શકે પણ એક વાર આ મર્યાદાઓનું પાલન કરવામાં આવે પછી કોઈ બીજી મંજૂરીની જરૂર રહેતી નહોતી. જ્યારે રાજ્ય સરકાર તો હિંદ સરકારનો જ ભાગ હતો અને તેણે હિંદ સરકારના સમગ્ર ખર્ચમાં સાથે ઊભા રહી સહકાર આપવાનો હતો પરિણામે તેને સ્થાનિક સ્વરૂપ જેટલી છૂટ હોઈ શકે નહિ.

વધુ અવલોકન ઉપરથી એવું જાણવા મળે છે કે કેન્દ્ર સરકાર, રાજ્ય સરકારને કેટલાંક ધોરણો આપે છે જેની મર્યાદામાં રહીને જ તેણે દરખાસ્ત કરવાની હતી. પણ આ ધોરણોમાં પણ રાજ્ય સરકારને કોઈપણ જાતનું સ્વાતંત્ર્ય હોતું નથી. આ માટે ધોરણોની અંતર્ગત પણ કેટલાક પેટાધોરણો અને શરતો મૂકવામાં આવી હતી. આમ રાજ્ય સરકારે તો કેન્દ્રે આપેલા લગભગ સંપૂર્ણ માળખામાં કેટલીક સામાન્ય કક્ષાની ખાલી જગાઓ પૂરવાની હતી. આ પ્રક્રિયાના અમલ પાછળનું કારણ કેન્દ્ર સરકાર એ રીતે આપતી હતી કે રાજ્ય સરકાર, જો સ્વતંત્ર રીતે પોતાનું નાણાકીય માળખું તૈયાર કરે અને તેમાં સમગ્ર દેશનું હિત જળવાય નહિ અને જો રાજ્ય સરકાર દેવાળું કાઢે તો તેનાં પરિણામ માત્ર રાજ્યોને જ નહિ પણ સમગ્ર દેશને એટલે કે દેશના બીજા પ્રાંતોને પણ ભોગવવાં પડે. આ સંજોગોમાં સમગ્ર દેશના ભવિષ્ય સાથે ચેડાં કરવાની છૂટ રાજ્યને આપી શકાય નહિ. ખર્ચ અને મહેસૂલની જોગવાઈઓમાં તો કેન્દ્ર સરકારનો સંપૂર્ણ કબજો હતો પણ તે સાથે તેમનો

વહીવટમાં એટલો હસ્તક્ષેપ પણ સતત રહેતો હતો. આવક જાવક સાથે સિંચાઇનો સંબંધ હતો ત્યાં આ હસ્તક્ષેપ વધુ બળવત્તર બની જતો કારણ કે સિંચાઈ ઉપર થતો ખર્ચ એ તો પ્રત્યક્ષ અને ખૂબ જ સરળ રીતે આવકમાં ફેરવાઈ જવાનો હતો. એટલું જ નહિ પણ તેની આવક એ તેના ઉપર થયેલા ખર્ચના પ્રમાણમાં ઘણી વધારે સાબિત થવાની હતી. પરિણામે સિંચાઈનો સંબંધ જ્યાં હતો ત્યાં કેન્દ્ર સરકારનો આવક જાવકની બાબતમાંનો હસ્તક્ષેપ બીજા કોઇ પણ ખાતા કરતાં વધુ શક્તિશાળી બની જતો. આનો અર્થ એ નહિ કે બીજા ખાતાંઓમાં હસ્તક્ષેપ નહોતો. પણ સિંચાઈની બાબતમાં બીજાના પ્રમાણમાં તે ક્યારેક વધુ પડતો હતો.

પ્રાંતીય સરકારોના ધારાકીય અધિકારોમાં પણ આ રીતે કાપ મૂકવામાં આવ્યો હતો. તેમને કોઈપણ ધારો બનાવવાની છૂટ નહોતી. તેમને જરૂરી એવું ધારાકીય પીઠબળ કેન્દ્રમાંથી જ પુરૂં પાડવામાં આવતું હતું. આ માટેનું કારણ એ આપવામાં આવતું હતું કે રાજ્યની ધારાસભાઓ કેન્દ્ર સરકારની સરખામણીથી પ્રમાણમાં ખૂબ જ વધી ગઇ છે. નવી હોવાને પરિણામે સમગ્ર પ્રાંતની પરિસ્થિતિથી પૂરેપૂરી વાકેફ નથી અને તેથી તેનો ધારો બનાવે તો શક્ય છે કે તેમાં કયાંક કચાશ રહી જાય અને તેના પ્રત્યાઘાતો રાજ્ય અને કેન્દ્ર સરકાર માટે સારા ન પણ હોય. આ સાથે રાજ્ય સરકારોને કેટલાક ક્ષેત્ર પૂરતા કાયદા ઘડવાની મંજૂરી આપવામાં આવી હતી. પણ આ મંજૂરીની સાથે જ કેટલીક શરતો આવેલી હતી જેમાં મુખ્ય શરત એ હતી કે તેમણે ઘડવાના કાયદાઓ, કેન્દ્રની કારોબારીએ આપેલા માર્ગદર્શનને ધ્યાનમાં લઈને ઘડવાના. આને પરિણામે વાસ્તવિક પરિસ્થિતિ એ હતી કે રાજ્ય સરકાર સ્વતંત્ર રીતે કોઈપણ કાયદો ઘડી શકે નહિ. જો કે એક બીજી જોગવાઈ હતી. ખાનગી વ્યક્તિ કોઈ ખરડો લાવી શકે જેને રાજ્ય પોતાની મંજૂરી અને ભલામણો સાથે, મંજૂરી માટે કેન્દ્ર તરફ મોકલી શકે. આમાં ક્યારેક એવું પણ બનતું કે રાજ્ય પ્રાંતોને અનુકૂળ એવો કાયદો બનાવવા પ્રજાના કોઈ માણસ પાસે ખાનગી ખરડો મંજૂરી માટે મંગાવવાની તક હાથ દરે અને સમગ્ર કાર્યવાહી પૂરી કરી કેન્દ્ર પાસેથી મંજૂરી મેળવી શકે. પણ આ જોગવાઈના એક છિદ્ર તરીકે કહી શકાય કે ખાનગી વ્યક્તિએ પણ પોતાના ખરડાની રજૂઆત પહેલાં કેન્દ્ર સરકારની બહાલી મેળવવી જરૂરી હતી જેને પરિણામે મોટેભાગે તેની પાછળનો રાજ્યનો હેતુ ઉઘાડો પડી, કાર્યવાહી અટકી જાય.

પ્રાંતીય સરકારો અને પોતાના વહીવટ અંગેના બધાં જ કાર્યો બે મુખ્ય બાબતોને ધ્યાનમાં રાખીને કરવાનાં હતાં. એક તો કેન્દ્ર સરકાર અને બીજું પ્રજા. રાજ્યની સુખાકારી, કાયદો અને વ્યવસ્થા તથા જાહેર સેવાઓના વહીવટ પ્રાંતોને હસ્તક હતો પણ તેના વિષે રજે રજ માહિતી તેણે કેન્દ્ર સરકારને સતત સુપ્રત કરતા રહેવાની હતી અને તેમાં જરા પણ ચૂક થાય તો તે માટે રાજ્ય સરકારે યોગ્ય શિક્ષા તથા દંડ ભોગવવા તૈયાર રહેવાનું હતું એટલે એક દ્રષ્ટિએ જોઈએ કે રાજ્ય સરકાર રાજ્યના વિસ્તાર, વસતિ અને પ્રશ્નોની સાથે સીધા સંપર્કમાં હોવા છતાં તે સંપૂર્ણપણે કેન્દ્ર સરકારને જવાબદાર હતી. કેન્દ્ર સરકાર તેમના ઉપર સતત નજર રાખી તેની વ્યવસ્થામાં ઊભી થતી મુશ્કેલીઓને પ્રથમ દૂર કરવાનો પ્રયત્ન કરતી હતી પણ તે ઉપરાંત જો રાજ્ય સરકાર તેમાં કંઈ ચૂક કરે તો તે માટે રાજ્ય સરકારને જ જવાબદાર ઠેરવવામાં આવતી હતી. કરૂણતા તો એ હતી કે આ રાજ્ય સરકારનો વહીવટ ચલાવવા માટે જે અમલદારો અને સનદી અધિકારીઓની નિમણૂંક થતી હતી તેમની નિમણૂંક માટેનું તંત્ર પણ બ્રિટનમાં જ ગોઠવાયેલું હતું. એટલું જ નહિ પણ આ અમલદારોના વહીવટ અથવા તેમના વ્યક્તિગત વ્યવહારમાં કોઈ મુશ્કેલી ઊભી થાય તો તેનો નિવેડો રાજ્ય સરકારને હસ્તક નહોતો. રાજ્ય સરકાર માટે આ અમલદારો-તો માત્ર જવાબદાર અધિકારીઓ જ હતા અને તેમના વિષે કોઈ પણ જાતનો નિર્ણય લેવાની ક્ષમતા રાજ્ય સરકારમાં નહોતી. આ પરિસ્થિતિને લીધે રાજ્યના વહીવટમાં કેટલાક ગુંચવાડા ઊભા થતા હતા. હવે આં ગુંચવાડાનું નિરાકરણ રાજ્યને હસ્તક નહોતું તે મુખ્ય કરૂણતા હતી. જેને પરિણામે રાજ્યનો વહીવટ વધુ અને વધુ ગુંચવાડાવાળો બનતો ગયો. રાજ્ય સરકારો પોતાના વહીવટમાં અમલદારોના વ્યવહારને લીધે ઊભા થતા પ્રશ્નોના નિરાકરણમાં કે તેમની વ્યવસ્થા પોતે જાળવવામાં સ્વતંત્ર નહોતી એટલું જ નહિ પણ કોઈ પણ જાતનો નીતિવિષયક નવો નિર્ણય લેવા માટેનું સ્વાતંત્ર્ય પણ તેમને નહોતું. પરિસ્થિતિ એવી હતી કે જે પ્રજા, તેના પ્રશ્નો માટે રાજ્ય સરકાર સાથે જ સંપર્કમાં હોય, જે પ્રજા રાજ્ય સરકારને કર ભરે, જે પ્રજા રાજ્ય સરકારને તાબેદાર હોય તે જ સરકાર તે પ્રશ્નોના નિરાકરણ માટે અસમર્થ હોય તે મોટામાં મોટી કરૂણતા હતી. કેન્દ્ર સરકાર આ પ્રજા સાથે માત્ર નામનો સંબંધ ધરાવતી હતી. પ્રજાના પ્રશ્નો માત્ર સૈદ્ધાંતિક ધોરણે જ જાળવતી હતી અને જાણવા છતાં પરિસ્થિતિનું ખરેખરૂં વાસ્તવિક સ્વરૂપ કયું છે તે ક્યારેય

જાણી શકતી નહોતી. તે સરકાર જ્યારે પ્રજાના, રાજ્યના અને પ્રદેશના પ્રશ્નો હલ કરવાનો પ્રયત્ન કરે ત્યારે સ્વાભાવિક છે કે આ વિધાનની સફળતા માટે મોટી આશા રાખી શકાય નહિ. આ ત્રિમુખી મુશ્કેલીના માર્ગ તરીકે ક્યારેક કેન્દ્ર સરકાર નવા અધિકારીઓની નિમણૂંક કરતી હતી. જે રાજ્ય તથા કેન્દ્ર સરકાર વચ્ચે ઊભી થયેલી સમસ્યાઓના નિરાકરણ માટે સલાહ આપવાનું કાર્ય કરતા હતા. પ્રથમ દૃષ્ટિએ આ બાબત સુધારાજનક દેખાય છે પણ એ માત્ર સંખ્યાની દૃષ્ટિએ જ વધારો હતો. તેમા ગુણાત્મક રીતે કોઈ ફેરફારને અવકાશ નહોતો. કારણ કે સનદી અધિકારીઓની જેમ તેમનો સંપર્ક પણ નહિવત્ હતો. પ્રજા, રાજ્ય સરકાર અને તેમની સમસ્યાઓ નિરાકરણ માટે તેઓ; એટલે કે નવા અધિકારીઓ માત્ર સૈદ્ધાંતિક દર્શન જ ધરાવતા હતા.

પ્રાંતીય સરકાર કેન્દ્રના તાબામાં હોય અને સાથે સાથે પોતાની ધારાસભાને વફાદાર રહેવાનું હોય આ બન્ને બાબતો એક સાથે અમલમાં હોઈ શકે નહિ. કારણ કે ધારાસભાને વફાદાર રહેવામાં સ્વાભાવિક રીતે જ રાજ્ય સરકારે કેટલાક નિર્ણયો લેવા પડે અને તેનો અમલ પ્રજાની સુખાકારી, વહીવટની સ્વચ્છતા તથા વ્યવસ્થાની યોગ્યતાની દૃષ્ટિએ તાત્કાલિક કરવો પડે. પણ જ્યારે કેન્દ્ર સરકારોના સતત હસ્તક્ષેપ અને દખલગીરી ચાલતા હોય ત્યારે આ રીતે જવાબદારી નિભાવવાનું અશક્ય બની જાય. અને તેનું સ્પષ્ટ પરીણામ એ આવે કે ક્યારેક કેન્દ્ર તથા રાજ્ય સરકાર સામસામે આવી જાય અને સંઘર્ષ ઊભો થાય. હકીકતમાં મોર્લે મિન્ટોના[2] સુધારા દરમિયાન કેન્દ્ર અને મુંબઈ સરકાર વચ્ચે આવું વૈમનસ્ય ઊભું થયું હતું જેને પરિણામે મુંબઈ સરકારે કેટલાંક પગલાં લીધાં. તેણે નીતિવિષયક કેટલાક નિર્ણયો લીધા. રાજ્યના પ્રશ્નો વિષે પોતે સંપૂર્ણપણે વાકેફ છે અને તે પ્રશ્નોના ઉકેલ માટેનાં જે કાંઈ સાધનો ઉપલબ્ધ છે તેમને લક્ષમાં રાખીને લીધેલો નિર્ણય અને રાજ્યના લાભમાં જ છે તેવી ખાત્રી મુંબઈ રાજ્યે કેન્દ્ર સરકારને કરાવવાનો પ્રયત્ન કર્યો એટલું જ નહિ પણ એ નિર્ણયોમાં વિસ્તારની પ્રજાનો સંપૂર્ણ ટેકો છે. રાજ્ય સરકારના સનદી તથા સલાહકારી અમલદારોનો પણ ટેકો છે અને વધુમાં

૧. વિવિધ રાજ્યોની તાબેદારીની માત્રા જુદા જુદા રાજ્યોના સંદર્ભમાં જુદા જુદા પ્રકારની હતી. તે માટે સંયુકત રીપોર્ટનું પાન ૩૭-૪૫ જુઓ.

૨. સંયુકત રીપોર્ટ પાન ૭૫-૬

ધારાસભાએ તેને એકમતે વધાવી લીધેલ છે. આ જાતની દરખાસ્ત કેન્દ્ર સરકારે કોઈપણ જાતના સુધારા વધારા વગર મંજૂર કરવી જોઈએ તેવી ભલામણ પણ કરવામાં આવી.

પણ હિંદ સરકારે આ બધા જ પ્રયત્ન ઉપર પાણી ફેરવી દીધું અને નક્કી કર્યું કે રાજ્યમાં ઊભી થયેલી વિકટ પરિસ્થિતિનો સામનો કરવાની જવાબદારી રાજ્ય સરકારની છે એવું લાગતું.

''ધારાસભા બહાલી આપતી હોય, પ્રજાનો ટેકો હોય, વાતાવરણ ઉકેલના પક્ષમાં હોય તેમ છતાં પણ ઉકેલનો છેલ્લો અધિકાર કેન્દ્ર સરકારનો જ છે અને આ અધિકારનો અમલ કરવા માટે રાજ્ય સરકારે સહાયરૂપ બનવાનું છે નહિ કે તેમાં મુશ્કેલીઓ ઊભી કરવી.''

એટલે કે સમગ્ર ધારાસભા પ્રજા તથા બીજાં સ્થાનિક પરિબળોનો સામનો કરીને પણ રાજ્ય સરકારે કેન્દ્રનો મોભો જાળવી રાખવાનો છે કારણ કે તે તેની જવાબદારી હતી.

રાજ્ય સરકારનું જે તંત્ર ગોઠવાયેલું હતું તેમાં સ્થાનિક પ્રશ્નોના ઉકેલ માટેની સંપૂર્ણ ક્ષમતા હતી એટલું જ નહિ પણ આ પ્રશ્નોનો ઉકેલ જો કેન્દ્ર સરકાર તરફથી આપવામાં આવે તો તે એટલો વ્યવસ્થિત નહિ હોય જેટલો કેન્દ્ર દ્વારા આવેલો ઉકેલ વ્યવસ્થિત અને યોગ્ય હોય. પણ કેન્દ્ર તરફથી જબરદસ્ત તાબેદારીને પરિણામે રાજ્ય સરકાર આવા કોઈ જ કાર્યમાં સફળ થઈ શકે નહિ. એટલું જ નહિ પણ આ પ્રશ્નોનો સમયસરનો ઉકેલ ન કરવામાં આવતો હોવાથી બીજા અણધાર્યા પ્રશ્નો ઉપસ્થિત થતા હતા આમ પ્રશ્નોનો ગુણાકાર થતો હતો. આ પરિસ્થિતિનો સાચો ચિતાર બંધારણીય સુધારાના રિપોર્ટ[૧] દ્વારા મળી રહે છે તેમાં જણાવ્યા મુજબ :

''આખાયે તંત્રમાં ઊભી થયેલી વિકટ પરિસ્થિતિનો જો ઉકેલ શોધવો હોય તો સૌ પ્રથમ તો આખાયે તંત્રમાં ધરમૂળથી ફેરફાર કરવા પડશે. એટલું જ નહિ, જરૂરી જણાય તો આ તંત્રને પાયાથી જ બદલી તે સ્થાને બીજા યોગ્ય તંત્રની સ્થાપના કરવી પડશે. હિંદ સરકારે અનેક છૂટછાટો આપવી પડશે. હિંદ સરકારે રાજ્ય સરકારોને કેટલાક અધિકારો આપવા પડશે અને

૧. સંયુક્ત રીપોર્ટ પાન ૧૦૧.

રાજ્ય સરકારોએ તેનો યોગ્ય રીતે અમલ કરી પ્રજાના પ્રશ્નો હલ કરવા પડશે. આમ થાય તો જ રાજ્ય સરકારની જીવાદોરી માટે જરૂરી વાતાવરણ મળી રહે.''

કેન્દ્ર અને રાજ્ય સરકારો વચ્ચે સુમેળભર્યો વ્યવહાર જળવાઈ રહે, પ્રજાના પ્રશ્નો હલ થાય, અને કેન્દ્ર સરકારનું પણ ગૌરવ જળવાઈ રહે તે માટે કેટલીક બાબતોની વહેંચણી જરૂરી હતી. અને બંનેના અધિકારો વચ્ચે લક્ષ્મણરેખા દોરવી જરૂરી હતી. જો આમ થાય તો જ બંને વચ્ચેનો વ્યવહાર જળવાઈ રહે અને બંનેની કાર્યપ્રણાલીમાં કોઈ અવરોધ આવે નહિ. આ હેતુને લક્ષમાં રાખીને હિંદ સરકારે નાણાં, વહીવટ તથા મહેસૂલની બાબતમાં કેટલાક નિર્ણયો લઈ સુધારા કર્યા જે નીચે મુજબ છે :[૧]

''૭. અત્યારની પરિસ્થિતિને જોતાં કેટલીક બાબતો હિંદ સરકારને હસ્તક છે. સમગ્ર દેશનો વહીવટ વિવિધ પ્રાંતોમાં વહેંચવામાં આવ્યો છે. અને કેન્દ્ર સરકાર આ બધાજ રાજ્યો વચ્ચેનું બીજ કેન્દ્ર છે. આ બાબત તો દીવા જેવી સ્પષ્ટ છે. આ કારણે, પ્રાંતોની બાબતોમાં નીતિવિષયક નિર્ણયો, વહીવટ અને નાણાં તથા વ્યવસ્થાને લગતા પગલાંઓ વિષે હિંદ સરકાર જ આખરી સત્તા ધરાવે છે. તેમ છતાં ઊંડા અભ્યાસ અને કેટલાક નિરીક્ષણને અંતે એવું જાણવા મળ્યું છે કે રાજ્યને સ્પર્શતી કેટલીક બાબતો ખરેખર જો રાજ્યમાં જ ઉકેલવામાં આવે તો તેના પરિણામ સારાં આવવાની આશા છે. અને કારણ કે રાજ્ય, પ્રજાના સીધા સંપર્કમાં છે તે તેના પ્રશ્નો વિષે કેન્દ્ર કરતાં વધુ માહિતગાર હોય તે સ્વાભાવિક છે. જો કે જવાબદારીની માત્રા જુદા જુદા રાજ્યોમાં જુદી જુદી છે તે સ્વીકારવું પડે.

''૮. કેન્દ્ર અને રાજ્ય અત્યારની પરિસ્થિતિમાં જોતાં, આખી વ્યવસ્થાના એ અંતિમ છેડા છે. રાજ્યે કાર્ય કરવાનું છે જ્યારે કેન્દ્રે તેના નિર્ણયો લેવાના છે. રાજ્યે હાથ પગનો ભાગ ભજવવાનો છે જ્યારે કેન્દ્રે તેની પાછળના સક્રિય મગજ તરીકેનું કાર્ય કરવાનું છે. પ્રશ્ન એ છે કે આ બંને છેડાઓ વચ્ચે કાર્યો અને જવાબદારીની વહેંચણી કેવી રીતે કરવી ? વહેંચણી કરવા માટે બંને વચ્ચે એક ભેદરેખા દોરવા માટે ચોક્કસ ધોરણોનો પ્રથમ સ્વીકાર કરવો જરૂરી

૧. હિંદ સરકાર દ્વારા કન્ફરન્સ કમિટીને સુપ્રત કરાયેલા આદેશના ૧૯૧૯ના કમિટિના રિપોર્ટ-૨ના cmd ૧૦૩.

બની જાય છે. રાજ્ય સરકાર પ્રજાને અને વિસ્તાર સાથે સીધા સંપર્કમાં છે. એટલે સ્વાભાવિક રીતે એણે જ પ્રશ્નોના ઉકેલની જવાબદારી નીભાવવી જોઈએ. સાથે સાથે કેન્દ્ર સરકાર રાજ્ય સરકારની જન્મદાતા છે એટલું જ નહિ. કટોકટીના પ્રસંગોએ દરેક રાજ્યમાં ઊભી થયેલી અછત અથવા આસમાની સુલતાની આફતમાં પાસેનું રાજ્ય મદદ કરે અથવા ન કરે તે ઉપર આફતગ્રસ્ત પ્રાંત કોઈ દબાણ કરી શકે નહિ. આવા સંજોગોમાં કેન્દ્ર પડોશી પ્રાંતને મદદ કરવા માટે દબાણ કરી શકે. આ રીતે જોવામાં આવે તો રાજ્ય તથા કેન્દ્ર પોતાની જવાબદારી પ્રજા પ્રત્યે પૂરતી છે તેમ કહેવામાં કંઈ અયોગ્ય નથી. હવે આ ભેદરેખા દોરવામાં બે શકયતાઓ રહે છે. કાં તો રાજ્યને સંપૂર્ણ સ્વાતંત્ર્ય આપવું જે હિતાવહ નથી. સાથે સાથે કેન્દ્રને તેનો અધિકાર ચાલુ રાખવા દેવો તે પણ યોગ્ય નથી તેમ ઇતિહાસ દર્શાવે છે. આવા સંજોગોમાં સૌ પ્રથમ એ નકકી કરવું ઘટે કે પ્રજા અને દેશની સમસ્યાઓના ઉકેલ માટે વહીવટ અને વ્યવસ્થા માટે, કેન્દ્રનાં હિત જળવાવાં જોઈએ કે રાજ્ય અને પ્રાંતના હિત જળવાવાં જોઈએ. આ બાબતનું નિરાકરણ થવું ઘટે.''

''રાજ્ય સરકારે કેન્દ્રના એજન્ટ તરીકે જ કાર્ય કરવાનું હોય તો તેમાં માત્ર એજન્ટ જેટલો જ રસ લઈ શકાય તે લઇ લે પછી અને પ્રજાના પ્રશ્નોના ઉકેલ માટે તો જે કોઈ કાર્ય કરવા માગે તેમાં એકરૂપ થવું એ અતિશય આવશ્યક છે. આમ, રાજ્ય તથા કેન્દ્ર સરકારો વચ્ચે કેવા પ્રકારના નિયમો રાખવા ઘટે અધિકારોની વહેંચણી કેવી રીતે કરવી તે બાબત ચર્ચાનો વિષય હતો.''

આ સમસ્યાના માર્ગ રૂપે એવું નકકી કરવામાં આવ્યું કે ''રાજ્યની જે સમસ્યાઓ રાજ્ય સાથે સીધો સંપર્ક ધરાવતી ન હોય અને તેનો વધુ સંબંધ કેન્દ્ર સરકાર સાથે હોય તેવી બાબતો રાજ્યને બદલે કેન્દ્રના અધિકારમાં આવવી જોઈએ.''

''એવી બાબતો કે જે સંપૂર્ણપણે રાજ્ય સાથે જ સંબંધ ધરાવે છે જેથી રાજ્યના અમલદારો પ્રજાના સંપર્કથી આ સમસ્યાઓ યોગ્ય રીતે સમજી તેનો ઉકેલ વધુ સારી રીતે લાવી શકે તેમ છે. તેનો કબજો રાજ્યને સંપૂર્ણપણે સોંપી દેવો. જો કે આ બાબતોની જાણ તથા તેના ઉકેલ માટે લીધેલાં પગલાંની વિગતો રાજ્યે કેન્દ્ર સરકારોને આપવાની રહેશે.'' ઉપર મુજબનો નિર્ણય ફંકશન

કમિટીએ તેની કાર્યવાહી દરમિયાન લઈ રાજ્ય તથા કેન્દ્ર સરકારો વચ્ચેની તંગદિલીને ઓછી કરવાનો પ્રયત્ન કર્યો હતો. હિંદ સરકારના ૧૯૧૯ના ધારાની કલમ ૪૫-સી અંતર્ગત દર્શાવેલા સોંપણીના કાયદામાં આ પ્રમાણેની જોગવાઈઓ કરવામાં આવી. આ સુધારાઓને પરિણામે ૧૮૩૩ પહેલાં ક્યારેય નહોતી તેવી સત્તાઓ રાજ્ય સરકારોને આપવામાં આવી અને આને લીધે પ્રાંતોના વહિવટમાં ધરમૂળ ફેરફારો થયા, જેને લઈને સમગ્ર રાજ્યની વ્યવસ્થા તથા વહીવટમાં સુધારા થવાની ઘણી જ શક્યતાઓ ઊભી થઈ. આ સોંપણીના નિયમોને પરિણામે પ્રાંતીય સરકારોને જે કેટલીક બાબતો સોંપવામાં આવી તે નીચે મુજબ હતી.

## પ્રાંતીય વિષયો

૧. **સ્થાનિક સ્વરાજ્યની સરકાર** એટલે કે મ્યુનિસિપેલિટિને લગતી બાબતોની સત્તા પ્રાંતીય સરકારોને આપવામાં આવી અને તેને લઈને મ્યુનિસિપેલિટિના વહીવટ અને તેની આવક તથા ખર્ચની બાબતો ઉપર રાજ્ય સરકાર નજર રાખવા માંડી. જે અત્યાર સુધી કેન્દ્ર સરકારના હસ્તક્ષેપને લીધે મુશ્કેલભર્યું કાર્ય હતું. તે આ સુધારાઓને પરિણામે વધુ સરળ બની ગયું.

કેટલીક બાબતોને બાદ કરતાં સ્થાનિક સ્વરાજ્યની સરકારને સર્વ હક્ક આપવામાં આવ્યા. બાદ કરાયેલી બાબતો કેન્ટોન્ટમેન્ટ ધારા ૧૯૧૦માં દર્શાવવામાં આવી છે. જેમાં રાજ્ય સરકાર પાસેથી પૈસા લેવા અથવા નવા કરવેરા નાખવાની બાબતોને સમાવેશ થાય છે.

૨. **તબીબી વહીવટ :** આમાં દવાખાનાં, હોસ્પિટલો, તેમજ સ્વાસ્થ્ય અંગેના શિક્ષણનો સમાવેશ કરવામાં આવતો હતો.

૩. **જાહેર સુખાકારી, આરોગ્ય અને આંકડાકીય સંગ્રહ** : આ બાબત પણ પ્રાંતોને સોંપવામાં આવી હતી પણ જીવલેણ રોગચાળાની બાબત હિંદ સરકારની ધારાસભા અંતર્ગત રાખવામાં આવી હતી.

૪. **બ્રિટિશ હિંદમાંનાં યાત્રાળુઓ :**

૫. **શિક્ષણ :** (૧) આ બાબતોમાં નીચેની બાબતોનો સમાવેશ કરવામાં આવતો નહિ.

(i) બનારસ હિંદુ યુનિવર્સિટિ અને અલિગઢ મુસ્લિમ યુનિવર્સિટિ કેન્દ્ર સરકારને હસ્તક રાખવામાં આવશે કારણ કે તેમના વહીવટમાં પ્રાંતીય સરકારો માત્ર તેમના પ્રાંત પુરતો જ રસ ધરાવે તે સ્વાભાવિક છે જ્યારે તે યુનિવર્સિટિનો હેતુ પ્રાંત પૂરતો મર્યાદિત નથી.

(ii) ચીફ કોલેજો અને ઓફિસરો, અધિકારીઓ અને આવા સનદી અમલદારોના બાળકો માટે અથવા શાહી લશ્કરના અધિકારીઓના બાળકો માટેની સંસ્થાઓ, અને સરકારી નોકરોના બાળકો માટેની સંસ્થાઓ. આમાંથી બાકાત ગણવામાં આવતી હતી.

(b) નીચેની બાબતો હિંદ સરકારની લેજીસ્લેચરની જ ગણવામાં આવશે.

(i) આ કાયદાઓ બનાવ્યા પછી અસ્તિત્વમાં આવેલ યુનિવર્સિટિઓના વહીવટ, અને વ્યવસ્થાની બાબત, તેમના બંધારણના મુદ્દા તથા તેને ધ્યાનમાં લેવા જેવી બાબતો.

(ii) આ પ્રાંતની હદ બહાર ઊભી થયેલ કોઈપણ યુનિવર્સિટિ તથા તેનો બધો જ વહીવટ.

(iii) કલકત્તા પ્રાંતમાં આ નિયમોના ઘડતર પછી પાંચ વર્ષ સુધી કલકત્તા યુનિવર્સિટિનો વહીવટ તથા તે પ્રાંતના માધ્યમિક શિક્ષણનો વહીવટ.

૬. **જાહેરકામો**માં નીચેનાં કાર્યોનો સમાવેશ કરવામાં આવતો હતો :

(a) પ્રાચીન સ્થાપત્યના રક્ષણના ૧૯૦૪ના ધારા નીચે જેમને રાષ્ટ્રીય સંસ્થા ગણવામાં આવી છે તેની કલમ ૨ (આ) માટે ૩ (ઇ) મુજબ જેમને સ્પષ્ટપણે રક્ષિત ગણવામાં આવે છે તે સિવાયની ઈમારતો અને મકાનોની જાળવણી, મરામત તથા સુધારા વધારાનાં કાર્યો જેનો ગેઝેટ ઓફ ઈન્ડિયામાં સમાવેશ કરવામાં આવ્યો છે. તે બધાનો સમાવેશ થાય છે તેમાં નીચેનાં કાર્યોનો સમાવેશ થતો નથી.

(b) ગવર્નર જનરલના વિશેષ જાહેરનામા દ્વારા જે રસ્તા, પુલ, ફેરીસેવા, ટનેલ, રોપવેઝ તથા તેવાં બધાં જ વાહન વ્યવહારનાં સાધનો અને રસ્તાઓ જે લશ્કરના ઉપયોગ માટે નક્કી કરાયેલાં

હોય આ બધા ઉપરનો કબજો, તેનો વહીવટ તથા તેની જાળવણી માટે મરામતની બાબતનો આમાં સમાવેશ કરવામાં આવતો નથી.

(c) મ્યુનિસિપેલિટિના વિસ્તારમાં પણ આવેલા ટ્રામમાર્ગો અને

(d) મુખ્ય લાઈન સાથે સંબંધ ધરાવનાર કોઈપણ બ્રાન્ચ લાઈન જેમાં ટ્રામ વે બ્રાન્ચ રેલ્વે અથવા મ્યુનિસિપેલિટિના વિસ્તારમાં આવતી કોઈપણ લાઈન જેનો સંબંધ મુખ્ય લાઈન સાથે હોય તેવી બધી લાઇનોની જાળવણી, મરામત તથા કબજો આ બાબતમાં સમાવિષ્ટ છે.

૭. પાણી પૂરવઠો, આંતર પ્રાંતીય વિસ્તારમાં આવતી સિંચાઈ, પાણી તથા ગટર તથા તેને લગતી બીજી બાબતો જે હિંદની ધારાસભાના કબજામાં અસ્તિત્વ ધરાવતી હોય તેનો આ બાબતોમાં સમાવેશ થાય છે.

૮. **જમીન મહેસૂલનો વહીવટ** નીચે દર્શાવેલાં મુખ્ય હેડીંગો સાથે

(a) જમીન મહેસૂલની આકારણી તથા તેને એકઠું કરવું.

(b) જમીન રેકર્ડની જાળવણી, મહેસૂલી હેતુ માટે સર્વે.

(c) જમીનના ગણોત અંગેના કાયદાઓ. જમીનદાર તથા ગણોતીયાના સંબંધો, ભાડાની ઉઘરાણી.

(d) દરેક બોર્ડની કોર્ટ, અને તેની સાથે જોડાયેલ મિલ્કતો.

(e) જમીન સુધારણા તથા ખેતીવાડી માટેની લોન.

(f) શાહી જમીનને ખાલસા કરવી અને જમીન મહેસૂલનું જોડાણ કરવું.

(g) સરકારી જમીનની વ્યવસ્થા કરવી.

૯. **દુષ્કાળ રાહત**

૧૦. **ખેતીવાડી :** જેમાં સંશોધન કરતી સંસ્થાઓ, પ્રાયોગિક અને નિદર્શન માટેનાં ખેતરો, સુધારાત્મક પદ્ધતિઓની શરૂઆત, ખેતી વિષયક શિક્ષણ, ખેતીને નુકશાન કરતી જીવાત વગેરેની અટકાયત અને છોડને લગતાં રોગની અટકાયત, આ બધી બાબતોનો સમાવેશ થતો હતો અને આ બાબતો ઉપરાંત હિંદની ધારાસભા દ્વારા જાહેર કરાયેલ બીજા

તેવા જ કોઈપણ પગલાં આ બાબતમાં સમાવિષ્ટ કરવામાં આવ્યાં હતાં.

૧૧. **મુલકી પશુપાલન વિભાગ :** પશુપાલનને લગતી તમામ બાબતો જેવી કે પશુઓની સાચવણી, તેમના રોગો, તેમનું સ્વાસ્થ્ય તથા અવારનવાર લેજીસ્લેટીવ કાઉન્સિલ દ્વારા જે કંઈ વધારાની બાબતોનો તેમાં સમાવેશ થાય તે સર્વ વિગતો આ વિભાગમાં આવરી લેવામાં આવી હતી.

૧૨. **મત્સ્ય ઉદ્યોગ**

૧૩. **સહકારી મંડળીઓ**

૧૪. **જંગલ ખાતુ :** શિકારની મનાઈ તથા જંગલને કાપવા બાબતે હિંદી ધારાસભા દ્વારા ઘડાયેલા બધા જ કાયદાઓ.

૧૫. **જમીન સંપાદન :** હિંદી લેજીસ્લેચર દ્વારા ઘડાયેલા કાયદાઓ.

૧૬. **જકાત :** માદક દવાઓ તથા દારૂનું ઉત્પાદન, તેનો વેપાર તેની હેરફેર, ખરીદી વેચાણ તેના ઉપરની લાયસંસની ફી વગેરેનો આમાં સમાવેશ થાય છે. આમાં ખાસ કરીને અફીણની ખેતી, તેનું ઉત્પાદન, તેની આયાત તથા નિકાસનો સમાવેશ થતો નથી.

૧૭. **ન્યાયનો વહીવટ :** પ્રાંતની અંદરની મુલકી તથા ફોજદારી કોર્ટોનાં બંધારણો, તેનો વહીવટ, તેની સત્તાઓ તથા તેના માળખાનો આમાં સમાવેશ થતો હતો. આનું સંચાલન હાઈકોર્ટ, સૂપ્રીમ કોર્ટ, અને જ્યુડિશિયલ કમિશ્નરની કોર્ટ પૂરતું હિંદી ધારાસભા દ્વારા ઘડાતા કાયદાઓ દ્વારા થતું હતું.

૧૮. **પ્રાંતીય કાયદાકીય અહેવાલો.**

૧૯. **વહીવટદારો :** સામાન્ય અને ઓફિશિયલ ટ્રસ્ટીઓ. હિંદી ધારાસભાના કાયદાઓને આધીન.

૨૦. **નોન જ્યુડિશિયલ સ્ટેમ્પ્સ :** હિંદી ધારાસભાને આધીન, અને **જ્યુડિશિયલ સ્ટેમ્પ્સ,** હાઈકોર્ટોના અધિકારક્ષેત્રમાં ચાલતા દાવાઓ અને કાર્યવાહી સંબંધિત કોર્ટ-ફીના સંદર્ભમાં હિંદી ધારાસભાના કાયદાને આધીન.

૨૧. **કરારો તથા દસ્તાવેજોની નોંધણી :** હિંદના લેજીસ્લેચરના કાયદાઓ અનુસાર.

૨૨. **જન્મ, મરણ તથા લગ્નની નોંધણી :** હિંદનું લેજીસ્લેચર જાહેર કરે તેવા વર્ગો માટે, હિંદના લેજીસ્લચેર દ્વારા ઘડાયેલા કાયદાઓ અનુસાર.

૨૩. **ધાર્મિક અને દાનની સંસ્થાઓ અને મિલ્કતો**

૨૪. **સરકારી અસ્કયામતો હોય** તેવી **ખનીજ સાધન સામગ્રીનો વિકાસ** ખાણોના કાયદા કાનુનોને બાદ કરતાં સેક્રેટરી ટુ ધી સ્ટેટ દ્વારા બનાવવામાં આવેલા ધારા ધોરણો મુજબ.

૨૫. **ઉદ્યોગોનો વિકાસ :** તેમાં ટેકનિકલ શિક્ષણ તથા ઔદ્યોગિક વિકાસનો પણ સમાવેશ થતો હતો.

૨૬. **ઔદ્યોગિક બાબતો :** જેમાં ખાસ કરીને નીચે દર્શાવેલી બાબતોને સમાવેશ થતો હતો.

(અ) કારખાનાં

(બ) મજૂરોની તકરારોની પતાવટ

(ક) ઇલેક્ટ્રિસિટી

(ડ) બોઈલર્સ

(ઈ) ગેસ

(ફ) ધુમાડાનું દુષણ અને

(ગ) મજૂર કલ્યાણ જેમાં હિંદના લેજીસ્લેચરના ધારા (a) (b) (c) (d) અને (G) અન્વયે ઔદ્યોગિક વીમો (સામાન્ય સુખાકારી અને અકસ્માત) તથા રહેઠાણનો સમાવેશ થતો હતો.

૨૭. **સ્ટોર અને લેખન સામગ્રી :** સેક્રેટરી ઓફ સ્ટેટ ઈન કાઉન્સિલ દ્વારા નક્કી કરાયેલા નિયમો અંતર્ગત આયાત કરાયેલી લેખન સામગ્રીનો સ્ટોર.

૨૮. **ખાદ્યાખોરાકી તથા બીજી વસ્તુઓમાં ભેળસેળ :** આયાત અને નિકાસની બાબતમાં આ અંગે હિંદના લેજીસ્લેચર દ્વારા ઘડાયેલા કાયદાઓ અનુસાર.

૨૯. **વજન અને માપ** તેના ધોરણો અંગે હિંદ લેજીસ્લેચરે ઘડેલા કાયદાઓ અનુસાર.

૩૦. **બંદરો** આમાં ગવર્નર જનરલ દ્વારા કાઉન્સિલમાં જે બંદરોને બાકાત રાખવામાં આવ્યા હોય તે અને હિંદી ધારાસભાના કાયદા હેઠળ જેને મુખ્ય બંદરો તરીકે જાહેર કર્યાં હોય તે સિવાયનાં બંદરો.

૩૧. **આંતરિક જળમાર્ગો :** હિંદના લેજીસ્લેચર દ્વારા જેને આંતરિક સ્ટીમનાં વહાણો તરીકે મંજૂર કરેલાં હોય પણ ગવર્નર જનરલે કાઉન્સિલમાં જેને કેન્દ્રીય વિષયો તરીકે જાહેર ન કર્યાં હોય તેવાં વહાણવટાં અને દરિયાઈ સફરોનો આમાં સમાવેશ થતો હતો.

૩૨. **પોલીસ**, ગવર્નર જનરલે કાઉન્સિલમાં જે જાહેર કર્યાં હોય તે સારસંભાળ માટેના ખર્ચ તથા જાળવણીની જોગવાઈ માટેના ખર્ચનો જેમાં સમાવેશ થતો હોય તેવા રેલ્વે માર્ગો ઉપરની રેલવે પોલિસની જુદી જુદી સરહદોનો આમાં સમાવેશ થતો હતો :

(a) જુગાર તથા સટ્ટા ઉપર નિયમન.

(b) પ્રાણીઓ ઉપરના ત્રાસનું નિયંત્રણ

(c) જંગલી જાનવરો તથા પ્રાણીઓનું રક્ષણ

(d) હિંદના લેજીસ્લેચરના કાયદાઓ પ્રમાણે ઝેર ઉપર નિયંત્રણ

(e) સમગ્ર બ્રિટિશ હિંદમાં પ્રમાણભૂત હોય તેવા મોટર વાહનોના નિયંત્રણ તથા લાયસંસને લગતી બાબતો.

(f) પ્રદર્શિત કરવાની ફિલ્મો માટેની મંજૂરીની હિંદના લેજીસ્લેચરના કાયદાઓ પ્રમાણેની મંજૂરી અન્વયે સિનેમાની પ્રવૃત્તિઓ.

૩૩. **અખબારો, પુસ્તકો અને પ્રિન્ટીંગ પ્રેસો ઉપરનાં નિયંત્રણો :** હિંદના લેજીસ્લેચરના કાયદાઓ અન્વયે.

૩૪. **તપાસ સરપંચ**

૩૫. **બાકાત કરાયેલા વિસ્તારો**

૩૬. **ગુનાહિત જાતિઓ :** હિંદના લેજીસ્લેચરના કાયદાઓ અન્વયે.

૩૭. **યુરોપિયન રખડુઓ**

૩૮. **કેદખાનાં :** હિંદના લેજીસ્લેચરના કાયદાઓ અન્વયે કેદખાનાં અને સુધારણા કેન્દ્રો. (જેમાં રાજ્યોની જેલોનો સમાવેશ થતો નથી.)

૩૯. **તળાવો** અને પશુઓના પગપેસારા પર પ્રતિબંધ

૪૦. **નધણિયાતો ખજાનો**

૪૧. **લાયબ્રેરીઓ** (જેમાં શાહી લાયબ્રેરીનો સમાવેશ થતો નથી) અને **મ્યુઝિયમો** (જેમાં હિંદી મ્યુઝિયમ, શાહી વોર મ્યુઝિયમ અને કલકત્તાના વિકટોરીયા મેમોરિયલનો સમાવેશ થતો નથી.) અને વનસ્પતિશાસ્ત્રને લગતા બગીચાઓ.

૪૨. **પ્રાંતીય સરકારના પ્રેસ.**

૪૩. **ચૂંટણી** કાયદાની કલમ ૬૪ (i) અને ૭૨ A (૪) અંતર્ગત પ્રાંતીય લેજીસ્લેચર અને હિંદના લેજીસ્લેચરની ચૂંટણીઓ :

૪૪. હિંદના લેજીસ્લેચરના કાયદા અનુસાર **મેડીકલ અને બિન ધંધાકીય કૌશલ્યનું નિયમન.**

૪૫. **લોકલ ફંડ ઑડિટ** સ્થાનિક સંસ્થાઓ દ્વારા થતી આવક તથા ખર્ચના હિસાબોનું સરકારી ખાતાંઓ દ્વારા ઑડિટ.

૪૬. **ઓલ ઈન્ડિયા સર્વિસીઝ**ને બાદ કરતાં જે જાહેર સર્વિસો પ્રાંતોની સરહદમાં હોય તે ઉપર હિંદ લેજીસ્લેચરના કાયદાઓ અનુસાર નિયંત્રણ. જેનો કાયદા-૧૦માં ઉલ્લેખ થયેલો હોય તે. આ સર્વિસમાં પ્રાંતોમાં નોકરી કરતા ઓલ ઈન્ડિયાના પ્રાંતીય સભ્યોનો સમાવેશ થતો હતો.

૪૭. **પ્રાંતીય મહેસૂલનાં સાધનો** જેમાં પહેલાંના વિભાગનો સમાવેશ કરવામાં આવ્યો ન હોય.

(a) નકકી કરાયેલા કરવેરાના માળખામાં જેનો ઉલ્લેખ થયેલો હોય તેવા કરવેરા.

(b) ગવર્નર જનરલની પૂર્વ મંજૂરી મળી હોય અને જેનો સમાવેશ વરસોના કરવેરામાં ન થયો હોય પણ પ્રાંતોમાં તેનું ચલણ ચાલુ કરવામાં આવ્યું હોય.

૪૮. **દેવું** સ્થાનિક સરકારે (દેવું કરવાના નિયમોને આધિન રહીને) કરેલું દેવું જેમાં પ્રાંતો સંપૂર્ણપણે જવાબદાર હોય.

૪૯. પ્રાંતીય **પ્રજાના કોઈપણ માણસ ઉપર પ્રાંતીય કાયદાનો અમલ કરાવવા** માટે લેજીસ્લેશન દ્વારા દંડ, વસૂલાત અથવા જેલના સ્વરૂપે

કરવામાં આવેલી શિક્ષા, હિંદના લેજીસ્લેચરના કાયદાઓને આધિન રહીને આમાં કોઈપણ કાયદા અન્વયે, કોઈપણ પ્રજાજન ઉપર કામ ચલાવવાની જોગવાઈ.

૫૦. આ ઉપરાંત **કોઈપણ બાબત** જે આમ તો કેન્દ્રની હદમાં હોય પણ ગવર્નર જનરલે તેને વ્યક્તિગત અથવા પ્રાંતીય જાહેર કરી હોય તેનો સમાવેશ કરવામાં આવતો હતો.

૫૧. આ સાથે કોઈપણ બાબત જે ખરેખર કેન્દ્રની સત્તાની હોય પણ કાયદાકીય રીતે જેને રાજ્ય સરકારની ગણવી એવી વિશિષ્ટ જોગવાઈ ઊભી કરવામાં આવી હોય.

બીજું કાર્ય જરાક વધુ મુશ્કેલ હતું. જેમાં કેન્દ્ર તથા પ્રાંતીય સરકારો વચ્ચે મહેસૂલની બાબતમાં વહેંચણી કરવાની હતી. આ પ્રક્રિયામાં ખાસ મુદ્દો એ હતો કે પ્રાંતીય સરકારો જેમ બને તેમ સ્વતંત્ર રીતે પોતાનું કાર્ય કરી શકે તથા તેમને વારંવાર કેન્દ્ર તરફ હાથ લંબાવવો ન પડે અને કેન્દ્રની મુનસફી પ્રમાણે તેઓ ચાલે તે જાતની લાચારી ન હોય. તે ખાસ ધ્યાનમાં રાખવાનું હતું. પ્રાંતીય સરકારો કાયદાની રૂએ સત્તાઓ મેળવે અને ભોગવે તે ખૂબ જ જરૂરી હતું. જો આમ થાય તો જ તેઓ વિકાસનાં કાર્યો કરી શકે. આને પરિણામે નીચે પ્રમાણેનો અહેવાલ સપાટી ઉપર આવ્યો.''

અમારો સૌ પ્રથમ મુદ્દો એ છે કે કોઈક એવો માર્ગ શોધી કાઢવો જોઈએ જેના આધારે કેન્દ્ર અને પ્રાંતીય મહેસૂલનાં સાધનો જુદાં પાડી શકાય.''

આ માટે સૌ પ્રથમ લેવાનાર અથવા લઈ શકાય તેવું પગલું એ હતું કે સહિયારા વિભાગો અને તે માટેની સહિયારી જોગવાઈઓને જુદા કરી, આ વ્યવસ્થાનો અંત લાવવો કારણ કે આ જાતની પ્રક્રિયાથી કેન્દ્ર સરકારને, પ્રાંતીય વહીવટ તથા કાર્ય પ્રણાલીમાં મનમાં આવે ત્યારે હસ્તક્ષેપ કરવાનો હક રહેતો હતો. પ્રાંતીય વહીવટમાં હંમેશાં એ ડર રહેતો હતો કે કદાચ કોઈ પગલાને કેન્દ્ર બહાલી ન આપે. પરિણામે વહીવટ સંપૂર્ણપણે યોગ્ય રીતે થઈ શકતો નહોતો પણ આ બાબતમાં બે મુખ્ય મુશ્કેલીઓ હતી. આ જોગવાઈની વહેંચણી કેવી રીતે કરવી. કયો વિભાગ કોને સોંપવો અથવા વિભાગના ભાગ

પાડી કયો ભાગ કોને સોંપવો જ્યારે સહિયારી જોગવાઈઓની પ્રક્રિયા ચાલુ હતી ત્યારે તેમાં મહેસૂલ, કરવેરા, જકાત, સ્ટેમ્પ, અને સિંચાઈનો સમાવેશ થતો હતો. બંધારણીય સુધારાનો અહેવાલ આપનારા નિષ્ણાતોએ, સંપૂર્ણ વિચાર કરી કેટલાક મુદ્દાઓ જુદા તારવી નીચે પ્રમાણે રિપોર્ટ રજૂ કર્યો.[૧]

"સ્ટેમ્પ જકાતના મહેસૂલના બે વિભાગ પાડવા જોઈએ. જેમાં સામાન્ય અને જ્યુડિશિયલનો સમાવેશ થઈ શકે. જેમાં પહેલાંનું હિંદ સરકાર તથા પછીનું પ્રાંતીય સરકારોને સુપ્રત થઈ શકે. આને પરિણામે વ્યાપારી સ્ટેમ્પમાં એક પ્રકારની નિયમિતતા આવશે અને તેને પરિણામે પ્રાંતો તથા દેશનો વહીવટ વધુ સારી રીતે ચાલી શકશે. આબકારી જકાત અત્યારે મુંબઈ, બંગાળ અને આસામમાં સમગ્રપણે કેન્દ્રને હસ્તક છે. આ બાબત પણ પ્રાંતોને સુપ્રત કરવામાં આવે તો તે વધુ યોગ્ય લેખાશે. બર્મા તથા કેન્દ્રીય પ્રાંતોને બકાત કરતાં જમીન મહેસૂલ એ કેન્દ્ર તથા રાજ્યો વચ્ચે સરખે ભાગે વહેંચાયેલ છે. બર્માને અર્ધાથી ઉપર મળે છે જ્યારે કેન્દ્રીય પ્રાંતોને થોડુક ઓછુ મળે છે હવે આ બાબત જો પ્રાંતોને સોંપવામાં આવે તો તેનાથી પણ લાભને પરિણામે પ્રાંતોના કાર્યોમાં વેગ આવશે અને સમગ્ર દેશના અર્થતંત્ર તથા વ્યાપાર ઉદ્યોગમાં તેનો પડઘો પડશે. અછતની પરિસ્થિતિ તથા દુષ્કાળની પરિસ્થિતિમાં ઊભા થતા સંજોગો અને મહેસૂલ પરસ્પર સંકળાયેલા છે. જો મહેસૂલ પ્રાંતોને સોંપવામાં આવે તો આ શરત માટેની જવાબદારી પણ પ્રાંતોએ જ ઉઠાવવી જોઈએ તે નિર્વિવાદ છે પણ આ જવાબદારી પ્રાંતોની શક્તિઓના પ્રમાણમાં ઘણી વધુ હોય છે. આ રીતે જોતાં જે વિભાગો પ્રાંતો તથા કેન્દ્ર સરકારોમાં સહિયારી રીતે ચાલે છે તે વિભાગોમાંથી ઘણી આવક તથા તેમની સાથે સંકળાયેલ ખર્ચ માટે તે પોતપોતાની રીતે જવાબદાર છે પણ જ્યારે તેમાં વહેંચણી કરવામાં આવે અને ચોકક્સ વિભાગ પ્રાંતને સોંપી દેવામાં આવે ત્યારે પ્રાંતે તેની સાથે સંકળાયેલ જવાબદારી પણ ઉપાડી લેવી પડે અને જ્યારે જવાબદારીની વાત આવે છે ત્યારે કહેવું જોઈએ કે તે પ્રાંતની શકિતઓના બહારની બાબત છે.

૧. રિપોર્ટ : પાન ૧૬૫-૭.

અને ભૂતકાળમાં પણ જ્યારે આ પ્રક્રિયાનો મર્યાદિત અમલ કરવામાં આવ્યો ત્યારે હિંદ સરકારને શરણે જવું પડ્યું હતું પણ સહિયારી જોગવાઈઓ એ માત્ર મહેસૂલની બાબત જ હતી એમ નહોતું અને ઉપરથી બીજી બાબતોનો પણ તેમાં સમાવેશ થતો હતો. આમ અમે એવી દરખાસ્ત કરીએ છીએ કે જમીન મહેસૂલ એ સંપૂર્ણપણે પ્રાંતીય બાબત બનાવી દેવી જોઈએ. અને સિંચાઈ પ્રાંતોને સુપ્રત થવી જોઈએ. આ સામે એવું ફલિત થાય છે કે અછત અને દુષ્કાળની પરિસ્થિતિને પહોંચી વળવાની સંપૂર્ણ જવાબદારી પ્રાંતોની રહેશે. બીજી મહત્ત્વની બાબત એ છે કે આ કરવેરાની બાબત છે. આ બાબતને સંપૂર્ણપણે કેન્દ્રીય રાખવી જોઈએ. તેનાં અનેક કારણો છે તેમાંનું એક કારણ એ છે કે આખા દેશમાં આવકવેરાની બાબત એક સરખી જ હોવી જોઈએ. એક વાત સાચી છે કે કદાચ કોઈ પ્રાંત બીજા પ્રાંતમાં પોતાનો ઉદ્યોગ નાંખે તો તેની આવકમાંથી તેને આવકવેરો તે પ્રાંતને ભરવો પડે. અને પોતાના પ્રાંત માટે તેને બચત ઓછી રહે.[૧] વળી જો પ્રાંતને આવકવેરામાંથી કોઈ હિસ્સો આપવામાં ન આવે તો તે આવકવેરો એકઠો કરવામાં તેનો વહીવટ સંભાળવામાં અને તેનું ભરણું કેન્દ્રને ભરવામાં ઘણી જ લાપરવાહી બતાવશે તેવું બને. એ માટે પ્રાંતને આવકવેરામાંથી ચોકકસ હિસ્સો મળવો જોઈએ તે બાબતમાં બેમત હોઈ શકે નહિ. આ દલીલોમાં એક પ્રકારનું સત્ય છે તેની ના કહી શકાય નહિ. તેમ છતાં આવકવેરાની તે કેન્દ્રીય પ્રક્રિયા છે તે વધુ હિતાવહ અને ઈચ્છનીય છે તે બાબતને નકારી શકાય નહિ. દરેક પ્રાંતને સમાન રીતે સાચવવો જોઈએ. જો આકવેરાના માળખામાં પ્રાંતો પ્રમાણે જુદા જુદા સિદ્ધાંતો અને દર રાખવામાં આવે તો આવી સમાનતા અશક્ય બની જાય. જરૂર જણાય તો કરવેરા ઉઘરાવવા માટે કોઈ નવી સંખ્યા ઊભી કરવાની

---

૧. જમીન મહેસૂલની બાબત એવી છે કે નિષ્ણાતો તેને હંમેશાં શંકાની નજરે જુએ છે. જુદા જુદા નિષ્ણાતો આ શંકાના સ્વરૂપ અને તેના કારણ માટે જુદા જુદા મત વ્યકત કરે છે પણ આ બાબત હંમેશાં શંકાસ્પદ રહી છે. આના ઉપાય તરીકે રીઝર્વેશન ઑફ બિલ્સ રૂલની કલમ ૧૨ (૧) પ્રમાણે જોગવાઈઓ કરવામાં આવી કે કોઈપણ બિલ ગવર્નર જનરલ મંજૂર કરે છે માટે જ પ્રાંતોમાં તેનો અમલ થાય. જો બિલમાં ગવર્નર જનરલને લાગે કે નીચેની બાબતોનો સમાવેશ કરાયો છે.

(૧) કોઈપણ મિલ્કતની મહેસૂલના સંદર્ભમાં આકારણી કરવામાં આવી હોય.

(૨) આવી આકારણીની મર્યાદા નકકી કરવી અથવા

(૩) પ્રાંતના મહેસૂલ માટે જોખમકારક લાગે તો મહેસૂલની આકારણીમાં સુધારો કરી શકે.

રહેશે. પણ હાલ પૂરતું આવકવેરા તો વિવિધ કેન્દ્રો પાસે રહે તે જ સક્ષમ છે. આમ હિંદ સરકાર પાસે આવકવેરો અને જનરલ સ્ટેમ્પ ઉપરાંત અત્યારે છે તે બધા જ વિભાગો તથા પ્રાંતીય સરકારો પાસે અત્યારે છે તે ઉપરાંત જમીન મહેસૂલ, સિંચાઈ, આબકારી જકાત તથા જ્યુડીશીયલ સ્ટેમ્પની જવાબદારી આપવામાં આવે. આ સિવાયના વિભાગોમાં વહેંચણીની જરૂર નથી.''

તેમ છતાં જ્યારે સહિયારી પ્રથાની જગ્યાએ વિવિધ વિભાગોની કેન્દ્ર તથા પ્રાંતીય સરકારો વચ્ચે વહેંચણી થઈ તેને પરિણામે એક મોટી મુશ્કેલી ઊભી થઈ. અને તે એ કે કેન્દ્ર સરકારમાં ખર્ચને પરિણામે ઊભી થતી ખોટને નિવારવા કેવાં પગલાં લેવાં જોઈએ. પહેલા તો હિંદ સરકાર તેમાં વિવિધ આવકનાં સાધનોને એકબીજા સાથે ગોઠવીને પણ ખોટની સરભર કરતી હતી પણ જ્યારે કેટલાક વિભાગો પ્રાંતોને સોંપાઈ ગયા ત્યારે તે ખર્ચ અને તેમાં થતી ખોટને કેવી રીતે પહોંચી વળવું છે તે મુખ્ય પ્રશ્ન ઉભો થયો. બંધારણીય સુધારાના અહેવાલ આપતાં નિષ્ણાતોએ તે માટે જુદા જુદા માર્ગો ચીંધ્યા છે. તેમના સર્વેક્ષણને પરિણામે તેમણે જોયું કે;[1]

''અત્યારની પરિસ્થિતિને પહોંચી વળવા હિંદ સરકારે તેના વિવિધ ખાતાઓની ખોટને પૂરવા માટે પ્રાંતોની આવકમાંથી કોઈ ટકાવારી નક્કી કરવાની જરૂર નથી પણ જરૂર પ્રમાણે તેમાંથી રકમ લઈ પોતાની ખોટ પૂરી કરવાનો પ્રયત્ન કરવો. પણ આ પ્રથાને લીધે, પ્રાંતો પ્રાંતો વચ્ચે એક પ્રકારની અસમાનતા ઊભી થશે. અને આ અસમાનતા દૂર કરવા માટે નવી પદ્ધતિને અમલમાં મૂકવામાં આવી હતી. વળી આ જોગવાઈને પરિણામે હિંદ સરકારને પ્રાંતીય સરકારના નાણાતંત્રમાં હસ્તક્ષેપ કરવાનો અધિકાર તો અબાધિત ઊભો જ રહે છે. જે હંમેશાં દૂર કરવા માટે તો નવી પ્રથાને અમલમાં મૂકવામાં આવી છે. બીજો પક્ષ એવો હતો કે બધા જ પ્રાંતો પાસેથી એક સરખી ટકાવારી ઉઘરાવવી પણ તેમાંયે રાજ્યોની આવકની અસમાનતાને લીધે, કેટલાંક રાજ્યો માટે આ ટકાવારી બોજરૂપ બની જવા સંભવ છે અને તેને પરિણામે રાજ્યમાં ખોટ ઊભી થવાની શકયતા છે. ચોથી દરખાસ્ત એવી હતી કે જે રાજ્યોમાં આવક વધુ હોય તે બીજા રાજ્યને મદદ કરે. પણ આ દરખાસ્ત

---

૧. રિપોર્ટ પાન ૧૬૮.

તદ્દન બિનવ્યવહારીક છે તેથી આવકારદાયક નથી.''

આ રિપોર્ટના કર્તાઓએ રજૂ કરેલી યોજના નીચે મુજબ હતી.[૧]

''કુલ પ્રાંતીય આવકમાંથી કુલ પ્રાંતીય ખર્ચ થયા પછી બાકી વધેલા નાણાંનો આંકડો હિંદ સરકારે ચકાસી તેમાંથી ચોક્કસ ટકાવારી પ્રમાણે પોતાનો ફાળો મેળવી લેવો.''

બીજા શબ્દોમાં કહીએ તો પ્રાંતની કુલ આવકમાંથી દુષ્કાળ રાહત તથા સિંચાઈ જેવાં મુખ્ય ખાતાઓ સાથે બીજા બધા જ વિભાગો ઉપર પડેલા ખર્ચને બાદ કરતાં બાકી વધતી રકમનો અંદાજ મેળવી લેવો. આ જાતની પદ્ધતિને પરિણામે કેટલાક રસપ્રદ આંકડા જાણવા મળ્યા જેના આધારે હિંદ સરકાર પ્રાંતો પાસેથી અમુક રકમ મેળવી પહેલાંની ખોટ પૂરી કરી શકે તેવી શકયતા ઊભી થઈ. ૧૯૧૭-૧૮ના અંદાજપત્રક મુજબ, સહિયારી પ્રથાને નાબૂદ કરવાને પરિણામે હિંદ સરકારને તેની ખાધ જે રૂા.૧,૩૬૩ લાખ હતી તે પૂરી કરવા માટે રાજ્યોની સિલકમાંથી ૮૭%[૨] ટકા જેટલી રકમ લેવાની જરૂર ઊભી થઈ.[૩]

---

૧. રિપોર્ટ પાન ૧૬૯.

૨. પ્રાંતો ઉપર આ જાતનો કર નાખવો અથવા તેમની પાસેથી ફાળો મેળવવો તે બાબત વ્યવહારિક છે તેમ આ રિપોર્ટના પેરા-૨૦૬માં જણાવવામાં આવ્યું છે તેમ છતાં જ્યારે આ જાતના કર માળખાની હિમાયત કરવામાં આવે છે તે બાબત ગૂંચવાડો ઊભો કરે છે અને રિપોર્ટ આપનાર નિષ્ણાતોની વિશ્વસનીયતા માટે એક જોખમ ઊભું કરી શકે છે.

૩. દરખાસ્ત કરેલી પદ્ધતિ કેવી રીતે કામ કરશે તેનો ખ્યાલ મેળવવા કલકત્તા (પાન ૧૩૪)ના રિપોર્ટમાંથી ૧૯૧૭-૧૮ના અંદાજપત્રના આંકડા નીચે પ્રમાણે આવશે. તે જોવા ભલામણ છે.

(લાખ રૂપિયામાં)

| પ્રાંત | કુલ પ્રાંતીય મહેસૂલ | કુલ પ્રાંતીય ખર્ચ | કુલ (ખાના-૪નાં) સિલક | ફાળો પ્રાંતીય ૮૭% | ચોખ્ખી પ્રાંતીય સિલક |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| મદ્રાસ | ૧૩,૩૧ | ૮,૪૦ | ૪,૯૧ | ૪,૨૮ | ૬૩ |
| મુંબઈ | ૧૦,૦૧ | ૯,૦૦ | ૧,૦૧ | ૮૮ | ૧૩ |
| બંગાળ | ૭,૫૪ | ૬,૭૫ | ૭૯ | ૬૯ | ૧૦ |
| સંયુક્ત પ્રાંતો | ૧૧,૨૨ | ૭,૪૭ | ૩,૭૫ | ૩,૨૭ | ૪૮ |
| પંજાબ | ૮,૬૪ | ૬,૧૪ | ૨,૫૦ | ૨,૧૮ | ૩૨ |
| બર્મા | ૭,૬૯ | ૬,૦૮ | ૧,૬૧ | ૧,૪૦ | ૨૧ |
| બિહાર અને ઓરિસ્સા | ૪,૦૪ | ૩,૫૯ | ૪૫ | ૩૯ | ૬ |
| કેન્દ્રીય પ્રાંતો | ૪,૧૨ | ૩,૭૧ | ૪૧ | ૩૬ | ૫ |
| આસામ | ૧,૭૧ | ૧,૫૦ | ૨૧ | ૧૮ | ૩ |
| કુલ | ૬૮,૨૮ | ૫૨,૬૪ | ૧૫,૬૪ | ૧૩,૬૩ | ૨,૦૧ |

નોંધ : ૧૯૧૪ના તેના ૧ કરોડના ફાળા પેટે પંજાબના કિસ્સામાં ખાના-૫માં ઘટાડો કરી, ખાના-૬માં ૩-૧/૨%નો વધારો કરવો.

આ જાતનાં સૂચનો કરતી વેળાએ તેના નિષ્ણાતો કાળજીપૂર્વક કેટલીક બાબતો યાદ રાખવામાં જાગૃત હતા. તેમના નિરીક્ષણ પ્રમાણે :[1]

"આ માટે એક ચેતવણી શરૂઆતમાં જ આપી દેવી જોઈએ. હિંદ સરકારના ખર્ચ માટે ક્યારેક કટોકટી ભરેલી પરિસ્થિતિ ઉત્પન્ન થાય તે તદ્દન સ્વાભાવિક છે. આ સંજોગોમાં કેન્દ્ર સરકાર પ્રાંતો ઉપર કેટલાક વધારાના કર નાખવા સ્વતંત્ર છે અને તે કર આપવા પ્રાંતો બંધાયેલા છે. આ માટે કેટલાક પૂરક કરની પણ જોગવાઈ કરવી જોઈએ. વધારાના ખર્ચના આંકડાઓને સંબંધ છે ત્યાં સુધી એમ કહી શકાય કે યુદ્ધને પરિણામે થયેલા ખર્ચને પહોંચી વળવા હિંદ સરકારે પ્રાંતો પાસેથી ઉઘરાણું કરવું જરૂરી બને છે. જો કે તે પાંચ વર્ષથી વધારે સમય માટે હોઈ શકે નહિ અને પ્રાંતો આ ખર્ચને પહોંચી વળવા માટે કેવી ક્ષમતા ધરાવે છે અને આ રકમમાં કંઈ ફેરફાર કરવાની જરૂર છે કે નહિ તે તપાસવા માટે એક પંચની નિમણૂંક કરવી જોઈએ જે અવારનવાર પ્રાંતની આવક-જાવક તપાસી તેમાં ઊભા થતા તફાવતના પ્રમાણમાં કેન્દ્રના ઉઘરાણામાં ફેરફાર કરવાનાં સૂચનો કરી શકે :

આ દરખાસ્તો, મંજૂરી માટે પ્રાંતીય સરકારો આગળ રજૂ કરવામાં આવી હતી. આ દરખાસ્તોમાં સ્પષ્ટ રીતે દેખાતું હતું કે, કેટલાંક પ્રાંતો ઉપર વધુ પડતો બોજો નાખવામાં આવ્યો હતો જ્યારે કેટલાક પ્રાંતો ઉપર પ્રમાણમાં ઓછું વજન મૂકવામાં આવ્યું હતું અને આ બાબત ખૂબ જ વાંધાજનક હતી. તે પ્રાંતોની નજરમાં આવ્યા વગર રહ્યું નથી. મદ્રાસે તેની સિલકમાંથી ૪૭.૪% અને સંયુક્ત પ્રાંતોએ ૪૧.૧% લેખે હિંદ સરકારને ચૂકવણું કરવાનું હતું જ્યારે મુંબઈ અને બંગાળ તેમની આવકની સિલકમાંથી માત્ર ૯.૬% અને ૧૦.૧% કેન્દ્ર સરકારને આપી આખા માળખામાંથી છટકી જતા હતા.

આ બાબત એટલી વાંધાજનક હતી કે જે રાજ્યોને વધુ પડતું કરભારણ હતું અને હિંદ સરકારને, બીજા પ્રાંતોની સરખામણીએ વધુ રકમ આપવી પડતી હતી તેના વિરોધમાં જબરદસ્ત ઉહાપોહ કર્યો. જેને પરિણામે હિંદ સરકાર ઉપર એવી ઊંડી છાપ પડી કે તે સેક્રેટરી ઑફ સ્ટેટને લખાયેલા પત્ર[2]માં લખે છે.

---

૧. રિપોર્ટ પાન ૧૭૦.

૨. ૧૯૧૯ના ઈન્ડીયન કોન્સ્ટિટ્યુશનલ રિફોર્મ્સ પાન ૧૨૩માં ચર્ચાયેલા પ્રશ્ન બાબતમાં પત્ર તા.૫ માર્ચ ૧૯૧૯ (પેરા ૬૧)

"અમે એવી પણ સલાહ આપી હતી કે પ્રાંતોએ કેન્દ્રને આપવાના ફાળાની રકમ કેટલી હોવી જોઈએ તે બાબત શરૂઆતમાં તો કામચલાઉ ધોરણે નક્કી કરવામાં આવે અને પછી યોગ્ય ચકાસણી અને નિરીક્ષણને પરિણામે સમાન કરવા માટેનું ધોરણ નક્કી કરવામાં આવે. આવા પ્રશ્નમાં ખૂબ જ ઊંડા અવલોકનની જરૂર છે. (આ મુશ્કેલી પ્રથમ પગલાંમાં જ જણાઈ હતી અને તે માટે એક કાયદાકીય માળખું તૈયાર કરવું તેવી ભલામણ કરવામાં આવી હતી) અમે એવી દરખાસ્ત કરીએ છીએ કે હિંદ સરકાર અથવા અમારા દ્વારા એક પંચ નિમાય જે નવા માળખાની પ્રક્રિયાને ચકાસે અને તે કેટલું વ્યવહારૂ છે તે માટે યોગ્ય નિર્ણય લે.

અને આ દરખાસ્તને પરિણામે[1] જોઈન્ટ સિલેક્ટ કમિટિ ઑફ પાર્લામેન્ટનું ઘડતર કરવામાં આવ્યું જે સુધારાના ખરડા ઉપર વિચાર વિમર્શ કરવા લાગી. આને પરિણામે સેક્રેટરી ઑફ સ્ટેટ લોર્ડ મેસ્ટના પ્રમુખપદે એક કમિટિ બનાવી જેણે નીચેની બાબતો વિષે સલાહ આપવાની હતી.

(a) વિવિધ પ્રાંતોએ ૧૯૨૧-૨૨ના નાણાકીય વર્ષ માટે કેન્દ્ર સરકારને પોતાનો ફાળો આપવાનો હતો તેની રકમ.

(b) સમગ્ર હિંદની પૂરી ખોટનું જ્યાં સુધી નિવારણ ન થઈ જાય ત્યાં સુધી વિવિધ પ્રાંતોના હિંદને આપવાના ભંડોળમાં અવારનવાર ફેરફાર કરી તેમની વચ્ચે સામ્યતા લાવવાનો પ્રયત્ન કરવો.

(c) પ્રાંતીય લોનના હિસાબોની નાણાકીય બાબતોનું ભવિષ્યનું આયોજન.

(d) આવકવેરાના મહેસૂલમાંથી મેળવેલા નાણાંમાંથી મુંબઈ રાજ્યે પોતાની પાસે તેનો કોઈ હિસ્સો માપવો કે સમગ્ર રકમ હિંદ સરકારને સુપ્રત કરવી.

લગભગ સાત અઠવાડિયાની જહેમત બાદ કમિટિએ પોતાનો રીપોર્ટ સુપ્રત કર્યો.[2] કલમ (a)ની બાબતમાં ટીકા કરતાં કમિટિએ કહ્યું કે પ્રાંતો પાસેથી ચોક્કસ આંકડાની રકમ કેન્દ્રના ખજાનામાં જમા કરાવવાની બાબત સંતોષકારક નથી. જોઈન્ટ રિપોર્ટ દ્વારા રજૂ કરેલ આ યોજનાનો કમિટિએ વિરોધ કર્યો. તેમના આ મંતવ્યના ટેકામાં કમિટિએ કહ્યું કે પોતાનો ફાળો કેન્દ્રને આપવા

૧. જોઈન્ટ સિલેક્ટ કમિટિ ઓન ધ ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા બીલનો રિપોર્ટ (પેરા-૫ ક્લોઝ-૪૧ પેટા-૯-૧૯૧૯ના) પર "હાઉસ ઓફ કોમન્સ રીટર્ન્સ ૨૦૩ પાન-૧૨.

૨. કેન્દ્ર અને પ્રાંતીય સરકારો વચ્ચે નાણાકીય સંબંધ બાબતે સલાહ આપવા સેક્રેટરી ઑફ સ્ટેટ દ્વારા નિમાયેલી કમિટિના રિપોર્ટનું પાન (૭૨૪ પ્રકરણ ૩ ૧૯૧૯.)

પછી પ્રાંતો પાસે લગભગ કંઈ બાકી બચતું નથી અને કેટલાક પ્રાંતોમાં તેમની જરૂરિયાતોને પૂરી કરવા માટે કેન્દ્રના ભરણા પણ યોગ્ય રકમ બચતી નથી. કમિટિએ ખૂબ જ યોગ્ય રીતે જણાવ્યું કે,

''કેન્દ્રના ભરણાની રકમ એટલી ન હોવી જોઈએ કે જેથી કરીને પ્રાંતને પોતાની આવક જાવક વચ્ચે સમતુલા જાળવવા નવા વેરા નાખવા પડે. જે જરાય યોગ્ય નથી. અને નવા વેરા નાખવાથી તે નવી વ્યવસ્થા અને માળખાની રચના થઈ છે તેમાં ખોટો અવરોધ ઉત્પન્ન થશે.''

કમિટિ જ્યારે આ પ્રમાણેની વિચારણા કરતી હતી ત્યારે તેને એવું લાગ્યું કે આ વિચારણાની યોગ્યતા માટે તેણે હિંદ સરકારને પ્રાંતો દ્વારા અપાતી રકમમાં મર્યાદા મૂકવી જોઈએ. અને આ વિચારણાને પરિણામે કમિટિને લાગ્યું કે દરેક પ્રાંતને એક ચોકકસ રકમ તરીકે રાખવાની તક મળવી જોઈએ. જેનું પ્રમાણ પ્રાંતમાં ઉપલબ્ધ સાધનો તથા પ્રાંતની પોતાની જરૂરિયાતો વચ્ચે સમતુલા મળે તેવું હોવું જોઈએ.

''દરેક પ્રાંતને કોઈપણ નવા સાધનની જોગવાઈ વગર વધારાનાં નાણાં ઊભાં કરવા માટે શક્તિમાન બનાવવા અને નવા કરવેરા નાખ્યા વગર નવી કાઉન્સિલની જોગવાઈ દરેક પ્રાંતમાં કરી શકાય તે માટે ''કમિટિએ નકકી કર્યું કે દરેક પ્રાંતે એક સરખી આંકડાની રકમનું ભંડોળ કેન્દ્રને આપ્યું તે જરૂરી નહોતું. જોઈન્ટ રિપોર્ટની સલાહ પણ આ જ હતી. અને દરેક પ્રાંતે પોતાની આવક અને તેમાંથી વધતી સિલકના પ્રમાણમાં કેન્દ્ર સરકારને પોતાનો ફાળો આપવો તેમ નકકી કરવામાં આવ્યું.[૧]

---

૧. નાણાકીય સંબંધની કમિટિ દ્વારા કદાચ એવી દલીલ કરવામાં આવે છે કે પ્રાંતોમાંથી કેન્દ્ર સરકારને મળવાના ફાળામાં રહેલો તફાવત, એ જોઈન્ટ રિપોર્ટમાં દર્શાવેલા ફાળામાં રહેલા તફાવતના જેટલો જ છે. તેનો પાયો ખર્ચ કરવાની વધુ પડતી ક્ષમતા છે જ્યારે જોઈન્ટ રિપોર્ટનો મુદ્દો ''કુલ પ્રાંતીય પુરાંત'' હતો. નાણાકીય સર્વેક્ષણ સમિતિએ જોઈન્ટ રિપોર્ટની પ્રાંતીય આવક તથા જાવકને દષ્ટિમાં રાખી તે મુજબ કેન્દ્રને તેનું ભરણું આપવું તેમ ઠરાવ્યું તેની ટીકા કરી છે. આ યોજના અને બીજી યોજના જેમાં ખર્ચ કરવાની ક્ષમતાની ટકાવારી દ્વારા જે કેન્દ્ર તથા પ્રાંતો વચ્ચે ફાળા માટેનું માળખું ગોઠવવામાં આવ્યું હતું. તેમાં કોઈ ખાસ તફાવત નથી. આ બંને મૂલ્યાંકન કરવાના જુદા જુદા ધોરણો ધરાવે છે તેમ કહેવું જરાયે ગેરવ્યાજબી નથી. આ એક સર્વસામાન્ય છાપ છે. (રાવબહાદુર બક્ષી સોહનલાલનું કેન્દ્રીય તિજોરીને પ્રાંતીય ફાળો વિષેના ઠરાવ ઉપરનું પ્રવચન લેજીસ્લેચર એસેમ્બલીમાં ગ્રંથ ૩ નં.૮ પાન ૫૦૮) જો કે આ તો એક ભૂલ છે કારણ કે ખર્ચની ક્ષમતા એ નફાનું બીજું ક્ષેત્ર છે. સમાન ધોરણને બદલે અસમાન ધોરણો દ્વારા કરવામાં ભલામણ કમિટિએ કરી હતી. મૂલ્યાંકનનો પાયો તો તેમણે તેનો તે જ રાખ્યો.

કમિટિએ તેની યોજનાના અમલ માટે પ્રાંતીય નફાને તો પાયાની વસ્તુ ગણી હતી. જે વગર તેનું કાર્ય બિલકુલ શકય જ નહોતું. પ્રાંતીય આયોજનને આગળ વધારવા માટે જરૂરી હતું કે કેન્દ્ર તરફથી મળતી મદદ ઉપરાંત બીજી વધારાની મદદની પ્રાંતને જોગવાઈ કરી આપવી પડે. મુંબઈના સંદર્ભમાં આવકવેરાની કલમ (d)ના અનુસંધાને કમિટિને લાગ્યું કે જોઈન્ટ કમિટિનો એવોર્ડ ખૂબ જ વ્યાજબી છે અને કલમ (d)નો વિરોધ કરવો તે પણ વ્યાજબી છે. આના વિકલ્પ તરીકે તેણે દરખાસ્ત મૂકી કે જનરલ સ્ટેમ્પસનું પ્રાંતીયકરણ કરવું જોઈએ. જેને લીધે પ્રાંતીય નાણાતંત્રમાં વધારો થાય અને જયુડીશીયલ સ્ટેમ્પની જેમ તે પણ એક વધારાનું સાધન સાબિત થાય. જનરલ સ્ટેમ્પની ફેરબદલી કરી તેને પ્રાંતીય નફામાં વધારો અને કેન્દ્ર સરકારની આવકમાં ઘટાડો થાય તે સંભવિત હતું. આને પરિણામે ૧૯૨૧-૨૨ના વર્ષ માટે દસ કરોડની ખોટ ગઈ જેમાં હિંદ સરકારે ગણેલા ખર્ચમાંના ૬ કરોડ તથા જનરલ સ્ટેમ્પસની ફેરબદલીને લીધે ઊભા થયેલા ૪ કરોડ (જે કમિટિએ પ્રાંતોને સુપ્રત કરેલ હતી.)નો સમાવેશ થતો હતો. આ રકમ, કેટલીક બાંધછોડ પછી લગભગ ૯,૮૩.૦૬ લાખની ખોટ રૂપે બહાર આવે છે.[૧] કમિટિને કેટલીક ચોકકસ શરતોને આધિન રહેવાનું હતું. આ મર્યાદામાં રહીને વર્ષ ૧૯૨૧-૨૨ માટે કમિટિએ દરેક પ્રાંત માટે કેન્દ્રને[૨] કરવાના ભરણાનું પ્રમાણ નીચે મુજબ રાખવામાં આવ્યું. જેથી ૯.૮૩ લાખની ખોટને નિવારી શકાય.

આરંભનો ફાળો (લાખ રૂપિયામાં)

| પ્રાંત | નવા મહેસૂલ ફાળા અંતર્ગત વધેલ ખર્ચની ક્ષમતા | કમિટિએ ભલામણ કરેલું ભરણું | ભરણું ભર્યા પછી બાકી વધેલા વધેલ ખર્ચની ક્ષમતા |
|---|---|---|---|
| મદ્રાસ | ૫,૭૬ | ૩,૪૮ | ૨,૨૮ |
| મુંબઈ | ૯૩ | ૫૬ | ૩૭ |
| બંગાળ | ૧,૦૪ | ૬૩ | ૪૧ |
| સંયુક્ત પ્રાંતો | ૩,૪૭ | ૨,૪૦ | ૧,૫૭ |

૧. કેન્દ્રીય અને પ્રાંતીય મહેસૂલ વચ્ચેની ભેદરેખા માટેની હિંદ સરકારની ભલામણો. (cmd ૧૯૧૯ના ૩૩૪ના સ્ટેટમેન્ટ ૩માંથી ઉતારો.)

૨. આ બાંધછોડ બર્માના મિલિટરી પોલીસ ફોર્સના પેન્શન તથા ભથ્થાના સંદર્ભમાં કરવામાં આવી હતી. સંદર્ભ ફાયનાન્સ સંબંધોની કમિટિના રિપોર્ટના પેરા-૧૦નો સંદર્ભ.

| | | | |
|---|---|---|---|
| પંજાબ | ૨,૮૯ | ૧,૭૫ | ૧,૧૪ |
| બર્મા | ૨,૪૬ | ૬૪ | ૧,૮૨ |
| બિહાર અને ઓરિસ્સા | ૫૧ | - | ૫૧ |
| કેન્દ્રીય પ્રાંતો | ૫૨ | ૨૨ | ૩૦ |
| આસામ | ૪૨ | ૧૫ | ૨૭ |
| કુલ | ૧૮,૫૦ | ૯,૮૩, | ૮,૬૭ |

શરૂઆતના ફાળાની આ સરેરાશને આદર્શ ફાળા તરીકે ગણવા અને રાજ્યોને તેમાં સમાનતાની તક મળે તેમ માનવા માટે પ્રોત્સાહન આપવાનો કમિટિનો કોઈ હેતુ નહોતો. આ જાતની સરેરાશ નક્કી કરતાં અને ફાળાની શરૂઆત ધ્યાનમાં લેવાનાં ધોરણોમાં કમિટિ અને સમાનતા તરફ ઓછામાં ઓછું ધ્યાન રાખ્યું હતું અને વધુ તો.

"ભૂતકાળના આયોજનો અને અપેક્ષાઓમાંથી બહુ દૂર ન જાય અને તેમાં કોઈ મોટો તફાવત ઊભો ન થાય. સમાન ફાળાનું ધોરણ જળવાઈ રહે અને ધારાકીય તથા વહેવારની દૃષ્ટિએ તેના તરફ રાખવામાં આવેલી અપેક્ષાઓ છૂટી જાય તેવી કરવેરાના કાર્યક્રમની સ્થાપના કરવા તરફ ધ્યાન આપ્યું હતું. આમ જો કોઈપણ જાતના અણધાર્યા સંજોગોને અટકાવવા હોય તો આ સરેરાશ એ રીતે રાખવી જોઈએ કે પ્રાંત તે પ્રમાણે આગળ વધી શકે તેવાં સમાનતાના ધોરણને લક્ષ્યમાં લેવાની જરૂર નથી. પણ કંપનીને જાણ થઈ કે આ પ્રમાણ માત્ર થોડા સમય માટે જ જાળવી શકાશે. ખાસ જરૂરી તો તે હતું કે દરેક પ્રાંતને તેના અંદાજપત્રમાં બાંધછોડ કરવા માટે પૂરતો સમય આપ્યો અને અમે તો એ મતના છીએ કે જો કોઈ પણ યોજનાને સફળ બનાવવી હોય તો તેમાં ફાળાની રકમ વિષે સમાનતા જળવાય તે જોવું ખૂબ જ જરૂરી બની જાય છે."

આમ કમિટિએ જે થોડા સમય માટે અને પ્રારંભનો ફાળો હતો એને સ્થાને ધોરણસરનો ફાળો લેવાનું નક્કી કર્યું આ માટે કયા સિદ્ધાંતને આધારે ધોરણ નક્કી કરવું તે બાબતે કમિટિ ખૂબ જ સ્પષ્ટ હતી અને તેણે કહ્યું કે

"દરેક રાજ્યને સમાન રાખવા માટે હિંદ સરકારને ચૂકવવાના ફાળાની રકમ દરેક રાજ્ય જેટલી આપી તેટલી હોવી જોઈએ. દરેક રાજ્યે તેની શક્તિ પ્રમાણે ફાળો આપવો તેમ ઠરાવવામાં આવ્યું."

આ સિદ્ધાંતને સૈદ્ધાંતિક સ્તરથી વ્યવહારિક સ્તરે લઈ જવામાં બે પ્રશ્નો હતા. હિંદ સરકારને પ્રાંતનો કુલ ફાળો કેટલો હતો ? બીજું, કયા માપદંડ દ્વારા પ્રાંતની ફાળો આપવાની આ શક્તિનો અંદાજ કાઢી શકાય ? પહેલા પ્રશ્નના સંદર્ભમાં કંપનીએ તારવ્યું કે,

''ખોટની સામે, ભવિષ્યમાં પ્રાંતે પ્રત્યક્ષ રીતે હિંદ સરકારને ખોટ સામે ભંડોળ આપવાનું રહેશે. સાથે સાથે વર્તમાનમાં છે તેમ તેના આડકતરા ભરણા જે જકાત આવકવેરો, મીઠાંનો વેરો અને બીજી આબકારી જકાત દ્વારા ભરાય છે તે તો ખરા જ.''

બીજા શબ્દોમાં તેની પોતાની સરહદમાંથી ઉત્પન્ન થતી ઉપજમાંથી તેઓ હિંદ સરકારને ફાળો આપવાનો હતો. બીજા પ્રકારના સંદર્ભે કમિટિએ નક્કી કર્યું કે,

પ્રાંતની ભરણાની ક્ષમતા એટલે તેની વેરાના બદલી ક્ષમતા, બીજા શબ્દોમાં એમ કહેવાય કે તે કરદાતાઓની કુલ આવકના સરવાળા જેટલું આપવા કરદાતાની સરેરાશ આવકને કરદાતાઓની સંખ્યાથી ગુણતાં જવાબ આપે છે.''

કમિટીએ ખૂબ જ ખેલદિલીપૂર્વક સ્પષ્ટરીતે કબૂલ્યું કે જે માહિતી આપવામાં આવી હતી તે પ્રાંતની સમગ્ર આવકને સમજવા માટે પૂરતી નહોતી, જે ઉપરથી કુલ ફાળાનો અંદાજ કાઢવો અશક્ય હતો અથવા તે ઉપરથી પ્રાંતની, ભંડોળ આપવાની ક્ષમતાનો પણ ખ્યાલ આવી શકે તેમ નહોતું અને કમિટિનો એવો મત હતો કે,

''કોઈપણ જાતનું સૂત્ર આપી ભંડોળનો ખ્યાલ મેળવવો તે બિનઉપયોગી હતું, કારણ કે એવું સૂત્ર જેના આધારે એક ધોરણસરની સરેરાશ પ્રમાણે ભંડોળ મેળવાય તે શક્ય નહોતું અને આ સૂત્રને આધારે આંકડાકીય રીતે કોઈ ધોરણો નક્કી કરી દર વર્ષે તેનો ઉપયોગ થાય તે પણ શક્ય નહોતું.''

તેમ છતાં પણ કમિટિથી તેનો આદર્શ પાયો જે દ્વારા ધોરણસરનું ભંડોળ નક્કી થાય તેમના સિદ્ધાંતથી ઘડતરનું કાર્ય છોડી દીધું નહોતું, અને કંપનીએ નક્કી કર્યું કે,

''સંજોગોના બારીક અવલોકન, તલસ્પર્શી અભ્યાસ અને કેટલાંક આંકડાકીય સર્વેક્ષણોને પરિણામે અમે કહી શકીએ છીએ કે કેન્દ્ર સરકારને પ્રાંતો દ્વારા

એક ચોક્કસ રકમની પેશગી તેની ખોટના નાણા માટે ફાળા તરીકે આપવામાં આવે. આમાં ચોક્કસ પ્રમાણ નક્કી કરી શકાય. આ રકમ નક્કી કરતાં પહેલાં અને પ્રાંતો દ્વારા આડકતરી રીતે કેન્દ્રને ભરાતાં નાણાંની રકમનો ખ્યાલ રાખ્યો છે અને આવકવેરાને પણ લક્ષમાં લીધો છે. આ રકમ નક્કી કરતાં પહેલાં પ્રાંતોની આવકનો અંદાજ મેળવવામાં આવ્યો હતો. જેમાં ખાસ કરીને તેમની કરવેરાની ક્ષમતા, ખેતીવાડી તથા ઔદ્યોગિક પાસાની આવક, તેમની આર્થિક પરિસ્થિતિ અને ખાસ કરીને દુષ્કાળની પરિસ્થિતિને પહોંચી વળવાની તેમની ક્ષમતાનો ખ્યાલ રાખવામાં આવ્યો હતો. આ પ્રક્રિયા દરમિયાન પ્રાંતોની કરવેરાની શક્તિઓ જે અત્યારે છે તે જ માત્ર અથવા ભવિષ્યમાં વિકાસને પરિણામે ઉત્પન્ન થશે તેનો ખ્યાલ રાખ્યો છે તેટલું જ નહિ પણ ખેતીવાડી તથા ઔદ્યોગિક દૃષ્ટિએ ભવિષ્યમાં જો કોઇ નવી પરિસ્થિતિ ઊભી થાય, તેમાં જે કોઇ પરિવર્તન આવે અને વિકાસ થાય તો તેને પણ લક્ષમાં લેવામાં આવતો હતો. તે સાથે ખનિજ તથા જંગલના પાસાને પણ ધ્યાનમાં લેવામાં આવતું હતું. એ સાથે અમે એ પણ નોંધ્યું છે કે અત્યારે અસ્તિત્વ ધરાવતાં મહેસૂલના વિવિધ વિભાગો કેટલા છે અને દરેક પ્રાંતમાં તેમાંથી કેટલી આવક થઈ શકે તથા તેમાંથી કરવેરા દ્વારા કેટલું ધન મેળવી શકાય તેનો પણ અંદાજ બાંધવામાં આવ્યો હતો.''

વિવિધ પાસાંઓનો અંદાજ કાઢી, સંપૂર્ણ ચકાસણી કરી, દરેક પ્રકારની પરિસ્થિતિનો તલસ્પર્શી અભ્યાસ કરી કમિટીએ નક્કી કર્યું છે કે દરેક પ્રાંતે હિંદ સરકારના બજેટમાં કેટલો ફાળો આપવાનો છે :

ધોરણસરનો ફાળો

| પ્રાંત | ખાધમાં ફાળાની ટકાવારી |
|---|---|
| મદ્રાસ | ૧૭ |
| મુંબઈ | ૧૩ |
| બંગાળા | ૧૯ |
| સંયુક્ત પ્રાંતો | ૧૮ |
| પંજાબ | ૯ |

| | |
|---|---|
| બર્મા | ૬૧/૨ |
| બિહાર અને ઓરિસ્સા | ૧૦ |
| કેન્દ્રીય મધ્ય પ્રાંતો | ૫ |
| આસામ | ૨૧/૨ |
| કુલ | ૧૦૦ |

કમિટી એ બાબતમાં સંમત થઈ હતી કે દરખાસ્ત કરેલ રકમનું ભરણું દરેક પ્રાંતે કેન્દ્રની માફક સાથે કરવું જેથી સમાનતાનું ધોરણ સ્થાપિત થાય, પણ આ માટે દરેક પ્રાંતને ચોકક્સ સમય ફાળવવો જોઈએ જેથી તે આ ભરણા માટે પોતાની રીતે સફળ થાય અને તેને ભરણા વખતે મુશ્કેલી પડે નહિ અને ધોરણસરનું પ્રમાણ[1] જળવાઈ રહે. પણ કમિટિએ વિચાર કર્યો કે આ અનુકૂળતા માટે ફાળવેલો સમય વગર કારણે લંબાવવો જોઈએ નહિ.

કમિટીએ કહ્યું કે "પ્રાંતનું જે ધોરણ અમે નકકી કર્યું તે વ્યવહારિક દૃષ્ટિએ ખૂબ જ જરૂરી છે. પણ જે પ્રાંતને તેમના ધોરણ કરતાં વધુ ભરણાનું કહેવામાં આવે તેથી વધારાનો પડતો બોજો તેમણે ઘણા લાંબા સમય સુધી ઉપાડવાનો આવશે નહિ. આ તો માત્ર પ્રાંતો સાથેનો વ્યવહાર એકવાર સ્થપાઈ જાય ત્યારે વધારાનો બોજો દૂર કરવામાં આવશે."

આમ કમિટિએ દરખાસ્ત કરી કે,

"ફાળો આપવાના સમયગાળાના સાતમા વર્ષમાં અપાતા ફાળાને એક માસનો ફાળો ગણીને તે પ્રમાણે પ્રાંતે ફાળો આપવાનો રહેશે અને પ્રારંભના ફાળામાંથી ધોરણસરના ફાળામાં થવાની પ્રક્રિયા એક સતત ચાલતી પ્રક્રિયા રહેશે જે બીજા વર્ષથી શરૂ થશે અને છ પગલાંમાં વહેંચાઇ છઠ્ઠા વર્ષ સુધી ચાલુ રહેશે."

કમિટિની ભલામણોને આધાર નકકી કરવામાં આવેલા શરૂઆતના, મધ્યના અને અંતના ફાળાનું સાત વર્ષનું પ્રમાણ નીચેના કોઠામાં દર્શાવવામાં આવ્યું છે :

૧. આ ધોરણસરના પ્રમાણને મેળવવા માટે ફાઈનાન્શિયલ રીલેશન કમિટિએ અપનાવેલ સિદ્ધાંતની ટીકા માટે જુઓ રીફોર્મ કમિશ્નરને રાય બહાદુર કે.વી. રેડ્ડીએ લખેલો પત્ર જુઓ ૧૯૨૦ના cmd ૯૭૪નું પાન ૫૮.

### પ્રથમ વર્ષના ફાળાંથી શરૂઆત કરતાં સાત વર્ષની ખોટ પૂરવા કરવામાં આવેલા ફાળાંની ટકાવારી

(અડધા સુધીના સંપૂર્ણ કરેલાં આંકડા સાથે)

| પ્રાંત | પહેલુ વર્ષ | બીજું વર્ષ | ત્રીજું વર્ષ | ચોથું વર્ષ | પાંચમું વર્ષ | છઠ્ઠુ વર્ષ | સાતમું વર્ષ |
|---|---|---|---|---|---|---|---|
| મદ્રાસ | ૩૫½ | ૩૨½ | ૨૯½ | ૨૬½ | ૨૩ | ૨૦ | ૧૭ |
| મુંબઈ | ૫½ | ૭ | ૮ | ૯½ | ૧૦½ | ૧૨ | ૧૩ |
| બંગાળા | ૬½ | ૮½ | ૧૦½ | ૧૨½ | ૧૫ | ૧૭ | ૧૯ |
| સંયુક્ત પ્રાંતો | ૨૪½ | ૨૩½ | ૨૨½ | ૨૧ | ૨૦ | ૧૯ | ૧૮ |
| પંજાબ | ૧૮ | ૧૬½ | ૧૫ | ૧૩½ | ૧૨ | ૧૦½ | ૯ |
| બર્મા | ૬½ | ૬½ | ૬½ | ૬½ | ૬½ | ૬½ | ૬½ |
| બિહાર અને ઓરિસ્સા | – | ૧½ | ૩ | ૫ | ૭ | ૮½ | ૧૦ |
| કેન્દ્રીય પ્રાંતો | ૨ | ૨½ | ૩ | ૩½ | ૪ | ૪½ | ૫ |
| આસામ | ૧½ | ૧½ | ૨ | ૨ | ૨ | ૨ | ૨½ |
| કુલ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ |

આ ભલામણોનો હિંદ સરકાર તથા સેક્રેટરી ઑફ સ્ટેટે સ્વીકાર કર્યો હતો. પણ જ્યારે પાર્લામેન્ટની જોઈન્ટ સિલેક્ટ કમિટિની આગળ તેમને રજૂ કરવામાં આવ્યાં, ત્યારે હિંદ સરકારના ધારા પ્રમાણે ઘડાયેલી આ કમિટિએ તેના મહેસૂલના માળખામાં તથા પ્રાંતે કરવાના ફાળાના સ્વરૂપમાં કેટલાક ફેરફારો સૂચવ્યા. તેના અહેવાલમાં જોઈન્ટ કમિટિએ જણાવ્યું કે[1]

"આ આખા પ્રશ્નનો ગૂંચવાડો જેની સામે નાણાકીય સંબંધની કમિટીએ કામ પાર પાડવાનું હતું તે ખૂબ જ મુશ્કેલ છે એટલું જ નહિ પણ ક્યારેક તો આ અર્થ અશક્ય છે તેમ લાગ્યા વગર રહેતું નથી. તેમાંયે બધી જ સ્થાનિક સરકારોને ગળે ઉતરે તેવો ઉકેલ શોધવો તો લગભગ અશક્ય હતું. તેઓ તો તેમ માનતા હતા કે કેન્દ્ર અને રાજ્ય સરકારોને સંતોષ થાય તે જાતનું સાધનસામગ્રીના વિભાજનનું માળખું ગોઠવવું તે અનિવાર્ય હતું અને

૧. હિંદ સરકારના ધારા પ્રમાણે ઘડાયેલી, નિયમોને સુધારવા માટેની જોઈન્ટ કમિટિના બીજા રિપોર્ટ ૧૯-૨૦ના ૧૭૨ ધારા પાન ૨-૩.

આમાં રહેલી ઐતિહાસિક અને ઘણા લાંબા ગાળાની અસમાનતાઓને માત્ર કલમની એક જ લીટીમાં દૂર કરવી લગભગ અશક્ય છે તે હકીકતને તો ગણકારવામાં આવી જ નથી તેમ છતાં પ્રાંતીય સરકારોએ પોતાના મહેસૂલની બાબતમાં રહેલી અસંગતતાઓને દૂર કરવા માટે કેવા રસ્તા અપનાવવા જોઈએ તે બાબતે કમિટિએ તલસ્પર્શી અભ્યાસ કરી કેટલાંક સૂચનો કર્યાં. આ બોજાને ઉપાડવા સક્ષમ થઈ શકાય તે માટે કમિટીએ કેટલાંક સૂચનો કર્યાં :-

(૧) આકારણી કરેલી આવકમાં જે કંઈ વધારો થાય તેના પ્રમાણમાં કરવેરા નાખવાની પ્રાંતીય સરકારની ક્ષમતામાં વધારો કરી તેને મળતા મહેસૂલમાં વધારો કરવાની તક પ્રાંતીય સરકારને આપવી જોઈએ.''

(૨) કોઈપણ સંજોગોમાં પ્રાંતોને આપવાના ફાળાની રકમમાં ક્યારેય પણ વધારો કરવો નહિ પણ નાણાકીય સંબંધોની કમિટિએ ભલામણ કરેલા ધોરણો પ્રાપ્ત કરવા માટે ધીમે ધીમે કુલ ફાળાની રકમમાં, તબક્કાવાર ઘટાડો કરતા જાય છેલ્લે, સૈદ્ધાંતિક રીતે સ્વીકારેલ કક્ષા સુધી પહોંચવાનો પ્રયત્ન કરવો જોઈએ.''

આ પરિવર્તનના જવાબો અનુસાર નક્કી કરવામાં આવ્યું કે :

(૧૫) દરેક પ્રાંતના વિસ્તારમાંથી એકઠા કરેલા આવકવેરામાંથી હિંદની આવકવેરા ધારા ૧૯૧૮ પ્રમાણે દરેક પ્રાંતને ચોકકસ હિસ્સો ફાળવવામાં આવશે. આવકવેરાની આકારણી પ્રમાણે એકઠા કરાયેલા વેરાના સંદર્ભમાં પ્રાંતને આપવાના આ હિસ્સાનું પ્રમાણ ધારા પ્રમાણે રૂપિયે ૩ પાઈ પ્રમાણેનું રહેશે. આ પાઈનું પ્રમાણ એ રીતે નક્કી કરવામાં આવશે કે પ્રાંતને આ ગણત્રીમાં આવક થાય તેનો આંકડો ૪૦૦ લાખ થવો જોઈએ.[1]

૧. પરિવર્તનના નિયમ ૧૫ સાથે જોડાયેલા નીચે પ્રમાણેના કામચલાઉ કાયદાઓને આધીન આ વ્યવસ્થા હતી :

(૨) ૧૯૨૦-૨૧ દરમિયાન તેમને થયેલા આવકના આંકડાઓને ધ્યાનમાં રાખી દરેક પ્રાંતીય સરકાર, કાઉન્સિલના ગવર્નર જનરલને નિશ્ચિત આંકડાની જોગવાઈ માટેની બાંહેધરી આપશે અને ગવર્નર જનરલ આ રકમ જેટલી જોગવાઈ કરવા પ્રયત્ન કરશે. (જો કે આમાંથી તે વર્ષ દરમિયાન આવકવેરા એકમ કરવામાં થયેલા વહીવટના ખર્ચને બાદ કરવાનો હતો.) તે વર્ષે પાઈનું પ્રમાણ જે નક્કી કરવામાં આવ્યું હોય તેનો પણ સંદર્ભ ધ્યાનમાં લઈ, આવકવેરાના ઉઘરાણીમાં થયેલા વિલંબને પણ ધ્યાનમાં લેવાનો હતો.

(૩) આવકવેરો એકઠો કરવાના કાર્યમાં પ્રાંતની અંદરના વિસ્તારમાં થયેલા ખર્ચને સ્થાનિક સરકારે જ ભોગવવાનો હતો. જો કે ગવર્નર જનરલ ઈન કાઉન્સિલે આમાંથી ૭૫% જ્યારે સ્થાનિક સરકારે ૨૫% ખર્ચ ભોગવવાનો હતો.

(૪) જો કોઈપણ પ્રાંત દ્વારા (૨) અને (૩) દ્વારા ભરવાના નાણાંની રકમ (૧) કરતાં વધી જતી હોય તો તે વર્ષ માટે નિશ્ચિત રકમની જોગવાઈ કરી, જે તફાવત ઊભો થયો હોય તેને સરભર કરી, પ્રાંતીય સરકારના કાર્યને વધુ સરળ બનાવવાનો પ્રયત્ન કરવામાં આવશે.

(૧૭) ૧૯૨૧-૨૨ના વર્ષ દરમિયાન પ્રાંતીય સરકારો દ્વારા નીચેના ધોરણો પ્રમાણે ગવર્નર જનરલ ઈન કાઉન્સિલને પોતાનો ફાળો આપવાનો રહેશે :-

| પ્રાંતનું નામ | ફાળો (લાખ રૂપિયામાં) |
|---|---|
| મદ્રાસ | ૩,૪૮ |
| મુંબઈ | ૫૬ |
| બંગાળા | ૬૩ |
| સંયુક્ત પ્રાંતો | ૨,૪૦ |
| પંજાબ | ૧,૭૫ |
| બર્મા | ૬૪ |
| કેન્દ્રીય પ્રાંતો અને બેરાર | ૨૨ |
| આસામ | ૧૫ |

(૧૮) ૧૯૨૨-૨૩ના વર્ષ દરમિયાન અને તે પછીનાં વર્ષોમાં સ્થાનિક સરકારો ગવર્નર જનરલ ઈન કાઉન્સિલને કુલ ૯.૮૩ લાખનો અથવા ગવર્નર જનરલ ઈન કાઉન્સિલ દ્વારા નકકી થાય તેટલો ઓછો ફાળો આપવાનો રહેશે. તેમાં આગળ નકકી કરાયેલા નિયમોનો આધાર લેવાનો રહેશે. જ્યારે ગવર્નર જનરલ ઈન કાઉન્સિલ નકકી કરે કે પ્રાંતે તેણે આપવાના ફાળા કરતાં ઓછો ફાળો આપવો ત્યારે તે માટેનું પ્રમાણ નીચે આપેલા કોઠાના અનુસંધાનમાં જ નકકી કરવામાં આવશે અને ઘટાડાનો દર માત્ર પ્રાંતીય સરકારે આગળના વર્ષમાં કરેલા ફાળાને ધ્યાનમાં લઈને જ કરવામાં આવશે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| મદ્રાસ | ૧૭/૯૦ | બંગાળ | ૧૯/૯૦ | પંજાબ | ૯/૯૦ | મધ્યપ્રાંતો અને બિહાર | ૫/૯૦ |
| મુંબઈ | ૧૩/૯૦ | સંયુક્ત પ્રાંતો | ૧૮/૯૦ | બ્રહ્મદેશ | ૬ ૧/૨ /૯૦ | આસામ | ૨ ૧/૨ /૯૦ |

(૧૯) કટોકટીની પરિસ્થિતિમાં કોઈપણ પ્રાંતે તેણે આગળના વર્ષમાં આપેલા ફાળા કરતાં વધુ ફાળો આપવો પડે તેવું પણ બને. આ માટે ગવર્નર

જનરલ ઈન કાઉન્સિલ, સેક્રેટરી ઑફ સ્ટેટની પૂર્વમંજૂરી દ્વારા ફાળામાં વધારા માટેની દરખાસ્ત રજૂ કરીને અમલી બનાવી શકે છે.

પ્રાંતીય અને કેન્દ્ર સરકારો વચ્ચે વધુ સારો વ્યવહાર ચલાવવા માટે હજી બીજી બે બાબતોમાં વહેંચણી કરવાની બાકી હતી. પ્રાંતીય અને કેન્દ્રીય નાણાતંત્રની આ બે બાબતો નીચે મુજબ હતી. એક બાબત હતી પ્રાંતીય લોન ખાતું. આ ખાતાના ભંડોળમાંથી પ્રાંતીય સરકાર ખેતીવાડીની બાબતે લોન આપતી હતી. દેવામાં ડૂબેલા જમીન માલિકોને પણ લોન આપવામાં આવતી હતી. આ ઉપરાંત મ્યુનિસિપાલિટિ તથા બીજી સ્થાનિક સંસ્થાઓને આમાંથી લોન આપવાની જોગવાઈ હતી. આ રકમની સાથે સ્થાનિક સરકારોએ કેન્દ્રને વ્યાજ આપવાનું હતું. અને કેટલાક કિસ્સાઓમાં જ્યાં મુદ્દલ પાછું આપવાની શકયતા ઓછી હતી ત્યાં વધારાનું વ્યાજ આપી પતાવટ કરવામાં આવી હતી. આ જાતની વ્યવસ્થાને પરિણામે કેન્દ્ર તથા સ્થાનિક સરકારો વચ્ચેના વ્યવહારમાં અનેક ગૂંચવાડા ઊભા થયા હતા તેથી નિવારણ માટે નાણાકીય સંબંધો કમિટિએ સુધારાના સબળ હેતુ અનુસાર કેટલાક સુધારાનું સૂચન કર્યું :

એપ્રિલ ૧૯૨૧ના દિવસથી પ્રાંતીય સરકારો દ્વારા અપાયેલી લોનમાં જે બાકી નાણા રહેતાં હોય અને તે લોનો પ્રાંતીય સરકારોએ પોતાના વિસ્તારની કોઈપણ સંસ્થાને આપેલ હોય તે ઉપર ગવર્નર જનરલ ઈન કાઉન્સિલ ૩૧ માર્ચ ૧૯૨૧ જે વ્યાજનો દર અમલમાં હતો તે દરે જ વ્યાજ વસૂલ કરશે અને આ નાણા પ્રાંતીય સરકારના ભંડોળમાંથી નહિ પણ હિંદ સરકારના ભંડોળમાંથી આપેલો છે તેમ ગણી તે ઉપર વ્યાજ વસૂલ કરવામાં આવશે. આમાંથી બાકી રહેલા ત્યાં ઉપર ગવર્નર જનરલ ઈન કાઉન્સિલ નકકી કરે તેટલા દરે વ્યાજ ભરવું પડશે. વ્યાજની ચૂકવણી દર વર્ષે કરવાની રહેશે. અને દેવાની મૂળ રકમ ૧૨ વર્ષના ગાળામાં સરખા હિસ્સાથી ભરપાઈ કરવાની રહેશે. જો કે તેમાં પ્રાંતના વિશિષ્ટ સંજોગોને ધ્યાનમાં લઈ ગવર્નર જનરલ ઈન કાઉન્સિલ, વર્ષોની સંખ્યામાં વધારો કરી શકે છે સાથે સાથે પ્રાંતીય સરકાર પણ આ ચૂકવણીમાં પોતાનો જે વાર્ષિક હિસ્સા નકકી થયાં હોય તે કરતાં વધુ ચૂકવી શકે છે.

આ સાથેનો બીજો મુદ્દો હતો તે સિંચાઈ બાબતનો હતો. સિંચાઈ ઉપર થતા ખર્ચની જવાબદારીનો મુદ્દો પણ પહેલાંના મુદ્દાના ધોરણેની મહત્વનો અને ગૂંચવાડા ભરેલો હતો.

પ્રાંતીય લોન ખાતાંઓની જેમ આ મુદ્દાની બાબતમાં પણ એવું તારવવામાં આવ્યું હતું કે જો સિંચાઈ અને તેના ખર્ચની જવાબદારી સંપૂર્ણપણે પ્રાંતીય સરકાર ઉપર નાખવામાં આવે તો વહીવટ, વ્યવસ્થા અને નાણાકીય દૃષ્ટિએ જોતાં અનેક મુશ્કેલીઓ ઊભી થશે આમ નિયમ કરવામાં આવ્યો[1] કે :

(૧) વિવિધ પ્રાંતોમાં થતા સિંચાઈના ખર્ચ તથા તેના સુધારા માટે વપરાતા નાણા જે પ્રાંતોને ગવર્નર જનરલ ઈન કાઉન્સિલ તરફથી આપવામાં આવે તેને પ્રાંતીય સરકારોને આપેલાં તેના હિસ્સાના નાણાંને બદલે લોન તરીકે આપેલા નાણા ગણવાં અને આ નાણાં ઉપર વખતો વખત પ્રચલિત એવા દરે વ્યાજ લેવું. આ નાણાંની લોન માટે વ્યવસ્થા સ્થાનિક સરકારોએ કરવાની રહેશે પણ તે કેન્દ્રીય એજન્સી તરીકે જ આ કાર્ય કરશે અને વ્યાજનો દર સામાન્ય રીતે નીચે મુજબ રહેશે.

(a) ૧૯૧૬-૧૭ના નાણાકીય વર્ષના અંત સુધી સમગ્ર નાણા ઉપર વાર્ષિક ૩.૩૨૫૨ ટકા તે રીતે.

(b) ૧૯૧૬-૧૭ના પછીના નાણાકીય વર્ષો દરમિયાન ખુલ્લા બજારોની લોનના વ્યાજનો દર જે ગવર્નર જનરલ ઈન કાઉન્સિલે ભરવાનો રહેલ છે તેટલો દર આ લોન માટે પણ સ્થાનિક સરકારોએ ભરવાનો રહેશે.

(૨) આ માટેનું વ્યાજ ગવર્નર જનરલ ઈન કાઉન્સિલ નકકી કરે તે તારીખોએ ભરવાનું રહેશે.

આમ કેન્દ્રીય તથા પ્રાંતીય સરકારો વચ્ચેનું જે સંબંધનું માળખું હતું તેમાં અંત આવ્યો અને તેમાંથી જ જવાબદાર સરકારની શકયતાઓ હતી તેનો અંત આવી ગયો. આમ પ્રાંતીય સરકારો પોતાને આપેલી સેવાઓ તથા નાણાની જોગવાઈઓના સંબંધમાં સ્વતંત્ર થવાથી તેમનો કારભાર પોતે ચલાવવા માટે સક્ષમ બનાવવા અને તેમને તેમના પોતાના નામે નાણાનું ભંડોળ ઊભું કરવા

---

૧. સુધારાનો નિયમ ૨૪

માટેની સ્વતંત્રતા મળી. જેમ તેમને ખર્ચ માટે જરૂરી નાણાની જોગવાઈ લોનો દ્વારા કરવા અધિકારી બન્યા. આ માટે તેમને કેન્દ્ર તરફ મીટ માંડવાની પ્રથાનો અંત આવ્યો. પરિણામે સ્થાનિક સરકારના લોન લેવાનો નિયમ જે સુધારાના ધારાઓ પ્રમાણે નક્કી કરવામાં આવ્યા હતા તેમાં કેટલીક શરતો ૨ ને આધીન નાણા ઊભા કરવા માટેના અધિકારો આપવામાં આવ્યા.

નીચેનામાંથી કોઈપણ હેતુ માટે સ્થાનિક સરકાર[૧] પોતાને સુપ્રત કરેલ મહેસૂલની સાથે લોન ઊભી કરી શકશે :[૨]

(a) નવી અસ્કયામત ખરીદવા અથવા નવી ઈમારતનું ચણતર કરવા માટે (જેમાં જૂની ઈમારતોની જાળવણી તથા મરામતના ખર્ચનો સમાવેશ થઈ શકે છે.) નવી લોન દ્વારા નાણા ઊભા કરી શકાશે. જે ઈમારતોની ખરીદી તથા સમારકામનો સંબંધ જાહેર જનતાની સુખાકારી અને ઉપયોગ સાથે હોય તે માટે નવી લોન દ્વારા નાણા ઊભા કરી શકાશે. શરત એ કે :

(i) દરખાસ્ત કરાયેલું ખર્ચ એટલું વિશાળ હોવું જોઈએ કે પ્રાંતમાં ઉપલબ્ધ નાણા દ્વારા તેની વ્યવસ્થા થઈ શકે નહિ અને પ્રાંત પાસેનું મહેસૂલ તે માટે ઓછું પડે અને

(ii) જો ગવર્નર જનરલ ઈન કાઉન્સિલને વખતો વખત લાગે કે રાજ્ય તેના ઉપર થતું દેવું અને તેનું વ્યાજ ભરી શકશે નહિ, સાથે સાથે નવી ઊભી કરાતી અથવા ખરીદાતી ઈમારત જાહેર સેવાના કાર્યમાં બહુ ઉપયોગી થાય એવું ન લાગે તો આ કાર્ય કરી શકાશે નહિ.

(b) આ કાયદો પગાર કર્યા પહેલાં લોન ફંડમાંથી જેનું ખર્ચ પડતું હતું તેવા સિંચાઈના કોઈપણ ખર્ચને પહોંચી વળવા નવી લોન ઊભી કરી શકાશે.

---

૧. હિંદ સરકારના ૧૯૧૯ના ધારાના નિયમની કલમ ૨ (૨) મુજબ ૨ (૧) હિંદમાં ગવર્નર જનરલ ઈન કાઉન્સિલની પૂર્વમંજૂરી વગર અને હિંદ બહાર સેક્રેટરી ઑફ સ્ટેટ ઈન કાઉન્સિલની પૂર્વમંજૂરી વગર કોઈપણ પ્રકારની લોન સ્થાનિક સરકાર ઊભી કરી શકશે નહિ. આ લોનના બારામાં ગવર્નર જનરલ ઈન કાઉન્સિલ અથવા સૅક્રેટરી ઑફ સ્ટેટ ઈન કાઉન્સિલ, જે કોઈ સક્ષમ અધિકારી હોય તેણે મૂકેલી શરતોને આધીન જ આ લોન ઊભી કરી શકાશે.

૨. સેક્રેટરી ઑફ સ્ટેટને કરવામાં આવતી કોઈપણ અરજી ગવર્નર જનરલ ઈન કાઉન્સિલ દ્વારા જ આગળ મોકલવાની રહેશે.

(c) અછત અને દુષ્કાળની પરિસ્થિતિમાં રાહતના કાર્યોને પહોંચી વળવા અથવા રાહત કાર્યોમાં કામ કરતા માણસોને રોજી મળી રહે તે આશયથી, રાહત કાર્યો ચાલુ રાખવા માટે લોન ઊભી કરી શકશે.

(d) પ્રાંતીય લોન ખાતાના ધીરાણ માટે લોન ઊભી કરી શકાશે. અને

(e) ગવર્નર જનરલ ઈન કાઉન્સિલે મંજૂર કરેલી પેન્શનની ચૂકવણી માટે, અથવા પહેલાં લીધેલી લોનોને ભરપાઈ કરવા માટે નવી લોન ઊભી કરાશે.

નાણાકીય તથા વહીવટી માળખામાં પ્રાંતીય તથા કેન્દ્ર સરકાર વચ્ચે જે સંબંધ હતો તેને જ્યારે નાબૂદ કરવામાં આવ્યો ત્યારે પ્રાંતીય સરકારોને કામ કરવાની પ્રક્રિયામાં વધુ સ્વતંત્રતા મળી પણ હજી સુધી પ્રાંતીય સરકારો ઉપર કેન્દ્રની ધારાકીય પકડને લીધે યંત્રવત્તતા અસ્તિત્વમાં હતી. આ પહેલાં કહેવાઈ ગયું છે તેમ આ ધારાકીય પકડને લીધે પ્રાંતીય કાર્યોમાં કોઈપણ પ્રક્રિયાનો અમલ કરતાં પહેલાં તેને કેન્દ્રની બહાલીની જરૂર હતી. આમાં હિંદ સરકાર, પ્રાંતીય સરકાર ઉપર સરસાઈ ભોગવતી હતી. સુધારાના કાયદાઓ પસાર થયા પછી પ્રાંતીય સરકારોને ધારાકીય રીતે કેટલીક સ્વતંત્રતા પણ હતી અને પ્રાંતો તથા કેન્દ્ર સરકાર વચ્ચેની ધારાકીય સત્તાઓ વચ્ચે લક્ષ્મણ રેખા દોરવામાં આવી હતી. જ્યાં સુધી કરવેરાના માળખા સાથે સંબંધિત ધારાકીય બાબતોનો સંદર્ભ હતો ત્યાં સુધી, નકકી કરવામાં આવ્યું કે :

"શેડયુલ[1]માં જેનો સમાવેશ થઈ શકે તેવા કરવેરા નાખવા માટે નવા ધારા બનાવવામાં પ્રાંતીય સરકારો સ્વતંત્ર છે અને તેઓ ગવર્નર જનરલની આગોતરી મંજૂરી વગર પણ પ્રાંતીય ધારાસભાની મદદથી નવા કાયદા[2] બનાવી નવા કરવેરાને અમલમાં મૂકી શકે."

---

૧. હિંદ સરકારના ૧૯૧૯ના શેડ્યુલ્ડ ટેકસીસ રૂલ્સના ધારાની કલમ ૧૦ (૩) (એ)ના આધારે.
૨. લોકલ લેજીસ્લેચર પ્રીવિઅસ સેંકશન ધારો, હિંદ સરકારના ૧૯૧૯ના ધારાની કલમ ૧૦ (૩) (L) તેમ છતાં એ નોંધવું જોઈએ કે જો પ્રાંતીય બિલ એવા પ્રકારનું હોય કે તેમાં પૂર્વમંજૂરીની જરૂર ન હોય તો તેનો અર્થ એવો નથી કે તે ઉપરના નિયમ પ્રમાણે કાયદો બની શકે કારણ કે તેને પ્રાંતીય લેજીસ્લેચર દ્વારા કબૂલ કરાયું છે. કારણ કે હિંદ સરકારના ૧૯૧૯ના કાયદાની કલમ ૧૨ (૧) જેને રીઝર્વેશન ઑફ બિલ્સ રૂલ્સ તરીકે પણ ઓળખવામાં આવે છે. તેમાં એવી જોગવાઈ છે કે કોઈપણ પ્રાંતના ગવર્નરને અધિકાર છે કે તે કોઈપણ ખરડાને અનામતમાં રાખી શકે છે. આ ખરડાને પછી ગવર્નર જનરલ આગળ રજૂ કરી શકે છે.

આ શેડ્યુલમાં નીચેના કરવેરાના વિવિધ વિભાગોનો સમાવેશ થાય છે :-

૧. ખેતીવાડી સિવાયની બીજી જગ્યા ઉપર નાખવામાં આવેલો કર.

૨. સંયુક્ત કુટુંબમાં વારસાવેરો અથવા ઉત્તરજીવીત્ત્વ દ્વારા સંપાદન ઉપરનો વેરો.

૩. કાયદાકીય રીતે સટ્ટો અથવા જુગાર માટે જ્યાં મંજૂરી આપવામાં આવી હોય ત્યાં વેરો.

૪. જાહેરાતો ઉપર કર

૫. મનોરંજન ઉપર વેરો

૬. કોઈપણ વૈભવી બાબત ઉપર વેરો.

૭. નોંધણી ફી.

૮. હિંદી ધારાસભાએ નક્કી કરેલી સ્ટેમ્પ ડ્યૂટી સિવાયની બીજી સ્ટેમ્પ ડ્યૂટી.

કર ન નાખી શકાય તેવા ધારાકીય ક્ષેત્રોમાં કર માટેનો જે શિરસ્તો સ્વીકારવામાં આવ્યો હતો તેમાં થોડાક ફેરફાર કરવામાં આવ્યા હતા. કરવેરાના ધારાધોરણોમાં એવા કેસોનો સમાવેશ થતો હતો જ્યાં આગોતરી મંજૂરીની જરૂર નહોતી જ્યારે ધારાકીય ક્ષેત્રમાં ન આવતા કેસોમાં આગોતરી મંજૂરીની જરૂર હતી. આમ તેની જરૂરિયાતને પરિણામે જે તફાવત ઉત્પન્ન થયો તેમાં, આગોતરી મંજૂરીનો નિયમ એવો હતો કે, કરવેરાના ધારા પ્રમાણે પ્રાંતીય સરકાર કેટલાક નક્કી કરેલા વેરા જ નાખી શકે.[૧] જ્યારે કરવેરા સિવાયના ધારાના ક્ષેત્રમાં આવતા નિયમો અનુસાર, પ્રાંતીય સરકાર, બીજા કોઈ કાયદાનું ઉલ્લંઘન ન થતું હોય તો કરવેરા નાખવા અધિકાર ધરાવે છે. આ તફાવત માટેનાં કારણો સ્પષ્ટ છે. પ્રાંતીય સરકારોને કરવેરાની જેમ જેમ વધુ છૂટ આપવામાં આવે તેમ તેમ શાહી સરકારની કરવેરાની સત્તામાં ઘટાડો થતો જાય. કરવેરા સિવાયના ક્ષેત્રમાંની પ્રાંતીય સરકારોની સ્વતંત્રતા ગમે તેટલી વિશાળ હોય તેમ છતાં તેને લઈને શાહી સરકારને કોઈપણ જાતની અસર થઈ શકે નહિ. આમ કરવેરાના જે અધિકારો પ્રાંતીય સરકારોને આપવામાં

---

૧. પ્રાંતીય નાણા વિભાગના બંધારણ તથા કાર્યો માટે હિંદ સરકારના ૧૯૧૯ના કાયદાની કલમ ૧માંના ફેરફારના કાયદાનો ત્રીજો ભાગ જોવા ભલામણ છે.

આવે તેમાં ધારાકીય સત્તાઓની મર્યાદાઓ કરતાં વધુ મર્યાદા મૂકી જાગૃત રહેવું જોઈએ તેમ છતાં પહેલાં આપેલી. છૂટછાટને લીધે પ્રાંતીય સરકારો ઉપરની કેન્દ્રની ધારાકીય પકડ ઠીક ઠીક ઢીલી પડતી ગઈ. આ અસર સિદ્ધાંત તથા વ્યવહાર બંનેમાં દેખાઈ આવતી હતી.

આ ફેરફાર પ્રાંતીય બજેટની પ્રક્રિયામાં સ્પષ્ટ રીતે જોવા મળે છે. પહેલાંની કાર્યવાહી પ્રમાણે પ્રાંતીય બજેટને હિંદ સરકારના નાણા વિભાગ દ્વારા મંજૂર કરવામાં આવતું હતું. પ્રાંતીય હિસાબોનું ગવર્નર જનરલ દ્વારા સર્વેક્ષણ કરવામાં આવતું હતું. કંટ્રોલર એન્ડ ઓડિટર ઓફ ઈન્ડીયા તેનું ઑડિટ કરતા હતા. જ્યારે તેની ચકાસણીનો રિપોર્ટ હિંદ સરકારના નાણા ખાતાને કરવામાં આવતો હતો. આ બધું નવી વ્યવસ્થામાં બદલાઈ ગયું હતું. હિંદ સરકારના નાણાખાતાને બદલે હવે બજેટ બનાવવાનું કાર્ય દરેક પ્રાંતમાં ઊભા કરેલા નાણા વિભાગ દ્વારા થવા માંડયું. જે નવા સુધારેલા કાયદાનું પરિણામ હતું.[1] અને તેની એક એક વિગતોને[2] પ્રાંતીય ધારાસભા દ્વારા મતદાન દ્વારા પસાર કરાય છે. હજી પણ હિંદ સરકારના અધિકારીઓ દ્વારા આ હિસાબોની ચકાસણી તથા ઓડિટ થતાં હતા. પણ આ બધાને પરિણામે જે એક ખાસ ફેરફાર થયો તે એ કે પહેલાં જે રિપોર્ટ હિંદ સરકારને મોકલવામાં આવતો હતો તેને બદલે પ્રાંતીય અમલદારોમાંથી જ ચૂંટેલા સભ્યો દ્વારા ઊભી કરાયેલી કમિટિ ઑફ પબ્લિક એકાઉન્ટ્સને મોકલવામાં આવતા હતા. અને આ કમિટિ તેના હિસાબો અને તે દ્વારા ખર્ચાયેલા નાણાની યોજનાને બહાલી આપવામાં આવતી હતી અને તેમના રિપોર્ટ પ્રમાણે આ નાણા પ્રાંતોના કાર્યોમાં, અને પ્રાંતોના વિસ્તારમાં જ ખર્ચાયાં છે તેવી બહાલી ધારાસભા દ્વારા આપવામાં આવતી હતી.

આમ કેન્દ્ર અને પ્રાંતની સરકારોના વહીવટમાં નવી પદ્ધતિ અનુસાર એક ભેદરેખા દોરવામાં આવી. આ ફેરફાર તો અનેક હિંદી વહીવટદારો તથા રાજદ્વારી વ્યક્તિઓનું સ્વપ્ન હતું. આ પ્રક્રિયા માટે રૉયલ કમિટિ ઓફ ડીસેન્ટ્રલાઈઝેશન

---

૧. હિંદ સરકારના ૧૯૧૯ના કાયદાની કલમ ૧૧ (૫)માંના પ્રાંતીય ધારાકીય કાઉન્સિલના વ્યાપારી નિયમોની કલમ ૨૫થી ૩૨ જોવી.

૨. હિંદ સરકારના કાયદા અંતર્ગત કલમ ૯૬ D· (૧)માં ઘડેલા કાયદા જોવા.

આગળ રજૂઆત કરવામાં આવી હતી જેનો ઉલ્લેખ શ્રી ગોખલે એ તેમના જાહેરનામામાં કર્યો હતો પણ આ બધું મૂર્તિમંત બને તે પહેલાં જ તેઓ મૃત્યુ પામ્યા હતા. પણ આ બધા જ ફેરફારો કસમયના હતા અને હિંદના બંધારણમાં ફેરફાર ન થાય ત્યાં સુધી તેમની કોઈ કિંમત હતી નહિ. હવે જ્યારે આવા ફેરફારો માટે આ પૂર્વભૂમિકા તૈયાર થઈ છે ત્યારે પ્રાંતીય સ્વાયત્તતાના માર્ગને મૂર્તસ્વરૂપ મેળવવામાં વાર નહિ લાગે તેમ દેખાય છે. પણ આ અભ્યાસને પૂરો કરી એ તે પહેલાં, આ ફેરફારોની સફળ કામગીરીની નોંધ લેવી ઉચિત લાગશે.



# ૧૨

# પરિવર્તનની આલોચના

સ્વચ્છ વહીવટ સ્વચ્છ નાણાકીય પરિસ્થિતિની ઉપર આધારિત છે તે બિના સાચી છે કારણ કે નાણાકીય શક્તિ એ તો એ બળતણ છે જેના આધારે સમગ્ર વહીવટ ચાલે છે. આમ નાણાકીય પરિસ્થિતિની સદ્ધરતા વહીવટી સદ્ધરતા માટે અત્યંત આવશ્યક છે. ફેરફારોમાંના નાણાના મુદ્દામાં જે પરિવર્તન ચાલું છે તેના અભ્યાસ જેટલો મહત્ત્વનો અભ્યાસ બીજા કોઈપણ મુદ્દાનો હોઈ શકે નહિ. અને નાણાની બાબતનો તલસ્પર્શી અભ્યાસ બહુ જરૂરી છે. એ હકીકત એક બીજી બાબતથી પણ વધુ સ્પષ્ટ બને છે. આ બાબતને જરૂરી ટીકા કે આલોચના થતી જ નથી. તે માટે બુદ્ધિપૂર્વકની કસોટી દ્વારા આખા ફેરફારોને તપાસવા જોઈએ અને તેમાં રહેલાં દૂષણોને સ્પષ્ટ કરવાં જોઈએ. આવો પ્રયત્ન ક્યાંયે થયો જોવા મળતો નથી.

આ બાબતે સૌ પ્રથમ પ્રશ્ન એ પૂછવો જોઈએ કે નાણાકીય બાબતોમાં થયેલા ફેરફારો વહીવટી કામકાજ માટે ફાયદાકારક છે ? વહીવટી કામકાજ માટે સહાયરૂપ હોય તેવાં જ નાણાકીય માળખાને લીધે સમગ્ર તંત્ર યોગ્ય રીતે કાર્ય કરી શકે. વહીવટમાં જો નાણાની જોગવાઈ ન હોય અને તેનાં કાર્યો કરવા માટે જરૂરી નાણા ઊભા કરવાની ત્રેવડ અથવા સ્વતંત્રતા પ્રાંતમાં ન હોય તો તે પ્રાંતનું કોઈપણ વહીવટી કામકાજ યોગ્ય સ્વરૂપે થઈ શકે નહિ. જ્યારે જ્યારે નાણાની જરૂર પડે ત્યારે જો પ્રાંતે બીજા ઉપર નજર નાખવાની હોય, અથવા કરવેરા નાખતાં તેના ઉપર જો બાહ્ય પ્રતિબંધ લાદવામાં આવતા હોય તો તેનું કાર્ય બરાબર ચાલી શકે નહિ. આમાં સહિયારી વ્યવસ્થાની ટીકા કરવાનો હેતુ નથી પણ આ સહિયારી વ્યવસ્થાને પરિણામે પ્રાંત ક્યારે યોગ્ય રીતે, અભય રીતે કાર્ય કરી શકે નહિ. કરવેરા માટેની જો જોગવાઈઓ પ્રાંત અને કેન્દ્ર બંનેને હોય તો તેને પરિણામે ક્યારેક એવું બને કે એક જ બાબતમાં એક જ સમયે બંને એકમો દ્વારા કર ઝીંકવામાં આવે. આને પરિણામે આ બંને એકમો વચ્ચે સંઘર્ષ થાય. સત્તાની વહેંચણીમાં મુશ્કેલીઓ ઉભી

થાય અને બંને વચ્ચેનું વૈમનસ્ય વધે. એટલું જ નહિ પણ જેના ઉપર કર નાખવામાં આવે તે પ્રજા બંને પ્રકારના કર ભરવા માટેની સજા ભોગવે. ટૂંકમાં તેની કમાણી અથવા મિલકતનું આ રીતે શોષણ થાય.

પ્રો.સેલીગીન લખે છે કે[૧] "આખું આયોજન ભલે ગમે તેટલું દૂરંદેશીવાળું અથવા સારા હેતુઓ માટેનું હોય જો તેમાં વહીવટની કાર્યક્ષમતાનો વિચાર કરવામાં ન આવ્યો હોય તો તે સફળ થઈ શકે નહીં. કરનું માળખું ગમે તેટલું વિચારપૂર્વકનું હોય પણ જો તેમાં વહીવટની કાર્યવાહીના વિચારને અવકાશ ન હોય તો આયોજન ભલે ગમે તેટલું સારૂં હોય, અંતે તો નિષ્ફળ જ જાય છે."

જ્યારે પ્રાંતે એકદમ કરવેરાના માળખાને તૈયાર કરવાનું હોય અને કરવેરાની જવાબદારી સંપૂર્ણપણે પ્રાંતની જ હોય ત્યારે વહીવટમાં અનેક ઘણી અનુકૂળતા ઊભી થાય છે. ક્યારેક ચોક્કસ પ્રકારના ખર્ચને પહોંચી વળવા કર કેવી રીતે નાખવો અને તેમાં કેટલા વિસ્તારને આવરી લેવો તેવો પ્રશ્ન ઉપસ્થિત થાય ત્યારે પ્રાંત પોતે જ યોગ્ય રીતે સમજી શકશે તેની ઉપર હિંદ સરકાર કરતાં પ્રાંતને વધુ સારી હોઈ શકે તે હકીકત દીવા જેવી સ્પષ્ટ છે. ક્યારેક એવું બને કે એક વેરો અમુક વિસ્તાર અથવા પ્રાંત માટે જ યોગ્ય છે તેની જરૂર અને બીજા પ્રાંત માટે બિલકુલ નથી ત્યારે તે પ્રાંત સિવાયના બીજા વિસ્તારોમાં તેનો અમલ વહીવટી ક્ષેત્રે અંધાધૂંધી, ગૂંચવાડા અને ગેરસમજો ઊભી કરશે અને તેની યોગ્યતા સાબિત ન થતાં વહીવટી તંત્રમાં તેને ચાલુ રાખવાનું લગભગ અશક્ય બની જાય. આ સંજોગોમાં બે રસ્તાઓ શક્ય છે કાં તો પ્રાંત પાસેથી પોતાના કરમાળખાની સમગ્ર સત્તા ધરાવે અથવા તેને સહિયારી જવાબદારી સમજી તેની યોગ્ય વહેંચણી થાય.[૨]

બીજા માર્ગ જેમાં પ્રાંતો વચ્ચે તેની વહેંચણી કરવી અને ખર્ચને પહોંચી વળવાની જવાબદારી પ્રાંતોને સોંપવી ?

કરવેરાની બાબતમાં સહિયારી કાર્યવાહીની પ્રથા માત્ર હિંદમાં જ વિશિષ્ટ

---

૧. 'ધ રિલેશન ઑફ સ્ટેટ એન્ડફેડરલફાયનાન્સ' એસેઝ ઈન ટેકસેસન (૮મી આવૃતિ ૧૯૧૩) પ્રકરણ ૧૨.

૨. એ વસ્તુ નોંધનીય છે કે, હિંદના વહીવટની નવી વ્યવસ્થા એ મુખ્યત્વે તો ભરણાની યોજના છે પણ તેમ છતાં આવકવેરાની બાબતમાં તેમાં સહિયારી જવાબદારી પણ જોવા મળે છે.

રીતે અપનાવવામાં આવી હતી તેમ નહોતું. દુનિયાના બીજા ઘણા દેશોમાં આ પ્રથા એક અથવા બીજા સ્વરૂપે ચાલુ હતી. ઇંગ્લૅન્ડમાં વારસાવેરા નીમાયત કેન્દ્ર તથા રાજ્ય સરકારની સહિયારી ગણાતી હતી. કેનેડા તથા જર્મનીમાં પણ કેટલીક બાબતો ઉપર નાખવામાં આવેલો વેરો એ સ્વાયત્ત તથા પ્રાંતીય સરકારોની મજીયારી એવી ક્યામત ગણાતી હતી. જો કે તેની વહેંચણીમાં કેન્દ્ર તથા રાજ્ય સરકાર વચ્ચે ચોક્કસ સિદ્ધાંતો દ્વારા તડજોડ કરવામાં આવતી હતી અને આમ સહિયારી કર વ્યવસ્થા એ બંને માટે સંયુક્ત વિષય હતો.

વિભાજિત જોગવાઈઓની ખાધની સામે હિંદમાં રોષ હતો તેનું કારણ એ હતું કે એવી માન્યતા પ્રચલિત હતી કે આ પ્રથા તો મહેસૂલના વિભાગીકરણ ઉપર આધાર રાખે છે. જે લોકોએ આ પદ્ધતિનો વિરોધ કર્યો તેઓ તો માનતા હતા[1] કે આ પદ્ધતિનો પાયો મૂળભૂત રીતે ખોટા આધાર ઉપર મૂકવામાં આવ્યો છે. આ પદ્ધતિના અમલને લીધે પ્રાંતોને ખર્ચ કરવાની જોગવાઈઓ કરી આપવામાં આવી હતી. એક રીતે જોઈએ તો આ જોગવાઈઓના વિભાજનની પદ્ધતિમાં ઘણા વાંધા ઉઠાવી શકાય તેમ હતા અને પાયાની દૃષ્ટિએ જોઈએ તો આ પ્રથા લાંબો વખત ચાલે તેવી નહોતી. પણ આ વિચારસરણીના સ્વરૂપમાં કેટલીક ભૂલ ભરેલી માન્યતાઓ પણ ગૂંચવાયેલી હતી. ખર્ચ કરવાની કોઈપણ જાતની રોકટોક વગર પ્રાંત પોતાની નાણાકીય પરિસ્થિતિને જોખમમાં મૂકી શકે એટલી હદે ઉડાઉ બની શકે તે જાતની શંકા સેવાતી હતી અને તે બિલકુલ નિરાધાર હતી તેમ પણ નહિ. તેમછતાં આ પ્રથાના મૂળમાં જે વાત હતી તે એ કે ઉપજમાંની અને મહેસૂલની જો કેટલીક સત્તા પ્રાંતને આપવામાં આવે તો તે ખોટના ખર્ચની જોગવાઈ પણ પ્રાંતે જ કરવાની હોય તે બાબત તેમાં આડકતરી રીતે દર્શાવવામાં આવી હતી. પ્રો.સેલિમનેના મત મુજબ[2], ઉપજ, મહેસૂલ અને ખર્ચ આ ત્રણે બાબતોને સૈદ્ધાંતિક રીતે ગૂંચવવાની જરૂર નહોતી પણ તેમ છતાં વાસ્તવિક દૃષ્ટિએ જોતાં તેમાં ગૂંચવાડો થવા માટેની પૂરેપૂરી શક્યતા હતી. જેને પરિણામે સામાન્ય લોકોને તેમાં મેલી મુરાદની ગંધ આવી માટે તે કારણે આખી પ્રથાનો પ્રચંડ વિરોધ થવા માંડયો. જો કે

૧. R.C.D. Mit 9 Evid ગ્રંથ ૫, પ્ર.૨૫૦૧૭થી ૨૫૦૨૦ ગ્રંથ ૮ પ્ર.૩૫૫૩૧, ૩૫૨૨૫-૨૯)

૨. 'સેવરેશન ઑફ સ્ટેટ એન્ડ લોકલ રેવન્યુઝ', પ્રકરણ ૧૧માંથી ઉદ્ધૃત, ખાસ કરીને પાન ૩૨૧.-૬.

આ ગેરસમજ અને ગૂંચવાડો થવા માટે પૂરતાં કારણો હતાં. ઉપજ અને તેના અંદાજનું વિભાજન એ આખરે તો મહેસૂલનું જ વિભાજન છે, પરિણામે તેની સાથે સંકળાયેલ ખર્ચનું વિભાજન આપોઆપ થઈ જાય છે.

વિભાજિત જોગવાઈઓનો તો જે હેતુ છે તે જ બીજા સ્વરૂપે કેન્દ્રને આપવાના ફંડમાં ઊભા થતા વિભાજનમાં મૂર્તિમંત થાય છે. માત્ર તફાવત એટલો છે કે વિભાજિત જોગવાઈઓને લીધે ઉઘરાવવામાં આવેલું મહેસૂલ તેની ઉપજના વિવિધ પ્રકારો અને તે સાથે સંબંધિત એવા વિભાગો સાથે સંકળાયેલ હોય છે. જ્યારે સામે પક્ષે કેન્દ્રને આપવાના ભંડોળમાં જે વિભાજન થાય છે તેનું વર્ગીકરણ કેન્દ્રની જરૂરિયાતો પ્રાંત અને કેન્દ્રનો સંબંધ તથા કેન્દ્રની જોગવાઈઓમાં, પ્રાંતની ઉપજ તથા મહેસૂલને ગણતરીમાં લેવાતાં તેના ફાળાની જે ગુંજાયેશ ઉત્પન્ન થાય તેના સંદર્ભમાં ગોઠવવામાં આવતું હતું. એટલે એક દૃષ્ટિએ જોઈએ તો પ્રાંત અને કેન્દ્રનું જે વિભાગીકરણ થતું હતું તેમાં વધારે તફાવત નહોતો. પણ આ બંને સંસ્થાઓથી બહાર જઈને જોવામાં આવે તો પ્રાંત તથા કેન્દ્ર બંનેના વિભાગોનું વિભાગીકરણ જુદા જુદા સ્તર ઉપર હતું તે દેખાયા વગર રહે નહિ. થોડુંક ઝીણવટભર્યું અવલોકન કરવામાં આવે તો આ જુદા જુદા સ્તર વધુ સ્પષ્ટ બની શકે છે. આમાં માત્ર નામના જ તફાવતને લીધે પ્રાંત તથા કેન્દ્રમાં જુદી જુદી પ્રથાઓ હતી તેમ કહેવું યોગ્ય નથી. ઉપજનું અને મહેસૂલનું વર્ગીકરણ જ્યારે પ્રાંત કરે ત્યારે સ્વાભાવિક છે કે તે પોતાના વિસ્તાર અને તેના લોકો સાથે નિકટનો સંબંધ ધરાવે છે પરિણામે વિભાજનમાં તેનાં પગલાં તથા તેની રીતે વાતાવરણને અનુકૂળ જ હશે. કદાચ અનુકૂળ ન હોય તો પણ કેન્દ્ર આ વાતાવરણને જેટલું જાણે તે કરતાં તો પ્રાંત તેને વધુ નજીકથી જાણતો હોય છે. જેથી પોતાનું માળખું ગોઠવવામાં તે કેન્દ્ર કરતાં વધુ કાબેલિયત ધરાવે છે તેમ કહેવું જરાયે અયોગ્ય નથી. જ્યારે કેન્દ્ર દૂર બેઠાં બેઠાં પ્રાંતના લોકોને માત્ર કાગળ ઉપર જ જાણે છે અને આટલી માહિતી ઉપરથી તે જો માળખું ગોઠવે તો તેમાં ભૂલ થવાની પૂરેપૂરી સંભાવના છે: આ દૃષ્ટિએ જોઈએ તો પ્રથામાં પ્રથમ દૃષ્ટિએ દેખાતો તફાવત અને તેને પરિણામે લોકોએ કરેલો ઊહાપોહ વ્યાજબી છે તેમ કહેવું પડે. તે પણ જ્યારે એમ દેખાય છે કે એક તબક્કે આ તફાવત માત્ર નામ પૂરતો જ છે તો છાપ ભૂલભરેલી છે કારણ કે નામ માત્રનો તફાવત હોય તો તેના અમલમાં કોઈપણ પ્રકારની મુશ્કેલી આવવી જોઈએ નહિ અને કામકાજ

સંતોષકારક રીતે ચાલવુ જોઈએ પણ વહીવટની દૃષ્ટિએ જોતાં સમગ્ર પદ્ધતિ દ્વિમુખી છે અને તેમાં એને એવો પરસ્પરથી ઉત્પન્ન હોવાને કારણે તેના અમલમાં ગંભીર મુશ્કેલીઓ ઊભી થાય છે. પ્રજાનો આક્રોશ એ હતો કે જે સરકાર અમારાથી માઈલો દૂર બેઠી છે તે અમારે મુશ્કેલીઓ જાણતી નથી પછી અમારા વહીવટ માટેની વ્યવસ્થામાં તે કેવી રીતે કરી શકી.

દરેક પ્રાંતે કેન્દ્રને નાણાકીય વહીવટ કે ફાળો આપવાનો હતો. કેન્દ્રનાં કેટલાંક કાર્યો જે ખરેખર જુદા જુદા રાજ્યમાં જ કાર્યો હતાં તે કરવા માટે નાણાકીય જોગવાઈ અનિવાર્ય હતી અને આ નાણા ઊભાં કરવાનું સાધન એ તો પ્રાંતો જ હતા. આમ પ્રાંતોએ ફાળો આપી કેન્દ્રનાં આ કાર્યોને આગળ વધારવાનાં હતાં. કેટલો ફાળો આપવો જોઈએ. આ બાબતે વિવિધ મતો અસ્તિત્વ ધરાવતા હતા. પ્રાંતની ખર્ચ કરવાની શક્તિ કેટલી છે અને તેની ઉપજમાંથી પ્રાંત પોતાના કાર્યો, સેવાઓ અને વહીવટમાં ખર્ચ કરે પછી બાકી ભંડોળ કેટલું બાકી હોય છે તેના આધારે કેન્દ્ર ને તેઓ કેટલી રકમનો ફાળો આપવો તે નક્કી કરવામાં આવતું હતું. આને પરિણામે પરિસ્થિતિ એવી થઈ કે રાજ્યમાં ઉપજ ગમે તેટલી હોય તે પોતાના વિસ્તાર અને પ્રજા માટે વધુ પડતું ખર્ચ કરી, પોતાની ખર્ચ કરવાની ગુંજાયેશ અને જરૂરિયાત વધુ છે તેમ દર્શાવવાનો પ્રયત્ન સતત કર્યા કરે. તેની મહેસૂલી આવકના પ્રમાણ કરતાં ક્યારેક આ ખર્ચ ઘણો વધારે થઈ જતો હતો. વળી, રાજ્યને કરવેરા ઉઘરાવવાની તથા ખર્ચ કરવાની બાબતમાં છૂટછાટ આપવામાં આવી હતી. પરિણામે તેને આ કાર્યમાં કોઈ અવરોધ નડતો નહોતો, તેથી રાજ્ય વધુ પડતું ખર્ચ કરી ક્યારેક તો સમગ્ર વિસ્તાર માટે વિમાસણવાળી પરિસ્થિતિ ઊભી કરી દેતું હતું. આ બંધાનું ખૂબ જેટલું તે ઉપજ, મહેસૂલ તથા ખર્ચની બાબતમાં આપવામાં આવેલી છૂટ હતી અને તેમાં થયેલું વિભાગીકરણ એ પણ આ પરિસ્થિતિ માટે જવાબદાર લેખી શકાય. આમાં બીજી બાબત એ હતી કે જો એકવાર પણ રાજ્ય પોતાના ખર્ચમાં ઘટાડો બતાવે તો કેન્દ્ર તે બાબતની નોંધ કરી ભવિષ્યમાં એ કક્ષાથી બિલકુલ આગળ વધવાનું છે અને રાજ્ય માટે તો ખર્ચ કરવાની એક મર્યાદા કાયમ માટે નક્કી થઈ જાય. આ પ્રથા વધુ સારી રીતે કાર્ય કરી શકે જો તેના જુદા જુદા અંગો માટે ફરીથી વિચારણા થાય અને તેમાં જરૂરી એવા સુધારા વધારા કરી શકાય. એક વાંધો એ પણ ઉઠાવવામાં આવતો હતો કે જ્યારે કેન્દ્રને નાણાકીય ભીડ હોય અને કેન્દ્રમાં

ખાધ ઊભી થઈ હોય ત્યારે પ્રાંતોએ તેને પહોંચી વળવા પોતાની સહાયમાં યોગ્ય તે ફેરફાર કરી પરિસ્થિતિને કાબૂમાં રાખવાના પ્રયત્નમાં સહભાગી બનવું જોઈએ અને આ માટે પણ રાજ્યો તરફથી કેન્દ્રને મળતા ભંડોળમાં અવારનવાર જરૂર પ્રમાણે ફેરફાર કરવા જોઈએ.

હિંદની નાણા પદ્ધતિના પરિપ્રેક્ષ્યમાં આ વાંધાને સ્વીકારી શકાય નહિ. કેન્દ્રનો વહીવટ અને તેની સેવાઓ સમગ્ર દેશ માટે છે અને તેમાં બધા જ રાજ્યોનો સમાવેશ થાય છે તે વાતનો ઈન્કાર થઈ શકે નહિ. પણ આ સેવાઓમાં થતા ખર્ચને લઈને ઊભી થયેલી ખાધ પૂરવા રાજ્યોએ પોતાની સહાયમાં ખાધના પ્રમાણમાં ફેરફાર કરવા જોઈએ તે બાબત સ્વીકારી શકાય નહિ. દેશ વિભિન્ન પ્રાંતોમાં વહેંચાયેલા છે. વિવિધ પ્રાંતોની પોતાની પરિસ્થિતિ અને સમસ્યાઓ વિશિષ્ટ પ્રકારની હોય છે. આ વિશિષ્ટતાઓને લઈને જે પરિણામો માટે તેનું પ્રમાણિત કેન્દ્રમાં પડ જે ખાધ સ્વરૂપે બહાર અને હવે આ ખાધ પૂરવા જો બધાં જ રાજ્યોને ફરજ પાડવામાં આવે તો તેનો અર્થ એવો થયો કે. એક રાજ્યે કરેલી ભૂલ અથવા એક રાજ્યની જે કંઈ જે કંઈ કમનસીબ હોય તેની સજા બીજા રાજ્યને કરવાની અને આમ સમાન ન્યાયનો એ હેતુ હોવો જોઈએ તે આપોઆપ માર્યો જાય, વળી એવું પણ બને કે એક રાજ્યના ઉડાઉપણાને લીધે અથવા દૂરંદેશીના અભાવને લીધે ઊભી થયેલી ગંભીરતાની અસર બીજા રાજ્ય ઉપર પડે. અને આને પરિણામે બીજું જે રાજ્ય પોતાની ઉપજ તથા ખર્ચની બાબતમાં સંતુલિત હોય તેના વહીવટમાં ગેરવ્યવસ્થા ઊભી થાય અને તે પણ આખરે નાણાકીય ભીડમાં સંડોવાય.

આ પ્રથા માટે ગમે તે કહેવામાં આવે એ તો એક હકીકત છે કે તેમાં રહેલા દોષ છતાં બીજી કોઈ પ્રથા કરતાં તે વધુ કારગત અને વ્યાજબી હતી. આ પદ્ધતિને લીધે ખરેખર એક પ્રકારની સમાનતા સાચવવામાં આવતી હતી.[૧] આ પ્રથાની ખાસ બાબત એ હતી કે તેમાં લોકો પાસેથી ઉઘરાવવામાં આવતા મહેસૂલમાં વસતિ કેટલી છે તે બાબતને મહત્ત્વ આપવામાં આવતું નહોતું પણ એ વસતિની નાણાકીય સદ્ધરતા કથળી તેને ધ્યાનમાં રાખી કરવેરાનું માળખું ગોઠવવામાં આવતું હતું.[૨] જેને પરિણામે પ્રજાની નાણાકીય પરિસ્થિતિને

૧. સેલિગ્મેનના ગ્રંથના પા. ૩૬૦ સાથે સરખાવો.

૨. જર્મનીમાં, શાહીવહીવટ દ્વારા સભ્યોમાંથી મળેલ ફાળો વસ્તીના ધોરણે વહેંચાતો હતો. સ્વીટ્ઝર્લેન્ડમાં પણ આજ હકીકત છે.

આંચ આવે નહિ અને પ્રાંતનો વહીવટ તથા તેની સેવાઓનું કાર્ય નિર્વિઘ્ને ચાલુ રહે તે બાબત સચવાઈ રહેતી હતી. લોકો પાસેથી ઉઘરાવવામાં આવતા નાણામાંથી એક ચોક્કસ ભાગ જુદો રાખવામાં આવતો હતો અને તે નાણા, ક્યારેક વિપરિત સંજોગો ઊભા થાય ત્યારે પ્રજાના હિતમાં જ ખર્ચવામાં આવતાં હતાં. આમ પ્રજા જ્યારે નાણાભીડની પરિસ્થિતિમાં આવી પડે ત્યારે તેને ખાત્રી હતી કે તેને માટે વિશિષ્ટ પ્રકારની જોગવાઈ રાજ્ય તરફથી કરવામાં આવેલી છે જ. આ ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે આખી પ્રથા ભલે સરકાર અને વહીવટ માટે વિટંબણા ભરી અને અરૂચિકર હોય પણ તે સામાન્ય પ્રજા માટે તો આવકારદાયક હતી. હવે બીજો મુદ્દો વસતિમાંથી આવતા ફાળામાં પણ સમાનતા શા માટે રાખવામાં આવતી નહોતી તે મુદ્દો પણ સમજાય તેવો છે. જો પ્રજાની શક્તિઓ અને નાણાકીય સદ્ધરતા અસમાન હોય તો તેમની પાસેથી ઉઘરાવવામાં આવતા નાણામાં કેવી રીતે સમાનતા લાવી શકાય ? અને એક જ વિસ્તારના લોકોમાં પણ સમાનતા જોવા મળતી નથી તો પછી વિવિધ વિસ્તારોની વસતિમાં સમાનતા ન હોય તે સમજી શકાય તેવી બાબત છે અને આમ સમાનતા બહારથી ઠોકી બેસાડી શકાય નહિ. કારણ કે તે વ્યાજબી નથી.

અત્યાર સુધી આપણે એ જોયું કે સુધારાત્મક નવી પ્રથા વહીવટી દૃષ્ટિએ કાર્યક્ષમ છે કે નહિ અને તેમાં કેટલાંક પરિણામોને લઈને એવું ચિત્ર ઉપસ્થિત થાય છે કે આ પ્રથા વહીવટી દૃષ્ટિએ કાર્યક્ષમ છે જ. હવે પ્રશ્ન એ રહે છે કે નાણાકીય દૃષ્ટિએ આ પ્રથા કેટલી કારગત નિવડી શકે તે જોવાનું છે. વિવિધ કમિટીઓ દ્વારા થયેલાં સર્વેક્ષણોથી જાણવા મળે છે કે હિંદ દેશમાં નાણાકીય વિપુલતા અને તેની ઉપજની સદ્ધરતા ઘણી તો વિશાળ છે કે જો તેની યોગ્ય વ્યવસ્થા કરવામાં આવે તો પ્રાંતો તથા કેન્દ્ર ખૂબ જ સરળ અને સફળ રીતે કાર્ય કરી શકે. પણ આથી પ્રજાનું વિશ્લેષણ દર્શાવે છે કે આમાં ક્યાંક એવી અડચણ હતી કે જેને લીધે સમગ્ર તંત્ર લગભગ નિષ્પ્રાણ બની ગયું હતું તેમાં જીવંતતાનો કોઈ ધબકાર હતો જ નહિ અને દિવસે દિવસે ખોટની ગર્તામાં દેશ તેમ પ્રાંતો ધકેલાતા જતા હતા. આ હકીકત નીચેના કોઠા ઉપરથી વિદિત થશે :

(હજાર રૂપિયામાં)

| પ્રાંત | | ધોરણસરના આંકડા | સુધારેલી ૧૯૨૧–૨ | બજેટ ૧૯૨૨–૩ |
|---|---|---|---|---|
| મદ્રાસ | મહેસૂલ | ૧૪,૯૮,૦૨ | ૧૫,૫૮,૫૯ | ૧૬,૭૬,૫૦ |
| | ખર્ચ | ૧૪,૦૭,૨૦ | ૧૭,૧૫,૯૩ | ૧૭,૧૮,૫૫ |
| | નફો અને ખોટ | ૯૦,૮૨ | –૧,૫૭,૩૪ | –૪૨,૦૫ |
| મુંબઈ | મહેસૂલ | ૧૨,૦૯,૭૦ | ૧૩,૬૭,૧૩ | ૧૪,૯૩,૦૬ |
| | ખર્ચ | ૧૧,૫૫,૦૩ | ૧૬,૫૨,૮૦ | ૧૫,૪૨,૧૭ |
| | નફો અને ખોટ | ૫૪,૬૭ | –૨,૮૫,૬૭ | –૫૦,૧૧ |
| બંગાળ | મહેસૂલ | ૮,૫૫,૨૮ | ૮,૮૬,૫૩ | ૧૦,૫૫,૮૬ |
| | ખર્ચ | ૮,૬૧,૧૩ | ૧૧,૧૦,૬૦ | ૧૦,૩૬,૯૦ |
| | નફો અને ખોટ | –૫,૮૫ | –૨,૨૪,૦૭ | ૧૮,૯૬ |
| સંયુક્ત પ્રાંતો | મહેસૂલ | ૧૨,૨૯,૮૮ | ૧૩,૩૪,૩૧ | ૧૩,૫૮,૬૭ |
| | ખર્ચ | ૧૨,૦૬,૫૬ | ૧૪,૫૯,૮૭ | ૧૩,૮૫,૬૫ |
| | નફો અને ખોટ | ૧,૨૩,૩૨ | –૧,૨૫,૫૬ | –૨૬,૯૮ |
| પંજાબ | મહેસૂલ | ૯,૭૩,૫૧ | ૧૦,૭૩,૭૬ | ૧૧,૩૮,૨૬ |
| | ખર્ચ | ૯,૧૦,૬૯ | ૧૨,૨૩,૨૪ | ૧૨,૬૮,૪૪ |
| | નફો અને ખોટ | ૬૨,૮૨ | –૧,૪૯,૪૮ | –૧,૩૦,૧૮ |
| બર્મા | મહેસૂલ | ૮,૨૪,૨૮ | ૯,૯૯,૩૩ | ૧૦,૦૦,૫૭ |
| | ખર્ચ | ૭,૮૪,૭૮ | ૧૦,૨૭,૫૧ | ૧૧,૯૦,૭૦ |
| | નફો અને ખોટ | ૩૯,૫૦ | –૨૮,૧૮ | –૧,૯૦,૧૩ |
| બિહાર અને ઓરિસ્સા | મહેસૂલ | ૪,૩૦,૩૯ | ૪,૪૬,૧૫ | ૪,૬૨,૬૫ |
| | ખર્ચ | ૪,૨૦,૭૦ | ૪,૮૫,૯૭ | ૫,૧૩,૮૦ |
| | નફો અને ખોટ | ૯૦,૬૯ | –૩૯,૮૨ | –૫૧,૧૫ |
| કેન્દ્રીય પ્રાંતો | મહેસૂલ | ૪,૩૫,૩૭ | ૫,૧૪,૮૦ | ૫,૩૫,૨૩ |
| | ખર્ચ | ૪,૩૮,૮૦ | ૫,૪૧,૭૬ | ૫,૭૨,૧૭ |
| | નફો અને ખોટ | –૩,૪૩ | –૨૬,૯૬ | –૩૬,૯૪ |
| આસામ | મહેસૂલ | ૧,૮૨૧૪૬ | ૨,૦૧,૧૨ | ૨,૦૮,૦૬ |
| | ખર્ચ | ૧,૭૯,૨૫ | ૨,૧૯,૪૫ | ૨,૨૨,૫૮ |
| | નફો અને ખોટ | ૩,૨૧ | –૧૮,૩૩ | –૧૪,૫૨ |

આમ ૧૯૨૨-૨૩ દરમિયાન નવ પ્રાંતોના આવક તથા ખર્ચના હિસાબો જોતાં બર્મા અને બંગાળ સિવાયના બધા જ પ્રાંતોમાં સમતુલા જોખમાયેલ જોવા મળી હતી. બંગાળમાં સમતુલા જોવા મળી કારણ કે તે દરમિયાન તેણે કેન્દ્ર સરકારને કરેલા ભરણામાં કામચલાઉ રીતે થોડાક ફેરફાર કર્યા હતા[1] અને તેણે કરવેરાના સ્વરૂપે લગભગ રૂ.૧૪૦ લાખ ઊભા કર્યા હતાં. બાકીના પ્રાંતોમાં ખાધનો આંકડો દિન બ દિન વધતો જતો હતો અને છેલ્લે તો તે લગભગ રૂ. ૭૭૪ લાખ જેટલો થયો તેને પૂરવા માટે નવા કરવેરા[2] સ્વરૂપે રૂ.૩૫૨ લાખ ઊભા કરવામાં આવ્યા અને આમ કરવા છતાં પણ આ ખાધ જે રકમ બાકી રહી તે ભરપાઈ કરવા માટે કેન્દ્ર પાસેથી કેટલીક નાણાકીય મદદ લેવામાં આવી અને લોન સ્વરૂપે લોકોને ભાગ આપવાની શરતે નાણા એકઠાં કરવામાં આવ્યાં. પરંતુ સેક્રેટરી ઑફ સ્ટેટે[3] તેમની રવાનગીમાં જણાવ્યું હતું તેમ

''પ્રાંતીય સરકારોને નાણાકીય ખાધ પૂરી કરવા માટે અગાઉની એકઠી થયેલી મહેસૂલ સિલકમાંથી સહાય કરવાની બાબતમાં હવે વધુ આગળ વધવું જોઈએ નહીં. .આ વર્ષના અંત સુધીમાં પ્રાંતોને નાણાકીય મદદને પરિણામે જ કેન્દ્રની નાણાકીય પરિસ્થિતિ ખૂબ જ ચિંતાજનક બની જવાનો સંભવ છે. કારણ કે અત્યારે જ દેખાય છે કે આ જાતની કાર્યવાહીથી કેન્દ્રની પરિસ્થિતિ ખૂબ જ વિકટ સ્વરૂપની બની ગઇ છે. જો પ્રાંતીય સરકારોને આ રીતે મદદ ચાલુ રાખવામાં આવશે તો કેન્દ્ર સરકાર છેવટે દેવાળું કાઢવાની પરિસ્થિતિમાં મૂકાશે. સાથે સાથે જો પ્રજા પાસેથી ઉઘરાણું કરવામાં આવે તો પણ પરિસ્થિતિ વધુ વણસશે.

આનો ઈલાજ શું હોઈ શકે ? સિમલામાં એપ્રિલ, ૧૯૨૨માં એક પરિષદ મળી જેનો હેતુ પ્રાંતીય અને કેન્દ્ર સરકારની નાણાકીય પરિસ્થિતિનો ક્યાસ કાઢવાનો હતો. વિસ્તૃત ચર્ચા વિચારણાને પરિણામે આ પરિષદે નક્કી કર્યું કે[4] કેન્દ્ર તથા પ્રાંતીય સરકારો વચ્ચેની સમતુલા જળવાય તો નાણાકીય

---

૧. લેજીસ્લેટીવ એસેમ્બલીની ચર્ચા ગ્રંથ ૩ નં.૮

૨. સેક્રેટરી ઑફ સ્ટેટને, હિંદ સરકારના નાણા ખાતા દ્વારા લવાયેલો ૧૩ જુલાઈ ૧૯૨૨નો પત્ર.

૩. ઉપરના પત્રના જવાબમાં સેક્રેટરી ઑફ સ્ટેટ (નાણાવિભાગ)ની તા.૯ નવેમ્બર ૧૯૨૨ની રવાનગી નં.૧૭.

૪. આ પરિષદની ચર્ચાના સારાંશ માટે હિંદ સરકારનો પત્ર જુઓ, પા. ૨૫૭.

સંબંધો તથા સદ્ધરતામાં કોઈ બાધ આવશે નહિ. આના અનુસંધાને પ્રાંતોએ દરખાસ્ત કરી કે તેમની નાણાકીય પરિસ્થિતિને સુધારવા માટે તેમનું મહેસૂલ વધારી આવકના નવાં સાધનો ઊભા કરવા જોઈએ અને પુનર્રચનાના ધારાની જોગવાઈ કરવી જોઈએ. જ્યારે બીજે પક્ષે હિંદ સરકારના પ્રતિનિધિ તરીકે સેક્રેટરી ઑફ સ્ટેટનું કહેવું હતું કે–

"રાજ્યોએ સર્વ સામાન્ય વહીવટ તથા વ્યવસ્થા સંભાળવા માટે નાણાકીય સ્થિતિને જાળવી રાખવી જોઈએ. આ માટે જો કોઈ ખાસ પગલું ભરવાની જરૂર હોય તો તે એ છે કે તેમણે કરેલા ખર્ચમાં ઘટાડો કરી એક ચોકકસ સ્તર જાળવી રાખવું જોઈએ."[૧]

જો કે આ ધારા પ્રમાણે દરખાસ્ત કરેલા જુદા જુદા આયોજનોને બધાં જ રાજ્યોમાં આવકાર મળ્યો નહોતો. આ જાતની પુનર્રચના દ્વારા મુંબઈ સરકારે સૂચન કર્યું કે જુની સુપ્રત કરેલી વિભાજિત જોગવાઈઓ તરફ પાછું વળવું જોઈએ. ટૂંકમાં જોઈએ તો દરેક રાજ્ય એમ ઈચ્છતું હતું કે ભરણાની જે શરતો છે તેમાંથી સદંતર છૂટકારો મળવો જોઈએ. આ જાતનું રાજ્યોનું વલણ યોગ્ય કહેવાય નહિ. તેમને બંને બાજુથી લાભ જોઈતો હતો. રાજ્યમાં વિકાસ ન થાય અને વહીવટ બરાબર ન ચાલે તેમાં કયારેક નાણાકીય પરિસ્થિતિ જવાબદાર હોતી નથી. કયારેક તો એવું પણ બને કે રાજ્યનો વહીવટ બરાબર ચાલે અને વિકાસની પ્રક્રિયામાં રાજ્ય આગળ અને આગળ વધતું જાય તેમ છતાં નાણાકીય પરિસ્થિતિ પહેલાંના જેવી જ હોય એટલે કે જો રાજ્યમાં બેઠેલી વ્યક્તિઓ દૂરંદેશીવાળી અને કોઠાસૂઝ ધરાવતી હોય તો વહીવટ તથા વિકાસનાં કાર્યોમાં ક્યારેય ઓટ આવતી નથી. આમ આ કાર્યનો પ્રાણ નાણાકીય પરિસ્થિતિ નથી પણ નાણાં તથા ઉપલબ્ધ સાધનોનો કેવી રીતે ઉપયોગ કરવામાં આવે તે છે.

આમ રાજ્યમાં જે કંઈ ગેરવ્યવસ્થા અથવા ગૂંચવાડા ઊભા થાય તેમાં નાણાકીય પરિસ્થિતિ નહિ પણ વહીવટ ચલાવનાર વ્યક્તિઓ જવાબદાર હોય છે. હિંદ સરકારની બાબતમાં પણ વત્તા ઓછા અંશે આમ જ બન્યું હતું.

હિંદનાં નાણાકીય સાધનોનું વિશ્લેષણ કરતાં જણાય છે કે આ માટે મુખ્યત્વે બે માર્ગો મહત્ત્વના છે તેમાંનો એક એટલે જમીન મહેસૂલ. હવે જમીન

૧. સેક્રેટરી ઑફ સ્ટેટની રવાનગી, પાન ૨૫૭

મહેસૂલની બાબતમાં જો યોગ્ય કાળજી રાખવામાં આવે તો સાધન રાજ્યના કોઈપણ જાતના વિકાસ માટે સક્ષમ છે તેમ પૂરવાર થઈ શકે. પણ આ બાબતે ખાસ બે મુદ્દાઓ ધ્યાનમાં રાખવાના હતા. પ્રથમ તો જમીન મહેસૂલ એકત્રિત કરવું તેમાં ખૂબજ સાવચેતી અને અનુભવની જરૂર છે. એકત્રિત કરતાં પહેલાં ઉપજનો ચોક્કસ અંદાજ કાઢવો જોઈએ. ઉપલબ્ધ સાધનોની મદદથી આવો અંદાજ કાઢવો મુશ્કેલ નથી પણ હિંદનાં ભાગ્યે જ કોઈ રાજ્યમાં આ પ્રક્રિયા થતી હતી. તેમાં બંગાળ સરકાર અલબત્ત એક અપવાદ ગણી શકાય કારણ કે તેણે પોતાના રાજ્યની જમીન મહેસૂલનો અંદાજ લગભગ સાચો કાઢયો હતો જેને પરિણામે તે રાજ્યમાં મહેસૂલનું એકત્રીકરણ ખૂબ જ વ્યવસ્થિત અને ખર્ચને પહોંચી વળવા માટે સક્ષમ હતું. લોર્ડ કે સિંગના જમાનાથી કાયમિક પતાવટની દરખાસ્ત કરેલી છે પણ તેનો અમલ થતો નથી. જો આ જાતની દરખાસ્તને યોગ્ય બહાલી આપી તેને યોગ્ય ફેરફાર કરી તંત્રની ગોઠવણ કરવામાં આવે તો નાણાકીય બાબતોને લઈને લાગણી કેટલીક મર્યાદાઓ દૂર થઈ શકે અને સમગ્ર રાજ્ય તથા દેશના વહીવટમાં તેનો પડઘો પડે. ૧૮૬૦ના દુષ્કાળ પછી પાછળથી વાઈસરોય બનેલા લોર્ડ કેનિંગે તો એવું સૂચન કર્યું હતું કે પતાવટની જે પ્રક્રિયાનો હિંદ સરકાર માટે સ્વીકાર કરવામાં આવ્યો છે તેને દેશનાં બધાં જ રાજ્યોમાં અમલી બનાવી સમગ્ર તંત્રને બેઠું કરવું જોઈએ. આ સૂચનને તે સર જહૉન લોરિન્સ જ પાછળથી લોર્ડ બન્યા તેમણે વધાવી લીધું હતું અને હિંદ દેશ માટેના બે સેક્રેટરીઓ સર ચાર્લ્સ વુડ અને સર સ્ટેફોર્ટ નોયકોર્ટે પણ તેનો સ્વીકાર કર્યો. આમ લોર્ડ કેનિંગ જે પાછળથી વાઈસરોય અને હિંદના ગવર્નર જનરલ બન્યા તેમના આ સૂચનને સર્વત્ર આવકાર મળ્યો હતો આ દરખાસ્તને સદનસીબે સ્વીકારવામાં આવી નહી. જો કે તેના અસ્વીકાર સાથે ઘણી વ્યક્તિઓ અને સંસ્થાઓએ વિરોધ કર્યો. અને તેમના વિરોધનું મુખ્ય કારણ એ હતું કે સમગ્ર દેશના તંત્રને જો યોગ્ય રીતે ચલાવવું હોય તો રાજ્યોએ તેમાં સક્રિય રીતે ભાગ લેવો જોઈએ. આને પરિણામે એક જાતનું અવલંબન શરૂ થયું અને તે રાજ્યો માટે તો બીજા શબ્દોમાં કહીએ તો ગુલામીનું ખતપત્ર જ સાબિત થાય. કાયમી પતાવટનો વિરોધ કરનાર વ્યક્તિઓ અને સંસ્થાઓ આ બાબત ચોક્કસપણે જાણતી હતી અને તેમની માન્યતા મુજબ કાયમી પતાવટ એટલે સદંતર કેન્દ્ર ઉપર જ આધાર રાખવાની એક કાયમી બાંહેધરી તેવું સાબિત

થતું હતું. એક બીજી બાબત ધ્યાનમાં રાખવા જેવી છે તે એ કે કોઈપણ દેશ કે રાજ્યના વિકાસ અને વહીવટની ખામી માટે તેના નાણાતંત્રને દોષ દેવો તે માત્ર નોકરશાહીનું જ સૂત્ર છે. જો વહીવટદારો અને અમલદારોમાં વિસંગતતા તથા દૂરંદેશી હોય તો નાણાકીય મર્યાદાઓને તેઓ રાજ્યના વિકાસમાં આડે આવવા ન દે તે બાબત દીવા જેવી સ્પષ્ટ છે પણ તે સાથે એક બીજી બાબત પણ યાદ રાખવી જોઈએ કે જો નાણાકીય પરિસ્થિતિ લાંબા સમય માટે કથળેલી જ રહે અને તે માટેના માર્ગો દિન બ દિન સાંકડા થતા જતાં હોય તો સફાળ સરકાર કામ કરી શકે નહિ. બીજા શબ્દોમાં સતત નાણાંભીડ અને નાણાકીય બાબતની સતત પરાવલંબિતતા સક્ષમ સરકારને પણ આંતરિક રીતે ટેલી કરી દે છે. આ બાબત કડવા સાપની જેમ સ્વીકારવી જ રહી. કાયમિક પતાવટ અંતે જાણે ઈચ્છનીય નથી તેમ લગભગ સર્વાનુમતે સ્વીકારવામાં આવ્યું પણ તેને બદલે થોડા થોડા સમયને અંતરે કેન્દ્ર અને રાજ્યો વચ્ચે પતાવટ થાય તો દેશ માટે કંઈક હિતાવહ ગણાય. આ બાબતનો પણ એ કારણસર અસ્વીકાર કરવામાં આવ્યો કે,

'જો આવી થોડા થોડા સમયની પતાવટનો સ્વીકાર કરવામાં આવે તો શક્ય છે કે દેશ અને રાજ્યના અર્થતંત્રની બાબતમાં પાછળથી જે કાયમી પતાવટનો પ્રદેશ કાયદાનો છે તે માટેની પૂર્વભૂમિકા ઊભી થાય નહિ અને છેલ્લે કદાચ એવું બને કે કાયમી પતાવટનો અમલ થઈ શકે.[૧]''

કાયમી પતાવટ માટે એક સહાયભૂત વાતાવરણ ઊભું થાય તે માટે જરૂરી એવું કોઈ પગલું લેવામાં આવ્યું નહિ એટલું જ નહિ પણ જો તે દિશામાં જરાક પણ ફેરફાર થયો હોત તો પરિસ્થિતિ વધુ અનુકૂળ બનત. આમ કરવું તો દૂર રહ્યું પણ બંગાળ જેવા રાજ્ય કે જેમાં કાયમી જમીન ધરાવતા જમીનદારોની વધુમાં વધુ સંખ્યા હતી તેણે પણ ધીમે ધીમે કેન્દ્રને પોતાનો ફાળો આપવો બંધ કર્યો. પરિણામ એ આવ્યું કે કેન્દ્ર સરકારને પોતાની ખોટને પહોંચી વળવા બીજા કેટલાક માર્ગો સ્વીકારવા પડ્યા જમીન મહેસૂલ આમ એવુ ઘટક છે જેનો ઉપયોગ કેન્દ્ર સરકાર પોતાને પડતી મુશ્કેલીઓ સ્વીકારવામાં કરી શકત. બીજું સાધન જે સરકાર ઉપયોગમાં લેવા માંગે છે એક રીતે

૧: સંયુક્ત અહેવાલ પાન ૧૭૧.

ઘાતક પૂરવાર થાય તેવી બધી જ શકયતાઓ હતી અને આ બાબત બળવા પછીના નાણાતંત્ર માટે પણ એટલી જ સાચી છે. અથવા પછી પણ હિંદ સરકારે આ સાધનનો ઉપયોગ કરવાનું ક્યારેય વિચાર્યુ નહોતુ અને ક્યાંક ક્યાંક તેનો ઉપયોગ દેખાય છે તે પણ સરકારની કોઈપણ કાળજી વગર. જો આ સાધનનો પૂરો ઉપયોગ કરવામાં આવ્યો હોત તો હિંદ સરકાર તથા રાજ્યોને તેને પરિણામે ખૂબ જ લાભ થાત અને સમગ્ર અર્થતંત્રનો દેખાવ બદલાઈ જાય પણ આના યોગ્ય ઉપયોગને અત્યારે સરકારને એક પ્રકારનું નુકશાન વેઠવું પડયું. આવકમાં ઘટાડો થયો એટલું જ નહિર પણ કેટલેક સ્થાને તો એવું દેખાય કે શાહી તિજોરીનું તળિયું પણ દેખાવા માંડયું.[1]

આ બેદરકારી માટે કયારેક એવાં વાહિયાત કારણો આપવામાં આવે છે જે સામાન્ય બુદ્ધિ ધરાવતી વ્યક્તિ તે પણ ગળે ઉતરે નહિ. એક કારણ એવું આપવામાં આવ્યું હતું કે આબકારી જકાત એ યોગ્ય જકાત નથી. પણ બારીકાઈથી જોતાં સમજાય છે કે આ તો ઉપરનું માગ દેખાવ પૂરતું કારણ છે જ્યારે હકીકતમાં જો આબકારી જકાતને આપવામાં આવે તો હિંદના ઉદ્યોગ ધંધાને પ્રોત્સાહન મળે અને તેના પડઘા રૂપે ઈંગ્લૅન્ડના ઔદ્યોગિક માળખાને ખૂબ જ જફા પહોંચે. હિંદના નાણા તથા વહીવટીતંત્રનું સમગ્ર માળખું ઈંગ્લૅન્ડના ઉત્પાદકોને ધ્યાનમાં રાખીને નક્કી કરવામાં આવ્યું હતું તે બાબત હવે કોઈપણ જાતની શંકાથી પર છે. હિંદના સેક્રેટરી ઑફ સ્ટેટને મત આપતાં પહેલાં ત્યાંના મતદારો એક જાતની ખાત્રી કરી લેતા હતા કે આ વ્યક્તિ હિંદના વેપાર ઉદ્યોગને એ રીતે આગળ નહિ આવવા દે કે જેથી કરીને આપણા ઉત્પાદનને ઠેસ પહોંચે એટલું જ નહિ તેમની માંગતો તે હતી કે હિંદના વેપાર ઉદ્યોગને રૂંધી નાખવો જેથી કરીને ઈંગ્લૅન્ડને, હિંદના વિકાસને તેણે ખૂબ જ સારી તકો મળે અને નાણાકીય રીતે તે સદ્ધર થાય. આ પ્રક્રિયામાં હિંદને બે રીતે સહન કરવાનું હતું. એક તો તેના વિકાસ આડે દિવાલ ઊભી થતી હતી અને સાથે સાથે તેની રોજ બરોજની જરૂરિયાતો માટે ઘણાં વધારે નાણા આપી. ઈંગ્લૅન્ડના

૧. ૧૮૮૦-૮૧ના નાણાકીય સ્ટેટમેન્ટનો પેરા ૭૪.

ઉદ્યોગકારો દ્વારા પોતાનું શોષણ થાય તે મૂંગે મોઢે સહન કરી લેવાનું હતું. જો કે આ પરિસ્થિતિ સમગ્ર દેશ માટે ખૂબ જ ચિંતાજનક હતી. નાણાંકીય બાબતે તો હિંદનું સમગ્ર તંત્ર આંહીથી ખલાસ થઈ ગયું હતું અને રોજે રોજ ખાધમાં વધારો થતો હતો. આ ખોટને નિવારવા હંમેશા નવા નવા માર્ગો ઊભા કરવામાં આવતા હતા અને સ્વાભાવિક છે કે ગરજને પરિણામે તાત્કાલિક પગલાં તરીકે ઊભા કરવાના માર્ગમાં યોગ્યતાના ધોરણ માટે જરૂરી અવકાશ હોય નહિ પણ મોટામાં મોટો કટાક્ષ એ છે કે આ રીતે ઊભા કરાયેલા માર્ગો હિંદ માટે લાંબા ગાળાની દષ્ટિએ જોતાં અત્યંત લાભદાયક સાબિત થયા.

સાથે સાથે એમ પણ ન કહેવાય કે ફાળો આપવાની પ્રથા બંધ થઈ એટલે તેને પરિણામે ફાયદો થયો. આને લીધે પ્રાંતીય નાણાતંત્રને કોઈપણ લાભ થયો નહોતો. આ જાતની માન્યતા લગભગ બધા જ રાજનીતિજ્ઞોની હતી અને આ માન્યતાને આધારે ૧૪ સપ્ટેમ્બર ૧૯૨૨ના હિંદની ધારાસભામાં ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. આ ઠરાવમાં એ બાબતનો પડઘો પડતો હતો અને તેને પરિણામે એમ માનવામાં આવતું હતું કે જો હિંદ સરકાર પ્રાંતો તરફથી મળતા ભંડોળને એક વાર બંધ કરી દે તો કેન્દ્ર સરકારના નાણાતંત્રમાં સમતુલા આવે. આ હકીકત બીજી એક બાબતો દ્વારા પૂરવાર થાય છે તેમાં ખાસ કરીને ૧૯૨૨-૨૩ના વર્ષ દરમિયાન પ્રાંતોમાં ઊભી થયેલી જે રૂા ૩૫૨ લાખની ખોટ હતી તે એક સબળ પૂરાવો હતો. અને શાહી સરકારને આપવાનું ભરણું એ કુલ ૯૮૩ લાખનું થવા જતું હતું. આને પરિણામે પ્રાંતોમાં ઊભી થયેલી ખોટ લગભગ મૃતપ્રાય થઇ જશે તેમ છતાં આ ધારાને પરિણામે ઊભી થયેલી જોગવાઈઓના પડઘારૂપે રાજ્યોમાં રૂા.૩૫૨ લાખની જે ખોટ ઊભી થઈ છે તેનાથી સંપૂર્ણ ચિત્ર સ્પષ્ટ બનતું નથી. આપણે જો નવી વ્યવસ્થાને લીધે ઊભી થયેલી રાજ્યોની પરિસ્થિતિનો સાચો ખ્યાલ મેળવવો હોય તો આપણે નવા નંખાયેલા કરવેરાના માળખાને તપાસવું પડશે અને તેમાંથી શાહી ખજાનાના ઉપક્રમે બંગાળાને આપેલી નાણાકીય સહાયના આંકડા તપાસવા પડશે. આ જાતની જોગવાઈઓ અને વ્યવસ્થાને પરિણામે પ્રાંતોમાં ઊભી થયેલી નાણાકીય પરિસ્થિતિ નીચે પ્રમાણે રહેશે.

પ્રાંતોની ના-૨૨-૨૩ દરમિયાનની નાણાકીય પરિસ્થિતિ
(હજાર રૂપિયામાં)

| પ્રાંતો | મહેસૂલ રૂા. | ખર્ચ રૂા. | નફો અથવા ખોટ રૂા. |
|---|---|---|---|
| મદ્રાસ | ૧૫,૯૯,૦૦ | ૧૭,૧૮,૫૫ | -૧,૧૯,૫૫ |
| મુંબઈ | ૧૪,૩૨,૦૬ | ૧૫,૪૨,૧૭ | -૧,૧૦,૧૧ |
| બંગાળ | ૯,૧૫,૮૬ | ૧૦,૯૯,૯૦ | -૧,૮૪,૦૪ |
| યુ.પ્રા. | ૧૩,૫૮,૬૭ | ૧૩,૮૫,૬૫ | -૨૬,૯૮ |
| પંજાબ | ૧૧,૩૮,૨૬ | ૧૨,૬૮,૪૪ | -૧,૩૦,૧૮ |
| બર્મા | ૧૦,૦૦,૫૭ | ૧૧,૯૦,૭૦ | -૧,૯૦,૧૩ |
| બિહાર અને ઓરિસ્સા | ૪,૬૨,૬૫ | ૫,૧૩,૮૦ | -૫૧,૧૫ |
| કેન્દ્રિય પ્રાંતો | ૫,૩૫,૨૩ | ૫,૭૨,૧૭ | -૩૬,૯૪ |
| આસામ | ૨,૦૫,૦૬ | ૨,૨૨,૫૮ | -૧૭,૫૨ |
| કુલ ખોટ | ૨,૦૫,૦૬ | ૨,૨૨,૫૮ | -૧૭,૫૨ |

આ ગણતરી પ્રમાણે પ્રાંતોની કુલ ખાધ લગભગ ૮૬૭ લાખ થતી હતી. પણ આપણે હજી વધુ તડજોડ કરીએ. પ્રાંતોની આબકારી જકાતમાંથી કેન્દ્રને મળતા નાણામાંથી હજી વધુ નાણા મેળવી શકાય તેમ હતું. વળી ૧૯૨૨-૨૩માંના મહેસૂલને જે રદ કરવામાં આવ્યું હતું તેનો પણ આમાં ઉમેરો કરવાનો હતો. આ આંકડાઓને જો તેની સાથે જોડવામાં આવે તો પ્રાંતોમાંથી ઊભા થયેલા ભંડોળને ભાગ્યે જ પહોંચી વળાય તેટલું નાણું એકઠું થાય. આમ આપણે એ મત ઉપર આવવું પડશે કે કેન્દ્ર સરકાર તરફથી અપાતી સહાયના આંકડાઓને ધ્યાનમાં લેવામાં આવે તેમ છતાં પણ પ્રાંતોમાં ઊભી થયેલી ખાધને ભાગ્યે જ પૂરી કરી શકાય તેવી પરિસ્થિતિ હતી. એટલે કે પ્રાંતોની નાણાકીય પરિસ્થિતિ ધીમે ધીમે વધુ વણસતી હતી અને હદ બહાર જતી હતી.

પણ જો ભંડોળમાંથી આ રીતે મદદ કરવામાં આવે તેમ છતાં પણ પરિસ્થિતિ સુધરવાની કોઈ શકયતા ન હોય તો પ્રાંતીય નાણાતંત્રમાં ઊભી થયેલ આ ખાધ માટેનાં જવાબદાર એવાં કારણોના મૂળ સુધી જવું જરૂરી બને છે. શું આનું મૂળ કારણ એ છે કે પ્રાંતનાં ખર્ચ તરફ દુર્લક્ષ આપવામાં

આવ્યું છે અને તેની ગણતરી આંકવી જોઈએ તે કરતાં ઓછી અંકાઈ છે ? અથવા પછી એવું તો નથી કે સામાન્ય રીતે પ્રાંતની જે આવક છે તેને હકીકતમાં જે રકમ મળે છે તે ઘણી વધારે ગણવામાં આવે છે ? આ માટે આપણે એ જોવું જોઈશે કે પ્રાંતોને જે જુદા જુદા માર્ગો દ્વારા કરવા દેવામાં આવતી આવકનાં સાધનો તેમના ખર્ચને પહોંચી વળવા માટે પૂરતાં હતાં કે નહિ ? નીચે આપેલા કોઠામાં સામાન્ય રીતે થતી આવક તથા જાવકના આંકડાઓ આપ્યા છે તે ઉપર નજર કરવાથી કરવામાં આવતા ખર્ચ પછી રાજ્યો પાસે વિકાસ કાર્યો માટે કોઈ રકમ બચે છે કે નહિ તેનો અંદાજ આવી શકશે :

**ધોરણસરનું મહેસૂલ અને ધોરણસરનું ખર્ચ**

| પ્રાંત | ધોરણસરનું મહેસૂલ | ધોરણસરનું ખર્ચ | મહેસૂલમાં ખર્ચની દષ્ટિએ ઊભી થયેલી ખાધ અથવા નફો |
|---|---|---|---|
| | રૂા. | રૂા. | રૂા. |
| મદ્રાસ | ૧૪,૯૮,૦૨ | ૧૪,૦૭,૨૦ | ૯૦,૮૨ |
| મુંબઈ | ૧૨,૦૯,૭૦ | ૧૧,૫૫,૦૩ | ૫૪,૬૭ |
| બંગાળા | ૮,૫૫,૨૮ | ૮,૬૧,૧૩ | –૫,૮૫ |
| સંયુક્ત પ્રાંતો | ૧૨,૨૯,૮૮ | ૧૧,૦૬,૫૬ | ૧,૨૩,૩૨ |
| પંજાબ | ૯,૭૩,૫૧ | ૯,૧૦,૬૯ | ૬૨,૮૨ |
| બર્મા | ૮,૨૪,૨૮ | ૭,૮૪,૭૮ | ૩૯,૫૦ |
| બિહાર અને ઓરિસ્સા | ૪,૩૦,૩૯ | ૪,૨૦,૭૦ | ૯,૬૯ |
| મધ્ય પ્રાંત | ૪,૩૫,૩૭ | ૪,૩૮,૮૦ | –૩,૪૩ |
| આસામ | ૧,૮૧,૪૬ | ૧,૭૮,૨૫ | ૩,૨૧ |

આ ઉપરથી દેખાય છે કે બે પ્રાંતોને બાદ કરતાં બીજા પ્રાંતોમાં ધોરણસરના ખર્ચને બાદ કરતાં, ઉઘરાવેલા મહેસૂલમાંથી સારો એવો ભાગ બચત રૂપે બાકી રહેલ છે. માત્ર બંગાળા અને મધ્ય પ્રાંતોમાંની પરિસ્થિતિ જરાક જુદી છે. ત્યાંના આંકડાઓને જોતાં જણાય છે કે ધોરણસરની આવકને બાદ કરતાં ખર્ચના જે આંકડાઓ છે તેમાં હજુ થોડીક રકમ બાકી રહે છે. એટલે કે આવક કરતાં જાવક વધુ છે પણ બંગાળાની બાબતે આ મુદ્દાના ઉકેલ તરીકે, કેન્દ્ર સરકારને કરવામાં આવતા ભરણામાં થોડીક બાંધછોડ કરવાથી પ્રશ્ન પતી

જતો હતો જ્યારે કેન્દ્રીય પ્રાંતોમાં તો વધારાના ખર્ચની રકમ તો ખૂબ જ નાની હોવાથી તેને પરિણામે સમગ્ર નાણાતંત્રમાં કોઈ મોટો ફેર પડવાનો સંભવ નહોતો. આને બાદ કરતાં બાકીના પ્રાંતોમાં મહેસૂલ તથા ખર્ચ વચ્ચેનો ગાળો એ પૂરતો હતો જેને પરિણામે પ્રાંતનાં કાર્યોમાં કોઇ પણ જાતનો અવરોધ આવવાની શકયતા નહોતી. હવે આપણે ખરેખર આંકડાઓને ધોરણસરના આંકડાઓ સાથે સરખાવી હતી. ધોરણસરના આંકડાઓ ખરેખર આંકડાઓથી ઊણા ઉતરતા હતા ? નવા ધારા પ્રમાણે જે ધોરણસરના આંકડાઓમાં પ્રાંતોને મહેસૂલ મળવું જોઈએ તેની સાથે ખરેખર કેટલી રકમ થાય છે તેના આંકડાઓની સરખામણી નીચેના કોઠામાં કરવામાં આવી છે.

પ્રાંતીય મહેસૂલ[1]

| પ્રાંત | ધોરણસરની ની આવક | + ધોરણસર કરતાં વધુ<br>− ધોરણ સરકારતાં ઓછું | |
|---|---|---|---|
| | | ૧૯૨૧-૨૨ માટે | ૧૯૨૨-૨૩ માટે |
| | રૂા. | રૂા. | રૂા. |
| મદ્રાસ | ૧૪,૯૮,૦૨ | ૬૦,૫૭ | ૪૦,૪૧ |
| મુંબઈ | ૧૨,૦૯,૭૦ | ૧,૫૭,૪૭ | ૨,૨૨,૩૬ |
| બંગાળ | ૮,૫૫,૨૮ | ૩૧,૨૫ | ૬૦,૫૮ |
| સંયુકત પ્રાંતો | ૧૨,૨૯,૮૮ | ૧,૦૪,૪૩ | ૧,૨૮,૭૯ |
| પંજાબ | ૯,૭૩,૫૧ | ૧,૦૦,૧૫ | ૧,૬૪,૭૫ |
| બર્મા | ૮,૨૪,૨૮ | ૧,૭૫,૦૫ | ૧,૭૬,૨૯ |
| બિહાર અને ઓરિસ્સા | ૪,૩૦,૩૯ | ૧૫,૭૬ | ૩૨,૨૬ |
| કેન્દ્રીય પ્રાંતો | ૪,૩૫,૩૭ | ૭૯,૪૩ | ૯૯,૮૬ |
| આસામ | ૧,૮૧,૪૬ | ૨૨,૬૦ | ૨૩,૬૦ |

ઉપરના કોઠા ઉપરથી સ્પષ્ટપણે દેખાય છે કે ધોરણસરનું મહેસૂલ કોઈપણ રીતે ખરેખર આંકડાઓથી જરાપણ પાછળ નહોતું. કદાચ આ હકીકતને પ્રથમ દષ્ટિએ સ્વીકારવામાં ન આવે પણ ઉપરના આંકડાઓને જોતાં તેને સ્વીકારવી પડે તેવી પરિસ્થિતિ છે અને તેની સાથે આંખ મીચામણાં થઈ શકે. તેમ

૧. નવા કરવેરાને બાદ કરતાં.

છતાં એવો પ્રશ્ન પૂછી શકાય છે ધોરણસરના ખર્ચ અને ધોરણસરની આવક વચ્ચેનો જે નફાનો ગાળો છે તેને પહોંચી વળવા માટે ધોરણસરની આવકનો વધારાનો મેળ બેસે છે કે નહિ ? પ્રાંતોના ખર્ચને પહોંચી વળવા આ ગાળો સક્ષમ છે કે નહિ ? આ મુદ્દા ઉપર વધુ પ્રકાશ નાંખવા માટે નીચેનો કોઠો વધુ રસપ્રદ બની રહેશે.

પ્રાંતીય મહેસૂલનું વિસ્તરણ

| પ્રાંતો | ધોરણસરનો ગાળો | ધોરણસરના ગાળા અને ખરેખર ગાળાની દૃષ્ટિથી નફો અથવા ખાધ | |
|---|---|---|---|
| | | ૧૯૨૧-૨૨ માટે | ૧૯૨૨-૨૩ માટે |
| | રૂા. | રૂા. | રૂા. |
| મદ્રાસ | ૯૦,૮૨ | -૩૦,૨૫ | -૫૦,૪૧ |
| મુંબઈ | ૫૪,૬૭ | ૧,૦૨,૮૦ | ૧,૬૮,૧૯ |
| બંગાળ | -૫,૮૫ | ૨૫,૪૦ | ૫૪,૭૩ |
| સંયુક્ત પ્રાંતો | ૧,૨૩,૩૨ | -૧૮,૮૯ | ૫,૪૭ |
| પંજાબ | ૬૨,૮૨ | ૩૭,૩૩ | ૧,૦૧,૯૩ |
| બર્મા | ૩૯,૫૦ | ૧,૩૫,૫૫ | ૧,૩૬,૭૯ |
| બિહાર અને ઓરિસ્સા | ૯,૬૯ | ૬,૦૭ | ૨૨,૫૭ |
| કેન્દ્રીય પ્રાંતો | ૩,૪૩ | ૭૬,૦૦ | ૯૬,૪૩ |
| આસામ | ૩,૨૧ | ૧૯,૩૯ | ૨૦,૩૯ |

આ આંકડાઓ ઉપરથી સ્પષ્ટપણે જણાય છે કે મદ્રાસ પ્રાંત સિવાય બાકીના પ્રાંતોમાં ખરેખરનો ગાળો એ ધોરણસરના ગાળાથી કોઈપણ રીતે ઓછો નથી. ક્યારેક એમ લાગે છે કે ખરેખરનો ગાળો એ ધોરણસરના ગાળા કરતાં ઘણો વધુ છે. આમ પ્રાંતોમાં ઊભી થયેલી ખાધની પરિસ્થિતિ, કેન્દ્રને ભરવામાં આવતા ભંડોળને પરિણામે ઉત્પન્ન થઈ જાય છે તેમ કહેવું વ્યાજબી નથી. કેન્દ્ર તરફથી મળતી સહાય તો જરૂરત કરતાં ઘણી વધારે હતી. પ્રાંતના રાબેતા મુજબના કાર્યોના ખર્ચને પહોંચી વળવાની બાબતમાં કેન્દ્ર તરફથી મળતી સહાય ઘણી વધારે હતી. આ બધી બાબતોને જોતાં જો કોઈ યોગ્ય લાગતા હોય તો તે જ છે કે, પ્રાંતોમાં ઊભી થયેલી ખાધની પરિસ્થિતિ માટે જો કોઈ કારણ જવાબદાર હોય તો તે બીજું કંઈ નહિ પણ પ્રાંતોના ખર્ચમાં થયેલો પુષ્કળ

વધારો જ છે ? નીચેના આંકડાઓનો તલસ્પર્શી અભ્યાસ આ બાબતના પુરાવારૂપે પૂરતો છે જેમાં ૧૯૨૧-૨૨ અને ૧૯૨૨-૨૩ના વર્ષો દરમિયાન મહેસૂલ તથા ખર્ચની બાબતમાં આંકડાઓની સરખામણી કરતાં નફો અથવા ખાધની રકમનો ખ્યાલ આવશે :

| પ્રાંત | ધોરણસરનું ખર્ચ | + ધોરણસરમાં વધારો<br>- ધોરણસરમાં ઘટાડો | |
|---|---|---|---|
| | | ૧૯૨૧-૨૨ માટે | ૧૯૨૨-૨૩ માટે |
| મદ્રાસ | ૧૪,૦૭,૨૦ | ૩,૦૮,૭૩ | ૩,૧૧,૩૫ |
| મુંબઈ | ૧૧,૫૫,૦૩ | ૨,૯૭,૭૭ | ૩,૯૭,૧૪ |
| બંગાળ | ૮,૬૧,૧૩ | ૨,૪૯,૪૭ | ૧,૭૫,૭૭ |
| સંયુક્ત પ્રાંતો | ૧૧,૦૬,૫૬ | ૩,૪૩,૩૧ | ૨,૭૯,૦૯ |
| પંજાબ | ૯,૧૦,૬૯ | ૩,૧૨,૫૫ | ૩,૫૭,૭૫ |
| બર્મા | ૭,૮૧,૭૮ | ૨,૪૨,૭૩ | ૪,૦૫,૯૨ |
| બિહાર અને ઓરિસ્સા | ૪,૨૦,૭૦ | ૬૫,૨૭ | ૯૩,૧૦ |
| કેન્દ્રીય પ્રાંતો | ૪,૩૮,૮૦ | ૧,૦૨,૯૬ | ૧,૨૩,૩૭ |
| આસામ | ૧,૭૮,૨૫ | ૪૧,૨૦ | ૪૪,૩૩ |

આમ સેક્રેટરી ઓફ સ્ટેટના ખતમાં સૂર પૂરાવતાં આટલે પણ ફરજિયાતપણે કહેવું પડશે કે પ્રાંતીય નાણાતંત્રને બચાવવાનો એક માત્ર માર્ગ છે અને ખર્ચમાં ઘટાડો અને કરવેરામાં વધારો કરવો. આને પરિણામે પ્રાંતિય નાણાતંત્રને યોગ્ય કક્ષાએ લાવી શકાય.

પ્રાંતો માટે જે જીવતદાન આપી શકે તેવી બાબત એટલે કે કરવેરામાં વધારો અને ખર્ચમાં ઘટાડો કરવાની બાબતમાં કેટલી શકયતા હોય છે ? આ બાબતમાં ખૂબ જ પ્રખ્યાત છે એવા નાણાવિદે શ્રી જેમ્સ વિલ્સનના સિદ્ધાંતને તેમના જ શબ્દોમાં યાદ કરીએ તો :

નાણાતંત્ર એ પણ અંકગણિત નથી. તે તો એક વિશાળ વ્યવસ્થા છે. નાણાતંત્રની સદ્ધરતા વગર કોઈપણ સદ્ધર સરકાર અસ્તિત્વ ધરાવી શકે નહિ.

૧. આ બાબતની વધુ વિગતો માટે આ મુદ્દા ઉપરના હિંદ સરકારના પત્રને જોવાની ભલામણ કરવામાં આવે છે.

''જો ઉપરના વિધાનને સાચું માનીએ તો પ્રાંતીય સરકારો કરકસર કરવાને પગલાને આવકારશે અથવા કરવેરામાં વધારો કરવાનું પસંદ કરશે તે બાબત, જો આધાર પુનર્રચિત ધારા અનુસાર પ્રાંતોમાં કરાયેલા ફેરફારો સરકારની વ્યવસ્થિત પદ્ધતિ માટે યોગ્ય છે કે નહિ તે ઉપર છે. હવે આમાં એ જોવાનું રહે છે કે પુનર્રચિત ધારા અંતર્ગત રચાયેલ ફેરફારોની જે સરકાર અસ્તિત્વમાં આવી છે તે કેવી છે. સામાન્ય ભાષામાં જોઇએ તો આ પ્રથાને દ્વિમુખી શાસન પદ્ધતિ તરીકે ઓળખવામાં આવે છે. આ પ્રથામાં પ્રાંતનો વહીવટ, પહેલાં જે ગવર્નર ઈન કાઉન્સિલના હાથમાં હતો તેને બદલે ગવર્નર ઈન કાઉન્સિલ તથા ગવર્નર ઇન મિનિસ્ટ્રી વચ્ચે વહેંચવામાં આવ્યો. આ પદ્ધતિમાં આજ સુધી જે વિષયોને કેન્દ્ર સરકાર દ્વારા ''પ્રાંતીય'' તરીકે ઓળખાવવામાં આવતા હતા તેને હવે બે વિભાગોમાં વહેંચવામાં આવ્યા. ''અનામત'' અને ''તબદિલ'' આમાં 'અનામત'ને લગતાં કાર્યો ગવર્નર ઇન કાઉન્સિલને ફાળે જતાં હતાં જ્યારે 'તબદિલ' પ્રકારનાં વિષયો ગવર્નર ઇન મિનિસ્ટ્રીને ફાળે જતાં હતાં. આમાં 'અનામત' પ્રકારનાં કાર્યો જે કાઉન્સિલને કરવાનાં છે તે કાઉન્સિલ પ્રાંતીય ધારાસભાથી સ્વતંત્ર છે. અને પ્રાંતીય ધારાસભા તેને દૂર પણ કરી શકે નહિ. આ દૃષ્ટિ એ જોઈએ તો આ કાર્યો નોન- પાર્લામેન્ટરી તરીકે ઓળખાઇએ તો પણ ખોટું નથી. જ્યારે મિનિસ્ટ્રીના તાબાનાં જે 'તબદિલ' થયેલાં કાર્યો છે તે તો મિનિસ્ટ્રીએ જ કરવાનાં છે. અને આ મિનિસ્ટ્રી પ્રાંતીય ધારાસભાએ નિમવાની છે. પ્રાંતીય ધારાસભાના સભ્યો ચૂંટાયેલા હોય છે અને મિનિસ્ટ્રી ધારાસભાને જવાબદાર છે. આ જવાબદારી મોટાભાગે લોકમત ઉપર આધારિત છે. લોકમત દ્વારા તેને દૂર પણ કરી શકાય છે. આમ તેને પાર્લામેન્ટરી એકઝીક્યુટીવ તરીકે ઓળખવામાં આવે તો કંઈ ખોટું નથી.

પ્રાંતીય એકઝીક્યુટીવની સરખામણીએ તેના બંને ભાગો કરતાં પ્રાંતીય ધારાસભા વધુ શક્તિશાળી છે. તેને ધારાકીય બાબતોની ખૂબ જ સત્તાઓ છે એટલું જ નહિ પણ તેને સમગ્ર તંત્ર ઉપર તપાસ રાખવાની સત્તાઓ પણ છે. પ્રાંતીય બજેટમાં ફેરફાર કરવાના અથવા તેને બહાલી આપવાના વિશાળ અધિકારો પ્રમાણે પુનર્રચનાના ધારામાં[૧] જોગવાઈ કરવામાં આવી છે કે :

---

૧. હિંદ સરકારના ૧૯૧૯ના ધારાની કલમ ૨(૨)(એ).

સ્થાનિક સરકારોને પોતાને જે જવાબદારી આપવામાં આવી છે તે પ્રમાણે કાર્યવાહી કરવાનો અધિકાર રહેશે. ખાસ કરીને નાણાકીય મંજૂરીની બાબતમાં આ મુદ્દાને ધ્યાનમાં રખાશે. જો કે આ બાબતમાં મંજૂર કરેલાં નાણાને નામંજૂર કરવા માટેનો અથવા તેમાં કાપ મૂકવા બાબતનો સમાવેશ થતો નથી. કારણ કે પ્રાંતીય ધારાસભાએ બહાલી આપેલી હોય તેમાં આ જાતના ફેરફાર આવકાર્ય નથી. માગણી અનામત પ્રકારના વિષયની હોવી જરૂરી છે. જે ગવર્નર ઈન કાઉન્સિલના તાબાની બાબત છે. અને ગવર્નર જ્યારે પ્રમાણિત કરે છે કે જે માંગણી કરવામાં આવી છે તે ખર્ચને પહોંચી વળવા માટે જરૂરી છે ત્યારે આ બાબત વધુ પ્રબળ બની જાય છે.''

શું સદ્ધર નાણાતંત્રની અવસ્થાઓનો ઉકેલ આવી સરકાર લાવી શકે ખરી ? આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે આ દ્વિમુખી પદ્ધતિમાં ગવર્નર ઈન કાઉન્સિલને તો ખર્ચમાં ઘટાડો કરવાની અથવા કરવેરામાં વધારો કરવાની કોઈ ખાસ ચિંતા હોઈ શકે નહિ. તેને કાર્ય કરવાના આદેશો પાર્લામેન્ટ તરફથી મળે છે અને આમ તે કોઈપણ પદ્ધતિ અપનાવવા સ્વતંત્ર છે અને તેના દરેક કામો માટે ગવર્નર તરફથી પ્રમાણપત્ર મળે છે તેથી કર ભરનારની કોઈપણ જાતની પરિસ્થિતિનો તે વિચાર કરવા બંધાયેલ નથી. ન તો તેને એવો વિકાસ કરવામાં રસ હોઈ શકે જે બાબત સ્વયં સ્પષ્ટ છે.

સંયુક્ત અહેવાલના કર્તાઓએ જોયું કે ધારાસભાની સત્તાઓની ઉપરવટ જઈને પોતાના કાર્યો કરવાની સ્વતંત્રતા ગવર્નર ઈન કાઉન્સિલને પોતાની મર્યાદાઓમાંની બહાર જઈ વધુ પડતો ખર્ચ કરવા માટેનો માર્ગ મોકળો કરી આપશે અને આ બાબતના ઉપાય તરીકે ગવર્નર ઈન મિનિસ્ટ્રીને સત્તાઓ આપવામાં આવી જેથી તે ગવર્નર ઈન કાઉન્સિલના કાર્યો ઉપર દેખરેખ રાખી શકે અને જરૂર પડે ત્યારે તેના ઉપર નિયંત્રણો મૂકી શકે. આ સત્તાઓમાં ખાસ તો બાબત એ હતી કે ''અનામત'' કાર્યોની બાબતમાં પણ ગવર્નર ઈન કાઉન્સિલ મિનિસ્ટ્રીની આગોતરી મંજૂરી વગર કોઈપણ જાતનો કર નાખી શકે નહિ. આ જોગવાઈને પરિણામે ગવર્નર ઈન કાઉન્સિલની સત્તાઓ ઉપર કાપ મૂકાઈ ગયો.[૧] હિંદમાંના જે રાજકારણીઓ પુનર્રચનાના મુદ્દાને અયોગ્ય

---

૧. સંયુક્ત અહેવાલનો ફકરો ૨૫૬.

ગણતા હતા તેવા કેટલાક અંતિમવાદીઓ આ બાબતથી તદ્દન વિરૂદ્ધ હતા અને તેઓ માનતા હતા કે આવા કાયદાથી તેઓ મિનિસ્ટરોને હોળીનું નાળિયેર બનાવશે અને લોકોમાં તેમની બદનામી થશે પણ તેમના વિરોધીઓ જે તેમની જાતને કોઈક અજાણ કારણોસર મધ્યમમાર્ગીઓ ગણાવતા હતા તેઓ આ જોગવાઈનો શો અર્થ થાય છે તે બરાબર જાણતા હતા. જો આ જોગવાઈનો અમલ યોગ્ય રીતે કરવામાં આવે તો મિનિસ્ટ્રીએ માત્ર બહાર રહીને જોવાનું. સાક્ષી થવાનું જ કાર્ય કરવાનું નહિ થાય પણ તેની સલાહને કાઉન્સિલ અવગણી શકે નહિ તેવી પરિસ્થિતિ ઊભી થશે અને બજેટની પતાવટમાં તેનો અવાજ ચોકકસ સબળ ગણાશે. જો આપણે એ બાબત યાદ રાખીએ કે, તે જો અંદાજપત્રની દરખાસ્તને મંજૂરી આપવાની પરિસ્થિતિમાં ન હોય તો અને અંદાજપત્રમાં ''અનામત'' પ્રકારનો કાર્યોનો સમાવેશ પણ થતો હોય તો પણ તે નવા કરવેરાની બાબતમાં ધારાસભાને મંજૂરી આપવા કાર્યવાહી કરી શકે નહિ અને જો આ દિશામાં મિનિસ્ટર જો કંઈ કરે તો તેને પરિણામે તેના ઉપર પગલાં ભરવાની અને પોતાના ઉપરથી બરતરફ કરવાની જોગવાઈઓ પણ હતી. મધ્યમમાર્ગીઓ, જોગવાઈના દ્વિઅર્થઘટનમાં સાચા હતા અને દેશ ઉપર નવા કરભારણ નાખવો પડે તેમ છતાં તેઓ નવા અધિકારો મેળવવાના આગ્રહી હતા.[૨] પણ ઉગ્રવાદ વિવાદ અને વિરોધની વચ્ચે અને લોકોને પુનર્રચનાના વિરોધમાં તેમના સૂરમાં સૂર મેળવવા માટે, તેમણે કેટલાંક એવા ફલિતાર્થો તારવ્યા જેમાં તેમણે દર્શાવ્યું કે કાયમ જોગવાઈઓ અંતર્ગત મિનિસ્ટરો કેવું કાર્ય કરશે અને કાઉન્સિલને કયે તબકકે લઈ જશે. આને લીધે નોકરશાહીનું સમગ્ર તંત્ર ચોંકી ઉઠયું. તેણે વિવાદ જગાડયો કે ''અનામત'' વિષયો માટે આ જોગવાઈઓ જતી કરવી તે ખૂબ જ જોખમકારક છે અને તેમાંયે જેઓને બિલકુલ જવાબદારીનું પાલન નથી તેવા મિનિસ્ટરો માટે આ જોગવાઈઓ નકકી કરવી એ યોગ્ય નથી.

કારણ કે આ મિનિસ્ટરોને તો તેમની પ્રજાની ખર્ચ બાબતની વંચિતતાની કોઈ જ ચિંતા નથી. આ ખર્ચની જોગવાઈઓ કરવામાં ન આવે તો તેના કેવા

---

૧. દાખલા તરીકે કેનેડામાં પૈસા ભરીને લશ્કરી સત્તાઓ મરજીયાત રીતે મેળવી શકાતી હતી. વિનેગર સેપરેશન ઑફ સ્ટેટ એન્ડ લોકલ. રેવન્યુ ઈન કેનેડા પાન – ૧૩.

પ્રત્યાઘાત પડે છે તેની તેમને કોઇ ચિંતા નથી. સંયુક્ત અહેવાલના કર્તાઓને આ દલીલમાં રહેલું વ્યાજબીપણું સમજાયું હતું.[૧] અને તેઓએ સ્વીકાર્યું હતું કે આખરી વ્યવસ્થાની સફળતાનો આધાર, તેના સિદ્ધાંતોનો યોગ્ય માણસો દ્વારા અમલ થાય તે ઉપર હતો અને આ માણસો યોગ્ય રીતે કાર્ય કરે તો જ આખી વ્યવસ્થા સફળ થાય. મિનિસ્ટરો સહકાર નહિ માગે તે બાબતનો ઇન્કાર કરવામાં તેઓ સંભવતઃ સાચા હતા. તેમની પોતાની માગણીઓ એવી કરવામાં તથા કરવેરા લાવવામાં આ બાબત દેખાઇ આવે છે. ''અનામત'' બાબતના પ્રજાના કાર્યોની વ્યવસ્થા જાળવવામાં આ મુદ્દો ખૂબ જ જરૂરી હતો. પણ આડેધડ કાર્ય કરવાની પ્રણાલીથી ગભરાયેલી નોકરશાહી મધ્યમમાર્ગીઓથી ચેતીને ચાલવાની સલાહ આપવી હતી અને નોકરશાહીનું તો માનવું હતું કે જ્યારે એક પક્ષને માથે જવાબદારી હોય અને બીજા પક્ષે માત્ર કરમાંથી પૈસા મેળવવાના હોય ત્યારે બે બુદ્ધિશાળી વ્યક્તિઓ પણ તેમના મંતવ્યમાં પરસ્પરથી જુદા પડી શકે એવું પણ બને છે. આ પરિસ્થિતિને જો ધ્યાનથી જોવામાં આવે તો સમજાશે કે બેજવાબદારીના તારણ વિષેનો તેનો વહેમ તદ્દન બિનપાયાદાર હતો તેમ કહેવાય નહિ. એકવાર આપણે ધારી લઈએ કે ગવર્નર નવા બે ભારે ખર્ચનો પ્રસ્તાવ રજૂ કરે છે અને આ ખર્ચ ''અનામત'' બાબતનો છે, આમ તે મિનિસ્ટરોને આમાં ઓછું કરવા અથવા તેમના પ્રજાના હિતનો ખ્યાલ રાખવાની બાબતમાં વિશ્વાસમાં લઈ શકે નહિ. અને આમ ગવર્નર તેની સત્તાની રૂએ, વધારાના ખર્ચને હવે પછીના બજેટમાં ઉમેરવાની જોગવાઈ કરશે. આનું પરિણામ એ આવશે કે મિનિસ્ટરો પાસે તેમના પ્રજાનાં કાર્યો ઉપર ખર્ચ કરવા માટે પૂરતી રકમ મળશે નહિ. પરિણામ શું આવી શકે ? તેમની અરજીની વિરૂદ્ધમાં ઊભી કરાયેલી જરૂરિયાતોને પોતાના તાબાની જરૂરિયાતો ગણી તે માટે થવાના ખર્ચ માટે નાણાંની જોગવાઈ કરવા મિનિસ્ટરોએ પ્રધાનો કરવા.૧ એમ કોર્ટ પ્રણાલિ એ અણગમતી, ત્રાસદાયક અને અરક્ષણાત્મક સાબિત થશે. હવે આપણે એક વાર માની લઈએ કે મિનિસ્ટરોએ નાણા વધારવા માટે મંજૂરી આપી તેમ છતાં ધારાસભા તેના નાણાકીય દરખાસ્તોને મંજૂરી ન પણ આપે તેમ બને.

---

૧. સંયુક્ત અહેવાલનો ફકરો ૨૫૭.

આ સંજોગોમાં શું મીનીસ્ટરો વિશ્વાસ ગુમાવ્યો છે તો તેમણે રાજીનામું આપવું જોઈએ ? નોકરશાહી સંયુક્ત અહેવાલના કર્તાઓ આગળ વધી એક બીજી દ્વિધા રજૂ કરે છે. મિનિસ્ટરોએ તેમના પોતાના કોઈ હેતુ માટે નવા કરવેરા નાખ્યા છે : નવા બજેટમાં કેટલીક નવી જરૂરિયાતો માટે ફરજિયાત રીતે અનામત દરખાસ્તોમાં નવી નાણાકીય જોગવાઈ કરવાની ગવર્નરને ફરજ પડે છે અને આમ "તબદિલ કરવાના ખર્ચની જોગવાઈઓમાં કાપ મૂકવાની પરિસ્થિતિ ઉત્પન્ન થાય છે. મિનિસ્ટરોને એમ લાગે છે કે તેમણે નાખેલા નવા કરવેરાની આવકમાંથી તેઓ જવાબદાર નથી તેવી વિકાસની પ્રક્રિયામાં ખર્ચ કરવામાં આવે છે અને આ ખર્ચને તો તેઓ નકારી પણ શકે છે. હવે તેમણે શું કરવું ? આ મુશ્કેલી દૂર કરવા માટે સમગ્ર દરખાસ્તને પડતી મૂકવામાં આવી અને તેને સ્થાને પુનર્રચનાના માળખામાં નીચે પ્રમાણેના ફેરફાર કરવામાં આવ્યા :

**કરવેરા અને લેણું**

કરવેરામાં વધારો કરવાનાં બધાં જ સૂચનો અને દરખાસ્તોને અને લેણા લેવાના નાણાં વિષેના પ્રસ્તાવને તેમની કારોબારીની કાઉન્સિલ અને મિનિસ્ટરો સાથેની સંયુક્ત બેઠકમાં બહાલી આપશે. આ પ્રાંત ઉપરના નાણાતંત્રની બાબત હોવી જોઈએ. પણ તે પછીનો નિર્ણય કાઉન્સિલમાં ગવર્નર અથવા ગવર્નર પોતે અને મિનિસ્ટર અથવા મિનિસ્ટરોની સંમતિથી લેવામાં આવશે. જો કે આમાં દરખાસ્ત ગવર્નર તરફથી આવે છે તે પણ જોવું જરૂરી બને છે.

**તબદિલ થયેલા વિષયોના વહીવટ માટે ફાળવેલ નાણાની જોગવાઈ.**

૩૧. પ્રથમ તો અનામત અને તબદિલ થયેલા વિષયો માટેના વહીવટના હેતુથી થવાનો ખર્ચ એ સમગ્ર મહેસૂલ ઉપરનો ખર્ચ ગણાશે અને બધા જ પ્રાંતોની સિલક અને અનામત અને તબદિલ થયેલા વિષયોનો ખર્ચનું માળખું તૈયાર કરવાની બાબતમાં સરકારનો જે વિભાગ અનામત વિષયોના વહીવટનું માળખું સંભાળે છે અને જે વિભાગ તબદિલ વિષયોનું વહીવટનું માળખું સંભાળે છે તેમની વચ્ચે સંમતિ સાધવામાં આવશે.

**સંમતિ સાધવામાં નિષ્ફળ થવાય તો કરવાની કાર્યવાહી.**

૩૨ (૧) બજેટ તૈયાર કરતી વખતે જો ગવર્નરને સંતોષ થાય કે તબદિલ

થયેલ અને અનામત રખાયેલ વિષયોની બાબતમાં યોગ્યતા અને સ્વીકારના દૃષ્ટિબિંદુથી એક તરફ કારોબારીના સભ્યો અને બીજા પક્ષે મિનિસ્ટરો વચ્ચે સર્વસંમતિ સધાવાની કોઈ શકયતા નથી તો તે લેખિત આદેશ દ્વારા મહેસૂલ તથા ભંડોળને પ્રાંતમાંના અનામત તથા તબદિલ વિષયો વચ્ચે વહેંચણી કરી આપજો. જો કે તેમાં ગવર્નર તે ખર્ચ માટેના નાનામાં નાના ભાગની પણ યોગ્ય રીતે વહેંચણી કરી વિષયના દરેક વર્ગને સુપ્રત કરશે.

(૨) આ સોંપણીની પ્રક્રિયામાં જે નિર્ણયો લેવાના છે તે કાં તો ગવર્નર પોતે, પોતાની શુદ્ધબુદ્ધિ દ્વારા લેશે અથવા ગવર્નરની માગણી ઉપરથી ગવર્નર જનરલે નીમેલી એક ખાસ સત્તાધીશ સંસ્થા સાથે વિચાર વિમર્શ કરી નિર્ણય લેશે.

**સુપ્રત કરવાના હુકમનો ગાળો**

૩૩. આવો દરેક હુકમ (જો બીજી રીતે નક્કી ન કરાયું હોય તો) તે હુકમમાં દર્શાવેલા સમય માટે અમલમાં ગણાશે. આ સમયગાળો તે સમયે અસ્તિત્વ ધરાવતી ધારાકીય કાઉન્સિલની મુદત કરતાં ઓછો હોવો જોઈએ નહિ અને આ સમયગાળાથી એક વર્ષથી વધુ મુદત માટે ફરીથી લંબાવી શકાશે નહિ :

શરત એ કે એ દરમિયાન જો ગવર્નરની કારોબારી કાઉન્સિલને આપવા તેને પોતાને યોગ્ય લાગે તો તે હુકમને પાછો ખેંચી લઈ શકે અથવા જોગવાઈઓમાં ફેરફાર કરી શકે અથવા નવો હુકમ જારી કરી શકે.

આ ઉપરાંત શરત એ છે કે જો આ હુકમ જારી કરતાં પહેલાં ગવર્નર જનરલે નિમેલી સત્તાધીશ સંસ્થાની મંજૂરી લેવામાં આવી હોય તો, હુકમ પાછો ખેંચતાં પણ તેની મંજૂરી લેવી જોઈએ.

**ફાળવણીના હુકમની શરત**

આ ધારા અંતર્ગત બનાવેલા દરેક નિયમમાં એવી જોગવાઈ છે કે જો આ સમય દરમિયાન નવા કરવેરાને લઈને મહેસૂલમાં વધારો થાય અને જો ધારાસભા તેનાથી વિરૂદ્ધનો કોઈ મત જાહેર ન કરે તો, સરકારના તે ભાગમાંની જોગવાઈઓનો સહાયમાં વધારો કરવામાં આવશે.

**સહાયના હુકમોના અનાદર પછી ઊભી થતી ભૂલ પછી બજેટની તૈયારી**

૩૫. જો બજેટ બનાવતી વખતે કોઈપણ જાતની જરૂરી અને પહેલાંથી વિચારી રાખેલી સંમતી અથવા સહાયનું માળખું નક્કી ન કરેલું હોય તો જે વર્ષે પુરૂં થવાનું હોય તેને લક્ષમાં રાખીને તે પૂરતું જ તબદિલ તથા અનામત ખાતાંઓ માટે બજેટ તૈયાર કરવાનું રહેશે અને તે માટે કુલ ગ્રાન્ટને જ કેન્દ્રમાં રાખવામાં આવશે.

આમ માંગ બુદ્ધિગમ્ય કારણો ઉપર જ આધાર રાખવાની જરૂર રહેતી નહોતી. તેમાંયે જ્યારે પરિસ્થિતિ સ્ફોટક અને અસરકારક રીતે મિનીસ્ટ્રીની વિરૂદ્ધમાં હોય ત્યારે તો આ કાળજી ખાસ જરૂરી બની જતી હતી. કારણ કે મિનીસ્ટ્રી 'અનામત' પ્રકારના વિષયો માટે જો વધુ પડતી સહાય અને જોગવાઈઓ ઊભી કરે તો તે સમગ્ર પરિસ્થિતિ માટે જોખમ ઊભી કરી શકે તેવી શકયતા હતી. આમાં ગવર્નરને પણ સહાય મંજૂર કરવાથી દૂર આવવાની જોગવાઈનો સમાવેશ થતો હતો. આમાં બે પરિણામો શકય હતાં. એક તો તેને લીધે પ્રાંતીય કારોબારી માટે પણ બંધન ઊભું થતું હતું અને ગવર્નર પાસે વિશેષાધિકાર છે તેની પણ જાણ થતી હતી. જો કે આમાં પ્રાંતીય ધારાસભાએ તેને નામંજૂર કર્યું હોય અને ગવર્નરને લાગે કે આ બજેટની અત્યંત આવશ્યકતા છે તો તેને મંજૂરી આપી શકાશે. જો કે પ્રાંતીય ધારાસભાને આ બજેટ નામંજૂર કરવાની સત્તા છે પણ તે સાથે ગવર્નરને તેની ઉપરવટ જઈ પોતાના વિશેષાધિકારો દ્વારા તેને મંજૂર કરવાનો પણ અધિકાર છે અને ત્રીજું પરિણામ એ આવે છે કે કાઉન્સિલના ગવર્નરને પોતાના તાબાની પ્રજાના હિતમાં અમે ગવર્નર ઈન મિનિસ્ટ્રીની સંમતીથી વિકાસ કાર્યો માટે નવી લોનો તથા કરવેરા નાખવાની સત્તા આપોઆપ પ્રાપ્ત થાય છે. આનું એક પરિણામ એ આવે છે કે આ દ્વિમુખી શાસન પદ્ધતિમાં તેના એક અંગ તરીકે ગવર્નર ઈન કાઉન્સિલને તો વધુ પડતા કરવેરા અથવા વધુ પડતી સહાય માટે કોઈપણ જાતનો પક્ષ અથવા વિરોધ હોઈ શકે નહિ. મહેસૂલમાંથી થતી આવક જ્યારે એક નિશ્ચિત આંકડામાં નક્કી થઈ ત્યારે પ્રાંતીય નાણાતંત્રમાં તેની ગણનાની કોઈ તાત્કાલિક અસર થઈ શકે નહિ. આમ પ્રાંતના નાણાતંત્રને સબળ બનાવવા અને તેને ખરેખર બેઠું કરવાની જવાબદારી એ ગવર્નર ઈન મિનિસ્ટ્રીનો જ

વિષય સમજાય છે તેમાંયે ખાસ કરીને "તબદિલ" થયેલા વિષયોમાંના બ્રારામાં આ હકિકત વધુ સ્પષ્ટ છે. કારણ કે વિભાગીકરણ અને સત્તાના પ્રમાણપત્રના આ સંદર્ભમાં જોઈએ તો તબદિલ થયેલા અહેવાલનો મુખ્ય વિષય છે જેને નાણાના અભાવે પોતાનાં કાર્યો અધૂરા મૂકવા પડે છે. અને તેમને માટેની જવાબદારી જેઓની છે તેમાંયે મુખ્યત્વે મિનિસ્ટરોએ તો આખા અર્થતંત્રને કોઈપણ ભોગે જીવતું રાખવું જોઈએ અને પૂરતાં નાણાં ન હોય તો તે માટે નવા કરવેરા અથવા લોનનો પણ પ્રબંધ કરવો જોઈએ. આમ પ્રાંતની નાણાકીય સ્થિતિમાં તેમણે સમતુલા જાળવવા પ્રયત્ન કરવો જોઈએ. ગવર્નર તો નવા કરવેરા નાખીને સમગ્ર તંત્રમાંની સ્થિતિને યોગ્ય બનાવશે કે નહિ તે શંકાસ્પદ છે. આ ઉપરાંત જ્યારે બીજા માર્ગો શકય હોય ત્યારે ગવર્નર કરવેરાનું પગલું ભરશે તેમ માની શકાય નહિ. ગવર્નર ઇન મિનિસ્ટ્રી કરકસરના પગલાંને આવકારશે ? તેના તરફથી આ જાતના પગલાને બહાલી મળશે ? અને જો જરૂર જણાય તો નવા કરવેરાનું જોખમ ઉઠાવશે ? આ બધાનો આધાર ધારાસભાના મિજાજ ઉપર છે.

આ બધા ઉપરથી એક જ નિષ્કર્ષ તારવી શકાય કે ધારાસભા કોઈપણ જાતના નવા કરવેરાને બહાલી આપશે નહિ. બર્ક નોંધે છે તે સાચું છે કે :[૧]

"લોકોને કહ્યું કે તેઓ તેમની અરજી સ્વરૂપે મિલકતમાંથી મુક્ત થઈ ગયા છે તે ખૂબ જ ક્રૂર અને અમાનવીય મશ્કરી છે. રાજનીતજ્ઞોએ લોકોની જાહેર મિલ્કત તથા તેમના મહેસૂલને નામે જ્યારે પડતીનો અને વિનાશનો માર્ગ ગ્રહણ કર્યો ત્યારે તેમણે આને પરિણામે ઊભી થતી સમસ્યાયુક્ત પરિસ્થિતિના ઉકેલ માટે વિચાર કરવો જોઈતો હતો. લોકોને માટે નોંધપાત્ર ચૂકવણાનું કરી તેમાંથી યોગ્ય ફાયદો ઉઠાવવો છે તે યોગ્ય રહેશે કે પછી કંઈપણ ન આપવું અને પરિણામે મેળવવામાં પણ કંઈ આશા ન રાખવી. આ બેમાંથી કઈ પરિસ્થિતિ વધુ યોગ્ય રહેશે તે રાજકર્તાઓએ પહેલાં વિચારી લેવું જોઈતું હતું."

---

૧. ફ્રાન્સની ક્રાંતિના પડઘા.

દાર્શનિકનો જવાબ ગમે તે હોય પણ આ સમગ્ર પદ્ધતિમાં ક્યાંક કંઈક ભયંકર ભૂલ થતી લાગે છે. હિંદ જેવા ગરીબ દેશમાં વધુ પડતું કરભારણ પ્રજાની કમર તોડી નાખે તે બાબત દીવા જેવી સ્પષ્ટ છે. તેને પરિણામે ગમે તેટલા લાભ મળવાની શક્યતા હોય પણ જો પ્રજામાં કર ભરવાની શક્તિ ન હોય તો તેને લક્ષ સુધી પહોંચતાં જ તેના પ્રાણ નીકળી જશે અને તે નિર્જીવ થઈ જશે. હવે આ નિર્જીવ પ્રજા માટે ગમે તેટલા લાભ હોય તેનો કોઈ અર્થ થઈ શકે નહિ. કારોબારી અને ધારાસભામાં આવવા માટે જો પ્રજાના પ્રતિનિધિને તેની આર્થિક શક્તિને પોસાય તેટલા પ્રયત્ન કરવાના હોય તો તેમાં કંઈ વાંધો આવશે નહિ પણ જ્યારે ટૂંકા અથવા લાંબા ગાળાની યોજનાઓને પરિણામે આવા પ્રતિનિધિને તેને પોતાને માટે આવવા પ્રજા માટે જ્યારે કોઈ યોગ્ય લાભની શક્યતા દેખાતી ન હોય ત્યારે કદાચ તે આગળ ડગલું ભરતાં પહેલાં બે વાર વિચાર કરશે. વળી નોકરશાહીના વારસ તરીકે જે પદ્ધતિ અસ્તિત્વમાં આવી હોય તેમાં પણ આ જાતની જોગવાઈ માટે ઘણો ઓછો અવકાશ રહે છે. વધુ પડતા કરભારણ સાથે જે સર્વસામાન્ય હોય અને વિરોધનું વાતાવરણ પેદા થયેલ હતું ત્યારે 'અનામત' અને 'તબદિલ'ની કેટલીક વિશિષ્ટતાઓ પણ જવાબદાર હતી. 'અનામત'નો મૂળભૂત સ્વભાવ શાંત અને વ્યવસ્થા માટે ચાહક હતો જ્યારે ''તબદિલ'' હંમેશાં વિકાસ માટે તત્પર હતા. પણ પહેલાં નોંધ્યું તેમ પુનર્રચના પહેલાં નોકરશાહીનો હેતુ અને વલણ એવું હતું કે ભલે વિકાસનાં કાર્યો ન થાય અથવા તેમાં ઓટ આવે પણ વ્યવસ્થા જળવાવી જોઈએ. આને પરિણામે હવે જે કંઈ વ્યવસ્થા સ્વીકારવામાં આવે તેમાં 'અનામત'ને પણ વિકાસ તરફ દોડવા જોઈએ અને તેને માટે વધુ પડતા કરવેરા જરૂરી હોય તો નાખવા.[૧] જો કે આવાં મિનિસ્ટરો તો વધુ પડતા કરવેરાના પક્ષમાં જ હોય તે દેખીતું છે કારણ કે તેઓ તો આને પરિણામે પોતાની બદનામી થશે અને પ્રજામાં પોતે અપ્રિય થઈ પડશે તેવો ડર લાગતો હતો. વળી કરવેરામાં વધારો ન કરવાથી મિનિસ્ટરોને કેન્દ્ર પાસેથી સહાય માગવામાં પણ વધુ અનુકૂળતા ઊભી થશે. વળી ધારાસભા પણ મિનિસ્ટરો તરફ કૂણું વલણ તો જ ધરાવી શકે, જો તેઓ ઓછામાં ઓછું ખર્ચતાં. જો કે આ ઓછા ખર્ચને પરિણામે વિકાસ કાર્યો ઉપર કાપ આવે છે તે જાતની કાળજી ધારાસભા લેશે નહિ તે પણ એટલું જ સ્પષ્ટ છે.

આમ કાઉન્સિલના ગવર્નર અને મિનિસ્ટ્રીના ગવર્નર, કોઈપણ જાતના નવા મહેસૂલના અભાવે પણ વિકાસ કાર્યો ચાલુ રાખવા માટે જો કટીબદ્ધ બની જશે નાણાની જોગવાઈ માટે એકબીજાને દબાણ કરશે અને પરસ્પર સંઘર્ષ ઉત્પન્ન થશે. કાઉન્સિલના ગવર્નરને કારોબારીનું અને ગવર્નર ઈન મિનિસ્ટ્રીને ધારાસભાનું પીઠબળ મળશે અને આમ આ સંઘર્ષ તેની ચરમસીમાએ પહોંચશે. ધારાસભા કરવેરાની વિરોધમાં હોવાથી ગવર્નર ઈન કાઉન્સિલ કોઈ પણ જાતની કાપકૂપના પક્ષમાં હોઈ શકે નહીં. જ્યારે ગવર્નર ઈન મિનિસ્ટ્રી વિસ્તરણના પક્ષમાં હોવાથી, આ બંને વચ્ચે, પ્રાંતીય નાણાતંત્રમાં કોઇ સુમેળભર્યું વાતાવરણ નજીકના ભવિષ્યમાં ઊભું થાય તેવી આશા રાખી શકાય નહિ.

દ્વિમુખી શાસન પદ્ધતિમાં નાણાની સમતુલા જાળવવું શક્ય નથી એટલે કે દ્વિમુખી શાસન એ યોગ્ય પદ્ધતિ નથી. દ્વિમુખી પદ્ધતિ જો યોગ્ય ન હોય તો આ સરકાર નિષ્ફળ જવાનાં કારણો ક્યાં છે તે શોધવું જોઈએ. હવે આ સરકાર' નિષ્ફળ જાય છે તેનાં કારણોમાં મુખ્ય એ છે કે સારી સરકાર અથવા સક્ષમ સરકારનો એક પાયાનો સિદ્ધાંત છે કે સમગ્ર તંત્રમાં સહિયારી જવાબદારીની ભાવના જોઇએ એ સિદ્ધાંતનું જ અહીં ઉલ્લંઘન થાય છે. આખા વહીવટને જો ખૂબ જ સરળ અને સર્વસ્વ રીતે ચલાવવો હોય તો બધા જ વિભાગો તથા વિષયો વચ્ચે એક કડી એવી જોઈએ જે વ્યક્તિઓ કાર્ય કરતી હોય તેમના વિચારોમાં એકસૂત્રતા હોવી જોઈએ. થતાં કાર્યો વચ્ચે સુસંગતતા હોવી જરૂરી છે. પ્રથમ દષ્ટિએ એવું લાગે છે કે વિવિધ વિષયો તથા વિભાગો પરસ્પરથી જુદા છે અને તેમની વચ્ચે કોઇ સંબંધ દેખાતો નથી પણ આ બધાને સાચવવા માટે એક સળંગ સંગતતા જરૂરી બને છે. આખરે તો આ બધાની જેના ઉપર અસર થવાની છે તે પ્રજાને બીજી પ્રજાથી એક પ્રદેશમાં આવેલા વિવિધ વિસ્તારોને બીજા વિસ્તારથી જુદા પાડી શકાય નહિ. વહીવટની દષ્ટિએ કાર્યની સરળતા માટે કાગળ ઉપર કદાચ જુદા પાડવું જરૂરી હોય તેમ છતાં વાસ્તવિક દષ્ટિએ તે એક જ છે અને જુદાં પાડવાનાં તેની પાછળનો જે મૂળભૂત ઉદ્દેશ્ય છે તે જ માર્યો જાય તેવું બને. અને દ્વિમુખી શાસન પદ્ધતિમાં એવું જ બન્યું છે. એક વિભાગનું અધુરૂં કાર્ય બીજા વિભાગના સાથ અને સહકાર વગર અધુરૂં જ રહે અને જ્યાં સુધી બીજા વિભાગની સંપત્તિ અથવા ટેકો ન મળે ત્યાં સુધી તેની અપૂર્તતા તેમજ રહેવાની. આ જાતની પરિસ્થિતિના

નિવેડા માટે બીજી કોઈ પ્રથા જરૂરી છે. સહિયારી જવાબદારીની ભાવના દ્વિમુખી પદ્ધતિમાં હોઈ શકે નહિ અને જેમ હર્ન નોંધે છે તે માટે[1] દરેક મિનિસ્ટર પોતાના વિભાગના માણસોના એજન્ટ તરીકે કાર્ય કરે છે અને જ્યારે પણ તેના દ્વારા કંઈક અજુગતું થાય ત્યારે તે સમગ્ર ગૃહને જવાબદાર હોય છે અને ખુલાસા ગૃહને આપવા પડે છે જ્યારે કંઈક મડાગાંઠ પડે ત્યારે મિનિસ્ટર પોતાના ગૃહનો મત લઈને આગળ જાય છે. આમાં બુદ્ધિચાતુર્યને ઓછામાં ઓછો અવકાશ હોય છે. જ્યારે બદનામીનો ડર વધુ હોય છે. જ્યારે આની સારણી બનાવવામાં આવે છે ત્યારે કોઈપણ પગલાની જવાબદારી સમગ્ર ગૃહની જાય છે.''

યોગ્ય અથવા અયોગ્ય, એવી સર્વ સામાન્ય પદ્ધતિ જરૂરી છે કે જે સરકારને તેના કાર્યો કરવામાં માર્ગદર્શન આપે અને તેને પરિણામે જવાબદારી પણ સહિયારી જ ગણાય. પણ આ દ્વિમુખી શાસન પદ્ધતિનો સ્વીકાર કરવાને પરિણામે સમગ્ર તંત્ર વિવિધ ભાગોમાં વહેંચાઈ જાય છે અને ખાસ કરીને કારોબારીમાં આ વિભાજન સ્પષ્ટ રીતે દેખાય છે તથા તેમાં પણ માઠાં પરિણામ પણ પ્રજા તથા સરકારે ભોગવવાં પડે છે. આ વિભાજન વિભાગોમાં હોય તે કરતાં વ્યક્તિઓમાં વધુ દેખાય છે. આવા તંત્રને બે ભાગમાં વહેંચ્યું હોવા છતાં તેને માટેની સ્વતંત્ર કારોબારીની રચના કરવામાં આવી નથી એટલું જ નહિ પણ બે સ્વતંત્ર ધારાસભાની પણ રચના કરવામાં આવી નથી. જો આમ કરવામાં આવ્યું હોત તો દરેક પોતાનું કાર્ય પરિપૂર્ણ રીતે કરી શકત, પોતાના કાયદા બનાવવા, વહીવટ માટે નિયમો બનાવવા મહેસૂલ ઉઘરાવવું વગેરેનું આયોજન કરવું, કરવેરાનું માળખું તૈયાર કરવું વગેરે બાબતો અંતે પોતપોતાની રીતે કરવી. તેમના નોકરીના, પેન્શનના, પગારના વગેરે નિયમોને બનાવત. હિંદ સરકારે એવું સૂચન કર્યું હતું કે કારોબારી અને ધારાસભાની સમાંતર પ્રાંતીય સરકારમાં પણ એ જાતનું વિભાજન કરવું જોઈએ જેને લઈને આ આખું કાર્ય યોગ્ય રીતે આગળ વધી શકે. સદનસીબે નવા બંધારણનું આખું માળખું હતું.[2]

---

૧. બ્રિટન ગવર્નમેન્ટ પા. ૨૦૪.

૨.સંયુક્ત અહેવાલ પા. ૧૯૯.

"ખરેખર બુદ્ધિનું તત્ત્વ એમાં નથી કે જે દ્વારા દરેક વિભાગોને તેનાં કાર્યો કરવા માટેની જોગવાઈઓ માટે યોગ્ય સાધનો તથા માર્ગોની ઉપલબ્ધિ કરાવી આપવી જેથી સંઘર્ષ થતો અટકી શકે પણ તેને બદલે બંને વચ્ચે એક પ્રકારનું એવું સામ્રાજ્ય હોવું જોઈએ જેથી તેમની વચ્ચે સરકાર તથા સુમેળભર્યું વાતાવરણ ઉત્પન્ન થાય. "અમારૂં ધ્યેય એ છે કે આ રીતે[1] રચાયેલી સરકાર પોતાનાં કાર્યો યોગ્ય રીતે કરશે. અને પ્રાંતીય બજેટનું કાર્ય સરકારના વિવિધ વિભાગો દ્વારા કરવામાં આવશે પણ આ સમગ્ર કાર્યની જવાબદારી સમગ્ર સરકારની રહેશે."[2]

દ્વિમુખી શાસન પદ્ધતિ એક દૃષ્ટિએ જોઇએ તો શાહી પદ્ધતિ છે કારણ કે તેમાં કેટલીક લાક્ષણિકતાઓ અને વિસંગતતાઓ છે જે સરકારનું યોગ્ય રીતે કાર્ય થાય તેમાં સહાયભૂત બને છે. વિવિધ કાર્યોની દૃષ્ટિએ જોઇએ તો કોઈપણ એક કામની જવાબદારી ચોક્કસ વિભાગ અથવા વ્યક્તિની નક્કી થવી જોઈએ. જો આમ ન થાય તો તે કાર્યમાં રહેલી ઉણપ અથવા ભૂલ માટે કોઈ કાળજી રાખે નહિ અને આમ સમગ્ર તંત્ર ખોરંભે જાય. વળી આ પદ્ધતિમાં એકસૂત્રતા પણ જોઈએ જેથી વિવિધ વિભાગોનાં કાર્યો વચ્ચે સુમેળ સધાય અને એ કાર્યોની એક સંયુક્ત અસર અથવા તેનો સંયુક્ત લાભ પ્રજા મેળવી શકે અને સરકારને તેનો યશ મળે. એકઝીકયુટીવને પોતાનું કાર્ય કરવામાં આ રીતે ખૂબ જ સરળતા રહેશે. જ્યારે મિનિસ્ટરો પોતાના તાબામાં આવતા 'તબદિલ' પ્રકારનાં કાર્યોમાં કંઈક ગુંચવણ અનુભવે અથવા કાર્યપ્રક્રિયામાં ક્યાંક મુશ્કેલ ઊભી થાય ત્યારે તેમને કાઉન્સિલરો તરફથી માર્ગદર્શન મળી રહે અને જ્યારે કાઉન્સિલ તેમના કાર્યમાં કંઇક અવરોધ અનુભવે અથવા જાણે અજાણે તેમને ફાળે આવેલા 'અનામત' પ્રકારનાં કાર્યોના હેતુમાં તેમનાથી કંઈ ક્ષતિ થાય ત્યારે તેમને મિનિસ્ટરો તરફથી સહાનુભૂતિપૂર્વકનું માર્ગદર્શન અને સલાહ સૂચનો મળે. એવી વ્યવસ્થા હોય તો સમગ્ર કાર્ય પદ્ધતિ ખૂબ જ સંતોષકારક રીતે આગળ જઇ શકે. આમ અહીં તો આ જ મુદ્દાને બંને વચ્ચેનો સંઘર્ષનો મુદ્દો બનાવવામાં આવે છે. દ્વિમુખી શાસન અને અરાજકતા અથવા અંધાધૂંધી વચ્ચે ઘણી જ મહત્ત્વની લક્ષ્મણ રેખા છે. આ પદ્ધતિ નિષ્ફળ જવામાં મુખ્યત્વે

---

૧. એજન, પાન ૧૮૦

૨. એજન પાન ૨૦૭

બે કારણો સામાન્ય રીતે જવાબદાર હોય છે. તેમાંનું એક એટલે પ્રાંતીય ધારાસભાનું બેજવાબદારીપણું અને તેની રાજકીય સત્તાનો ઉપયોગ પોતાના સ્વાર્થ અથવા સ્થાપિત હિતો માટે કરવો તે છે અને બીજાનું કારણ મિનિસ્ટરોમાં કાર્યક્ષમતાની ઉણપ છે. જે પ્રાંતીય ધારાસભ્યોની મુનસફી ઉપર આધારિત નથી. પણ જ્યાં સુધી ગવર્નર ધારે ત્યાં સુધી, ઓછામાં ઓછી ધારાસભાની મુદ્દત પૂરતી તો હોય જ છે. ધારાસભા ઇચ્છે ત્યાં સુધી નહિ પણ ગવર્નર ઇચ્છે ત્યાં સુધી અને ધારાસભામાંથી પસંદ કરાયેલા સભ્યોને તે થવું છે તે મિનિસ્ટર તરીકે પસંદ કરે તે ખૂબ જ નુકશાનકારક સાબિત થાય. પુનર્રચનાના ધારામાં આ બાબતને રદ કરવાની દરખાસ્ત હતી. પણ કમનસીબે તેનો અમલ થઈ શક્યો નહિ અને પુનર્રચનાના ધારા બનાવનાર વ્યક્તિઓની દષ્ટિએ આ બાબતના સુધારાથી સમગ્ર તંત્રમાં મોટાભાગનો ફેરફાર થઈ જશે. પણ એ બાબત સુધરી શકી નહિ તે એક કમનસીબ બાબત છે. પરિણામે પુનર્રચનાનો મૂળ હેતુ જ માર્યો ગયો. ગવર્નરનો વિશ્વાસ ધરાવનાર મિનિસ્ટર અને ધારાસભાનો વિશ્વાસ ધરાવનાર મિનિસ્ટર બે તદ્દન જુદી અથવા પરસ્પર વિરોધી બાબતો છે. ઈંગ્લૅન્ડના રાજકીય ઈતિહાસના ૧૮મી અને ૧૯મી સદીના ગાળાને જોતાં સમજાશે કે આ બે બાબતો પરસ્પરથી કેટલી વિરોધી છે જેના વિરોધમાં ઈંગ્લૅન્ડનો ઈતિહાસ સાક્ષી પૂરે છે તે બાબતનો સ્વીકાર કરવામાં આવ્યો છે તેની પાછળ ચોકક્સ કારણો હોવાં જોઈએ. આને માટે દેખીતી રીતે[1]. જે કારણ પ્રથમ નજરે ચડે છે ને એ છે કે, ધારાસભા

"પાસે મિનિસ્ટરને ડીસમીસ કરવા માટેનો કોઇ અનુભવ નહોતો અને તબક્કાવાર કેવું પરિણામ આવે છે તેવો કોઈ અનુભવ નહોતો. પ્રતિનિધિત્વ ધરાવતી એસેમ્બલીના કયા અધિકારો છે અને તે અધિકારોને કેવી રીતે ઉપયોગમાં લઇ શકાય તે માટેનું જ્ઞાન હિંદમાં કોઈ પાસે નથી. આ બાબતો માત્ર સાંભળવા અથવા વાંચવા માત્રથી નહિ પણ જાત અનુભવથી જ શીખી શકાય છે. ધારાસભામાંથી કોઇપણ મિનિસ્ટરને નિમણૂંક આપતાં અને આ નિમણૂંકને પરિણામે તેની મુદ્દત નક્કી કરવાની કેટલીક શરતોનું માળખું તૈયાર કરતા, મિનિસ્ટરોમાં જવાબદારીની ભાવના ઉત્પન્ન થાય છે. અને આ જવાબદારી ની જાગૃતિ જ તેને યોગ્ય રીતે કાર્ય કરવામાં સહાયભૂત બને છે. જ્યારે આ

૧. સંયુક્ત અહેવાલ પાન ૧૮૧.

પ્રક્રિયા થાય છે તે જ વખતે મિનિસ્ટર પોતાની ધારાસભાને વફાદાર રહેવાની તથા પોતાને સોંપેલાં કાર્યોમાં પોતે કેવા પ્રકારની અને કેટલી જવાબદારી પૂરી કરવાની છે તેની જાગૃતિ કેળવવી તે પ્રત્યે સભાન બને છે. આમ બે જવાબદારીનો પ્રશ્ન આપોઆપ જ પૂરો થઈ જાય છે.''

ઉપરના મંતવ્યનો સ્વીકાર કરી શકાય તેમ નથી. એક દૃષ્ટિએ જોઈએ તો આ વાત સામાન્ય બુદ્ધિમાં ઉતરી શકે તેમ નથી. જો માનવી દરેક વસ્તુ અનુભવથી જ શીખે પોતાના વર્તન અને વ્યવહારમાં મૂકવા માગતો હોય અને તે સિવાય વ્યવહારની યોગ્યતા માટે બીજો કોઈ માર્ગ ન હોય તો વ્યક્તિ ક્યારેય પોતાના કાર્યમાં સફળ થઈ શકે નહીં કારણ કે પોતાના જ અનુભવ ઉપરથી શીખીને આગળ વધવું લગભગ અશક્ય છે. અને બીજાને આધારે જ માણસે મોટા ભાગે પોતાનો જીવન રાહ નક્કી કરવાનો હોય છે. તદ્ઉપરાંત જ્યારે એક સભ્ય જે અત્યાર સુધી ધારાસભાના સભ્યપદ માટે રહ્યો છે તેને જ મિનિસ્ટ્રીમાં નિમણૂંક આપવાની નથી. કારણ કે ધારાસભામાં અત્યાર સુધી રહેલ વ્યક્તિ મોટાભાગની બાબતોથી વાકેફ બને છે અને આ દેશના મિનિસ્ટર તરીકે સફળ કાર્ય કરી શકે. જો કે ઇંગ્લેન્ડના બંધારણના બારામાં ઓસ્ટિનનું[૧] કહેવું છે કે ''આમ સભાના સભ્યોએ માત્ર ટ્રસ્ટી તરીકે જ કામ કરે છે. અને તેઓ તો તેમણે ચૂંટેલા માણસોને જ વફાદાર હોય છે.'' રાજનૈતિક અર્થમાં કહીએ તો ચૂંટનાર વ્યક્તિ સરકારમાં ખૂબ જ મહત્ત્વનું સ્થાન ધરાવે છે કારણ કે એનો મત અને મંતવ્ય જ સમગ્ર સરકારની રચના કરે છે અને પ્રતિનિધિઓએ તેમને વફાદાર રહેવાનું હોય છે. તેઓ વધુમાં વધુ માન મળવું જોઇએ પણ પ્રો.ડાઇસીના નિર્દેશ પ્રમાણે.[૨]

''કોઈપણ બંધારણ જે ચૂંટનાર વ્યક્તિને સરકાર રચવા માટેની સત્તા આપે છે. તે બંધારણ પ્રમાણે જ ચૂંટનાર વ્યક્તિના કાનૂન બનાવવાના અધિકાર સાથે સુસંગત નથી. તેમાં ચૂંટનારના વ્યક્તિના મહત્વને મૂકવામાં આવતું મતદારને ઇંગ્લેન્ડ અને હિંદના બંધારણ રાષ્ટ્રના પ્રમાણેનો જો કોઈ મૂળભૂત અધિકાર હોય તો તે લોકસભાના સભ્યને ચૂંટવાનો. આ પછી તેના અધિકારની સમાપ્તિ થઈ જાય છે. પાર્લામેન્ટના મેમ્બરને કાયદો બનાવવાની પ્રક્રિયામાં અને તે

---

૧. જ્યુરી સ્પ્રુડન્સ ગ્રંથ ૧ ૪થી આવૃત્તિ પાન-૨૫૩

૨. Law of the Coustitution ૮મી આવૃત્તિ ૧૯૧૫. પાન ૫૭

માટેની શરૂઆતમાં કોઇપણ જાતની સલાહ સૂચનાઓ મતદારે આપવાના હોતા નથી. કોઈપણ કાયદો મતદારના મત સાથે મળતો નથી માટે અયોગ્ય છે તેવું કોઇપણ કોર્ટ કહી શકશે નહિ.''

અને આ મંતવ્ય હિંદના મતદારનું સ્થાન નિશ્ચિત કરે છે. આવા ક્ષુલ્લક અસ્તિત્વ તરફ મિનિસ્ટરને જવાબદાર ગણવા એ મિનિસ્ટરને બેજવાબદાર થવા માટે પૂરતું પરિબળ છે. હવે આખું બંધારણ બનાવનાર માણસો મિનિસ્ટરની નિમણૂંક કરવા પહેલાં આ જાતની હકીકતથી વાકેફ નહોતા તેમ માનવુ યોગ્ય નથી. થોડાક વિશ્લેષણ પછી દેખાય છે કે આમ કરવાનું કારણ એ હતું કે મિનિસ્ટરની આ જાતની નિમણૂંક પાછળનો હેતુ એ હતો કે જેથી તે અનામત પ્રકારની પ્રજાનાં કાર્યોમાં વધુ રસ લઈ શકે છે અને તેમને માટે નક્કી કરેલા હેતુઓને તે પાર પાડી શકે. સાથે સાથે આ મિનિસ્ટરને ધારાસભા દૂર ન કરી શકે તેવી જોગવાઈ પણ કરવામાં આવી હતી જેથી ધારાસભામાં કોઈપણ ડર વગર તે પોતાનાં કાર્યો નિર્ભય રીતે કરી શકે.

પણ મિનિસ્ટરો ધારાસભાના પ્રતિકારથી તદ્દન અલિપ્ત તો રહી શકે જ નહિ. કોઈપણ મિનિસ્ટર જે કાઉન્સિલર સાથે હાથ મિલાવી, ધારાસભાની સાથે ચલાવનાર ઊભો કરે અથવા ધારાસભાને ગણકારે નહીં તેને તેની ભૂલોની સજા બજેટની બેઠક દરમિયાન ધારાસભા દ્વારા તો ભોગવવી જ પડે છે. મિનિસ્ટર દ્વારા મૂકાયેલા દરખાસ્તોને તદ્દન નામંજૂર કરવી અને નવા મિનિસ્ટરને તેમાં ધરમૂળથી ફેરફારો કરવાની ફરજ પાડવા માટે ધારાસભા યોગ્ય પગલાં લઇ શકતી હતી અને આમ મિનિસ્ટરને તેની ભૂલ માટેની કિંમત ચૂકવવી પડતી હતી. આમાં મિનિસ્ટર પોતે અથવા તો સરકાર કાંઇ કરી શકે તેમ હતું નહિ. આ પરિસ્થિતિનો માત્ર એક જ ઉકેલ હતો અને તે એ કે તેણે રાજીનામું આપવું.

ગમે તેમ આ પરિસ્થિતિ જેણે દ્વિમુખી શાસન પદ્ધતિને મરતાં બચાવી તે તો અલ્પજીવી હતી. રાજકીય દષ્ટિએ જોતાં આમાં પરિવર્તનો તો અનેક થાય છે અને તે બધાં જ ક્ષણજીવી પૂરવાર થાય છે. અને મિનિસ્ટરો તેમની મુદતની બીજી ટર્મથી ધારાસભા પ્રત્યે વફાદારી બતાવવાથી સમજાશે આમ તો પરિબળો જરૂરી છે તેમને પહેલાં કરતાં વધુ સજ્જ બનાવી શકાય. અને જ્યારે દ્વિમુખી શાસન ખરેખર મરવા પડ્યું હોય ત્યારે આ કાર્ય વધુ ઝડપથી થઇ શકે છે.

મિશ્રિત જવાબદારીવાળા અધિકારીઓ, વિભાજિત જવાબદારીઓ, કાર્યની વહેંચણી, સત્તાઓના નિયંત્રણ માત્રથી સારી સરકાર પામી શકે નહી અને જો સરકાર સારી ન હોય તો તેને પરિણામે પ્રબળ નાણાકીય તંત્ર પણ અસ્તિત્વમાં આવી શકે નહિ. આનો એક જ ઉકેલ છે કે અને તે એ કે સમગ્રતયા જવાબદાર છે. એક સરકારની રચના કરવી જોઈએ અને આ રચના માટે જરૂરી વસ્તુ છે કે તેની રચના માટેનું તંત્ર એક અને અવિભાજ્ય હોવું જોઈએ. આ બાબતમાં જેમ અને તેમ પ્રાંતીય પગલાં લેવાય તે વધુ હિતાવહ છે અને એક વસ્તુ નોંધપાત્ર છે કે દ્વિમુખી શાસન પદ્ધતિ એ તો એક પગથિયું માત્ર છે. માત્ર આ સંક્રાતિકાળને વટાવવો એજ જરૂરી છે. પ્રશ્ન એ છે કે આ સંક્રાંતકાળ કેટલો લાંબો છે તે સમજવું અને સહન કરવું જરા મુશ્કેલ છે. અત્યારે દ્વિમુખી શાસન પદ્ધતિ ચલાવવા પાછળના મુદ્દા તરીકે એમ કહી શકાય કે હિંદનાં પ્રજા અને મતદાર હજી કે વારસ નથી. તે શિક્ષણ અને અનુભવના અભાવે પોતાનું હિત શેમાં છે તે નક્કી કરવા શક્તિમાન નહી પરિણામે તેણે લીધેલો નિર્ણય કદાચ તેને પોતાને તથા તેના દેશ માટે લાંબે ગાળે નુકશાનકારક સાબિત થાય તેમ છે.

તેની જરૂરિયાતોને સમજવા તથા તે જરૂરિયાતોના સંદર્ભમાં લેવાતા જરૂરી પગલાંની બાબતમાં બૌદ્ધિક રીતે હિંદનો મતદાર હજી કેળવાયેલ નથી. આ સાથે થોડીક હિંદીઓ શિક્ષિત છે તેઓ આગળ આવી રાજકારભારમાં પોતાનું મહત્ત્વ સ્થાપિત કરે અને સમગ્ર જનસમુદાય જે મોટેભાગે અભણ છે, તેને ગેરમાર્ગે દોરી પોતાનો હેતુ સિદ્ધ કરે. સાથે સાથે પછાત જનસમુદાયનું શોષણ કરે તેવું પણ શક્ય છે. આ કારણોને લઈને જે વ્યક્તિ રાજકારભારમાં પગ મૂકે તેને એટલું ભાન કરાવવું જોઈએ કે તેનું કાર્ય પોતાના દેશ માટે સેવા કરવાનું છે અને કોઈપણ હિસાબે સમાજનું શોષણ ન થાય તે તેણે જોવાનું છે. વળી પોતાના અધિકારો અને ફરજો પ્રત્યે તે સંપૂર્ણ રીતે જાગૃત બનીને જ કાર્ય કરે તે ખૂબ જ જરૂર છે. જ્યાં સુધી સામાન્ય લોકોમાં રાજદ્વારી જાગૃતિ ન આવે અને પોતાનો કારભાર ચલાવવામાં તે નિપુણ ન બને ત્યાં સુધી આ દ્વિમુખી શાસન ચલાવવું અનિવાર્ય બની જાય છે.[૧] વળી બીજે પક્ષે એવું પણ કહેવાય છે કે આવી રીતે રાહ જોવાની જરૂર નથી કારણ કે :

૧. માનનીય વી.જે.પટેલ અને માધવરાવના ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા બિલ ઉપર જોઈન્ટ ઝીલકેટ કમિટી આગળ આપેલા પુરાવાના હાઉસ ઓફ કોમન્સ ૧૯૧૯ના રીટર્નના પાન ૧૦૬નો સંદર્ભ.

''દરેક દેશમાં શરૂઆતમાં તો સમગ્ર દેશના વહીવટની જવાબદારી તેમાંના થોડાક માણસોને જ સોંપવામાં આવે છે અને સરકાર તો ગણ્યા ગાંઠ્યા શિક્ષિત માણસોના હાથમાં જ છે જેઓ દેશના બીજા લોકોના હિતનો વિચાર કરે છે. તેઓ શિક્ષણનો વ્યાપ વધારવામાં અને મતાધિકાર માટે લોકોને કેળવવામાં રસ ધરાવે છે.''

આ એક એવી દલીલ છે જે હિંદના લોકો દ્વારા વારંવાર શાસકો આગળ રજૂ કરવામાં આવે છે. આ દલીલ કરવામાં મુખ્યત્વે રાજકીય અને સામાજિક રસ ધરાવનાર વ્યક્તિઓ વધુ ભાગ લે છે. જો આટલો ત્રાસ જુલમ અને કનડગતની વાત બાજુએ રાખી છે તો હિંદમાં મૂઠ્ઠીભર માણસોએ સામાન્ય માનવી ઉપર ત્રાસ ગુજારવામાં બાકી રાખ્યું નથી તે વાતની ના કહી શકાશે નહિ. આમ આ મુદ્દા ઉપર કોઈપણ દેશને પોતાનું તંત્ર સોંપવું નહિ તેવું ક્યાંયે ઇતિહાસમાં જોવા મળ્યું નથી. અમેરિકા અને જાપાનમાં પણ નિગ્રો તથા હીટાઓ ઉપર ત્રાસ ગુજારવામાં આવતો હતો પણ સરકાર પાસે લશ્કરી તાકાત હોવાથી આ પરિબળ ક્યાંયે દેખાતું નહોતું. કહો કે તેની ચર્ચા ક્યાંયે થતી નહોતી. લશ્કર અને નૈતિક પરિબળો આઝાદી મેળવવા માટેનાં મુખ્ય બળો છે. જેની પાસે લશ્કરી બળ ન હોય. તેઓને તો બળ દાખવવું પડે છે. સામાજિક સ્વરૂપની આઝાદી ક્યારે મેળવશે તે તો હિંદના લોકોના જ હાથમાં છે.



## ધી ઈકોનોમિક જર્નલ
## રોયલ ઈકોનોમિક સોસાયટીનું સામયિક
## સંપાદક : જે. એમ. કેની અને ડી. એચ. મેકગ્રેગર
## ગ્રંથ ૩૯
## લંડન, મેકમિલન એન્ડ કં.લિ.
## ન્યૂયોર્ક ધી મેકમિલન કંપની : ૧૯૨૯.

પાના ૧૧૧ : સમીક્ષા
લેખક : બી. આર. આંબેડકર
(લંડન : પી.એસ.કીંગ એન્ડ સન્સ પૃષ્ઠ ૨૧,
+ ૨૮૫, ૧૫ S.)

આ સમૂહમાંથી માત્ર બે આપણા ધ્યાનમાં વધારો કરવાનું કાર્ય કરે છે. જ્યારે બાકીની સામગ્રી હિંદી વિદ્યાર્થીઓના પાઠયપુસ્તક તરીકે કામમાં આવે તેવી છે. શ્રી આંબેડકરે તરછોડાયેલી વાતને કેન્દ્રમાં લાવવાનું અને તેને વધુ આકર્ષક બનાવવાનું કાર્ય કર્યું છે. આ તેમની આવડતનો વિષય છે. અને તેમણે ખૂબ જ ઉમદા તથા વાંચવાલાયક પુસ્તક બનાવ્યું છે. પ્રાંતીય નાણાતંત્રનો વિષય, હિંદ ઉપર લખનાર લેખકો દ્વારા લગભગ અવગણાયો છે અને સરકારી અહેવાલો તથા નિવેદનો સિવાય તેનો ઉલ્લેખ જવલ્લેજ બીજે જોવા મળે છે. બ્રિટિશ હિંદમાં પ્રાંતીય નાણાતંત્રનો વિકાસ અને એક રીતે જોઈએ તો ઐતિહાસિક દષ્ટિબિંદુથી લખાયો. અતિ મહત્ત્વની પ્રસ્તાવના છે. જો કે આ સામગ્રી સંપૂર્ણ હોય તેવો કયાંય પણ દાવો કરવામાં આવ્યો નથી તેમ છતાં આ એક ખુબ જ મહત્ત્વનું સર્જન છે. તેની ના કહી શકાય તેમ નથી. આમાં ચાર ભાગ છે. જ્યારે નવુ શાસન શરૂ થતું હતું તે ગાળો એટલે કે ૧૮૩૩થી ૧૮૭૩નો ગાળો ભાગ ૧માં સમાવવામાં આવ્યો છે જ્યારે કેન્દ્રિકરણની પ્રથા નિષ્ફળ ગઇ ત્યારે આ આખી પદ્ધતિના વિરોધીઓ એવું ઈચ્છતા હતા કે હિંદી નાણાતંત્રના વિશાળ ફલક ઉપર સ્થાનિક સરકારને પણ ભાગીદાર બનાવવી. તેમને એજન્ટો અને નોકરોની કક્ષાએ મૂકવા કરતાં તેમને ભાગીદાર બનાવવું વધુ યોગ્ય રહેશે. આમ સંદર્ભ નીચેના સુધારા અસ્તિત્વમાં

આવ્યા. જો કે તેમ છતાં વિરોધ તો ઘણો હતો અને હંમેશા બને છે તેમ તેના ઉકેલ તરીકે દર્શાવવામાં આવે તો માર્ગ એક સમાધાન હતું જેની વિગતો ભાગ-૨માં આપવામાં આવી છે. વિવિધ પદ્ધતિઓનું વર્ણન કરવામાં આવ્યું છે. જેવાં કે ''જોગવાઈઓ દ્વારા બજેટ'' ''સુપ્રત મહેસૂલ દ્વારા બજેટ'' અને ''સંયુક્ત મહેસૂલ દ્વારા બજેટ'' આમાંથી એક પણ પદ્ધતિ અપેક્ષિત પરિણામો આપવામાં સફળ થઈ નહીં. ભાગ-૩ વિશ્લેષણાત્મક છે. અને તેમાં એક ખાસ પ્રયત્ન કરવામાં આવ્યો છે. પ્રાંત અને કેન્દ્રીય સરકારો વચ્ચે ગમે તે જાતના નાણાકીય સંબંધો અસ્તિત્વ ધરાવતા હોય, પ્રાંત કોઈપણ સંજોગોમાં કાયદાકીય રીતે અથવા વ્યવહારમાં સ્વતંત્ર હોઈ શકે નહિ પણ તેનો વહીવટ ખૂબ જ નજીકની કેન્દ્ર દ્વારા નિયમનમાં રાખવામાં આવતો હતો જો કે આ ખૂબજ રસપૂર્ણ સાધન હોવા છતાં લેખક પોતે જેટલું ધારે છે તેટલું તે પાયાની દૃષ્ટિએ મહત્વનું નથી. નવી પુનર્રચના પછીના નાણાતંત્રનો મુદ્દો એ ભાગ ૪નો વિષય છે. જો કે અહીં કરવામાં આવેલી વિષયની માવજત એટલી સારી નથી કદાચ એનું કારણ એ હશે કે તેને આપવામાં આવેલી જગ્યા ખૂબ જ નાની છે અને તે વિષય ખૂબ જટિલ છે. આમાંથી જે નિષ્કર્ષ તારવ્યો છે તે એ છે કે અત્યારે અસ્તિત્વ ધરાવતી દ્વિમુખી શાસન પદ્ધતિમાં સારા નાણાતંત્રની અપેક્ષા રાખી શકાય નહિ અને તે ચોકકસ રીતે ખૂબ જ મુશ્કેલ છે.

મહત્ત્વના વિવાદાસ્પદ વિષયને તટસ્થ રીતે ચર્ચવા માટે લેખક અભિનંદનને પાત્ર છે.

ડબલ્યુ એમ. થેચર



# ગ્રંથ : ૧૬
# ઈસ્ટ ઈંડિયા કંપનીનો વહીવટ અને નાણાકીય બાબતો

## શબ્દસૂચિ


અફીણ મહેસુલ ૬૨
અશ્વ સેના ૮૦
ઇસ્ટ-ઇન્ડિયા-કંપની ૪, ૧૦, ૪૬, ૬૯ અનેક વખત
૧૮૫૮ નો કાયદો ૩૮, ૩૯, ૫૮
ગર્વનર જનરલ ૮, ૯, ૧૦, ૬૫, ૬૭, ૬૮, ૧૩૩, ૩૧૪ અનેક વખત
ગુલામી - પ્રતિબંધક ધારો ૨૬૦
ગણોત ધારો ૨૬૦
છૂટાછેડા - ધારો ૨૬૦
જસ્ટીસ ઓફ પીસ ૬૫, ૬૬
જકાત ૧૮
જમીન મહેસુલ ૨૧
તોપખાનુ ૮૦
દ્વિમુખી શાસન પદ્ધતિ ૧૪૯
ધારાસભા ૩૪૮
પ્રાંતીય વિષયો ૨૮૯
પાયદળ ૮૧
પ્રાન્તિય નાણાતંત્ર ૧૪૭,૧૭૫,૨૦૭,૨૦૮,૨૦૯,૨૧૦,૨૧૧, ૨૧૨,૨૧૫,૨૧૬,૨૧૭,૨૧૮,૨૨૪,અનેક વખત
પ્રાન્તિય સરકાર ૨૨૪,૨૪૧,૨૪૨,૨૪૩,૨૪૪,૨૪૫,૨૪૬,૨૫૩, ૨૮૪,૨૮૫,અનેક

| | |
|---|---|
| પાર્લામેન્ટરી શાસન પદ્ધતિ | ૨૫૬ |
| પ્રમુખ પદ્દતિ | ૨૫૬ |
| બોર્ડ ઓફ કન્ટ્રોલ | ૬ |
| ફાળવણીના હુકમ | ૩૪૩ |
| મહેસુલ-પદ્ધતિ | ૧૩,૧૯,૩૦,૩૧ |
| મીઠા પરનો વેરો | ૧૭,૨૬૨ |
| મુલ્કી નાણાંકીય બાબતો | ૬૧,૬૨ |
| મિનિસ્ટર | ૩૫૦ |
| રૈયતવારી પદ્ધતિ | ૧૫,૧૬ |
| સુરંગખાતુ | ૮૦ |
| સંસ્થાનવાદ | ૬૫,૮૯,૯૦,૯૧,૯૨,૯૩,૯૪,૯૫,૯૬,૯૭, ૯૮, ૯૯, ૧૦૦ |
| સુપ્રિમ કાઉન્સિલ | ૮ |
| સમવાય તંત્ર | ૮૯,૯૯,૧૦૫,૨૩૫ |
| સામ્રાજ્યવાદ | ૯૮,૯૯,૧૦૫,૧૦૬,૧૧૧,૧૯૮ |
| સતિ પ્રતિબંધક ધારો | ૨૬૦ |
| સુપ્રત કરવાના હુકમ | ૩૪૨ |
| શાહી વ્યવસ્થા તેની પડતી અને વિકાસ - | ૬૪,૬૫,૬૬,૬૭,૬૮, ૬૯,૭૦,૭૧,૭૨,૭૩,૭૪,૭૫,૭૬,૭૭,૭૮,૭૯,૮૦, ૮૧,૮૨,૮૩,૮૪,૮૫ |
| હિન્દ સરકાર | ૧૩૦,૧૪૯,૧૬૭,૧૮૮,૨૧૬,૨૩૧,૨૩૩,૨૩૫, ૨૪૭,૨૫૩,૨૫૫,૨૮૬,અનેક વખત |
| હિંદું વિધવા પુનઃ લગ્ન ધારો | ૨૬૦ |
| હેબીયર્સ - કોપર્સ - એક્ટ - | ૨૬૨ |
| હિન્દ-બંધારણ | ૨૬૪ |
| હિંદનું દેવું | ૩૬ |

# નામસૂચિ


| | |
|---|---|
| આલબુબર્કો | ૧૧ |
| અંગ્રેજો | ૫૦ |
| ડૉ. આંબેડકર | ૧,૫૧,૫૭,અનેક બાબત |
| કલાઈવ | ૧૧ |
| કાર્નવાલીસ | ૧૧,૧૩ |
| ડી-કોલોન | ૨ |
| જહોન સ્ટ્રેચી | ૧૪૩,૧૪૫ |
| ડૉ. આંબેડકર સંશોધન સંસ્થા નાગપુર | ૮ |
| ડીસરાઈલી | ૪૨ |
| ડેલહાઉસી | ૨૧ |
| બ્રિટિશ સલ્બતત | ૪૩,૨૩૫ |
| બ્રિટિશ પાર્લામેન્ટ | ૧૦૫,૨૫૯ |
| બિહાર | ૩૦૮ |
| મેકબેથ | ૧૧ |
| માલ્કામો | ૧૧ |
| મુસલમાન | ૪૫,૨૬૩,૨૬૫ |
| રોબીન્સન | ૫૪ |
| આર.સી.સી. | ૪૭ |
| રોમેશ ચંદ્ર સી | ૩૫ |
| લોર્ડ લોરેન્સ | ૮૫ |
| લોર્ડ માર્લબ | ૨૩૨ |
| લોર્ડ પામરસ્ટોન | ૪૨ |
| લોર્ડ ડર્બી | ૪૬,૪૮,૪૮ |
| વિલ્સન ચર્ચીલ | ૧૦૯,૨૧૧ |
| વીન્ગેર ઇંગ્લીશ | ૪૪ |
| સેક્સપીયર | ૫ |
| સીઝર | ૨૬૫ |
| સેલીમન | ૫૭,૩૮૦ |
| સમાજીરાવ ગાયકવાડ | ૫૨ |

# સ્થળસૂચિ


અવધ ૧૧૭,૧૪૮,૧૬૩

આસામ ૧૭૮,૩૨૧,૩૨૬

ઓરીસ્સા ૩૦૮,૩૨૬

ઈંગ્લેંડ ૫૦,૮૬૫,૩૫૧

અમેરીકલ ૩૫૪

કલકત્તા ૮,૨૧

કોલંબીપ : યુનીવર્સિટી ૧,૨

ગ્રેહબ્રિટન ૫,૨૦

જાપાન ૩૫૪

ન્યુયોક ૧

નાગપુર ૧,૨

પેશાવર ૨૭

પંજાબ ૫૭,૧૧૭,૧૫૬,૧૬૩,૧૭૮,૬૨૬

બંગાળ ૮,૯,૧૬,૧૮,૬૯,૮૩,૧૦૪,૧૫૦,૧૬૩,૧૮૦,અનેક વખત

બર્મા ૧૬૩,૧૭૮,૩૧૧,૩૨૬

બિહાર ૩૦૮,૩૮૬

મદ્રાસ ૮,૧૮,૨૭,૬૮,૮૩,૯૩,અનેક વખત

મુંબઈ ૮,૯,૧૮,૨૭,૬૮,૪૩૮,૧૫૫,૧૭૮,૧૭૯ અનેક વખત

સંયુક્ત પ્રાંત ૩૧૨,૩૨૬






૨૬મી જાન્યુઆરી ૧૯૫૦ના દિવસે આપણે વિરોધાભાસોભરેલી જિંદગીમાં પ્રવેશી રહ્યા છીએ. રાજકીય જીવનમાં તો આપણે સમાનતા ભોગવીશું. જ્યારે સામાજિક અને આર્થિક જીવનમાં અસમાનતાની બોલબાલા બરકરાર હશે. રાજનીતિમાં આપણે એક વ્યક્તિ એક મતના સિદ્ધાંતને માનીશું. જયારે આપણાં સામાજિક અને આર્થિક વ્યવસ્થાને કારણે એક વ્યક્તિ એક મૂલ્યના સિદ્ધાંતનું આપણે ખંડન કરતાં હોઈશું. આવું વિરોધાભાસપૂર્ણ આવું જીવન લાંબા સમય સુધી ચાલતું રાખીશું, અને એનું ખંડન નહીં કરીએ તો આપણે આપણાં રાજનૈતિક જીવનને જ ખતરામાં મૂકી દઈશું. આપણે તાત્કાલિક ધોરણે આ વિરોધાભાસોને ખતમ કરવા પ્રવૃત્ત થવું પડશે. નહીં તો જે લોકો અસમાનતાથી પીડાય છે, શોષાય છે તેઓ આ રાજનૈતિક લોકતંત્રને જેની આપણી બંધારણસભાએ પરિશ્રમપૂર્વક સ્થાપના કરી છે એને જ ખતમ કરી દઈશું.

**ડૉ. બાબાસાહેબ આંબેડકર**

૨૬મી જાન્યુઆરી ૧૯૫૦ના દિવસે
બંધારણ સભામાં આપેલ પ્રવચનમાંથી